આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર
સહતંત્રી : શ્રી. વનમાળા દેસાઇ બી. એ.
લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.

પુ. ૪૦ મું ] માર્ચ : ૧૯૪૩ [ અંક ૧લો.

## અનુક્રમણિકા



— બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના




પુસ્તક ૪૦મું | માર્ચ : ૧૯૪૮ | ગુજરાતી અંક ૬ ઠો




૧૨
૧૯-૨

# વસન્ત-પૂજા

આવી વસન્ત, વેલી ફૂલડે છવાઇ,
સૌરભભર વાયુ રહ્યા વાઇ:
વસંતિકા ! આવો વસન્તદેવ પૂજવા !—ધ્રુ.

કોકિલા બજાવે છે મધુરી શી ખંજરી,
પૂજન-થાળ ભરી આમ્રતણી મંજરી,
આશા ને કોડભરી નીસરી હું સુન્દરી !
આવો વસન્તદેવ પૂજવા :
વસંતિકા ! આવો વસન્તદેવ પૂજવા !

ઝીણાં ઝરણાંઓ કંઇ ગાતાં પ્રણયગાન,
તીરેનાં હરણાંઓ નૃત્યે થાતાં મસ્તાન,
કુમળોની કુંજ માંય ભ્રમરો લેતા તાન :
આવો વસન્તદેવ પૂજવા :
વસંતિકા ! આવો વસન્તદેવ પૂજવા !

ઉરઉરમાં જાગે છે પ્રેમતણી ભાવના,
વિધવિધ વસન્તવેશે સોહાતી યૌવના,
ચાલો લઇએ આજ વસન્ત વધામણાં !
આવો વસન્તદેવ પૂજવા :
વસંતિકા ! આવો વસન્તદેવ પૂજવા !

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

# રસમાલણને

આવો રસમાલણ હો, મ્હારે બગીચે;
રેલાય રંગ રસરેલ, રસમાલણ હો
મ્હારે બગીચે.—

મ્હારો બગીચો હો કે જગના ચોકે રસમાલણ;—
સુધા જળે સિંચેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારે બગીચે હો કે રોપલા રૂડા રસમાલણ;
વિલસે છે નાગરવેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારે બગીચે હો કે ફૂલડાં મ્હોરે રબારણ;
મીઠી સુગંધિ ભરેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારે બગીચે હો કે કુંજ નિકુંજે રસમાલણ;
પુષ્પોના પુંજે લચેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારે બગીચે હો કે ડાળે માળે રસમાલણ;
પંખીડાં કરતાં ગેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારે બગીચે હો કે હૂંધલી ચંદા રસમાલણ;
રૂપેરી તેજે ઢરેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારે બગીચે હો કે ઉષાના ઉજાસ ઉમંગી;
છલકાય હૈયાની હેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારે બગીચે હો કે ફૂટતા ફૂવારા રસમાલણ;
અઢળક મોતીડે મઢેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારે બગીચે હો કે લીલા લહેરો રસમાલણ;
સંદેશા દેવના દીધેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

મ્હારો બગીચો હો કે મહેક મહેક મહેકે રસમાલણ;
એક, અજોડ, અલબેલ, રસમાલણ હો
મ્હારે બગીચે—

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# સંસ્કાર અને ઉચ્ચ કેળવણી

લેખિકા : શ્રી. વનબાળા હ. દેસાઇ

યુગે યુગે સંસ્કૃતિઓ બદલાય છે. ને તેની છાપ-ઉંડી અસર વ્યક્તિનાં જીવન ઉપર રહી જાય છે. પરિસ્થિતિ પ્રમાણે તેને વેગ મળે છે. જૂના કાળના લોકોમાં પણ ધર્મની, ઇશ્વિર પ્રત્યેની, રૂઢિ પ્રત્યેની, એમ બધી ભાવનાઓ હતી. પરંતુ તેમને સંસ્કાર ખીલવવાની તકો મળી ન હતી, સામગ્રીઓ ન હતી. તેમ છતાં પ્રજાઓ ધીમે ધીમે સંસ્કારમાં આગળ વધી છે. અત્યારના મોટા ભાગના લોકો જ્ઞાન અને સંસ્કારને એક ગણે છે; વસ્તુતઃ તેમ નથી. જ્ઞાન તે સાધન છે: સંસ્કાર તે પરિણામ છે. જેવી રીતે બીજે માળ જવાને માટે નીસરણીની જરૂર પડે છે તેવી રીતે ઉત્તમ સંસ્કાર પ્રાપ્ત કરવાને માટે જ્ઞાનરૂપી નીસરણીની જરૂર છે.

હવે આ જ્ઞાન કોને કહેવું ! એ એક પ્રશ્ન છે ! શિક્ષણ એટલે મનુષ્યની અંદર જે ગૂઢ શક્તિઓ છે તેનો વ્યવસ્થિત રીતે વિકાસ કરવો-તેને ખીલવવી તે શિક્ષણ. આજે એ ગૂઢ શક્તિઓ ખિલવવા માટે શિક્ષણસંસ્થાઓ અનેક પદ્ધતિઓ અખત્યાર કરે છે. ખરી રીતે આ પદ્ધતિઓથી જ શિક્ષણનું હીર ચુસાઇ જાય છે. એમાં તો નરી આત્મવંચના જ છે. શિક્ષણની વ્યાખ્યા આપતાં એક વિદ્વાને કહ્યું છે કે "કોઇ પણ પદ્ધતિ વિના જે પદ્ધતિસર બને છે, કોઇ પણ ગુરૂ જે આપી શકતો નથી છતાં જે અપાય છે તે શિક્ષણ." શિક્ષણ તો જીવવાની ક્રિયામાં જ મળવું જોઇએ. અને એ ક્રિયામાત્રથી વ્યક્તિનું જીવન ફેરવાઇ જાય છે. ન ફેરવાઇ જાય તો શિક્ષણ નકામું છે. કર્મની કસરત કર્યા વગર જ્ઞાનની ભૂખ લાગતી નથી. કેવળ પુસ્તકો મગજમાં ઠાંસવાથી જો માણસ જ્ઞાની બનતો હોત તો પુસ્તકાલયનાં કબાટો જ્ઞાનીમાં ગણાયાં ના હોત! શિક્ષકે જીવનની-Art of living આપવાની છે. વિચારને આચારમાં ઉતારવાની શક્તિ અર્પવી એ જ ઉત્તમ શિક્ષણ. શિક્ષણ જ્યારે તેની ઉચ્ચ કક્ષાએ પહોંચે છે, જીવનને તે બરોબર સ્પર્શે છે, વ્યક્તિ તેમાં ઓતપ્રોત થઇ જાય છે ત્યારે તેમાંથી આપોઆપ સંસ્કારિતા ખીલે છે. આ સાચી સંસ્કારિતા છે.

આ સંસ્કારિતા એટલે સાહિત્ય, કળા, શિલ્પ વગેરેનું જ્ઞાનમાત્ર નહિ પણ તે બધામાં રહેલાં સૌન્દર્યને ગ્રહણ કરવાની શક્તિ-ટેવ. એક મનુષ્ય ભલે ચોસઠે કળા હસ્તગત ન કરી શકે પણ તેને માટે પ્રેમ હોય, સરસ્વતીદેવીની આરાધના કરતો હોય, સમાજ, ધર્મ, રાજકારણ, વગેરેનો વિચાર કરતો હોય; દેશ માટે પ્રેમ હોય તેને સંસ્કારી કહી શકાય. આ બધા માટે જીવનનું બલિદાન તે ઉત્તમ પુરુષનાં લક્ષણ. જેમ જ્ઞાન અને સંસ્કાર વધારે તેમ તેનું દર્શન પણ વધારે.

પ્રથમ માનવી તાજમહાલ જોઈ આશ્ચર્ય અનુભવશે, સુંદર છે એટલું જ બોલશે, કદાચ સૌન્દર્ય નિહાળશે; પણ ઉચ્ચ કક્ષાનો માનવી તેને 'પ્રેમની ગીતા' કહેશે. કવિ ગાશે "ભણે છે પાષાણો એના પ્રેમ મંત્રો સનાતન"; જંગલી માણસને તેમાં પથ્થર સિવાય કંઇ જ જોવાનું નહિ મળે. વૃંદાવનમાં હજી આજે પણ કૃષ્ણની બંસી સાંભળનારાં કવિહૃદયો પડયાં છે. આ ઉપરથી એક વસ્તુ સ્પષ્ટ થશે કે જ્ઞાન અને સંસ્કારથી મનુષ્યનું મન અને

હૃદય બન્ને વિકસિત થાય છે, તેની સુવાસ મનુષ્ય અનુભવે છે.

પ્રત્યેકનાં જીવનની અંદર અનેક અનુભવો થાય છે. અને તેની આસપાસ અનેક પ્રસંગો પણ યોજાય છે. એ પ્રસંગોની છાપ તેના ઉપર પડે છે. તેમાંથી કેટલાકની અસર તીવ્ર થાય છે, જ્યારે કેટલાક ભુલાઈ પણ જાય છે. જે કાયમ રહે છે તેને આપણે સંસ્કાર પડ્યા તેમ કહી શકીએ. બાળક જન્મતા જ અમુક સંસ્કાર લઈને જ આવે છે. સૂર્યનો પ્રકાશ જુએ અને પછી વર્ણ કે રંગનો અનુભવ કરે ત્યારે શુદ્ધ સાચા સંસ્કાર પડ્યા કહેવાય. આ બતાવે છે કે સંસ્કાર આનુવંશિક છે, સૂક્ષ્મ છે; છતાં નિત્ય ને શુદ્ધ છે. જીવનનાં પ્રત્યેક કાર્યમાં ને વાણીમાં તે આપોઆપ પ્રગટે છે. આ ઉપરથી એમ માની શકાય કે સંસ્કાર ગમે તેવા હોઈ શકે. કુદરતની અંદર અનેક જાતનાં ફૂલો ખીલે છે. પણ કેટલાંક વગડાઉ છે તો કેટલાંક સુંદર રીતે પાણી પાઈને ઉછેરેલા છે. કેટલાંક પુષ્પો માત્ર સુવાસવાળાં છે. પણ જ્યાં સૌન્દર્ય અને સુવાસનું મિશ્રણ હોય છે ત્યાં તે પુષ્પ વધુ આકર્ષક લાગે છે, ને ઉપયોગી પણ થાય છે. તે જ પ્રમાણે બાળકરૂપી પુષ્પમાં પણ જ્ઞાન અને સંસ્કારનું સુભગ મિશ્રણ થાય છે ત્યારે તે પુષ્પનું જીવન અધિકતર સુંદર અને પુણ્યોપયોગી નીવડે છે.

પરિસ્થિતિ, વાતાવરણ, ઘર આ બધાં સંસ્કાર ઘડવાનાં આવશ્યક તત્ત્વો છે. આ સાધનોને કેળવણી પોષે છે. એટલે કેળવણી એ જીવનના શણગારરૂપ બની રહે છે. એ સ્પષ્ટ થાય છે કે સંસ્કાર અને કેળવણી એ દૈનિક જીવનમાં એકબીજાનાં પૂરક છે. આમ છતાં ઘણાનું એમ માનવું છે કે કેળવણી સાચા સંસ્કાર અર્પતી નથી ! અર્થાત્ શું કેળવણી જ સાચા સંસ્કાર અર્પે છે ? હા. એ વસ્તુ કંઈક અંશે ખરી છે. પણ સાથે સાથે એ પણ કહેવું જોઈએ કે જ્ઞાન-જેમાં ડાહપણ અને પ્રજ્ઞા બન્નેનો સમાવેશ થાય છે ત્યાં સંસ્કાર જરૂર ખીલે છે. પણ આજે કેળવણીની પ્રથા, જે જ્ઞાનનું ધ્યેય ચૂકી ગઈ છે, જ્યાં કેળવણી પોતે જ તેનું ધ્યેય ચુકે છે ત્યાં વ્યક્તિનું શું ? તેનો તો અધઃપાત જ થાય ને ? આમ હોવા છતાં સંસ્કાર માટે એકલી કેળવણી જવાબદાર નથી. બીજાં ઉપર બતાવેલાં તત્ત્વો પણ છે. તે તો જીવનનો શણગારરૂપ છે; તે શણગારનો કેવી રીતે ઉપયોગ કરવો તે મનુષ્યનાં મન ઉપર અર્થાત્ તેની ગ્રહણ કરવાની શક્તિ ઉપર અવલંબે છે. એટલે એક જ કેળવણી પામેલી બે વ્યક્તિના સંસ્કારમાં ઘણો ફેર પડશે. તેની ગ્રાહક શક્તિ ઉત્તમ પ્રકારની હોય છે એટલે તે ઉત્તમ તત્ત્વો જ ગ્રહણ કરે છે. એનાં દૃષ્ટાન્તો આપણે ઉપર જોઈ ગયા છીએ. સાચા સંસ્કારીને મન જીવન એક બગીચારૂપ છે. તે હંમેશાં પોતાના જ જીવનમાં નહિ પરંતુ પારકાનાં જીવનમાં પણ સુવાસ ફેલાવે છે. તેને મન પરમાર્થ ને જીવન ધર્મ છે. પોતાના જીવને ભોગે પણ તે બીજાને સુખી કરવા તલસે છે. તેવા માનવીઓ વખત આવે બીજાની કસોટી કરે છે, પણ તેમાં વેર કે દ્વેષની ભાવના નથી. તેમાં છે માત્ર અવિરક્ત દયાનું ઝરણું. તેને મન પ્રેમ એ વાસના નથી, પણ હૃદયનો સ્વયંભૂ ફુવારો છે. ઈશ્વરની દૈવી બક્ષિસ છે. સાચા સંસ્કારીની દૃષ્ટિ વિશાળ હોય છે. તે હંમેશાં વસ્તુમાંથી ઉત્તમ જ ગ્રહણ કરે છે. દયા, પ્રેમ, ક્ષમા એ શબ્દોથી જ માત્ર નહિ, હૃદયથી અર્પે છે. તેની આંખ અને મ્હોંના ભાવો હંમેશાં ઉચ્ચ ભૂમિ જ સર્જે છે. ગમે તેવાં દ્વન્દ્વો સામે તે ટક્કર ઝીલે છે ને તેનાં રહસ્યો સમજીને કુદરતને અનુસરે છે. ટૂંકમાં સંહાર અને સર્જન બન્નેમાંથી તે શીખે છે ને જીવનનું નવીન તત્ત્વજ્ઞાન સર્જે છે. તેને જીવન ઉપર કદી કંટાળો આવતો નથી. તેની પ્રત્યેક પળ

ખૂબ જ કિંમતી હોય છે. તેને જીવન પૂજા-સમુ શાન્ત ગંભીર અને ભાવભર્યું લાગે છે.

આ પ્રમાણે જ્યાં ઉચ્ચ જ્ઞાન અને સંસ્કારનું સુભગ મિશ્રણ થયું ત્યાં જીવન પૂજા સમુ બને છે. માત્ર કેળવણી જ હોય ને સંસ્કાર ન હોય ત્યાં શું ?

શિક્ષણનાં બે કર્તવ્યો છેઃ એક સંસ્કાર ખીલવવાનું ને બીજું તે વ્યવહારજ્ઞાન અર્પવાનું. આજની કેળવણીની એ જ ખૂબી છે—અર્થાત્ એ ખુબી તેજ ખામી છે કે તે નથી સંસ્કાર અર્પતી કે નથી વ્યવહારનું જ્ઞાન અર્પતી. એ જ કારણે આધુનિક કેળવણી પામેલો મનુષ્ય જીવનમાં જોઇએ તેવી ફતેહ પામી શકતો નથી. સંસારસાગરમાં તે કાં તો ડૂબી જાય છે; કા તો લપટાઇ જાય છે. આમ બન્ને રીતે તેનું જીવન નકામું બને છે. જ્ઞાનવાળાં છતા સંસ્કાર-વિહોણાં જીવનાં અધઃપાતનાં દષ્ટાન્તો આપણે પુરાણોમાંથી મેળવી શકીશું. દુર્યોધન એક સ્થળે શ્રી કૃષ્ણને કહે છે કે "પ્રભો ! સત્ય શું છે તે હું જાણું છું, છતાં તેનું પૂર્ણ આચરણ કરી શકતો નથી." એ શું બતાવે છે ! એજ ને ? કે જ્ઞાન છે પણ તે જીવનમાં જોઇએ તેવું ઉતારેલું નથી. જ્યારે એજ ગુરુ પાસે એ જ જ્ઞાન પ્રાપ્ત કરેલા યુધિષ્ઠર આજે 'ધર્મરાજા' તરીકે વિખ્યાત થયા છે. રાવણ પણ કંઇ ઓછો જ્ઞાની નહોતો ! તેનું જ્ઞાન તેને અવળે માર્ગે લઈ જતું હતું. આધુનિક યુગમાં સમાજમાં પણ આપણે એ પુરાણોના દુર્યોધન અને દુઃશાસન જોઇશું. તેનું મુખ્ય કારણ એક જ. અને તે એ કે તેમની ઉચ્ચ આદર્શ તરફની બેદરકારી, જીવન સમજવા તરફની વૈરાગવૃત્તિ. આજ વૃત્તિ તેમને મદગળતા માતંગ જેવી બનાવે છે. તે માનવીની માનવતા નહિ પણ પાશવતા ખીલવે છે. તેને મન જીવન તે યજ્ઞ નથી પણ ભભૂકતો જ્વાળામુખી છે. તેની જીવનરૂપી નૌકા ભરદરિયે ઝોલા ખાય છે; ને કો કટોકટીના સમયે તેને સંસ્કારની ભીખ માગવી પડે છે. અહંકાર, વહેમ ને ઉતાવળી-આપણું એ તેની હરિયાળી વાડીને ઉજ્જડ બનાવી દે છે. દુઃખથી તે વિહ્વળ બને છે ને સુખમાં છકી જાય છે. તે પોતાનાં જીવનમાં દીવો પ્રગટાવી શકતો નથી; તો પછી બીજાનાં જીવનની વાત જ શી ? તે હંમેશાં પારકાના દોષ જ જુએ છે, કોઇને પોતાની વિભૂતિ માની શકતો નથી. ધારો કે તે કોઇને પોતાની વિભૂતિ માને તો તે વિભૂતિના આદર્શો જીવનમાં ઉતારવા તે અસહાય બને છે. કહેવાતું જ્ઞાન તેને વેદિયો બનાવે છે. જે વાંચે છે, તેને વિચારી શકતો નથી; જે કળાની કૃતિ જુએ છે તેને પૂર્ણ પિછાની શકતો નથી. તેના તરફ તટસ્થ વૃત્તિ જ રાખે છે. એટલે તે જ્ઞાની હોવા છતાં મૂઢમાં ખપે છે. આવા માનવીને જીવનમાં આદર્શ નથી. સત્ય સૌન્દર્ય અને પ્રેમના ઉન્નત વિચારો તે કરી શકતો નથી. અરે ! તે ઉન્નત ભાવો તેને સ્પર્શી પણ શકતા નથી. તો પછી કો ભાવનાનો પૂજારી તો ક્યાંથી જ થઇ શકે ! શુદ્ધ પ્રેમનો તે આસ્વાદ લઇ શકતો નથી. એક ભ્રમરની માફક એક ફૂલ ઉપરથી બીજા, અને બીજા ઉપરથી ત્રીજા તેમ પ્રત્યેક ફૂલનાં રસનું પાન કરે છે. પણ તેમાં જીવનને શાતા વળતી નથી. વિશ્વમાં જે એક ભવ્ય સંગીત ચાલી રહ્યુ છે તેમાં તેનો સૂર મિલાવતો નથી, તાલ મેળવતો નથી. જીવનમાં આનંદનું રહસ્ય તે ઉકેલતો નથી. તેને મન આનંદ એટલે સ્થૂલ આનંદ– ઇન્દ્રિયોથી પોષાતો આનંદ. અને તે વિલાસી બને છે. એ જ વિલાસ તેને કો કાદવમાં નાખે છે. તે કેળવણી પામેલો હોવા છતાં તે પોતાનું જીવન કદરૂપું ને કર્તવ્યવિમુખ બનાવે છે.

આવા મનુષ્યોએ કેળવણી લીધી, જ્ઞાન

પ્રાપ્ત કર્યું, પણ તે કેવું જ્ઞાન ! ઉપર કહ્યું તેવુંજ. બીજું સૂત્ર

**जानामो धर्म न च मे प्रवृत्तिः ।**
**जनाम्यधर्म्यं न च मे निवृत्तिः ।**

ધર્મ શું છે તે હું જાણું છું છતાં તે પ્રમાણે વર્તી શકતો નથી. અધર્મ શું છે તે જાણું છું છતાં તેમાંથી અટકી શકતો નથી ! આનું કારણ શું ? એક કારણ હૃદયદૌર્બલ્ય. મનુષ્યમાં જેવી રીતે બુદ્ધિ છે તેવીજ રીતે હૃદય પણ છે. જડ બુદ્ધિ તેને સત્યનું આચરણ કરતો અટકાવે છે, પણ જ્યારે એ જ્ઞાન હૃદયના ભાવો સાથે ઊતરી જાય છે ત્યારે તે આચરણમાં તરત જ આવે છે. મન, હૃદય, અને શરીર ત્રણેની એકતાએજ જીવન ઉત્તમ પ્રકારની સંસ્કારિતાવાળું બને છે.

ઉપર બતાવેલ જ્ઞાનવિહોણાં છતાં સંસ્કાર પામેલાં મનુષ્યોને મન જીવન ભલે કવિતારૂપ ન લાગે, પણ જીવન એ કર્તવ્ય છે, એ તો જરૂર સમજે. સુખમાં તે છકી જતો નથી અને દુઃખમાં હિંમત હારતો નથી. પારકાના દોષો સમજતા છતાં તે તેની ખાનદાની ગુમાવતો નથી. તેને પોતાના વર્તનમાં શ્રદ્ધા છે; ને જીવનમાં આશા છે. કદાચ એમ બની શકે કે તેનું દૃષ્ટિબિન્દુ અતિ વિશાળ ન હોય; પણ જે સ્થિતિ હોય તેને માટે આનંદ અને સંતોષ અનુભવી શકે છે, પ્રેમને પિછાની શકે છે, ભક્તિને સમજી શકે છે. કો વિભૂતિ ન થઈ શકે ! પણ વિભૂતિની પ્રશંસા તો જરૂર કરે છે. તે પોતે જાણે છે કે તેની પાસે વિદ્યારૂપી ધન નથી; પણ તે અખૂટ ધનની પ્રાપ્તિ માટે પ્રયત્નો કરે છે ઘણે ભાગે તો જ્ઞાન માટે પ્રીતિ હોય છે. જ્ઞાની કરતાં અજ્ઞાની જ તેની કિંમત આંકી શકે છે. જ્ઞાનવિહોણું જીવન તેને સાલે છે ને કંઈક અપૂર્ણતા જણાય છે; અને તે અપૂર્ણતા પૂર્ણ કરવા મન તત્પર બને છે.

આ ઉપરથી એ સ્પષ્ટ થશે કે સંસ્કાર અને કેળવણી બન્ને જીવનનાં ઘડતરમાં અગત્યનો ભાગ ભજવે છે. બન્ને એકબીજાનાં પૂરક છે છતાં ભિન્ન છે. કેળવણીવિહોણું જીવન જીવવા જેવું તો કદાચ બને, પણ સંસ્કારવિહોણું જીવન તે જીવન જ નથી. પ્રત્યેક મનુષ્ય જ્ઞાન મેળવવા ભાગ્યશાળી ન બની શકે, પણ સંસ્કાર તો જરૂર ખીલવી શકે; કારણ કે સંસ્કારિતા તો વ્યક્તિમાત્રમાં પ્રેમની પેઠે ગુપ્ત રહેલી છે. જેવી રીતે પુષ્પમાં પરિમલ તેવી રીતે મનુષ્યમાં સંસ્કારિતા. પુષ્પની સુવાસ તો ચારે દિશાએ વ્યાપ્યા જ કરે છે. ત્યારે મનુષ્ય તેની સંસ્કારિતાની સુવાસ કેમ ફેલાવતો નથી ? એ એક પ્રશ્ન ઉદ્‌ભવે ! પણ સાચી સંસ્કારિતા અને જીવન કદી છૂટાં પાડી શકાતા નથી. એ તો મનુષ્ય કઇ પળે કેવી રીતે વર્તશે તેના ઉપરજ તેની સંસ્કારિતાનું માપ આંકી શકાય છે તેનું દૃષ્ટાન્ત આપણે જોઇએ. યુક્તિપુરઃસર કોઇ મનુષ્ય દેવાળુ કાઢે તે પ્રમાણિકપણે ઋણ ફેડનાર કરતાં વધારે હોશિઆર અને બુદ્ધિશાળી કહેવાય; પણ સંસ્કારી ન કહેવાય. તેના કરતાં ઋણ ફેડનાર જીવનવિગ્રહને વધારે સચ્ચાઇથી સમજવા પ્રયત્ન કરે છે; માટે તે વધુ સંસ્કારી કહેવાય. એટલે જે મનુષ્ય જીવનવિગ્રહની પળોને સાચવી શકે છે, ને પ્રમાણિકપણે ઉકેલ લાવી શકે છે; તે રીતે તેના સંસ્કારનું માપ આંકી શકાય છે, તેજ સંસ્કારનાં બળનું સૂચક છે; માટેજ જીવનમાં કેટલીક પળો અમૂલ્ય ગણાય છે. જેવી રીતે રેડિયમનો જથ્થો ઓછો હોવા છતાં તેની કિંમત વિશેષ હોય છે, તેવીજ રીતે સાંસ્કારિક પળોનો જથ્થો ઓછો હોવા છતાં મનુષ્યનું જીવનમાપ તો એ તેજસ્વી પળોથી જ થાય છે. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે વર્ણમાત્રમાં–બ્રાહ્મણમાં પણ ચાંડાલનો વાસ છે. તેવી જ રીતે ચાંડાલમાં પણ બ્રાહ્મણ

ગુપ્ત રહેલા છે. એનો અર્થ એ જ કે દરેક વ્યક્તિ સારા અને નરસા ગુણોવાળી છે. એ જ ગુણોના ઉપયોગ ઉપર તેના જીવનની સંસ્કારિતાનો ખ્યાલ આવી જાય છે. આ બતાવે છે કે સંસ્કારિતા બાહ્ય વર્ગભેદો માટે નથી; પરંતુ મનુષ્યમાં ગુપ્ત રહેલું ઉચ્ચમાં ઉચ્ચ ખમીર બહાર લાવવા માટે છે. કો પર્વતના શિખર ઉપરના છોડવાં ભલે ખૂબ ઊંચા અને મજબૂત ન હોય પણ એની પથ્થર સાથેની પકડ એવી સખ્ત હોય કે તેને લીધે ગમે તેવા વંટોળ અને વાવાઝોડામાં તે અણનમ રહી શકે છે. તેજ પ્રમાણે મનુષ્યના જીવનનું પણ છે. સમાજમાં ઘણા માણસો બહુ પ્રતિષ્ઠિત ન હોય પણ તેમની જીવનની પકડ-જીવવાની કળા એવી સુંદર હોય કે ગમે તેવા તોફાનો સામે તે ટક્કર ઝીલી શકે ને જીવન માણી શકે.

આજ સંસ્કારિતા પારખવાની ચાવી. ટૂંકમાં "જે જીવન જીવે બરાબર રીતે પણ જીવે સૌને માટે; જેમાંથી સૌને કંઇક મળે; જે પોતાના યુગનો ઋષિ બને; પોતાના જીવનથી બીજાનું જીવન ઘડે—મોહ વિના, અભિમાન વિના, લોભ વિના તે સાચો સંસ્કારી."

---

## ગાંધી-સન્દેશ !

ખાદીની સાડીઓ પહેરો હો બ્હેન ગાંધીજી કહે છે.
સાદાં જીવન તો ગુજારો હો બ્હેન બાપુજી કહે છે.

તકલી ને રેંટિયો ઘૂમાવો હો બ્હેન ગાંધીજી કહે છે.
ઘરઘર ઘંટીઓ ફિરાવો હો બ્હેન બાપુજી કહે છે.

વિદેશી વસ્તુ જલાવો હો બ્હેન ગાંધીજી કહે છે.
ભારતનાં ગુણ-ગાન ગાઓ હો બ્હેન બાપુજી કહે છે.

શંકા ને વ્હેમ સૌ ત્યાગો હો બ્હેન ગાંધીજી કહે છે.
અઘોર નિંદ્રામાંથી જાગો હો બ્હેન બાપુજી કહે છે.

જૂના ઉદ્યોગો ચલાવો હો બ્હેન ગાંધીજી કહે છે.
અંધ શ્રદ્ધાઓ મિટાવો હો બ્હેન બાપુજી કહે છે.

ખાંડણિયો સાંબેલું ઝાલો હો બ્હેન ગાંધીજી કહે છે.
શરીર સુદૃઢ બનાવો હો બ્હેન બાપુજી કહે છે.

ભારતનું ધન ના લૂંટાવો હો બ્હેન ગાંધીજી કહે છે.
ઘરમાં આનંદને રેલાવો હો બ્હેન બાપુજી કહે છે.

ફેશનના પન્થે ના જાશો હો બ્હેન ગાંધીજી કહે છે.
ફેશનના નામે લૂંટાશો હો બ્હેન બાપુજી કહે છે.

બ્હેનોમાં સુ-સંપ રાખો હો બ્હેન ગાંધીજી કહે છે.
બાપુની શિખ હૃદે ધારો હો બ્હેન ગાંધીજી કહે છે.

શ્રી. રસજ્ઞ

# હુતાશની

: રાસ :

ગ્રીષ્મને હૈયે વસતી હુતાશની—
આ...વી સખી. (૨)

નીલવર્ણા આભલામાં જ્વાળા પ્રસરાવતી,
આંબાની ડાળે કોયલડી ટહુકાવતી,
શિશિરવેથી ઠંડી હઠાવતી—હુતાશની—
આ...વી સખી.
ગ્રીષ્મને૦

બાળક વૃંદમાં આનંદ એ ફેલાવતી,
ફળફૂલથી બાગ રૂડો મ્હેકે મ્હેકાવતી,
આકાશે જ્યોતિ જગાવતી—હુતાશની—
આ...વી સખી.
ગ્રીષ્મને૦

વૃક્ષોનાં ડાળ ફળફૂલથી ઝુલાવતી,
પુષ્પમહીં ભ્રમરોનાં ગુંજન ગુંજાવતી,
નરનારી સૌને નચાવતી—હુતાશની—
આ...વી સખી.
ગ્રીષ્મને૦

માનવજીવનમાં આનંદ રેલ લાવતી,
વિધવિધ રંગે એ તો સૌને રંગાવતી,
સુસ્વરમ્‌ને એ હસાવતી—હુતાશની—
આ...વી સખી.
ગ્રીષ્મને હૈયે૦

શ્રી. સુસ્વરમ્‌

# એક — કદમ — આગે

: લેખક :

**શ્રી. બાળકૃષ્ણ જોશી**

“ વ્હાલી બેન શું લખે છે ? ” પતિના હાથમાં પત્ર જોતાંજ સુરેખાએ ઉત્સુકતાથી કહ્યું.

“ લખે છે—” કઠોર સ્વરે સનતે જવાબ આપ્યો.

પણ તેના સ્વરની કઠોરતા પર સુરેખાનું ધ્યાન ગયું નહિ. પૂર્વવત્ ઉત્કંઠાથી તે બોલી, “ વ્હાલી બેન વીરૂને જોવા ક્યારે આવે છે ? એમનો વિનુ પણ સાથેજ આવશે કે ? ”

“ બસ, બસ, કેટલા સવાલો સામટા પૂછી નાખીશ ? આમ જો, ઉપા એક તો અહીં આવવાનીજ નથી. જો કે વીરૂને બતાવવા અમદાવાદ લઈ આવવાની હઠ હવે જરા એણે પાછી ધકેલી છે ખરી. આજના પત્રમાં એ જણાવે છે કે તમને સુરતથી અમદાવાદ આવવું જેવું દૂર લાગે છે તેવું અમને પણ લાગે ને ? માટે આપણે વચલો રસ્તો લઈએ. વીરૂને તમે વડોદરે લઈ આવો—અમે ત્યાં આવીને જોઈ જઈશું. ”

“ વડોદરે ? ઓ બાપ, ત્યાં પાછા ઉતરીએ કોને ત્યાં ? ”

“ કેમ વળી, ત્મારા, સ્નેહી પુષ્કરભાઈ વકીલ છે ને–તેમને ત્યાં ઉતરીશું. શું કરીએ, કન્યાનાં માબાપ થયાં એટલે જખ મારી—”

“ હાસ્તો, સાચી વાત. ઓ માતામાડી—મારી વીરૂનું આટલું લગ્ન સાંગોપાંગ ઉતરી જાય તો એક નાળીએર અને દીવાની બાધા કરૂં. ” સુરેખાએ આજે વનથી અંબાજીની બાધા માની.

“ ત્યારે સત્યનારાયણે શું ગુનેહગારી કરી ? ” ચિંતામાં પણ સનતનો વિનોદી સ્વભાવ દેખાઈ આવ્યા વિના ન રહ્યો.

વાસ્તવિક રીતે સનત્‌કુમાર અને ઉષા પાંચ સાત પેઢીએ મામા ફોઈનાં થતાં હતાં; પણ તેની સાથે પણ વરપક્ષની ગોટાઈ ઉષા ભૂલી શકતી ન હતી. ભૂલવા ઈચ્છતી પણ ન હતી. તેથી તેના લખવા મુજબ એક અઠવાડીઆની અંદર બાળગોપાલનું લાવલશ્કર લઈ ઉપડી જતાં સનતે પુષ્કરરાય વકીલને ત્યાં મુકામ કર્યો.

જમી પરવાર્યાં બાદ સૌ ઉષાના મુકામે ગયાં. ઉષાનો પતિ વિજયરાય મોટી સાળી સરલા સાથે કોઈ દૂરના સંબંધીને ત્યાં ઉતર્યો હતો.

ત્યાં જઈ સનતે પુષ્કરરાયને ત્યાં કન્યાને બીજે દિવસે જોવા આવવાની એ ત્રિપુટીને વિનંતિ કરી અને ત્રણ વાગ્યાનો સમય નક્કી થતાં તેઓએ તે વિનંતિ સ્વીકારી.

બપોરે અઢી વાગ્યેથી સુરેખા અને પુષ્કરરાયની પત્ની વિજયાએ વીર–વીરમતીને શણગારવા માંડી. અને બરાબર ત્રણ વાગે વીરમતી તૈયાર થઈ ગઈ.

( ૨ )

સવાત્રણ થયા, સાડાત્રણ થયા, ચાર થયા પણ વરપક્ષનો પત્તો ન મળે. આખરે સવા ચાર વાગે મંડળ આવી પહોંચ્યું. વીરમતીને તેનો અભ્યાસ, સુરતની શાળા, તેનાં નાનાં ભાઈબેન વગેરે સંબંધી વિવિધ પ્રશ્નો પૂછાયા. તેની પાસે એક બે ગાયન પણ ગવડાવી જોયાં, અને ચહા પાણી થયા પછી મંડળ જવાને ઉઠ્યું.

સનતે આરતેથી બહેનનો અભિપ્રાય જાણવા પ્રયત્ન કર્યો પણ તે માટે તો તેને

બીજે દિવસે સવારે આઠ વાગે આવવાની જ સૂચના મળી.

બરાબર આઠના ટકોરે સનત્ વરપક્ષના મુકામે ગયો. એક બાજુ વિજયરાય, ઉષા અને સરલા બેઠાં હતાં અને બીજી બાજુ એકલો સનત્. એમતાં જ ઉષાએ શરૂઆત કરી. "સનતભાઇ, તમને ખબર છે ને-કે અમારા અસલના લગ્નમાં અમને વેવાઇ પાસેથી દસ હજાર મળેલા—"

"પણ બેન, તે વેવાઇ તો લક્ષાધિપતિ હતો, તેમની બરોબરી મારા જેવા ગરીબ માણસથી ક્યાંથી થાય "

"વાહ, તમે ગરીબ?-ડીકરતો. ખેડામાં ડિસ્ટ્રીક્ટ જજ છે ને તે દામુભાઇ તો તમારા સગા ભાઇને ? તે હું કાંઇ નથી જાણતો- " વિજયરાયે એક તીર ફેંક્યું.

"તે બરાબર છે, પણ ભાઇને ચાર દીકરા છે તેમને ભણાવવા વગેરેનો કાંઇ ખર્ચ ઓછો છે ? ને નહિ તોયે એવી પૈસાની મદદ કાંઇ મંગાય ? "

"ઓહો, તેમને ચાર દીકરા છે ? ત્યારે તો બડા ભાગ્યશાળી કહેવાય !" પત્ની સામે જોતાં વિજયરાયે કહ્યું "કેમ ખરું ને ?"

"તમારું કહેવું તદ્દન બરાબર છે, જુઓ સનતભાઇ, છોકરો માટે જેટલો વધારે ખર્ચ કરીએ તેટલો પહેરામણીના રૂપમાં બદલો વધારે મળે છોકરા એટલે તો ખાત્રી-દાયક ઉત્પન્નનું સાધન !"

"પણ બેન, આપણા દામુભાઇ પહેરામણીના સિદ્ધાંતની વિરુદ્ધ છે તે તું ભૂલી જાય છે." સનતના આ શબ્દો માટે ઉષાને ઉત્તર ન જડયો.

પણ વિજયરાય તેની મદદે ધાયો. તેણે ખડખડાટ હસતાં હસતાં કહ્યું "એમ ? તો પછી તમારા ભત્રીજાઓમાં કાંઇ ને કાંઇ ખોડખાંપણ હશે તેથી જ તમારા ભાઇ એવું ગરીયું બોલતા હોવા જોઇએ. બાકી આપણો માલ સો ટચનો હોય તો પછી રોકડા ગણાવવામાં કોનો ડર છે."

પોતાના વેપારી બનેવીના બંનેવી આગળ ટટ્ટુ ચાલવું કપરું હતું એમ લાગતાં સનતે ઉષા સામું જોઈ કહ્યું. "બેન ધારો કેભાઇ, મદદ કરે-પણ તુંયે મારી બેન જ છે ને ? તો પછી તું મને નહિ મદદ કરે ?"

સનતની મીઠી મીઠી બોલીથી ઉષા પીગળી નહિ જાય એવી સરલાની ખાત્રી હતી. તેમ છતાં ઝેરની પરીક્ષા ન કરવામાંજ મજા-એમ ધારી તેણે વાત ફેરવતાં પૂછ્યું. "વાહ, સનતભાઇ, કન્યાને દાગીના કેટલા પહેરાવશો."

( ૩ )

સનત બીજા દરીઆઇ મોજામાં તણાયો "દાગીના ? તે તો એના કરાવેલા છે તે એનેજ આપી દેવાના છે ને ! સોનાની ચાર બંગડીઓ છે-મોહનમાળા, રાયણમાળા અને મોતીનાં એરિંગ—"

"વાહ, અને કાલે તો એના કાને હીરાનાં એરિંગ ચળકતાં હતાં." ઉષાએ વચમાંજ પૂછ્યું.

"એ તો પુષ્કરભાઇના ઘરનાં હતાં-વિજયાએ તે ખાસ આગ્રહ કરી એને પહેરાવ્યાં હતાં."

"શાબાસ-એવા માગી લાવેલા દાગીના પહેરાવી કન્યાનું રૂપ વધારવાની વેપારી રીત સુરતમાં ચાલે છે ખરું ?" વિજયરાયે ટહુકો માર્યો. પણ સનતે મૂંગે મૂંગે બધું સાંભળ્યા જ કર્યું.

એટલામાં ઉષાએ ઇશારત કરી. બહેનને અને પતિને અંદરના ખંડમાં ખાનગીમાં બોલાવવાને અર્ધા કલાકે એ મંડળ બહાર આવ્યું. અને સનતના સામે એક કાગળની કાપલી મૂકી ઉષા બોલી. "સનતભાઇ, આ

અમારો નકકી આંકડો—એમાંથી એક પાઇ પણ ઓછી નહિ થાય. તમારી ધ્યાનમાં ન આવતું હોય તો આ કામ લેશ નહિ જાય એમ સમજી અમે પાછાં અમદાવાદ ચાલ્યાં જઇશું."

ઉષાનો આવો ચોકખો વ્યવહાર જવાબ સાંભળી સનતની અજાયબીનો પાર રહ્યો નહિ; તેણે ભારે આશાથી કાપલી ઉપાડી-ને બાપ રે બાપ-સાત હજાર પૂરા રોકડા. "અબબબ!" સનતની આખીય સ્થાવર જંગમ મીલકત ગણતાં માંડ પાંચ હજારની થાય-નીરમતી તેની એકની એક દીકરી હતી-તો પણ તેની પાછળના ત્રણ ભાઇ હતા-અને છોકરીના લગ્નમાં સર્વસ્વ ફના કરી નાખતાં છોકરાઓને ભણાવવા ગણાવવાની શી દશા—

સ્વાભાવિક રીતે સૌની તે કાપલીના આંકડા પર નજર ગઇ. વિજયરાયને પત્નીની હોશિયારી માટે ગૌરવ ઉપજ્યું; પણ સરલાએ સહજ મોં મરડી કહ્યું. "ઉષા, તેં સનતભાઇની દયા જાણી ફાયદો કરી આપ્યો પણ આ—હું તારી સગી બેનની નુકશાનીનો તેં કાંઇ વિચાર ન કર્યો; હું મારા ચારે દીકરાની દરેકની દસ દશ હજાર પહેરામણી લેવાની હતી—પણ હવે તેં ચાલ બગાડયો. દરેક છોકરાદીઠ ત્રણ ત્રણ હજાર એટલે મારે તો બારની બાર હજારની ઉઠી—"

સાળીના મનનું સમાધાન કરવાની ઇચ્છાથી તેમજ વેવાઇને પોતાના વિનોદી સ્વભાવનો પરિચય આપવાને વિજયરાયે કહ્યું. " જવા દો ને સરલા બધી ભાંજગડ ! એવા પહેરામણીના ભાવ કાંઇ ઓછાજ સ્થિર રહે છે ? બજારભાવની માફક એમાં પણ તેજી મંદી થયાજ કરે. અસલના સમે વખતે તેજી હતી અત્યારે વિનુ વખતે મંદી છે. તમારા બીજા છોકરાઓના ને અમારા જ્યોતીપના વખતે પાછી તેજી થશે-એમ ગભરાઇ શું જાવ છો ? "

સનત વેપારી હતો પણ પહેરામણી બાબત વરકન્યાના ભાવ સંબંધી તેજીમંદીના આ તડાકા સાંભળી તેનું મન અકળાઇ ગયું. પણ શું કરે ? ગરજ બિચારી બાપડી.

( ૪ )

મનમાં ઉછળતા વિચારો તેવાજ દાબી દઇ હંમેશની સૌમ્ય વૃત્તિથી સનત બોલ્યો, " અને વિનુ વીરને કયારે જોશે ? "

" તેની કાંઇ ચિંતા રાખવાનું કારણ નથી. ગઇ સાલ કાંઇ કામસર તે સુરત આવ્યો હતો ત્યારે તમારે ત્યાં મળવા આવેલો તે વખતે તેણે એને જોઇ છે અને પસંદ છે."

" અને, અને-બેન, તને ને વિનુભાઇને પણ પસંદ છે ને ? "

" તમને અમારો આ આંકડો પસંદ હોય તો-" ઉષાએ ચોકખી સુણાવી દીધી.

ઇચ્છાએ કે અનિચ્છાએ સનતે સર્વ કબુલ કરવાનું ધારતાં તત્કાળ તેણે પોતાનું રહેવાનું મકાન વેચી નાખવાનો નિશ્ચય કર્યો.

સુરત જઇ સનતે ઉષાને પત્રદ્વારા જણાવી દીધું કે તમારી શરતો અમને સોળેસોળ આના કબૂલ છે, અને વળતી ટપાલે જવાબ આવ્યો કે મુહુર્ત વગેરે નકકી કરવા માટે સનતભાઇએ તુર્તજ અમદાવાદ આવી જવું.

બિચારો સનત ! પાછો તે અમદાવાદ ગયો. જે બાબત પત્રદ્વારા થઇ શકત તેનેજ માટે તેને ખાસ ધકકો ખાવો પડયો અને સહજ પંદર વીસ રૂપીઆનું પાણી થઇ ગયું. વળી જાન લઇ આવવાનો ખર્ચ લગભગ ત્રણસો રૂપીઆ થાય તે કન્યાપક્ષ તરફથી આપવો જોઇએ એવી આંટી નીકળી તે જુદી. પરિણામે ઘણી રકઝક કરતાં સિંગલફેર-એક વખતના દોઢસો રૂપીઆથી સમાધાન કરવું પડયું.

મુહૂર્ત નકકી થતાં સનતને ત્યાં ધામધૂમ

થઇ રહી. અમદાવાદથી વિજયરાય ત્રીસ ચાળીશ માણસ જાનનું લઇ નીકળી ચૂકયો હતો. અને ટ્રેન વડોદરા સ્ટેશને થોભતાં વિનોદ સેકંડ કલાસમાંથી સહજ પગ છૂટો કરવા બહાર નીકળ્યો, ત્યાં સામેથી એનીજ ઉંમરનો એક સંપૂર્ણ ખાદીધારી યુવક હાથથેલી લઇ આવતો જણાયો.

" ઓ હો, ગૌતમ આવ્યો ખરો દોસ્ત ! મને ખાત્રી તો હતીજ."

ગૌતમ પુષ્કરરાય વકીલનો નાનો ભાઇ હતો. ગુજરાત વિદ્યાપીઠનો સ્નાતક થયા પછી તેણે એક રાષ્ટ્રીય શાળા કાઢી હતી.

" મેં તો ધાર્યું હતું કે તું અગાઉથીજ સુરત ઉપડેલો હોઇશ, સનતમામા તો મોટાભાઇના પરમમિત્ર છે ને ? " વિનોદે કહ્યું.

" હારતો-બધો સોદો અમારે ત્યાંજ નકકી થયો હતો ને ? બિચારાને ઘરબાર વેચવાં પડયાં—"

" કોને, કોને-ગૌતમ ? "

" તારા મામાને-ને ભાવિ સમરાને વળી, છોકરી પરણાવવી તે કાંઇ હાંસીખેલ વાત છે."

( ૫ )

વિનોદના કપાળની કરચલીઓ વળી. ' શી વાત કરે છે ? સનતમામા પાસે બેને પહેરામણી લીધી ?—"

" હા, હા, વળી. કુલ સાત હજાર રૂપીઆ. તને કાંઇ ખ્યાલ છે ? તું તારા વૈજ્ઞાનિક વ્યવસાયની ધૂનમાં કરાંચી પડયો—"

" અરે યાર, ગૌતમ, મને તો આ બધી કાંઇ ખબરજ નહિ હો-સાચ્ચે. અરુણભાઇના લગ્ન વખતે પહેરામણી લીધેલી તે મને બીલકુલ ગમ્યું ન હતું-પણ તે વખતે બેને મને સમજાવેલો કે કુસુમભાભી શ્રીમંતની દીકરી છે ને એ લોકો રાજીખુશીથી પહેરામણી આપે છે તો શા માટે ન લઇએ ? આ વખતે બેને વીરૂ માટે મને પત્રથી ગયા મહિને પૂછાવેલું ત્યારે મેં તુર્તજ મારી પસંદગી-અને સનતમામા પાસેથી એક પાઇ પણ પહેરામણી લેવાની નહિ-એવી ચોકખી શરત લખી જણાવી હતી, અને તેથીજ હું નિશ્ચિંત હતો ! પણ તેણે ઉલટુંજ કર્યું. અરરર ! આનો કાંઇ કાંઇ ઉપાય કરવો જોઇએ, ગૌતમ ? કાંઇ રસ્તો બતાવને યાર ? "

એટલામાં ટ્રેન ઉપડવાની તૈયારી થતાં ગાર્ડે લીલો વાવટો ફરકાવ્યો અને ગૌતમ પણ વિનોદની સાથે સેકંડ કલાસમાંજ બેસી ગયો-ટ્રેન ઉપડી અને ટ્રાવેલિંગ ટિકિટ તપાસનાર વચલા એક ડબાએ ચડતો જોતાં ગૌતમ બોલ્યો. " that's it-ભાનુભાઇ છે-વાંધો નથી-"

ઉભય મિત્રોએ ટ્રેનમાંજ એક યુક્તિ યોજી કાઢી. અને તેનો સંદેશો સનતને પહોંચાડવાની કામગીરી પણ વિનોદે ગૌતમનેજ માથે નાખી.

સુરત આવ્યું. રજાક બેન્ડવાળા સામૈયાના સત્કાર સહિત જાન ઉતારે પહોંચી. ગૌતમ ત્યાંથી છૂટો પડી સીધો સનતને ત્યાં આવ્યો. અને અસલનો ભાણો-ચાલુ જમાઇરાજનો સંદેશો સાભળતાં સનતના આશ્ચર્યની અવધિ ન રહી. અહા ? મારો જમાઇ, એટલે ઉકરડે ઉગેલું-નંદનવનનું પારિજાતક ! " બેફિકર રહેજે. " એ શબ્દો પર સનત આફરીન બની ગયો. લગ્નવિધિ ખલાસ થયો. ઉષા વેવાઇ પર સંપૂર્ણ ખુશ હતી, સનતે સાત હજાર રૂપિયા રોકડા આગલા દિવસે જ આપી દીધા હોવાથી હવે આખા કાર્યક્રમમાં તેને વર પક્ષને એક પાઇ પણ આપવાની જરૂર નહતી, છતાં જુદી જુદી વખતે-વર કન્યા કંસાર ખાતાં કન્યાને વળાવતા વગેરે પ્રસંગોએ ઉષાએ વખતો વખત જુદાં જુદાં દાપાની માગણી કરી-અને જરાપણ કચવાયા વિના સનતે તે બધી પૂરી.

તેને તો જમાઇ તરફથી અભય વચન મળી ચૂક્યું હતું-પણ ઉષાને તેનો ખ્યાલ ન હોવાથી તે તો વેવાઇપર ખુશ ખુશ થઇ ગઇ.

( ૬ )

વરકન્યા વળાવવાની તૈયારી થઇ ગઇ, શુકલજીએ વીરમતીને તેનાં માબાપને વિદાયગીરી લેતાં નમસ્કાર કરવા કહ્યું. તેણે નીચાં નમી હાથ જોડી વંદન કર્યું; પછી શુકલજી ઉતાવળમાં બોલ્યા "ચાલો વિનુ-ભાઇ, તમે સાસુ-સસરાને પ્રણામ કરો.

વિનોદ આગળ આવ્યો પણ તેણે સાસુ સસરાને બદલે પોતાના માતા પિતાને જ વંદન કર્યું.

પુત્રને આશીર્વાદ આપવાનું પણ ભાન ન રહેતાં ઉષા બોલી. "આ શું કરે છે વિનુ. સાસુ સસરાને પગે લાગવાનું મૂકી અમને ?"

કંઇક સ્મિત કરી, વિનોદે ખીસામાંથી એક કાગળ કાઢતાં કહ્યું "બેન, 'તે' ને બાપાએ તો મને સાત હજાર રૂપીઆમાં સનત મામાને વેચ્યો છે ને ? તો પછી તમારી છેલ્લી વિદાય લઇ તેમની સાથે તેમને ત્યાં ગુલામ તરીકે રહેવા મારે ન જવું પડે ?"

વિનોદના આ શબ્દો સાંભળી ઉષા અને વિજયરાયને માથાપર અચાનક વીજળી પડવા જેવું થયું. ક્ષણવારે ઉષા કંઇક ભાનમાં આવતાં ચીસ પાડી ઉઠી "વિનુ, વિનુ, આ તું શું બોલે છે ? ભાઇ, ન્યાત-જાતમાં તારૂં મહત્વ રહે તે માટે અમે પહેરામણી લીધી ને ? બસ બસ આ બધું સનત ભાઈનું જ કારસ્થાન છે ! વાહરે મારા ભાઇ ? ઉપકારનો બદલો આવો જ વાળ્યો કે ?"

"નહિ બેન, એમાં સનત મામાનો જરા પણ હાથ નથી-એ બધી મારા મગજની જ કલ્પના છે—"

"અરે ગાંડા, પણ પહેરામણી લેવાનો તો વરપક્ષનો હક જ છે." ધીરજ નહિ છોડતાં ઉષા બોલી

"એ...મ? છોકરાનો બજારભાવ નક્કી કરવાનો માબાપને હક છે કેમ? ભલે, તમે તો તમારો હક વાપર્યો—તમારૂં કર્તવ્ય (?) બજાવ્યું-પણ હવે સનત મામાને ત્યાં સુરત રહેવા આવવા માટે મારે નોકરી છોડવી પડશે! પણ એ કેમ બને? આવી સારી-ચારસો રૂપીઆની નોકરી કેમ કરીને છોડવી? વળી બેકાર જમાઇ માથે વાગે તેમાં સનત મામાને પણ શું સુખ? એટલે મારા ધારવા પ્રમાણે એજ સુરતનું બધું સમેટી લઇ મારી સાથે સહકુટુંબ કરાંચી આવી રહેશે-અહીંનું ઘરબાર તો વેચાઈ ગયું છે એટલે તેમને અહીં ઝાઝો વ્યવસાય પણ નહિ હોય? છતાં તેમને જ એ વાત પસંદ ન હોય તો મારા પગારમાંથી હું દર મહિને બસો રૂપીઆ અહીં મોકલી આપીશ એટલે ખલાસ—"

વિનોદ બીલકુલ ચંડા ચિત્તજથી બોલ્યો

## વસંત આવી

: અંજની :

તુમે નવચેતન પ્રગટાવી,
હર્ષ-નીર નયને છલકાવી,
મન-સાગર મ્હોજે ઉછાળાવી,
નવ વસંત આવી

ફૂલોમાં ફોરમ પસરાવી,
આંબે ફુટ મ્હોર ખીલાવી,
અમીરસ છોળ બધે ફેલાવી,
નવ વસંત આવી.

ઢેલ-મયુર નર્તન દેખાડી,
કોયલ ટહુકા ચિત્ત જગાડી,
ઠંડી દિનો દુર ભગાડી,
નવ વસંત આવી.

શ્રી. બાલકૃષ્ણ મુગટરામ ઠાકર

જતો હતો ! ઉષાને શું કરવું તેની કાંઇ જ સમજણ પડી નહિ. " હાય, હાય ! આટલા માણસ વચ્ચે ન્યાત જાતમા આવો ફજેતો ?–" નીચું મો કરી શૂનમૂન ઉભેલી વીરમતી સામે તેની નજર ગઇ ને તે ફફડી ઉઠી " આ ચેલકીને ખાતર આજ આટલો ફજેતો થયો– પણ હવે જોઇ લેજેને–અમદાવાદમાં મારી સાથે કામ લેવાનું છે-જમાઇએ પ્રશ્ન કર્યો એટલે સનતભાઇ ફુલાઇ જતા હશે,–પણ તેમની છોકરીની તો રેવડી દાણાદાર કરાવી નાખું-જોયા કરોને–છોકરીની સાસુને છંછેડવી સહેલી નથી—"

( ૭ )

ઉષાએ વીરમતી તરફ ફેંકેલા ખુન્નસ ભર્યા કટાક્ષથી અને તેની સાથેના આ છવન સહવાસથી વિનોદ તેના ભેજામાં ચાલતા વધુ ભયકંર વિચારો પણ કળી ગયો. તે સ્વાભાવિક રીતે બોલ્યો. " બેન, અત્યારે મોંઘવારી પણ કેટલી છે ? ને લગ્નમાં ગાડીભાડાનો તમને ઘણો ખર્ચ થઇ ગયો છે; ને મારે અહીંથી સાંતાક્રૂઝ જવાનું છે–કેમકે જુહુના એરોડ્રોમમાં આવતી કાલે મારે હાજરી આપવાની છે કદાચ કરાંચીથી ત્યાં મારી બદલી પણ થવાનો સંભવ છે–તો નાહક અમદાવાદ સુધી એક માણસનો ખર્ચ તમારે શા માટે વેઠવો પડે ? ને હવે મારા પગારમાંથી પણ તમને કાંઇ મદદ થવાની નથી–એટલે કાલે હું એને મારી સાથે જ સાંતાક્રૂઝ તેડી જઇશ. "

બસ ખલાસ ? બધી બાજુએથી ઉષા હેબતાઇ ગઇ ! સનત્‌ભાઇ પાસેથી લીધેલા પૈસા વિનોદ પાઇએ પાઇ ચૂકતા કરી આપશે ? તો શું કમાયાં ? સનત્‌ભાઇને દુનીઆમાં વિના કારણ ખોટો જશ આપવાનો કેની ?

પરતુ વિજયરાય ગમે એમ પણ પુરુષ હતો–કેળવાયલો હતો–તેણે પુત્રની સાત્વિક વૃત્તિ આગળ પોતાની હાર કબુલ કરી ! સનતને ખાનગીમાં બોલાવી-છતાં પાંચ નિકટનાં સંબંધીઓની રૂબરૂમાં સાત હજાર રૂપીઆ પાછા આપ્યા. અને વિનોદે એકદમ આગેકુચ કરતાં જાને પણ અમદાવાદ તરફ વરકન્યા સહ પ્રયાણ કર્યું.

---

ભારતની સંસ્કૃતિ એટલે તો માત્ર આર્યાવર્તની સન્નારીઓની પ્રકૃતિ જ.

બ્હેનો કે માતાઓ તો કુદરતી રીતે જ શિક્ષક જન્મે છે. અને એથી તો એક સારામાં સારા, જ્ઞાનથી સભર અને પદ્ધતિથી પરિપૂર્ણ બનેલા શિક્ષકભાઇ કરતા ય વધુ સરળતા, સહજતા અને સુંદરતાના ત્રીવેણી સંગમ સરીખું; પાવિત્ર્ય-અર્કસમું તથા સર્વત્ર સેવાની સુવાસ પ્રસરાવતું શિક્ષણ તો એક સામાન્ય ગણાતી બ્હેન કે માતા પણ આપી શકે છે. અને આમ હોવાથી જ આપણે સીનદગાથી અનેકાનેક સાંસ્કૃતિક ઝરણાંનો ઉદ્દગમ સ્પષ્ટ નિહાળી શકીએ છીએ.

મને તો લાગે છે કે સ્નેહ લગ્નના જડ હિમાયતીઓ આર્યાવર્તની ત્યાગ, સંયમ ને બલિદાનની ઉચ્ચતમ સાધુતાનું પવિત્ર સ્થાન, પાશ્ચિમાત્ય પ્રજાની વિલાસીતામાથી ખદબદતી દુર્ગંધથી ગંધાવી મૂકશે.

એ તો મેં નજરે જોયું છે કે સંગીતની ધૂનમા ને ધૂનમાં ઘણી બ્હેનો અત્યંત ગૃહકામ ( પરિશ્રમ ) કરતા છતાં પણ થાકતી નથી દળતા દળતાં ગાવાની પ્રાચીન પ્રણાલિકા એ જ ધ્યેયને અનુસરી રચાઇ હોય એમ લાગે છે.

—રવિ.

# એક પત્ર

સંપાદક :
શ્રી. વનલીલા દેસાઈ

[ કોઇની સંગ્રહિકામાંથી ઉપસી આવેલો આ પત્ર યથાતથા અહિં રજૂ કર્યો છે. ]

મારા શરદ,

જવાબ માટે ખાસ રાહ નો'તી જોઇ. એના કરતાં કંઇક વધારે જોઇતું હતું. મળી રહ્યું. ચીઢવવાનો બહુ શોખ થતો લાગે છે. 'હું તારાથી દૂર છું, તું મારાથી દૂર છે' એવું હું વિચારું ? તમને એવું વિચારવાને શું કારણ મળ્યું, કહોની ? તમે જ કહ્યું છે ને કે બન્ને અલગ છે એ ભાવના જ સહજીવન માટે ઘાતક છે. અને ખરે જ, આધ્યાત્મિક દષ્ટિએ આપણે એક જ છીએ.

સહજીવન માટે તમારા વિચારો વિશિષ્ટ નથી જ. બધા શિક્ષિત સ્ત્રી-પુરુષ એવું માને છે. માનવું એ એક વાત છે, અમલમાં મૂકવું એ બીજી વાત છે. પણ એટલે કંઇ પ્રયત્નો છોડી દેવા એવું તો નથી જ. જ્યાં સુધી માણસમાં સંસ્કારનો છાંટોએ હોય ત્યાં સુધી તો બહુ ફીકર ન રાખવી. પણ જ્યારે મનુષ્ય, ખાસ કરીને પુરુષવર્ગ Narrow-minded-(સંકુચિત મનનાં) થાય છે ત્યારે તેનું શું ? શારીરિક ગુણો-અવગુણો તરફ આંખમીંચામણાં કરો છો. ખરું છે ? તેથી જ 'જાડી' કહેવાય જતું હશે, ખરું ને ? કંઇ નહિ ! એ તો મને ગમે છે. શિક્ષણ એટલે જો શાળા-શિક્ષણ જ મનાતું હોય તો એ ખાસ જરૂરનું નથી, એમ હું પણ માનું છું. હું તો નૂતન શિક્ષણ કહું છું જેનાથી માણસ સંસ્કારી થવા પ્રેરાય; જેનાથી માણસ જરા પકવ બની શકે. આપણી આજની કેળવણી ભાવિની એ આદર્શ ઘટના અસ્તિત્વમાં લાવવા માટે જરૂરના ગણાતા મૂળ સિદ્ધાંતો શીખવતી નથી. આજની કેળવણી આત્મપરીક્ષા કરતાં નથી શીખવતી એ જ મોટી ખામી છે. કલામય કુદરતપરિચય અને વિશ્વ-એકતાની ભાવના આપણા જીવનમાં વણાવી જોઇએ. મનની વૈજ્ઞાનિક કેળવણીની દષ્ટિએ વિચાર કરીએ તો આપણને વસ્તુઓનો લુખ્ખો જ ખ્યાલ આવે છે. ઊર્મિઓની પણ કલામય કેળવણીની જરૂર ખરી જ. ઊર્મિપ્રધાન મન જ વસ્તુના 'જીવન'નો સ્પર્શ કરી શકે છે. મારે કબુલ કરવું જોઇએ કે એ વસ્તુ પ્રત્યે મેં તમારા કરતાં ઓછું ધ્યાન આપ્યું છે.

હવે હું શિક્ષિત યુવતિ ઉપરની તમારી ટીકા ઉપર કહું. ભણેલી છોકરીઓ માટે આ એક ભારે prejudice છે કે હમારા એમાંથી છૂટવાના પ્રયત્નો પણ નિષ્ફળતા જ આપે છે. સ્ત્રીઓનું ઉછાછળાપણા માટે જો આજની કેળવણી પર આક્ષેપ મૂકાતા હોય તો એ ખોટું છે; કોઇક વખત ખરું છે. પણ એ જ શિક્ષણમાંથી જ ગાંધીજી અને જવાહરલાલ જેવા પાકયા છે. પરંતુ એ બધું મનોબળ અને સંસ્કાર પર ખાસ આધાર રાખે છે. આજની યુવતિઓ સંઘજીવનથી વિમુખ થાય છે એ ટીકા થોડેઘણે અંશે ખરી છે. હું માનું છું કે એવું ન જ થવું જોઇએ. કૌટુંબિક મર્યાદાઓ ઓળંગવી કઠિન છે જ. એમાં આત્મભોગ આપવો પડે છે પણ એ શિક્ષિત યુવતિ સારી રીતે સમજી શકે છે. શિક્ષિત યુવતિઓ સંયુક્તકુટુંબની પ્રથાને અવગણે છે એમ માનનારાને હું પૂછી શકું કે અશિક્ષિત સ્ત્રીઓ જુદા રહેવા પ્રેરાય છે એનું કારણ શું ? હમણાં વ્યકિતગત વાત ન થઇ શકે. શિક્ષિત સ્ત્રીઓનું જીવન ખર્ચાળ હોય છે એ દલીલનો હું પૂર્ણ વિરોધ કરું છું. એવું હોય જ

કેવી રીતે ? શિક્ષિત અને અશિક્ષિત યુવતિઓનાં જીવન સરખાવો. આજની સ્ત્રીઓને લુગડાં કે અલંકાર એવા બાહ્ય સૌંદર્યને પોષવાનાં સાધનોની પરવા નથી હોતી. ઊલટું એમ કહોને કે તમારી માનસિક અને આર્થિક સ્થિતિમા સુધારો કરે છે. આ તો ખાલી વાત છે. સ્ત્રી નોકરી કરવા જાય એટલે એનો અર્થ એમ જ થાય કે એના સ્ત્રીધર્મથી એ વિમુખ થાય છે. મને તો જરાયે સમજણ નથી પડતી કે જો શિક્ષિત યુવતિઓ છકી જાય એને માટે એનું શિક્ષણ જવાબદાર હોય તો અશિક્ષિત સ્ત્રીઓ માટે શું જવાબદાર હોઇ શકે ? એઓની અજ્ઞાનતા ? મારે કહી દેવું જોઇએ કે સ્ત્રીઓ પર જો કોઇ પણ જાતના આક્ષેપ મૂકાતા હોય તો એના કારણમાં પશ્ચિમનો પવન, આર્ય સસ્કારોનો અભાવ અને પુરુષોની સ્વાર્થી પ્રકૃતિ છે આમાં સ્વજાતિના પક્ષપાત જેવું કાંઇ નથી. આ તો તમારી લુલી દલીલની વાત છે. સંયુક્ત કુટુંબની પ્રથા માટે ફરી કહું કે આપણે અમુક ભાવનાઓમાં સ્થૂળ બાજુને જ પ્રાધાન્ય આપીએ છીએ. દરેકને રીઝવી શકે એવું એક પણ જગતમાં ન હોઈ શકે. અને એવું જગત કલમ કે કાયદા વડે ન સર્જાય. એમાં વ્યક્તિને બદલાવાની જરૂર છે. આખી માનવદષ્ટિ બદલાય ત્યારે એવી સ્થિતિ આવી શકે. એ માટે આપણે જ પકવ કાં ન થઇએ ? એને માટે તો કલાત્મક કેળવણી વડે emosions (ઊર્મિઓ) કેળવવી પડે અને વળી વ્યકિતગત્ કે સમુહગત્ આંતરયોગ સાધવો પડે. છેવટ કહી દઉં કે લાગણીઓને ચીમળાવી દેવી ન જોઇએ. સંયમવાળી લાગણીઓ સર્જનાત્મક બની શકે છે એ તો તમે મારા કરતાં સારી રીતે જાણો છો. દરેક પ્રકારની લાગણીને ઉચ્ચ દિશા તરફ વાળી શકાય. ગુસ્સો કરતાં પણ કળામય રીતે આવડતો જોઇએ. હં, એ તો મારે જ તમારી પાસે શીખવું છે. કાવ્ય પણ સર્જનાત્મક લાગણીઓનું સંતાન જ છે ને ? સમજાવશો ?

માફ કરજો. વિચારોનું વ્હેણ બહુ જલદી દિશા બદલે છે. ગોળ ગોળ લખી નાંખ્યું. વળી વચ્ચે કેટલા અંતરાયો આવે છે. ખબર છે ? મારે ક્યાં 'ગુણસુન્દરી'માં આર્ટિકલ મોકલાવવાનો હતો કે હું બ્હાના કાઢીને ઉપર ચઢીને લખવા બેસી જાઉં ? ધર્મસંકટ આવી પડે છે. એમાંથી મારાથી મુક્ત ન થવાય તો એનો દોષ તમે વ્હોરી લેવા તૈયાર છો ? એમને ય 'એક વ્યક્તિત્વ' ન કેળવાય.

તમે આડકતરી રીતે ઘણી સલાહ આપી. કંઇ નહિ. આજે તો હું એને એક 'પારકા' છોકરાની સલાહ તરીકે સ્વીકારી લઉં છું. પછી તો—

ઘણી વાત પૂછવી છે, કહેવી છે. સમય નથી મળતો. અમુક વસ્તુઓ તો નથી કહેવાતી, નથી લખાતી. એમ ન કહું તો: " ભાવના ભાષા ઝરે ત્યાં શબ્દનાં ઓધાણુ શો ? "

બસ ત્યારે, તમે લખી શકો છો, જવાબની રાહ જોયા સિવાય. આભાર

તમારી જ કુસુમિકા

# ભક્તના ભગવાન

મૂળ બંગલેખક :
શ્રી. અસમંજ મુખોપાધ્યાય

અનુવાદક :
ટોપણ દયાલજી ઘેલાણી

( ગયા અંકથી ચાલુ )

બીજે સોમવારે બપોરે એકાએક ગોવર્ધનનું ચારિત્ર્ય ખરાબ થઇ ગયું. બાબત એમ બની કે સામા ઘરમાં રહેતો કાલીચરણ લાલચોળ આંખો કરી હાથની મુઠી ઉગામતો તેની સામે આવી ઉભો અને ફાવે તેમ બોલવા લાગ્યો. તેનો અર્થ એ કે, થોડી વાર પહેલાં ગોવર્ધન શા માટે તેની સ્ત્રી તરફ એવી નજરે ઘણી વાર સુધી જોઇ રહ્યો હતો ?

કાલીચરણની સ્ત્રીની ઉમર હતી એકવીશ વર્ષની અને ઘણીયે વાર ઘણા ઘણા પ્રયત્નો કર્યા પછી હમણાં પહેલી જ વાર તેને પતિને ઘેર તેનું ઘર માંડવા આવવાને રાજી કરવામાં આવી હતી. પણ હજુયે તેનું મન પતિને ઘેર બરાબર ચોંટતું નહોતું.

ગોવર્ધન પ્રથમ તો આભો જ બની ગયો. થોડીવાર પછી તે કાંઇક બોલવા જતો હતો તેને રોકીને કાલીચરણ બગડીને બોલી ઊઠ્યો " તું તે એવડો કયો મોટો-શું તને કહું-હું જોઇ લઇશ. બાઇ માણસની સામે તાકી તાકીને જોઇ રહેવાનું હું તને ભુલાવી દઇશ, સમજ્યો."

ગોવર્ધને કહ્યું-' આપ શું કહો છો ? હું કાંઇ સમજી શકતો નથી. ઘણીવાર હું મનમાં ઉંડો ઉતરી, કાંઇક વિચારમાં પડી જઇ ખાલી શુન્ય આંખે એક તરફ જોઇ રહું છું ખરો પણ કોઇ અમુક વસ્તુ તરફ હું તાકીને જોતો છતાં મારી ખરી નજર તે તરફ હોતી જ નથી. બહારથી હું તે તરફ જોતો છતાં અંતરથી હું જુદી જ વસ્તુનો વિચાર કરીને તેને જોતો હોઉં છું, કાલીચરણ બાબુ."

" અંદરની દૃષ્ટિ ત્યારે કઇ તરફ હોય છે ? "

" આંતર દૃષ્ટિમાં સદાય કાળ મારી આંખો સામે તરતાં હોય છે—મારા પ્રાણ સરખું—મારૂં શિમુલ ગામ—મારા પ્રાણથીયે અધિક-મારા ગોપાલ ! ગોપાલ ! "

હાથની મુઠી ફરી એક વાર સખત કરી ગોવર્ધન સામે ઉગામી કાલીચરણ બોલ્યો- " પ્રાણથી અધિક ગોપાલ ? હમણાં હું તને દેખાડી આપું છું તારો ગોપાલ ? તારો ઢોંગ—તારા દંભની દોણી હમણાં જ હું ફોડી નાંખું છું ? રસા-પાજી, સુવર, રાસકલ ?"

બીજે દિવસે સવારે ગોવર્ધન હાથ મોં ધોઇ કપડાં બદલી દુકાનની ચાવી હાથમાં લઇ ઘરમાંથી બહાર નિકળ્યો, પણ દુકાન પાસે આવતાં જ તે ચમકીને આભો જ બની ગયો. તેણે જોયું કે, દુકાનનાં બારણાં ખુલ્લાં હતાં અને પેલો કાલીચરણ નિરાંતે થડા ઉપર બેસીને માલની લે વેંચ કરતો હતો

ગોવર્ધન તો ખગાકાર થઇ ઉભો ઉભો જોઇ જ રહ્યો.

કાલીચરણ એક ઘરાકને ચણા-મમરા દેતો દેતો ગોવર્ધન તરફ જોઇ બોલ્યો-" તમને શું જોઇએ છીએ ? "

વાત સીધી કે સાધારણ નહોતી. મતલબ કે ત્યાં માણસોની મેદની જામી. ગોવર્ધનને આ તરફ કોઇ બહુ ઝાઝું ઓળખતું નહોતું.

એથી ઊલટું કાલીચરણને ઘણાય ઓળખતા હતા. કાલીચરણે દુકાનના થડા ઉપર બેઠે બેઠે જ કહ્યું–" અરે ભાઇ, કોઇ મહેરબાની કરી પોલીસ ચોકીમાં ખબર આપી આવોને. મારી જીવતી જાગતી માલેકીની દુકાન આ ' કાલીભંડાર '–મારા જ નામ ઉપરથી દુકાનનું નામ આપ્યું છે–તેના આ કોણ જાણે ક્યાંના એક ભાઇ ગોવર્ધન ધણી ધોરી થઇ તેને પચાવી પાડવા માંગે છે. "

મેદનીમાંના એક માણસે ગોવર્ધનને ધક્કો માર્યો. બીજાએ વળી બીજો ધક્કો માર્યો. ત્રીજો વળી તેના હાથનું બાવડું પકડી થોડે દુર સુધી ગંગાના ઘાટ તરફ ધકેલી ચાલ્યો. ચોથો એક જણ બોલ્યો–" બાજો દિકરો પાકો ઠગ લાગે છે ને ? આવી ઠગ બાજી તો આ પહેલવેલી જ જોઇ " વળી પાંચમો એક-જણ બોલી ઉઠયો–" અરે ગાંડો હશે ગાંડો " કાલીચરણ બોલ્યો–" એને જરા સારી રીતે ગંગાજીના પાણીમાં બેસાડી રાખો અને માથા ઉપર પાણી છાંટયા કરો, માથામાં ચડેલી ગરમી એની જરા ઓછી થાય. "

એટલે કે આ બનાવ પછી ગોવર્ધન ચક્રવર્તીનો આ " કાલીભંડાર " તે દિવસથી શ્રીયુત કાલીચરણ પાલની માલેકીનો ગણાવા લાગ્યો અને તે દિવસથી એકાર કાલીચરણ આ બની બનાવેલી આકાર દુકાનનો ધણીરણી બની સવાર સાંજ દુકાને બેસી ઘરાક સમજાવતો જોવામાં આવતો–" આટો સવાશેર સાડા આઠ પૈસા, તમને તેલ કેટલું આપું ભાઇ ? ભાઇ તમને ગોળ ખજુરનો આપું કે શેરડીનો ? "

આ તરફ ગોવર્ધન કાશીઘાટને રસ્તે રસ્તે, ગલીએ ગલીએ અરધા ઘેલા જેવો બની સવાર–બપોર–સાંજ ભટકવા લાગ્યો. તેના ઘરમાં ખાવાને ધાન નહોતું, પહેરવાને કપડાં નહોતાં સંચિત ધનમાં ફુટી બદામ પણ નહોતી; છતાં આ બાબતની તેને કાંઇ ફીકર ચિંતા જ નહોતી. તેને ફક્ત એક જ વાતનું રટણ-શિમુલ ગામ–તેનું પ્રાણપ્રિય શિમુલ ગામ–તેનાથી પણ વધુ–પ્રાણથી પણ અધિક પ્રિય વસ્તુનું રટણ–ના, એ નામ તે હવે જીભ ઉપર લાવશે નહીં, એ નિષ્ઠુરનું નામ જ્યાં હશે તે જગ્યાનો પડછાયો સુદ્ધાં તે લેશે નહીં.

ઉહ ? કેવો નિર્દય–કેવો અન્યાયી ? પેલા મિશનવાળા સાહેબની વાત જ સાચી લાગે છે. કદાચ ખરેખર એ જડવસ્તુ પથ્થરનું પુતળું જ—"

× × ×

" કયે ગામ રહેવું ભાઇ ? "

" શિમુલ ગામ. તારકેશ્વર પાસે."

" એ તરફ મેલેરીયા તાવનું બહુ જોર ખરુંને ! "

" હા. થોડું ખરું જોર તો ખરું, ભાઇ. "

" રસ્તા નદી ઘાટ વિગેરે કેવાં ? "

" રસ્તો ખુલ્લો. ચોતરફ મેદાન ખેતર."

" ત્યારે એને જ એટલું બધું વખાણો છો ખરુ ? "

" વખાણુ ? અરે ભાઇ એનાં જેટલાં વખાણ કરો તેટલાં ઓછાં. એવું ગામ તો કોઇ બતાવો મને. આ તમારાં કરોડ કલકત્તા એક સાથે ભેળાં કરો તોયે અમારા એક શિમુલ ગામની તોલે ન આવે સમજ્યા ? "

" નદી છે ? "

" નદી તો ઘણાય ગામને પાદર હોય છે. પણ અમારા શિમુલ ગામની નદી જેવી નદી કયાય ન મળે. દક્ષિણ ડાંગાની નદીના ઘાટ ઉપર તમે જો કોઇ દિવસ નાહી આવો તો તમે જીવો ત્યા સુધી એ નહાવાના આનંદની મઝા ભુલો નહી આ કાંઠેથી પેલે કાંઠે શું રમણીય શોભા વરસાદના દિવસોમાં—"

" બપોર થયા–તમારે ઘેર જાઓ. ઘેર તમારૂં કોણ છે ? "

" જી, એક દીકરી, એક દીકરો અને સ્ત્રી."

" તમે તો કહો છો ને કે તમારી પાસે એક રાતી પાઈ પણ ઝેર ખાવાને નથી. ત્યારે ચાર ચાર જીવનો ગુજારો કેમ ચાલે છે ? "

" ગોપાલજી બધું ચલાવે છે–થૂ–થૂ–થૂ! ( જીભ કચરી ) લેવાઇ ગયું–બોલાઇ ગયું. એ...નુ નામ ! જે મેં હમણાં કહ્યું તે નહીં– એમજ ચાલ્યું જાય છે–ચાલ્યું જાય છે ! "

ગોવર્ધન ત્યાં હવે વધુ વાર ઉભો નહીં. ઉપરનાં વાક્યો વારંવાર બોલતો બોલતો પાગલની માફક તે મુઠીઓ વાળી ત્યાંથી દોડી ગયો.

દિવસ નમી જવા આવ્યો હતો. છતા તે ઘેર ન જતાં ગંગાને કાંઠે એક એકાંત જગ્યાએ જઇને બેઠો. આખો દિવસ તેણે ત્યાં બેસી નેજ વીતાડયો. છેક સાંજ ટાણે તે જ્યારે જ્યારે ઘેર આવ્યો ત્યારે માયા તેના થાકેલાં શરીર અને લુખ્ખા ચહેરા તરફ જોઇ બોલી:

" આખો દિવસ કયાં રખડી આવ્યા કહો જોઉં ? "

" આ ચારેકોર આમતેમ ફરતો હતો અને બધું જોતો હતો. "

" શું જોતા હતા ? "

" એને "

" કોને ? "

ગોવર્ધને ધીમે સુરે લલકાર્યું:—

રીઝત ગ્વાલ રીઝાવત શ્યામ
  મુરલી બજાવત સખનિ બુલાવત
સુબલ સુદામા લઇ લઇ નામ
  સોહી પ્રભુ મોર ચરાચર સ્વામી
    વસ્યો મમ હૃદય મોઝાર

તું ગોપાલને જોઇ શકતી નથી, માયા ?– આ રહ્યો જો. પેલો પેલા મનુકાકાના ખેતરને પેલે છેડે, ગોપાલ આગે દોડે છે, રમે છે, એને પકડવા જતાં એ નાશી છુટે છે. પાછું ફરીને જોતો જાય છે અને અને વળી હસતો હસતો દુર ભાગે છે. આ રહ્યો ગો–આ વેરાગી પાડાના કદમ અને બદામના ઝાડની નીચે બાલસખાઓ સાથે એન ઘેન ડાહીનો ઘોડો રમે છે. જો, જો, એકવાર જો, માયા, કોની તાકાત છે કે એને ગોપાલ તરીકે ઓળખી શકે ! જાણે કોઇ એક સંસારી ગૃહસ્થનો છોકરો !

વળી તે ગાવા લાગ્યો:

ચરણે નુપુર વાગે ઝમ્ ઝમ્
  દૌડ દૌડ કર ભાગે
હસંત સખા કર તાળી દે દે
ધરી શક્ત નાહીં ધરત ન દેતં
  ચાલ્યો જાય આગે

માયા તેનો આ વિલક્ષણ ભાવ જોઇને માથા ઉપર હાથ મુકી કયારનીયે જમીન ઉપર બેસી ગઇ હતી. તેનું આખું શરીર થરથર કંપવા લાગ્યું. ગોવર્ધન સામું જોઈ તેણે કહ્યું–" અરે તમે આમ શું કરો છો ? આ બધું શું બકો છો તમે ? કાંઇ ભાંગ બાંગ તો પીધી નથી ને ? માથામાં જરા તેલ નાંખી નાહી આવો જોઉં, આજ આખા દિવસમાં અનાજનો કણ સરખોયે તમારા પેટમાં ગયો નથી ! તમે શું સત્યાનાશ વાળશો, કાંઇ સમજ પડતી નથી."

" સત્યાનાશ તો વળવાનુંજ ને. ગોપાલ મારો આજ એક મહીનો થયા–નથી ન્હાયો– નથી તેણે કાંઇ ખાધું–સત્યાનાશ ન વળે તો બીજું શું થાય ? પણ મેં કેટલાંયે વર્ષ સેવા કરી એક દિવસ પણ તેને ભુખ્યો–ઉપવાસી રાખ્યો નથી. એ પાજી બદમાસને ત્રણ દિવસ બારણાં બંધ કરી તાળાં ચાવીમાં રાખ્યો હતો ખરો પણ, તેને ભોગ ધરવાનું હું ચૂકયો નહોતો, બજારમાંથી પતાસા ખરીદી મારા સુવાના ઓરડામાં એને ખાવા આપી ( ભોગ ધરાવી ) ઓરડાનું બારણું બંધ કરી સાંકળ લગાવી હું બહાર આવી ઉભો. થોડી-

વાર પછી સાંકળ ખોલી અંદર આવી જોયું, આહ મનમાં બહુ દુઃખ થાય છે માયા, મારો ગોપાલ એમાંથી બે ચાર પતાસાં ખાઇ ગયો હતો. આજ દિવસ સુધી મેં આ વાત તારી પાસે પણ કરી નહોતી માયા. તે મારા સિવાય બીજા કોઇની પાસે ખાતો નથી. મારા ૨૧ વર્ષનો સેવેલ ગોપાલ! મારૂં ૪૦ વર્ષનું શિમુલ ગામ !–ગોપાલ–ગોપાલ–ગોપાલ !

વળી તે ગાવા લાગ્યોઃ—

સોઇ પ્રભુ મેરા ચરાચર સ્વામી
વસ્યો મમ હૃદય મોઝાર
હૃદય મોઝાર–હૃદય મોઝાર.

માયા તો આભી જ બની ગઇ, તેનું આખું શરીર શિથિલ બની ગયું. તેની આંખો સામે બધું અંધારૂં જણાવા લાગ્યું. તેની જીભ તાળવે જ ચોંટી ગઇ. બોલવાની તેની શક્તિ જ હરાઇ ગઇ. તે આ ઉન્મત્ત પતિના મોં સામું એકીટસે જોઇ રહી.

× × ×

ભવાનીપુરના એક મોટા ધનવાન શેઠનું ઘર. બહારના ભાગમાં આવેલા એક ઓરડામાં બે ચાર જણા ચા–પીતા પીતા વાતો કરતા હતા. ગોવર્ધને ધીમે પગલે ત્યાં આવીને પુછ્યું–" તમે ગોપાલને ક્યાંય દીઠો ? અમારા શિમુલ ગામના ગોપાલને ! "

ત્યાં બેઠેલાઓમાંથી એકજણ બોલી ઉઠયો– " વળી પાછો તું અહીં ગાંડપણ કરવા આવ્યો કે ? "

" અરે બોલોને–ગોપાલને કોઇએ જોયો છે ? શિમુલ ગામના ગોપાલને ? એ–પેલા ચેટરજી કુટુંબના મંદિરમાં રહેતા તેને ? જોયો છે એને ? "

બાબુએ નોકરને સંબોધીને હાંક મારી– " અરે–એ આ પાગલને અહીંથી જલદી–"

" પાગલ નથી, બાપુ, પાગલ નથી; હું મારી મેળે જ ચાલ્યો જાઉં છું. મને એમ નકામા ઉભા રહેવાની થોડી જ ફુરસદ છે ? આજ એક મહીનો થયાં મારો ગોપાલ નાઠો નથી, ખાધું નથી, એની કાંઇ ખબર છે તમને ? "

ગોવર્ધન જેવો ધીમે પગલે આવ્યો હતો તેવો જ ધીમે પગલે આ ઘરનું આંગણું છોડી રસ્તા ઉપર આવી ઉભો. આ થોડા દિવસોનાં આચરણથી આ મોહોલ્લાનાં બધા માણસો તેને પાગલ તરીકે ઓળખી ગયાં હતાં. એટલે થોડીવારમાં જ માણસોનું ટોળું ત્યાં ભેગું થઇ ગયું અને તેની ચોતરફ વિંટાળાઇ વળ્યું. કોઇએ કહ્યું–" અરે–એ–પાગલ, આ જો તારો ગોપાલ પેલા ઝાડ ઉપર ચડી બેઠો છે." વળી બીજા કોઇએ કહ્યું–" હુગલી જીલ્લાના કોઇ એક ગામમાં કોઇ એક મંદિરના ગોપાલનું મોઢું વાંકુ થઇ ગયું છે, તે વાંકા મોઢાંવાળો ગોપાલ તો તારો ગોપાલ નથીને ?" વળી ત્રીજાએ કહ્યું–" આ–જો તારો ગોપાલ

પેલી મોટર હાંકતો ભાગ્યો જાય છે; જા-જા-દોડ-દોડ-પકડ-પકડ-એને. "

ગોવર્ધને ગાવા માંડ્યું:—

" ગોપાલ મારો ભાગી જાય
ભાગીને પાછો આવી જાય
પકડી એને કોણ શકે
ગોપાલ મારો ભાગી જાય
જો હું હવે નહીં પકડાય
જો હું હવે નહીં પકડાય-"

" અરે-ઓ-પાગલ "

હજુ ગોપાલ ગાયનનું આખરનું પદ ગણગણ કરી ગાતો હતો, તે બોલ્યો-" હું પાગલ નથી મારા મહેરબાનો પાગલ નથી. મને આ હાલતમાં મુકનાર, એ ગોપાલ જ છે. એને તમે ઓળખતા નથી મારા મહેરબાનો-ઓળખતા નથી, જો ઓળખતા હોત, તો તમે મારી હાલત સમજી શકત, કે એના વગર રહેવાથી માથું ઠેકાણે ન જ રહે. બાકી હું પાગલ નથી; પણ એ યાદ આવતાં હું પાગલ જેવો બની જાઉં છું ખરો. મારા ૨૧ વર્ષના ગોપાલને હું જે દિવસે પાછો પકડી શકીશ, તે દિવસે હું પાછો ડાહ્યો થઇ જઇશ. પણ તે નાસતો ભાગતો જ ફરે છે" આમ કહીને વળી પાછું ઉપરનું ગાયન ગાતો ગાતો તે કાલીઘાટ તરફ દોડ્યો.

પેલી તરફ એ જ વખતે બીજો એક માણસ આખો કાલીઘાટ ખુંદી વાળ્યો. તે હતો ચેટરજી કુટુંબનો નાનો ભાઇ. ઘણી શોધ, ઘણા પરિશ્રમ પછી, તેને હળધર લેનમા ગોવર્ધનના ઘરની ભાળ લાગી. ગોવર્ધન ઘેર નહોતો. 'નાના શેઠ માયાને ઓળખતા હતા. માયા એની લાજ નહોતી કાઢતી. કોઈ કોઇ વાર તેની સાથે વાત પણ કરતી હતી. માયાએ શેઠને બેસવાનું આસન આપી પ્રણામ કરી પૂછ્યું-" શું ખબર છે બાપુજી ?" શેઠ બોલ્યા-" પુજારી મહારાજ ક્યાં ગયા બ્હેન ? મારું તો સત્યાનાશ વળી ગયું. જે દિવસથી પુજારી મહારાજ ત્યાંથી ચાલ્યા આવ્યા છે, તે દિવસથી ગોપાળ ભોગ આરોગતા નથી, મોઢું ફેરવીને ઉભા છે. જલદી કહે બ્હેન પુજારી મહારાજ ક્યાં છે ? કેટકેટલી શોધ પછી આજે તમારા ઘરનો પત્તો માંડ માંડ મળ્યો છે ! "

શેઠ તો કાંઇનું કાંઇ બોલવા લાગ્યા. એના ચાલ્યા આવ્યા પછી નવો પુજારી ભોગ ધરાવવા જતાં ગોપાળજી મોઢુ ફેરવી ગયા. તે ફેરવેલું મોઢું હજી યે ગોપાલજીએ સીધું કર્યું નથી. કલકત્તે ખબર મળતાં શેઠ વગર વિલંબે શિમુલ ગામ ગયા. કુટુંબના બીજાં બધાં માણસો પણ એકબે દિવસમાં ત્યાં પહોંચી ગયાં. પણ ગોપાલનું મુખારવિંદ તો ફેરવેલું જ રહ્યું, ત્યારે ગામના બધા માણસોએ કહ્યું-" ગોપાલ ગોવર્ધનના જ છે. એનો ગોપાલ એને પાછો સોંપો, નહીં તો આમાં કોઇનું કલ્યાણ નથી. ચેટરજી કુટુંબનો સર્વ નાશ થઇ જશે, શિમુલગામની હસ્તિ નાબુદ થઇ જશે. " તે જ દિવસે શેઠે ચુંચુંડા જીલ્લાની રજીસ્ટરી ઓફીસમાં જઇ ગોપાલ અને ગોપાલની સેવાપૂજા સારૂ ૧૦૮ વીઘા જમીન દેવસમર્પણ કરી. તેના લેખ છાપાં ગોવર્ધનના નામનાં કરાવી લાવ્યા અને પછી એ લેખ છાપાં સાથે લઇ ગોવર્ધનની શોધમાં તે કલકત્તે આવ્યા. અને ગોવર્ધનની શોધમાં રોજ કલકત્તામાં આણીગમ પેલીગમ તપાસ કરતા ચોતરફ ફર્યા પણ ક્યાંય પત્તો લાગ્યો નહીં. આખરે આજે સવારે તેના ઠેકાણાની ભાળ લાગતાં તે લેખ છાપાં સાથે લઇ તે પોતે કાલીઘાટ દોડતા આવ્યા છે-વિગેરે-વિગેરે

બધી હકીકત સાંભળી માયા ધ્રુજી ઉઠી. તેના આખા યે શરીરમાં જાણે કાંટા ભોંકાવા લાગ્યા. તે ચિત્રમાં ચિતરેલી કોઇ સ્ત્રીની જેમ દિવાલને અઢેલીને અચળ ઉભી રહી. તેનું

માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. પેલા લેખ છાપાં માયાના હાથમાં સોંપી દઇ શેઠ બોલ્યા– " આ લ્યો બ્હેન. ગોપાલ અને ગોપાલની મિલ્કતના વારસ-અધિકારી તમે જ છો. આ વારસો–આ હક્ક તમને સોંપી દેવા હું અહીં દોડતો આવ્યો છું. "

" હું પણ દોડતો દોડતો જ આવું છું. મારો ગોપાલ ?" ઉતાવળે પગે ઘરમાં દાખલ થતાં જ ગોવર્ધને શેઠને એકદમ બાથમાં જકડી લીધા અને બોલ્યો-" મારો ગોપાલ ! હું એની શોધમાં ઘેલો થઇ ચોતરફ ફર્યો કરૂં છું. "

" તમારો જ ગોપાલ, પુજારી મહારાજ ગોપાલ તમારો જ. ગોપાલ બીજા કોઇનો નહીં. ચાલો મારી સાથે, ચાલો હું તમને ગોપાલ સોંપી દઉં. તમે ગામ છોડીને ચાલ્યા આવ્યા ત્યારથી તમારો ગોપાલ અપવાસી–ભૂખ્યો છે. "

શેઠને પોતાની બાથમાંથી મુક્ત કરી. અપૂર્વ ભાવથી ભમરો ઉંચી ચડાવી શેઠ તરફ મીટ માંડી જોઈ રહી ગોવર્ધને પૂછયું " હેં ? અપવાસી–ભૂખ્યો ? મારો ગોપાલ ? હું ચાલ્યો આવ્યો ત્યારથી ?– ચાલો-ચાલો–ચાલો–ચાલો–જલદી–ચાલો. "

ગોવર્ધન દોડીને બહાર જતો હતો. શેઠે તેને પકડી લીધો.

બીજે દિવસે ગોવર્ધન પાછો આવ્યો છે એવું સાંભળતાં શિમુલ ગામના લોકોની ગોપાલજીના મંદીરના ચોકમા ઠઠ જામી.

બધાઓએ મહાન અજાયબી વચ્ચે જોયું– ગોપાલનું ફેરવેલું મોઢું પાછું સીધું થઇ ગયું હતું. ( સંપૂર્ણ )

# ન્હાનો દિયર

( રાગ : મહીડાંના દાન અમે નહીં દઇએ રે લોલ )

ન્હાના દિયરનાં હેત ઉછળે રે લોલ
જાણે સાહેરના તરંગ રે : ન્હાના૦

સુખડું પ્રફુલ્લ નિત્ય દીસતું રે લોલ
ઉમંગ કંઇ અંતરે અખંડ રે: ન્હાના૦

વરસે વર્ષા મધુ વાણી તણી રે લોલ
પ્રસરાવે અનેરો આનંદ રે : ન્હાના૦

ન્હાનો દિયર કદી જો ખીજવે રે લોલ
સહેજે ગુસ્સો નહીં અડંત રે: ન્હાના૦

જાયે એ હોંશથી શાળામહીં રે લોલ
વિદ્યા ભણવે અતિ ઉમંગ રે: ન્હાના૦

ખેલે ખેલો મિત્રો સંગાથમાં રે લોલ
ત્યાં કૈં વિધવિધ મચાવે રંગ રે: ન્હાના૦

રહેણી એવી અતિ આનંદમયી રે લોલ
વ્હાલો વ્હાલો અતિ લાગંત રે: ન્હાના૦

એને રીઝવતાં ઈશ રીઝતો રે લોલ
પ્રેમીલાં લોચનો હસંત રે : ન્હાના૦

ભાવી કેરી ઉર આશિષ છે રે લોલ
થાયે જીવન જગે જવલંત રે : ન્હાના૦

શ્રી. મોહનલાલ પ્રાગજી પટેલ

# વસંત

[ ઉપજાતી ]

નિસર્ગ જંગે સુરંગે નચંતી,
વસંત હસંત સુધા સરંતી,
અનંતની દિવ્ય બંસી બજંતી,
ઉરે ઉરે નવ્ય જ્યોતી જગંતી.

સુઅંબરોમાં ચંદ્રિકા પ્રકાશી,
ઉષા સુરંગે જગાંગે સુહાગી,
ને તારકોની રચી આશમાળા,
રસે અર્પે રમ્ય વસંત બાળા.

ચિરનવ્યપારો દિગંત દમકે,
ચિદાકાશે વીજ જ્યોતી ચમકે,
સુવિશ્વની કોતર . કન્દરામાં,
અમી ઝરંતા ઝરણાં ઠમકે.

મયૂર કોકિલના ગાન ગાજે,
મૃદંગ, ચંગ, અમી આમ્ર બાજે,
દિગંત આનંદ ઉત્ફુલ્લ રાજે,
પ્રફુલ્લતી સૃષ્ટિ સોનેરિ સાજે.

વસંતનો ભવ્ય તંબુર છેડો !
ને ચગવો ગીત વિરાટ વ્યોમે,
અગાધ અંભોધિમાં દિવ્ય પુંજો !
ફરી પ્રફુલ્લો અમ ક્રાંતિ કુંજો.

શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

# ઉમંગ

લેખક :
જયેશ મુનશી

"કાલે સવારે દરિએ મળીશ" ઉમંગે ઉલ્લાસને કહ્યું.

"જરૂર."

શિયાળાની ઋતુમાં સવારે વહેલા ઉઠી ફરવા જવું એ એક સાધારણ નિયમ છે.

ઉમંગ એના મામાને ત્યાં રહેતો અને પોતાનો અભ્યાસ 'કરતો.

ઉલ્લાસ એની જ ન્યાતની અને થોડે દૂર રહેતી.

ઉમંગ અને ઉલ્લાસ એક જ ન્યાતનાં અને એક જ વર્ગમાં અભ્યાસ કરતાં હોવાથી સહચાર સારો હતો. વડિલ વર્ગે સાથે બોલવામાં અને ફરવામાં વાંધો નહિ લીધો.

બન્ને સાથે ફરતાં અને વિદ્યાર્થી જીવનની મોજ ઉડાવતા.

ઉલ્લાસની માતા સાથે ફરતાં જોઇ આનંદ અનુભવતી.

ઉમંગનાં મામી મુખ મલકાવતા.

રોજના નિયમ અનુસાર ઉમંગ સવારે વ્હેલો ઉઠયો, અને દરિઆ તરફ ચાલવા માંડયું.

* * *

"બા, હું દરિએ ફરવા જાઉં છું."

ઉલ્લાસની માતાએ અર્ધ નિદ્રિત અવસ્થામાં રજા આપી.

ઉલ્લાસ દરિઆ કાંઠે સરી પડી.

શિયાળાની ઠંડીમાં–અંધકારના પડદામાં ઉમંગ અને ઉલ્લાસ દરિઆ કાંઠે ઉતરી પડયાં.

ઉમંગ દરિઆ કાંઠે આંટા મારતો.

ઉલ્લાસ એક ખડક પર બેઠી બેઠી દરિઆનું આગમ્ય સંગીત સુણતી.

ઉમંગ, ઉલ્લાસની પ્રતિમા જોવા અકળાયો.

ઉલ્લાસ, ઉમંગની રાહ જોતી ઉશ્કેરાઇ.

બન્ને એક બીજાને મળવાની ઉતાવળમાં આમ તેમ નજર નાખતાં, પણ અંધકારનાં પડળ તેમને જોવા દેતાં નહિ.

બન્ને હતાશ થયાં. એક બીજાને દોષ દેવા તત્પર થયાં.

સૂર્ય ભગવાનનો આછો પ્રકાશ પથરાવા માંડયો. પક્ષીઓના પ્રિય અવાજ–અને માછીઓના બાલકોના રૂદનના મિશ્ર અવાજ ઉમંગ અને ઉલ્લાસની ઇચ્છાને સતેજ બનાવતા.

ધીમે ધીમે પ્રકાશ વધવા માંડયો.

ઉમંગે આસપાસ નજર ફેરવવા માંડી. દૂર સ્વચ્છ સફેદ વસ્ત્ર ઉડતું દીઠું.

ઉલ્લાસ, ઉલ્લાસમાં આવી. પવને પાંખ દીધી.

ઉમંગે, 'ઉમંગથી, સફેદ વસ્ત્ર તરફ ચાલવા માંડયું.

"અરે ! તું ક્યાં હતી ?" ઉમંગે ઉશ્કેરાઇ કહ્યું.

"આવી રીતે મશ્કરી કરો છો ખરું ને ?"

ઉલ્લાસે મીઠો ઠપકો આપ્યો.

"હું તો અહિ કલાકથી આંટા મારૂં છું." ઉમંગે પોતાનો બચાવ કર્યો.

"એક કલાકથી તમારી રાહ જોઇને કંટાળી ગઇ છું." ઉલ્લાસ ઉવાચ.

બન્ને એકબીજા સામું જોઇ રહ્યા.

એકદમ ઉમંગ અને ઉલ્લાસના હાસ્યના પડઘા ચોમેર ફરી વળ્યા.

# આપણો......... ખેડુત

લેખક : શ્રી. વીપીન ન. લાખીઆ

હિંદ એક દેશ એવડો મોટો છે કે તેને સાચે જ ખંડ કહી શકાય. તેનો વિસ્તાર અને તેની વસ્તી ચીનદેશ બાદ કરતા કોઇ પણ દેશ કરતા વધારે છે. જગતની વસ્તીનો પાચમો ભાગ હિંદની ધરતી ઉપર વાસ કરે છે હિંદમાતાને ચાળીશ કરોડ સંતાન છે આ માનવીઓનો મોટો ભાગ ( લગભગ ૮૦ ટકા ) ગામડામા વાસ કરે છે. માટે જ હિંદનુ ભાગ્ય ગામડાના ભાગ જોડે સંકળાએલુ છે ગામડા દુખી તો હિંદ દુખી, ગામડા સુખી તો હિંદ સુખી. ગામડાં હિંદમાતાનો આત્મા છે. માટે આપણે ગામડા તરફ લક્ષ્ય આપીએ

હિંદમા સેકડો ગામડાંઓ છેઃ ગામડાની વસ્તી હજારથી માડીને વીશ હજાર સુધીની છે. ગામડામા ત્રીશથી બત્રીશ કરોડ માનવીઓ વસવાટ કરે છે ગામડાનો મુખ્ય ધંધો ખેતી છે. ખેતી ઉપર ગામડાના લગભગ બધા લોકો નભે છે. તેથી ખેતીની આબાદી કે બરબાદી ઉપર ગ્રામ્યજનની સુખાકારી કે આપત્તિનો આધાર રહેલો છે. સરેરાશ જોતા માલૂમ પડે છે કે દરેક ખેડુત દુઃખી ગરીબ અને દેવાદાર હોય છે દરીદ્રનારાયણના દર્શન કરવા હોય તો ગામડાના ખેડુત તરફ નજર કરો. તેની જાહોજલાલી નષ્ટ પામી છે તે શરીરે, મને, અને વિચારે કરીને અધોગતીએ પહોચ્યો હોય છે. આના કારણો શોધવા પડે તેમ નથી.

દરેક ખેડુતનો મુખ્ય ધંધો ખેતી હોય છે. ખેતીની આબાદીનો મુખ્ય આધાર વરસાદ છે. જો વરસાદ સારો હોય તો ખેતી સારી થાય, જો વરસાદ ખરાબ હોય તો ખેતી ખરાબ થાય. વરસાદ જોઇએ તેવો જ પડવો જોઇએ. વધારે વરસાદ તેમ જ ઓછો વરસાદ ખેતીને હાની પહોચાડે છે. માટે વરસાદનું પડવું પણ પ્રમાણસર અને વખતસરનું હોવું જ જોઇએ. તેથી ખેતીને કુદરત ઉપર અવલંબવું પડે છે.

ખેતીની બાબત લક્ષ્યમા લેતા એ પણ ખ્યાલ રાખવો જોઇએ કે ખેડુત પાસે સારી જાતના બી, સારા હથીઆર, અને સારાં ઢોરઢાખર જોઇએ. પણ તેની આર્થીક સ્થીતિ આવી વસ્તુને અવરોધે છે. તેથી તેની પાસે પુરાણી વસ્તુઓ માતમ પડે છે તેથી પુષ્કળ મહેનત કરતા છતા પણ સારૂ પરીણામ આવી શકતું નથી. જ્યારે પશ્ચિમના દેશોમા યાન્ત્રીક શોધથી-યંત્રથી હળ ચલાવે છે. અને થોડી મહેનતે સારા પરિણામ ઉપજાવી શકે છે. આપણે ત્યા વળી ઢોરઢાખર માંદા હોય તો તેટલો વખત કામકાજ બંધ રહે છે. કારણ તેમની દવાદારૂ માટે કેટલીક જગ્યાએ તો દવાખાના નથી અને જ્યા હોય છે ત્યા દવાઓ નથી. વળી ખેડુત પાસે દવા કરાવવા પૈસો નથી તેથી તે માદા ઢોરોને સોઘેભાવે વેચે છે, ખોટ ખાય છે, ખેતીનું કામ અટકાવે છે અને દેવાદાર થાય છે. કેટલીક જગ્યાએ તો તેની ગરીબાઇને લઇને ખેડુત પોતાની પણ દવા કરાવી શકતો નથી પુષ્કળ શ્રમને લઇને તે માદગી અનુભવે છે. અને દવાના અભાવે તે માંદગી જીવલેણ થાય છે અને તે ખેડુતનું કુટુંબ રઝળે છે.

વળી સરેરાશ ખેડુતવર્ગ ગરીબ છે, તેથી

તેને પૈસાની જરૂર પડે છે. તેના બાપદાદા તરફથી તેને દેવું વારસામાં મળે છે. અને તેની આબરૂ સાચવવા તે વ્યાજ સાથે વધુ દેવાદાર બને છે-તેની ખેતીને માટે તેને પૈસાની શરૂઆતમાં જરૂર પડે છે. વળી તેને ધાર્મિક રીવાજ જેવા કે જન્મ, લગ્ન અને મરણ વખતે કરવા પડે છે. સમાજ તેને ફરજ પાડે છે વળી તેને જીંદગીમાં સુખ નથી હોતું તેથી જીંદગીમાં આનંદ મેળવવા માટે પણ આ રીવાજની જરૂર છે. પણ તે રીવાજ પાછળ અનહદ ખર્ચ થાય છે. તેથી તે વધુ દેવાદાર થાય છે. તેથી ન છુટકે તેને લેણદારનો આશરો શોધવો પડે છે. તે તેને પુષ્કળ વ્યાજે ધીરે છે. વળી ખેડુતની અજ્ઞાનતાનો લાભ લઈ લેણદાર બીજો ખર્ચ લે છે. ખોટાં આંકડા પુરે છે. આવી રીતે ખેડુત પાસેથી થોડુંઘણું રહેલું રૂધીર પણ લેણદાર ચુસી લે છે. તે ખતમાં ખેડુતની જમીનો અને જાગીરો પચાવે છે. અને ખેડુત પૈસા આપવાનું ચુકે તે જ લાગ જુવે છે અને તેની મીલકત ચાઉં કરે છે. આવી રીતે ખેડુતવર્ગ માંસ અને લોહી વીનાના મનુષ્ય જેવો-સુકડુ થાય છે.

તદુપરાંત ખેડુતવર્ગ અજ્ઞાન છે. તે શહેરથી વિખુરો પડેલો છે. ગામડામાં રેલ્વે અને તારટપાલ પહોંચેલી નહિ હોવાથી તેનામાં ગામડાંનું જ જ્ઞાન છે. તેણે બહારની દુનીયામાં ડોકીઉં કર્યું નથી તેથી તે અજ્ઞાનતામાં સબડે છે. વળી તે કઢંગા વહેમ અને રીવાજોમા માને છે અને પોતાની જાતને વધુ કઢંગી બનાવે છે. ગામડામાં નીશાળની ખામી છે. અને એવાં બહુ જ જુજ ગામડાંઓ છે કે જ્યાં આગળ નિશાળો ચાલે છે. આપણો ખેડુત લખી વાંચી જાણતો નથી. તે બીજાની કહેલી વાતો ઉપર ભરોસો રાખે છે. આપણે ત્યાં આઠ ટકાજ ભણતર છે. તેથી ખેડુતને ઘણી મુશ્કેલી વેઠવી પડે છે. વળી તે અજ્ઞાન છે. તેની બુદ્ધિ પણ તેના ખેતર અને કુટુંબ પુરતી છે. આવી રીતે આપણો ખેડુત અભણ અને અજ્ઞાન છે તેથી તેની મનોવૃત્તિ ઉંચા આવવાની થતી નથી. તે જે છે તેનાથી આનંદ માને છે અને દૈવનું નીર્માએલુંજ થાય છે એમ માનીને બેસે છે. તેથી તે વધુ યત્ન કરતો નથી અને તેથી સુખી થઇ શકતો નથી.

વળી આ કારણોને લીધે આપણો ખેડુત હીનતા અનુભવે છે. ખેતીનો પાક Seasonal છે તેથી અમુક ઋતુમાં ખેડુતને આળસાઇમાં ભોગવવો પડે છે. બાર માસમાંથી સાત માસ તે બહુ ઉદ્યોગી હોય છે અને બાકીનો વખત તદ્દન આળસાઈ અનુભવે છે. તેથી ખેડુતની કમાણી ફક્ત થોડો વખતજ રહે છે. વળી તેનો પાક થાય કે તરત તેને લેણદારને તેના પૈસા પેટે વેચવો પડે છે. તેને બહાર વેચવા નથી જવો પડતો અને તરત વેચાય એ આકર્ષણે તે આપે છે. પરંતુ તેની કિંમત

ઘણી થોડી ઉપજે છે. તેથી ખેડુતવર્ગને કાંઈ ફાયદો થતો નથી. વળી તે થોડોક વખત વર્ષમાં આળસાઇમાં કાઢે છે. તેથી તેની આર્થીક સ્થીતિ બગડતી જાય છે. આળસાઈના વખતમાં તે દારૂ અને અનીષ્ટ બાબતોમાં પડે છે તેથી તે શારીરીક, માનસીક અને આર્થીક સ્થીતિ ક્ષીણ કરે છે.

આવી રીતે આપણો ખેડુતવર્ગ—જે વર્ગ આપણા દેશનું પ્રતિનિધિત્વ ધરાવે છે તે—આર્થીક, સામાજીક, નૈતીક, શારીરિક, અને માનસીક અધોગતીએ પહોંચ્યો છે અને જો તેને રુન્ધિત કરવા માટે પુરતાં પગલાં નહિ લેવામાં આવે તો આપણા દેશની સ્થીતિ વધુ કષ્ટમય બનશે. અત્યારે તો ગ્રામોદ્ધાર તેજ આપણો કાર્યક્રમ જોઇએ. જો ગામડાંઓ જાગશે અને સુખી થશે તો દેશ સુખી છે. તેમનું સુખ તે સર્વનું સુખ. તેમનું દુઃખ તે સર્વનું દુઃખ. માટે ગ્રામોદ્ધાર તેજ દેશોદ્ધાર નીવડશે. ગામડાંમાં જઇને દરેક યુવકે શિક્ષણનો પ્રચાર કરવો કારણ શિક્ષણનો અભાવ ગરીબાઈનું મુળ છે. તે ઉપરાંત તેમણે દવાખાનાં ખોલાવવાં, સહકારી યોજનાઓ ઉભી કરવી અથવા તેવી યોજનાઓને અભિવૃધ કરવી, તેમનામાં તેમનાંપણું લાવવું, રેંટીઆનો પ્રચાર કરવો, અને તેમને 'આપણા ખેડુત' કે જેનું નામ લેતાં આપણને અભિમાન આવે તેવો બનાવવો.

---

# એક કિરણની આશ

( પાર ઉતારો નાવ : એ ઢાળ )

એક કિરણની આશ
　　દયાધન !
　　　　એક કિરણની આશ.

કંટકભરી આ વસમી વાટે,
　　અંધારૂં ચોપાસઃ દયાધન !

પ્રતિકુળ પવન ફુંકાયે જોને !
　　તુજ વીણ કોની આશ ? દયાધન !

કરાલ આંધી રહી છવાઈ,
　　રુંધાય આથડી શ્વાસઃ દયાધન !

અખુટ જ્યોતિ રાશિમાંથી,
　　એકજ રશ્મિ પ્યાસઃ દયાધન !

નથી દિનેશ ! પ્રભો, તિમિરારી,
　　ના કરશો નીરાશ. દયાધન !
　　　　એક કિરણની આશ.

શ્રી. પુષ્પા શુકલ

## વસંતે

વસંતે વેલ મ્હારી ખીલે હો સજની;
વસંત વધામણાં દેજો જીરે.
લીલી છે વેલ ને ધોળાં છે ફૂલડાં;
કળીઓની વાત શું કહીયે જીરે.

હૈયાની વેલ એમ હસતી ને હાલતી;
આશાની વાત કયાં ભૂલીએ જીરે.
પવનની લ્હેર કંઇ હિંચોળે એહને;
જીવનની મ્હેર એને ઝુલાવે જીરે.

પંચમીનો દીન મ્હારે માણુવો હેતે;
વસંતદેવી દીલ વસજો જીરે.
ભ્રમર ના કોઇ પાસ આવો આજે;
શાંતિમાં રંગ હેતે પેખજો જીરે.
અક્ષત કુંકુમના મ્હારે ના કોડ કાંઈ
લાલ રંગ ઉદર ભમતો જીરે.

શ્રી. ' કુકુમ '



## ગરબો

વૃન્દાવનમાં રચ્યો રે અખાડો, નાચે ગોપી ને ગોવાળ,
તાલ પખાજ રબાબ વાંસળી, તાન મેલાવે નંદનો લાલ. ૧

સુંદર રાત શરદ પુનમની, સુંદર ઉદિપો નભમે ચંદ,
સુંદર ગોપી કંચન માળા, વચ્ચે મરકત મણિ ગોવિંદ. ૨

ઝળકે કુંડળ રાખડીયાં રે, લળકે ઉર મોતી માળા,
રમઝમ રમઝમ નેપૂર વાજે, મરકલડા કરતી બાળા. ૩

હરખ્યા ત્યાં સુરીનર મુનીજન, પુષ્પ વધાવે ભરી પરવરીયો,
જય જયદેવ જશોદાનંદન, નરસૈંયો ત્યાં દિવટીયો. ૪

સૌ. વસુમતી દિવેટીયા

# 'હિસ્ટીરિયા' રોગ અને તેની સારવાર

લેખક : ડૉ. મગનલાલ આર. આચારાણી

"હિસ્ટીરિયા" એ આ રોગનું અંગ્રેજી નામ છે. આયુર્વેદમાં તેને અપતંત્રક વાયુ તરીકે વર્ણવેલ છે. પણ આજકાલ સર્વત્ર હિસ્ટીરિયા નામથીજ જાણીતો થઇ ગએલ છે. અને એનો ઉપદ્રવ પણ ઘણુાજ મોટા પ્રમાણમાં વધી ગએલો જોવામાં આવે છે, અસંખ્ય સ્ત્રીઓ તેના પંજામાં ફસાઇને કરૂણ હાલત ભોગવતી જોવામાં આવે છે. આ રોગ ખાસ કરીને પરિણીત યુવાન સ્ત્રીઓમાં વધારે પ્રમાણમાં નજરે ચડે છે. કોઇ કોઇ યુવાન કુમારીકાને પણ જોવામાં આવે છે. મોટી ઉંમરની સ્ત્રીઓમાં પણ કોઇકને હોય છે. પુરૂષને આ રોગ ક્વચિતજ થતો જોવામાં આવે છે, ભાગ્યેજ કોઇ નબળા મનના પુરૂષને લાગુ પડે છે. આ રોગ શારિરીક તથા માનસીક એમ બન્ને કારણોથી થાય છે. પણ વધારે પ્રમાણમાં માનસીક કારણજ મુખ્ય હોય છે. કેટલીક સ્ત્રીઓને આ રોગમાં ગર્ભ રહ્યા પછી અને કેટલીકને સંતાન થયા પછી વગર દવાએજ આરામ થઇ જાય છે. જ્યારે કોઇકને લાંબો સમય સુધી ચાલુ રહે છે. આ રોગ ખાસ જોખમી નથી, પણ બહુજ ઉપાધિ રૂપ હોવાથી કોઇ કોઇ સ્ત્રી કંટાળીને આપઘાત કરવા તરફ પણ પ્રેરાય છે. રોગની તરૂણ અવસ્થામાં દરરોજ એક બે વખત અને કોઇ કોઇને પાંચ સાત વખત પણ હુમલો થતો જોવામાં આવે છે. પછીથી ધીરે ધીરે ઓછું થઇને અઠવાડિયે એક વખત અથવા પંદર દિવસે કે મહિને એકજ વખત વેગ આવવો ચાલુ રહે છે.

## હિસ્ટીરિયા થવાનાં કારણો

ગર્ભાશયના વ્યાધિ, ઋતુનો બગાડ, મગજની નબળાઇ, ભય, શોક, કામવિકાર, અતિ વિષયાસક્તિ, મનને ધ્રાસકો લાગે તેવાં કારણથી, બેકાળુ થઇ જવાથી, કામવાસનામાં નિરાશ થવાથી, શરિરને શ્રમ નહિં આપવાને લઇ મેદ વધી જવાથી, હૃદય નબળું પડવાથી, સંસારની ચિંતાનો બોજો વધી જવાથી, પોતે માની લીધેલ દુઃખ અસહ્ય જણાવાથી, સાસુ, નણંદ, જેઠાણી, વિગેરે તરફથી વારંવાર સતામણી થવાથી, પતિ સાથે અણબનાવ થવાથી, વિગેરે અનેક કારણોથી થાય છે. કોઇ કોઇ યુવાન કુમારીકાને શૃંગારિક વાર્તા વાંચવાથી, નાટક સિનેમાના શૃંગારિક દૃષ્યો જોઇ મન વિષયાસક્ત થઇ તેની અતૃપ્તીથી મગજ ઉપર અવળી અસર થવાથી લાગુ પડે છે. વળી કેટલીક સ્ત્રીઓ અમુક કારણોસર હિસ્ટીરિઆનો ઢોંગ પણ કરે છે.

## હિસ્ટીરિયાનાં લક્ષણો

આ દરદનાં અસંખ્ય લક્ષણ છે. એંચતાણ, હસવું, રોવું, ધ્રુણવું, બૂમો પાડવી, અવાચક થઇ જવું, ખોટા ઓડકાર આવે, ગળું બંધ થઇ જાય, દાંત જકડાઇ જાય, અવાજ બેસી જાય, પેટમાં ગોળો ચડે, શ્વાસ ધમણની માફક જોરથી ચાલે હાથ પગ પછાડે, શરિર કમરમાંથી ધનુષ્યની માફક ઉંચું થાય. અને કોઇ કોઇ દરદીને કપોત પક્ષી જેવો અવાજ થાય છે.

## હિસ્ટીરિયામાં રાખવી જોઇતી સંભાળ

હિસ્ટીરિયાનો વેગ જ્યારે આવવાનો હોય છે ત્યારે સાધારણ રીતે દરદીને આગળથી જ જાણ થઇને પોતે સાવધાન થઇ જાય છે. પણ કોઇ કોઇ દરદીને આગળથી જાણ ન થતાં અચાનક જ દરદનો હુમલો થઇને જ્યાં ત્યાં

પડી જાય છે, અને તરતજ બેશુદ્ધ બની જાય છે. જેથી કયારેક અકસ્માત થઇ જવાનો ભય રહે છે. માટે જે દરદીને અચાનક જ વેગ આવતો હોય તેને બને ત્યાં સુધી અગ્ની, પાણી, તથા એવી બીજી જગ્યાએથી દૂર રહે તેવી વ્યવસ્થા રાખવી.

દરદનો વેગ આવી દરદી જ્યારે બેશુદ્ધ થઇ જાય ત્યારે તેને બીછાનામાં સુવરાવીને શુદ્ધિમાં લાવવા માટે માથા ઉપર તથા મોઢા ઉપર ઠંડુ પાણી છાંટવું, ચુનો તથા નવસાર એક શીશીમાં ભેળાં કરી તેમાં પાણી છાંટી તે વરાળ સુધાડવી અથવા ડુંગળીનો રસ સુંઘાડવો કે બે ચાર ટીપાં નાકમાં નાંખવાં એટલે દરદી તરતજ શુદ્ધિમાં આવી જશે. દરદીનું મન હંમેશાં પ્રસન્ન રહે તે તરફ ખાસ ધ્યાન આપવું. સાંસારીક બાબતમાં કંઇ ચિંતા કે દુઃખ હોય, અથવા કોઇ પણ જાતની માનસીક ઉપાધિ હોય તો તે દુર કરવી, માસીક ઋતુ અનિયમીત હોય તો તેના ઉપચાર કરવા. દરદીને જે ડૉકટર અગર વૈદ્ય ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોય તેની પાસે ઇલાજ કરાવવો. આ દરદમાં વિશ્વાસ એ ખાસ જરૂરી વિષય છે. માટે દરદીની ઇચ્છા પ્રમાણે ઉપાય કરવા. સવાર સાંજ ખુલ્લી હવામાં ફરવાથી બહુ જ ફાયદો થાય છે, માટે દરરોજ નિયમીત રીતે ફરવા જવાનું ચાલુ કરવું. ખોરાક હલકો તથા જલ્દીથી પચી જાય તેવો આપવો. ખાટા, તીખા, ઘી તેલમાં તળેલા ઝાડો કબજ કરે તેવા તથા વાયુ કરે તેવા પદાર્થો બીલકુલ ખાવા નહિ.

### હિસ્ટીરીયા ઉપર ઉપચાર

બાયોકેમીક ઔષધી—આ દવાઓ ફક્ત બારજ આવે છે અને તે જુદી જુદી જાતના ક્ષારમાંથી બનેલી હોય છે; અને તે શરીરના દરેકે દરેક દરદને લાગુ પડી શકે છે. દવા ભુકો તથા ટીકડીના રૂપમાં આવે છે. અને તે દરેક શહેરમાં મળી શકે છે. માત્રા દરદના પ્રમાણમાં તથા ઉમરના પ્રમાણમાં બેથી ચાર ગ્રેનના હિસાબે દિવસમાં ચાર છ વખત ગરમ પાણીમાં આપી શકાય છે. દરદના લક્ષણ પ્રમાણે નીચે મુજબ દવા આપવી.

**કાલીફોસ**—આ મુખ્ય ઔષધ છે, અને તે ગમે તે કારણે થએલી બીમારીમાં અપાય છે અને આરામ થતાં સુધી બરાબર ચાલુ રાખવાનું છે.

**નેટ્રમ મ્યુર**—રજોદર્શનની અવ્યવસ્થાને લીધે થએલ બીમારીમાં કાલીફોસની સાથે સાથે આપ્યા કરવું.

**કલકેરીઆફોસ**—દરદીને બહુ જ અશક્તિ જણાય તો દિવસમાં એકાદ વખત વચ્ચે વચ્ચે આપતા રહેવું.

**મેગ્નેસીઆ ફોસ**—વાયુનું જોર વધારે પ્રમાણમાં હોય અને પેટમાં ગડબડ રહ્યા કરતી હોય તો કાલીફોસની સાથે વારાફરતી આપતા રહેવું.

**કમ્પ્લીમ્યુર**—દસ્તની કબજીઆત રહેતી હોય તો કાલીફોસની સાથે વારાફરતી આપતા રહેવું.

**પ્રાસંગિક નોંધ**—ઉપરની દરેક દવાઓ મારી ખાસ અનુભવેલી છે. અને તે દરદના લક્ષણ પ્રમાણે વિશ્વાસ પૂર્વક ચાલુ રાખવાથી ત્રણથી ચાર માસની અંદર જ જરૂર આરામ થઇ જશે.

### આયુર્વેદીક ઔષધી

(૧) તળેલી હીંગ તોલો ૧, ઘોડાવજ તોલા ૨, ઉપલેટ તોલા ૪, સંચળ તોલા ૮, તથા વાવડીંગ તોલા ૧૬, દરેકને સાથે મેળવી ખાંડીને કપડ છાણ ચુર્ણ કરવું. આ ચુર્ણ બેથી ત્રણ માસાસુધી દિવસમાં ત્રણ વખત નવશેકા પાણી સાથે બે ત્રણ માસ સુધી આપવું.

( ૨ ) કપુર તોલો ૧, ગાંજો તોલો ૧, ખુરાસાની અજમો તોલા ૪ લઇ સર્વને મેળવી બારીક ચૂર્ણ કરી જરૂર પ્રમાણે પાણી મેળવી એક એક રતીની ગોળી કરવી. આ ગોળીમાંથી બબ્બે ગોળી દિવસમાં બે વખત આપવી. અને તેના ઉપર નીચે લખેલ ઉકાળો પીવરાવવો. આસંધ તોલો ૧, ખુરાસાની અજમો તોલો ૧, તથા જટામાંસી તોલા ૪ લઇ ખાંડી જાડો ભુકો કરવો આ ભુકો ૧ તોલો લઇ ૨૦ તોલા પાણીમાં નાખી ઉકાળવો. ૫ તોલા બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઈ ૨॥ તોલા સવારે તથા ૨॥ તોલા સાંજે પીવરાવવું. આ પ્રમાણે કેટલાક દિવસ કરવાથી આરામ થશે.

( ૩ ) મકરધ્વજ રતી ०॥, મોતી ભસ્મ રતી ०॥, પ્રવાલ ભસ્મ રતી ૨ સોનાની ભસ્મ રતી ०१ એ દરેકને મીલાવીને કાળી દ્રાક્ષ, અથવા મોટી દ્રાક્ષમાં રાખીને રોગીને ખવરાવી દેવી તથા ઉપરથી નીચે મુજબ તૈયાર કરેલું દુધ પીવરાવવું. આ દવાના કેટલાક દિવસોના પ્રયોગથી હંમેશને માટે હિસ્ટીરિયા આરામ થઇ જશે.

ગાયનું દુધ શેર ०१ ( ૨૦ તોલા ) પાણી શેર ०१ ( ૨૦ તોલા ) નાગોરી આસગંધ માસા ૬ સતાવરી ચૂર્ણ માસા ૬ બધાંને સાથે મેળવી ધીમી આંચે પકાવવું. પાણી બળી ફક્ત દુધ બાકી રહે ત્યારે ઉતારી ગાળીને જરૂરત પ્રમાણે સાકર મેળવી પાઇ દેવું.

( ૪ ) અજમો ०॥ થી ૧ તોલા સુધી, ગાયનું ઘી એક થી બે તોલા સુધી, ખાંડ દેશી તોલા ૨ અજમાને કુટી ગરમ કરેલ ઘીમાં અજમો તથા ખાંડ મેળવી ગરમ કરેલા દુધમાં સવારે સેવન કરાવવું. જેથી રજોદર્શનની ખરાબીથી થએલ હિસ્ટીરિયા આરામ થાય.

આ સિવાય મહાયોગરાજ ગુગળ, અશ્વગંધારિષ્ટ, બ્રાહ્મીધૃત, તથા મહાલક્ષ્મીવિલાસ રસ વિગેરે શાસ્ત્રોક્ત દવાઓ પણ સારો ફાયદો કરે છે.



## [૧] સાચી ધર્મભાવના

મહાકવિ પ્રેમાનંદનું ‘સુદામાચરિત’ તો તમે સહુએ વાંચ્યું જ હશે–કદાચ ઘણીવાર વાંચ્યું હશે. હમણાં થોડા વખત ઉપર અમુક કારણસર મારે એ ફરી વાંચવાનો પ્રસંગ આવ્યો. વાંચતાં વાંચતાં સુદામાની પત્ની સુદામાને શ્રીકૃષ્ણ પાસે દ્વારકા જવાની સૂચના કરે છે તે ભાગ વાંચતાં હું વિચારે ચડયો. મને લાગ્યું કે પુરુષને યોગ્ય માર્ગદર્શન કરાવનારી, બધાં ફાંફાં મારતાં રહેવા દઇ ભગવાનને શરણે જવાનો ધર્મમાર્ગ પુરુષને બતાવનારી સંસારમાં સ્ત્રી જ છે, એ સત્ય હકીકતનું સૂચન સુદામાની પત્નીના દાખલાથી થાય છે. કુટુંબજીવનની મુશ્કેલીઓ, સંસારની ઉપાધિઓ, ચિત્તની વ્યથા અને અશાન્તિ એ બધું એક જ માર્ગે દૂર થઇ શકે છે: ભગવાનનું અનન્ય શરણ. આ માર્ગ સુદામાને પણ સૂઝયો ન હતો, તે તેની પત્નીએ તેને સૂઝાડયો. પત્નીને આપણા પ્રાચીન ગ્રન્થોમાં સહચારિણી કહી છે, પરન્તુ એ સહધર્મચારિણી હોવા ઉપરાંત સન્માર્ગપ્રેરક પણ છે, એમ સુદામાની પત્નીના દૃષ્ટાન્ત ઉપરથી સાબિત થાય છે. પુરુષો ધંધોરોજગાર, વેપાર-ઉદ્યોગ, નોકરી ચાકરી અને બીજી અનેક ઉપાધિઓમાં, તેમ જ ખાવુંપીવું, હરવું ફરવું, મોજ-શોખ વગેરેમાં પડેલા હોવાથી તેમને ધર્મ કે ધ્યાન કાંઇ સાંભરતું નથી. કુટુંબની સ્ત્રીઓ પોતાના આત્માના શ્રેયને અર્થે તેમ જ પોતાના કુટુંબના વિપથગામી પુરુષવર્ગના કલ્યાણને અર્થે ધર્મધ્યાન, પાઠપૂજા, દેવદર્શન, વ્રત, ઉપવાસ, તીર્થસ્નાન વગેરે કરે છે. એ રીતે હિન્દુસમાજનું ધર્મધારણ સ્ત્રીઓ ઉપર રહેલું છે, એમ જણાય છે. પુરુષો તો માર્ગ ચૂક્યા છે, ભાન ભૂલ્યા છે. સ્ત્રીઓએ સમાજના ધર્મધારણને ટકાવી રાખ્યું છે.

આમ વિચાર કરતે કરતે મને એક બીજો વિચાર સૂઝયો: આપણી સ્ત્રીઓ જેને ધર્મ માને છે, જે ક્રિયા અને આચારને ધર્મ સમજે છે, તે ખરેખરો ધર્મમાર્ગ છે ખરો ?

આપણી સ્ત્રીઓનો મોટો ભાગ જેને ધર્મ કહે છે અને માને છે તે વસ્તુતઃ શું છે ? દેવ-દર્શન, વ્રત, તીર્થસ્નાન, ઉપવાસ, બાધાઆખડી, શુકન–અપશુકન, જોષીઓએ બતાવેલાં શુભાશુભ મુહૂર્તનું અનુસરણ, બ્રાહ્મણ, સાધુસંત, બાવા-જતિજોગીને દાનભોજનદક્ષિણા, પાઠપૂજા, કથા-શ્રવણ વગેરે. આ બધા પોતે જ વાસ્તવિક રીતે ધર્મ છે કે ધાર્મિકતા માટેનાં માનેલાં ? ખરી રીતે ધર્મ તો જીવનને સર્વ રીતે ઉન્નત કરનાર અને પ્રેરક બળ છે. નિત્યવ્યવહારમાં સંસારનાં નાનાં મોટાં કાર્યમાં, સંકટ અને વિપત્તિને પ્રસંગે જે ઉન્નતાવસ્થા, સાચી શાંતિ, અક્ષુબ્ધ ચિત્ત રખાવી શકે એ ધર્મ છે. ધર્મ એ તો ચેતનવંતી અને હૃદયની સૌથી ઉન્નત વૃત્તિ છે, આત્માનું અમરત્વ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છે, વિશ્વના આદિકારણનો સાક્ષાત્કાર કરવાનો પ્રયાસ છે, માનવહૃદયની ઊંડામાં ઊંડી અને પ્રાચીનમાં પ્રાચીન સમયથી ચાલતી આવતી અંતરની તીવ્ર પિપાસા છે. ધર્મને કોઇ-કોમ કે સંપ્રદાય, બાહ્યાચાર કે વિધિનિષેધ, ગ્રંથ કે શાસ્ત્ર, આચાર્ય કે મંદિર સાથે સંબંધ નથી. એને કોઇ પ્રકારની ચિઠ્ઠી (‘લેબલ’) કે નામાભિધાનની આવશ્યકતા નથી, મનુષ્યહૃદયની હલકી મનોવૃત્તિને તો એમાં લેશમાત્ર પણ સ્થાન નથી.

ધર્મનું આ પ્રમાણેનું સત્ય સ્વરૂપ સ્વીકાર-વામાં આવે તો ઉપર જણાવેલા જે બાહ્યાચારો-

માં આપણી સ્ત્રીજનતાનો મોટો ભાગ પડેલો જણાય છે તે વાસ્તવિક રીતે ધર્મ-ધાર્મિકતા-સૂચક છે ? દેવદર્શન અને વ્રત-ઉપવાસ કરનારી આપણી અસંખ્ય સ્ત્રીઓની ચિત્તની શાંતિ, વ્યવહારમાં ઋજુતા, ક્ષમાશીલતા, વિશાળ હૃદય અને સહિષ્ણુતા વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત થયેલાં જણાય છે ? દાનદક્ષિણા આપનાર, તીર્થસ્થાન વગેરે કરનાર સ્ત્રીઓ પોતાનાં કુટુંબીજન પ્રત્યે ઓછી ક્રોધાવેશવાળી પુત્રવધૂઓને ઓછો સંતાપ આપનારી, કૌટુમ્બિક ઝઘડામાં ઓછી પડેલી, આડોશ-પાડોશમાં વિશેષ સમભાવ દર્શાવનારી, બીજાની નિન્દા અને કુથલીમાં ઓછો ભાગ લેનારી આપણા અનુભવમાં આવી છે ? ઉપર જણાવેલા બાહ્યાચાર જેને ધર્મ ગણવામાં આવે છે અને જે પાળનારને ધાર્મિક ગણવામાં આવે છે તેને પરિણામે નિત્યજીવનમાં-વ્યવહારમાં-કોઇ પ્રકારની વિશેષ ઉન્નતવૃત્તિ, વિશેષ વિશાળ હૃદય, વિશેષ સહિષ્ણુતા, વિશેષ સેવાભાવ, હૃદયની વિશેષ કોમળતા જો જણાતી ન હોય તો એ બધા બાહ્યચારોનું પ્રયોજન છે ? ધાર્મિક જીવન પ્રાપ્તિને એનો શો ઉપયોગ છે ?

અત્યારે આપણી આસપાસ નજર કરતાં આપણને શું જણાય છે ?

મોટી વયની સ્ત્રીઓની આ જાતની ધર્મઘેલછાનું એક અનિવાર્ય પરિણામ એ આવ્યું છે કે અત્યારના ઊછરતાં યુવક-યુવતીઓ ધર્મ-સાચા ધર્મ-પ્રત્યે વિમુખ થઇ ગયા છે. કુટુંબમાં શાંત ગંભીર ધાર્મિક વાતાવરણને બદલે ઉપર જણાવેલી ધાર્મિક ઘેલછાને પરિણામે તેના પ્રત્યાઘ તરૂપે-આજના યુવકયુવતીઓ ધર્મ પ્રત્યે બેદરકાર બન્યા છે.

વાસ્તવિક રીતે ધર્મ એ તો જીવન છે. એ કાંઇ માન્યતા, સિદ્ધાંત કે આચાર નથી. જીવનની પ્રત્યેક ક્ષણે, વ્યવહારના પ્રત્યેક નાના મોટા પ્રસંગે આપણને જે બળ-અંતરની જે પ્રેરણા-સત્ય માર્ગનું દર્શન કરાવી ઉન્નતિને પંથે પ્રયાણ કરાવવામાં સહાયભૂત થાય છે એ બળ અને એ પ્રેરણા એ સાચો ધર્મ છે. એવું બળ અને એવી પ્રેરણા ઉપર જણાવેલી ધર્મઘેલાથી કોઇને પ્રાપ્ત થયેલા જાણવામા નથી.

ધર્મઘેલછાને પરિણામે અનેક ભોળી નિર્દોષ સ્ત્રીઓ દુષ્ટ, પાપી માણસોના ફંદામાં ફસાઇ ગયેલીના દાખલા તમારાથી અજાણ્યા છે ? મહંતો અને મહારાજો, જોગીઓ અને જતિઓની શોધમાં અથડાતા મૂર્ખ, ધર્મઘેલછાવાળાં સ્ત્રીપુરુષોને પંજાબ તરફના એક મુસલમાન ઉઠાઉગીરે વૈષ્ણવ આચાર્ય બની ઠગ્યાં હતાં, એ થોડા માસ ઉપર ગુજરાતમાં બનેલો કિસ્સો તમે છાપાંમાં વાંચ્યો હશે. આવા તો અનેક કિસ્સા બને છે, પણ બધા જાહેરમાં આવતા નથી.

આવી ધર્મઘેલછાવાળાં માણસોની એવી માન્યતા હોય છે કે એકાદ ક્રિયાથી, એકાદ વ્રત કે યજ્ઞયાગ અગર અનુષ્ઠાનથી, એકાદ આચાર્ય કે મહન્તની સેવા કરવાથી, જીવનની બધી મુરાદો અને મનોવાંછનાઓ ફલિભૂત થઇ જશે ! આ લોકમાં સુખ-વૈભવ અને પરલોકમાં મોક્ષ બન્ને સાધી શકાશે ! પરંતુ આ કેવળ ભ્રમ છે. ધાર્મિક જીવન-સાચી ધાર્મિકતા-જે આત્માની ઉન્નતિ માટે આવશ્યક અંગ છે અને જેને પરિણામે જ આત્મા મોક્ષગતિને પામે છે, તે તો જીવનભરની સાધનાને અંતે પણ વિરલ છે એ કાંઇ પૈસા વડે ખરીદવાથી કે થોડાં વ્રત, તીર્થ, દાન, સ્નાન કરવાને પરિણામે સહેલાઇથી મળી જનારો પદાર્થ નથી. એ તો ચિત્તની કાયમની ઉન્નત સ્થિતિને પરિણામે જ પ્રાપ્ત થાય છે.

ધર્મનાં બાહ્ય ચિન્હો, જે પ્રત્યેક ધર્મમાં વિધવિધ રીતે ગણાવવામાં આવેલાં છે, તે પોતે ધર્મ નથી-ધાર્મિકતા સાધ્ય થવા માટે પૂરતાં સાધન પણ નથી એ ચિન્હોની પાછળ રહેલી ભાવના, એ ચિન્હ ધારણ કરનારની મનોવૃત્તિ મુખ્ય અગત્યની છે. એવી મનોવૃત્તિ ન હોય, એની પાછળ રહેલી ભાવના ભુંસાઇ ગઇ ,હોય તો એ ચિન્હો તો કેવળ જડ છે. એવી મનોવૃત્તિ અને ભાવના સિવાય એ ચિન્હોનો ઉપયોગ તે તેનો દુરુપયોગ છે, એટલું જ નહિ પણ તે મહાવિનાશકારી પરિણામ ઉત્પન્ન કરે છે અપૂર્વ ક્ષમાશીલતા, અદ્‌ભુત શાન્તિ અને સંપૂર્ણ સહિષ્ણુતાના પ્રતીક સમો ઇસુ ખ્રિસ્તનો ક્રૉસ હાથમાં લઇ, લશ્કરને મોખરે એવો ક્રૉસ રાખી, યુરોપના યોદ્ધાઓ મધ્યયુગમાં માનવસંહાર કરવા નહિ-

જાતા હતા ! મહાત્મા ગાંધીજીની છબી અને રાષ્ટ્રીય ધ્વજ મોખરે. રાખી તોફાની ટોળાં એકબીજાને ઇંટો અને પથરા મારે, છરા ચલાવી દે તો અહિંસાના એ પરમ ઉપાસક ચિન્હોનો કેવો દુરૂપયોગ થયો ગણાય ? એ જ પ્રમાણે, ધાર્મિક ઘેલછાને પરિણામે, ધર્મનાં ચિન્હોને ઓથે, અનેક પ્રકારના અત્યાચાર આપણા જીવનમાં થઇ રહ્યા છે તે આપણું સમાજજીવન જોતાં જરૂર જણાશે.

આ પ્રકારની ધર્મઘેલછા એ માત્ર અજ્ઞાનનું પરિણામ નથી. એ તો સ્વાર્થી, લોભી, મહંતો, શાસ્ત્રીઓ, પુરાણીઓ અને કર્મકાંડી બ્રાહ્મણોએ ઇરાદાપૂર્વક પોતાના સ્વાર્થ ખાતર કરેલા પ્રચારનું સીધું પરિણામ છે. ચિત્તશુદ્ધિ, ઉન્નત મનોવૃત્તિ, વિશાળ હૃદય અને નૈસર્ગિક સંસ્કારોનું ઉર્ધ્વીકરણ કરવાની કષ્ટમય સાધના કર્યા સિવાય સહેલાઇથી બાહ્યચિન્હો અપનાવી લેવાથી ધાર્મિકતાનું બિરુદ મેળવી શકાય એવી ભ્રમજનક છેતરપિંડીનો એ પ્રયત્ન છે.

જીવનના બીજા અનેક વિષયોની માફક ધર્મની બાબતમાં પણ સમતોલપણું, સપ્રમાણતા, ધીર ગંભીર વિચારપૂર્વક વર્તનની આવશ્યકતા છે. ધર્મઘેલછા એ એક પ્રકારનો ઉન્માદ છે, અને હરેક પ્રકારનો ઉન્માદ હાનિકારક છે.

આપણી અસંખ્ય સ્ત્રીઓની આ જાતની ધર્મઘેલછા જોઇને ઘૂંટાતા ચિત્તમાં થતી વ્યથા તમારી સમક્ષ મેં રજૂ કરી છે. કોઇને માઠું લગાડવાનો કે કોઇ ઉપર આક્ષેપ કરવાનો મારો ઇરાદો નથી, પરંતુ સ્ત્રીઓ પોતે સત્યધર્મ ધારણ કરનાર છે, એટલું જ નહિ પણ વિપથગામી પુરુષવર્ગને સદ્ધર્મપ્રેરક બળ છે, તેની શક્તિ આ પ્રમાણે ધર્મઘેલછાને માર્ગે વેડફાઇ જતી જોવાથી તેને ચેતવવાનો આ મારો નમ્ર પ્રયાસ છે.

ગ. ગો. મુ.

---

## [ ૨ ] અશ્લીલ સ્ત્રી-છબીઓની બદી

છાપાંઓ, માસિકો, જાહેર ખબરો, કપડાંના થાન ઉપરની છાપો, સિગારેટ, દીવાસળી, પાઉડર, ટોઇલેટ-વગેરે અનેક ચીજોની દાબડીઓ, ડબ્બાઓ, બાટલીઓ વગેરે અસંખ્ય સ્થળે સ્ત્રીઓની જે જાતની છબીઓ પ્રકટ કરવામાં આવે છે તે ખરેખર અત્યન્ત શરમાવા જેટલી હદ સુધીનું કલુષિત માનસ પ્રકટ કરે છે. સિનેમા તથા નાટકની નટીઓની છબીઓ ગુજરાતમાં કેટલાક શિષ્ટ ગણાતાં માસિકોના કવરપેજ ઉપર દર વખતે આવ્યા જ કરે છે. કેટલાંક માસિકો ઉપર તો અમુક કોઇ જાણીતી નટીની કે વ્યક્તિની નહિ પણ સામાન્ય હલકી બજારૂ સ્ત્રીઓની છબી પાઉડર અને રંગના લપેડાવાળી અને ચીતરી ચઢે તેવાં આભૂષણ અને શણગારવાળી ખાસ આકર્ષણ તરીકે પ્રકટ કરવામાં આવે છે. આ પ્રગટ કરવાથી કઇ જાતની કલાને પોષણ મળે છે એ સમજાતું નથી. હલકી મનોવૃત્તિવાળા અને વિકારી લપટ પુરુષો આ માસિકો તેના પૂઠા ઉપરનાં વિષયી નારીઓનાં ચિત્રોથી આકર્ષાઇ ખરીદ કરે—માસિક વાંચી પણ ન શકે તેવા માણસો પણ આવાં ચિત્રોની ખાતર તે માસિકો ખરીદે છે—એ હલકી વેપારી વૃત્તિ

સિવાય આમાં બીજો કોઇ હેતુ હોય એમ સમજાતું નથી

સ્ત્રીદેહની સુંદરતા એ અત્યન્ત પવિત્ર વસ્તુ છે. સ્વચ્છ નિર્મળ સરોવર, ઉત્તુંગ ભૂરા શિખરવાળા પર્વતો, સુંદર વનરાજી, રમણીય નદીતટ, અદ્‌ભુત રંગોમિશ્રિત સંધ્યા, શીળી શાંત ચાંદની વગેરે કુદરતનાં દૃશ્યો જોઇ જે જાતનો અલૌકિક આનંદ ચિત્તમાં ઉદ્‌ભૂત થાય છે તેવો જ ઉન્નત પવિત્ર આનંદ સ્ત્રીસૌંદર્યના દર્શનથી થવો જોઇએ, આટલું બધું ઉન્નત ચિત્ત સામાન્ય જનતાનું ન હોય એ સ્વાભાવિક છે, પરંતુ કલાને નામે વિષય અને વિકારોત્તેજક સ્ત્રીઓના અશ્લીલ અગર શૃંગારમય ચિત્રો સ્થળે સ્થળે પ્રગટ કરવામાં આવે છે તેનો કોઇ રીતે અટકાવ અવશ્ય થવો જોઇએ એમ અમને લાગે છે. ખાસ કરીને શિષ્ટ સાહિત્યના અને ' ગુજરાત મહાગુજરાતમાં માનીતા માસિક ' ગણાવાનો દાવો કરતાં માસિકોએ આ બદીથી દૂર રહેવુ જ જોઇએ. કેટલાક પત્રોના ખાસ અંકો જોતાં આ બાબતની ખાતરી થશે.

સ્ત્રીસંસ્થાઓ અને શિક્ષિત સ્ત્રીઓના મંડળોએ આ બાબતનો ઉહાપોહ કરી લોકમત જાગ્રત કરી કાયદાથી આ અનિષ્ટ પ્રથા દૂર કરવાની જરૂર છે એવો અમારો મત છે.

—જ્યોતિર્ધર.

---

## [૩] લગ્ન અને સાદાઇ

વર જ્યારે કન્યાને વહી જતો અથવા દોરી જતો એવી પ્રાથમિક અવસ્થામા લગ્ન એ આનંદ અને ઉલ્લાસનો મહાન પ્રસંગ ગણાતો 'વિવાહ' અને ' પરિણય ' વગેરે શબ્દો એ ' વહી જવા ' અથવા ' દોરી જવા 'નું જ સૂચન કરે છે. પરંતુ એ વખતે જે સ્વાભાવિક આનંદ હતો એ પરિસ્થિતિ બદલાતા આજે કૃત્રિમ બની ગયો છે અને આજે તો એ સ્થિતિ આવી છે કે આનંદોલ્લાસ કરતા પણ મિથ્યાભિમાનના પ્રદર્શનનો એ પ્રસંગ બની રહ્યો છે.

શ્રીમંતોની સાદાઇમા પણ કેવો આડંબર હોય છે એ દર્શાવવા ' સાદા લગ્નો ' તરીકે છાપાંમાં જાહેરાત પામેલા લગ્નો પર પ્રકાશ પાડતાં અને મધ્યમ વર્ગ તથા ગરીબ વર્ગની મિથ્યા અભિલાષાઓમા ઊંડા ઉતરતા શ્રી. ગ. ' જ્યોતિર્ધર 'ના છેલ્લા અંકમાં લખે છે, ' લગ્નને તમાશાનો, ખાલી ભભકાનો કે ધનના પ્રદર્શનનો વિષય ન બનાવતાં તેની ગંભીરતા, જવાબદારી અને મહત્ત્વનુ સંપૂર્ણ ભાન જાગ્રત રહે એવા મનની સ્થિતિ ઉત્પન્ન કરવી. જીવનના અનેક ગંભીર પ્રસંગોએ માણસો પૈસા ખર્ચી દેવા તત્પર થતા નથી. લગ્ન એ એવોજ જીવનનો સૌથી વધારે-ગંભીર પ્રસંગ છે તે પ્રસંગે સાત્વિક મનોવૃત્તિ, સાદાઇ, જવાબદારીનું ભાન અને જીવનની ગંભીરતાની સંપૂર્ણ સમજ રાખવાની જરૂર છે એ પ્રસંગ ધન અને શ્રીમંતાઇના પ્રદર્શનનો–Vulgar display of wealth–નો નથી એવી વૃત્તિ સમાજમાં સર્વત્ર ફેલાવી જોઇએ.'

' વરઘોડાનો મૂર્ખાઇભરેલો બાલિશ રિવાજ ' તથા બીજા અનેક ખોટા ખર્ચ નાબૂદ કરવાનું કહેતા એમના ઉપરના મંતવ્ય સાથે સંમત થઇ શકાય એમ છે, પરંતુ લગ્નના ખરેખરા ખર્ચ ઓછાં કરવા માટે એમણે ' જ્ઞાતિ બહાર લગ્ન કરવા 'નો સૂચવેલો માર્ગ સર્વસંમત કદાચ ન બની શકે. ' જ્ઞાતિ બહાર લગ્ન કરનારને સગાઓનો સાથ ભાગ્યે જ હોય છે એટલે એમના દબાણનો સવાલ રહેતો નથી, અને જ્ઞાતિના વ્યવહાર સાચવવાનો કે રૂઢિને અનુસરવાનો પણ પ્રશ્ન નડતો નથી '

લગ્ન કરનારની સ્વપસંદગી પર આ એક જાતનું દબાણ લાગે છે. જ્ઞાતિમા પોતાની પસંદગીના પતિ કે પત્ની મળી આવતા હોય તો પણ માત્ર ખર્ચની અનિચ્છાથી જ જ્ઞાતિબહાર પ્રેરાવું ઇષ્ટ છે ? અને જેને આપણે 'સંસ્કારસંપન્ન કહીએ એ વર્ગ તરફથી સામાજિક જીવન સાથે સંબંધ ધરાવતા સમાજના એક ભાગને-જ્ઞાતિ' એ સંકુચિત શબ્દને જવા દઇએ તો 'unenlightened mass ' કહી શકાય એવા એ નાના સમૂહને-ઊંચે આણવાના, એમની વૃત્તિઓને માજવાનો પ્રયત્ન ન થવો જોઇએ ? સમાન માગ્યાજિક અમિધાએ બધી જ જ્ઞાતિઓ ?

એમા મને કંઈ અતિશયોક્તિ નથી દેખાતી. આવુ કથન અભિમાનની નિશાની પણ નથી. કારણ તે પોતે જ એક દ્રષ્ટા બનીને પોતાની જાતને જુએ છે. એટલે કોઇ પારકાનાં પારકાને વર્ણવતા હોય કે પોતાને એમાં કંઇ જ ભેદ રહેતો નથી.

"યરોડામા જ્યારે તેમણે ઉપવાસ કરવા માડ્યા ત્યારે મને લાગ્યુ કે કદાચ તેઓ એમ વિચારતા હશે કે "હું ઘરડો થઇને હવે જવાનો તો છુ જ તો લડતો લડતો કેમ ન જાઉં ? મેં એમને ઠપકો આપતા કહ્યુ "આપે જીવીને દેશનું ભલુ કર્યું" છે. પણ હવે મરવાનું છે એટલે મૃત્યુથી પણ દેશને ફાયદો કરવા માગો છો ત્યારે પૂ. ગાધીજીએ જવાબ આપ્યો: "એવી કલ્પના માત્ર પણ અભિમાન છે." કેમકે કરવુ: કરાવવું એ ઇશ્વરનુ ક્ષેત્ર છે. એ બાબતમા આપણે મનમાં કશી યોજના દોરીએ તો તેમાં ઇશ્વરના અસ્તિત્વની અવહેલના થાય અને આપણું અભિમાન પૂરવાર થાય" આ સાંભળી ખીરક્ષા કહે છે કે મને ખૂબ આશ્ચર્ય થયું અહંકારનો કેટલે સુધી નાશ કર્યો છે તેની મને સંપૂર્ણ ખબર પડી અહંકારથી પૂ. ગાંધીજી કેટલા બધા દૂર છે તેની ખાત્રી તો તેમના અંતરમાં ડોકીયું કરીએ તો જ પડે ગાંધીજી કેટલી હદ સુધા જાગ્રત છે તેનું દૃષ્ટાન્ત આપતા તે કહે છે કે "મેં ગાંધીજીને પૂછ્યુ તમે ઇશ્વરની બીજા કરતા વધારે નજીક છે, અને બીજા દૂર છે તેમ શું ન માનો ?–ત્યારે બાપુએ જવાબ આપ્યો કે એ કલ્પના માત્ર જ અહંકારથી ભરેલી છે. આ દલીલ સુંદર છે. રાજાનો વેશ લેનાર કળાકાર પોતાના વેશથી મોહિત થતો નથી તેવી જ રીતે બાપુજી પણ પોતાની મહત્તામાં મોહિત નથી. જાગ્રત માણસને મોહ કેવો, અભિમાન કેવું ? ગાધીજી માટે તો એમ જ કહી શકાય કે ન્હાના તથા મોટાં કામો તે જાગ્રત રહીને કરે છે એનો અર્થ એ છે કે ત્યાગ, સત્ય, અહિંસા વગેરે એમનો સ્વાભાવિક ધર્મ બની ગયો છે. ધર્મનું પાલન કરવામા એમને પ્રયત્ન નથી કરવો પડતો.

આ કંઇ મનુષ્યની સાધારણ સ્થિતિ નથી. હજી તો તેમનાં જીવન વિષે કંઇ કંઇ છે. આ તો એક રસનો ટૂચકો જ માત્ર અહીં મૂકી શકાયો છે.

---

## [૬] વેરાતાં પુષ્પો

( ૧ ) વિઘ્નો આપણા હૃદયની સર્વ શક્તિનો વિકાસ કરવા માટે જ આવે છે.

( ૨ ) નિરાશા એ નવરાશમાંથી જન્મતી માનસિક નબળાઇ છે. જેમ પ્રયત્નનો છેડો નથી તેમ આશાનો પણ છેડો નથી.

( ૩ ) અંતઃકરણની કેળવણી આપ્યા વિના કોઇ પણ મનુષ્ય મહાન બની શકતો નથી. મહાન બનવું અને મહાન દેખાવું એ બે વચ્ચે જન્મ અને મૃત્યુ જેટલો તફાવત છે.

( ૪ ) દુ:ખના દિવસો જ સુખના થવાનો સંભવ છે જે તૂટ્યું છે તે ફરી સંધાશે; જે પડ્યું છે તે ફરી ઉભું થશે.

( ૫ ) માયા છૂટી જાય તો પછી આ સંસારમા શું રહ્યુ ! મૂર્તિનો રંગ કાઢી નાખવાથી માત્ર માટીને ભૂસું જ રહે છે.

વનમાળા હ. દેસાઇ



—ખીલીમોરાના જૈન સમાજમાં એક યુવતી કે જેનું નામ વાસંતી કેસરીચંદ મોતીચંદ શાહ છે એ પતિસુખ લગ્ન પછી પાંચમે દિવસેજ ખોયું છે–સદર લગ્ન ગઇ વસંતપંચમીએજ થયેલ હતું.

—શ્રી. હંસા મહેતા મિલ્ટનના "પેરેડાઇઝ લોસ્ટ"નો અનુવાદ પ્રવાહી અનુષ્ટુપમાં કરવાનો ઇરાદો રાખે છે.

—શ્રી. વીલેપારલેમાં આઝાદચોકમાં સભા ભરાઈ ધ્વજવંદન થઇ પ્રતિજ્ઞા વાચન કરાવતાં કુ. અરુણા નાણાવટી, કુ. નરગીસ હવેવાળા, શ્રી. મંજુલા દેસાઇ, શ્રી. ગુલાબબ્હેન શાહ વગેરેની ધરપકડ થઇ છે.

—વેપારીઓને હડતાલ પાડવા સમજાવવા બદલ મહેમદાવાદમાં શ્રી. ચંચળબ્હેનની ધરપકડ થઇ છે.

—સુરતનાં શ્રી. વિમળા કાપડીઆ ગેરકાયદે ભાષણ કરવા માટે પકડાયાં છે.

—સુરતમાં સરઘસ માટે શ્રી વીણા વિદ્યાનંદ પંડયા, શ્રી. લલીતા છગનલાલ વશી અને શ્રી. શશીકલા વલ્લભરામ પકડાયા છે.

—બારડોલીના શ્રીમતિ ભાનુબ્હેન, શ્રી. ગંગાબ્હેન અને ખીલીમોરાનાં શ્રી મણિબ્હેનને ઓરપાડ થાણાના ટ્રેઝરી ગાર્ડને પોતાની નોકરી છોડી દેવાનું સમજાવવા બદલ દરેકને છ માસની કેદ થઇ છે.

—અમદાવાદ શ્રીમાળી સોસાયટીમાંથી વાંધાભર્યું સાહિત્ય રાખવા બદલ પકડાયેલાં શ્રી. કુસુમબ્હેન વિઠ્ઠલદાસને છ માસની સાદી કેદ થઇ છે.

—અમદાવાદના મહાસભાના નેતાઓની ધરપકડના અર્ધવાર્ષિક ઉત્સવમાના બીજા દિવસે સ્ત્રીદિન ઉજવાતા બ્હેનોના સરઘસને વિખેરવા પોલીસે ટીયરગેસ મંગાવેલા પણ તે આવે તે પહેલાં બ્હેનો શહીદની મૃત્યુભૂમિની પૂજાવિધિ પૂરી કરી ચાલી ગયાં હતાં.

—પ્રયાગ મહિલા વિદ્યાપીઠને શ્રી. શેઠ રામકૃષ્ણ દાલમીઆએ રૂા. ૪૦,૦૦૦ નું દાન કર્યું છે.

—હાલમાં અટકમાં રાખવામાં આવેલ શ્રી. વિજયાલક્ષ્મી પંડિત-સ્ત્રીઓના જીવનવિકાસને લગતા પુસ્તકો લખી રહ્યા છે.

—વડનગરના પ્રસૂતિગૃહનાં મકાનો માટે શેઠ નટવરલાલ મોતીલાલ વ્યાસે રૂા. ૧૦,૦૦૦ ની રકમ ભેટ આપી છે.

—મુંબાઇની જૈન મહિલા સમાજ તરફથી મશીન કામ, ચામડાનું કામ, ચિત્રકામ, શિવણ ભરત વગેરે કામના શિક્ષણવર્ગ શરૂ થયા છે.

## ગ્રાહકોને વિનંતિ

દરેક ગ્રાહકે પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય લખવો. ગ્રાહક નંબર સિવાયના પત્રો ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવશે નહિ. અને તેવા પત્રોનો જવાબ આપવામાં ઢીલ થવા સંભવ રહેશે.

વ્યવસ્થાપક 'ગુણસુન્દરી'






## રાજનીતિમાં અહિંસા

જગતવંદનીય પરમપૂજ્ય ગાધીજી આજે એક ઐતિહાસિક મહાન અગ્નિપરીક્ષામાથી પસાર થઇ રહ્યા છે. ચાળીસ કરોડના હૈયાના તારો તેમની તપશ્ચર્યાએ ઝણઝણી રહ્યા છે. પણ ઘણાને પ્રશ્ન થાય છે કે આ રાજનીતિમા અહિંસા શા સારૂ ? સત્ય અને અહિંસા જેવા મહાન સિદ્ધાન્તોની રાજનીતિજ્ઞ પુરુષોને ક્યા પડી છે ? આ પ્રશ્ન માટે એક જ જવાબ આપી શકાય કે આપણી સમક્ષ યુરોપની રાજનીતિ રમે છે. આપણા પોતાના દેશના કુરૂક્ષેત્રો જોયા નથી. આપણે સમ્રાટ અશોક અને અકબરના રાજ્યો અનુભવ્યા નથી તેથી જ આ પ્રશ્ન આપણને મૂઝવી રહ્યો છે. પૂ ગાધીજી તેથી જ આત્મશુદ્ધિ .. ફરી ફરીને ભાર મૂકે છે, એ યોગ્ય જ છે. કારણ કે અહિંસાશસ્ત્રનું સંચાલન બહારની વસ્તુઓ પર નહિ; પણ અંદરની વસ્તુઓ પર અવલંબિત છે ફૂટેલી બંદુકમાં ગોળી ભરીને ચલાવો તો તે કદી નિશાન મારી શકશે ? એ જ રીતે જે માણસ શુદ્ધ હૃદયવાળો નથી, દૈવી સંપદવાળો નથી તે અહિંસાનું શસ્ત્ર શું ઉઠાવશે ? આ રીતે જોતા શુદ્ધ માણસ પોતે જ શસ્ત્ર છે અને પોતે જ તેનો ચલાવનાર છે. માણસમાં આત્મશુદ્ધિ ન હોય તો તે ફૂટેલી બંદુક જેવો છે, અહિંસા ધારણ કરતાં પહેલાં મનુષ્યે પોતે જ અહિંસક બનવાનું છે. અહિંસકનો સંકુચિત અર્થ કરીએ તો એ છે કે "ન્યાયપૂર્વક ચાલનારો નાગરિક." શું આખો સમાજ અહિંસક થઇ શકે ? જો ન થઇ શકે તો પછી તેનું વ્યાવહારિક મહત્ત્વ શું ? પૂ. ગાધીજી ક્યાં એવી આશા રાખે છે કે સમગ્ર દેશ હિંસાનો ત્યાગ કરે. પણ એટલી આશા તો અવશ્યે રાખે કે સમાજનું એક અંગ કંઇ નહિ તોએ હિંસાની પૂજા કરવાનું તો છોડી જ દે પછી ભલે તે આચરણમા પૂર્ણ અહિંસાવાદી ન પણ થઇ શકે. જ્યા શાન્તિના સામ્રાજ્યોનાં પાયા ચણવામાં આવે છે ત્યાંના લશ્કરોમાં પણ સેનાપતિ જેટલુ નૈપુણ્ય દરેક સિપાઇમા હોય તેવું ક્યાં મનાય છે ? છતાં સામ્રાજ્યો સ્થપાય છે. આજે પૂજ્ય મહાત્માજીના નેતૃત્વ નીચે જ પ્રજા સત્ય અને અહિંસાનું કડક પાલન કરે અને પ્રભુ તેમને આ કસોટીમાંથી પાર ઉતારે તેવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે.

---



---

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૩ : અંક ૩ | પુસ્તક ૧૩ | માર્ચ : ૧૯૪૩

## કહેવત કુંજ

રામ રાખે તેને કોણ ચાખે ?
રાઈના પાડ રાતે ગયા.
રાત થોડી ને વેશ ઝાઝા.
રાજા દાને ને પ્રજા સ્નાને.
રોતો જાય તે મુઆના સમાચાર લાવે.
રોગ ને શત્રુ થતાજ દાબવા.
રંગનાં છાંટણાં હોય કુંડાં નહિં.

❀

લઉં બે ચાર કે લેને દસ બાર.
લક્કડકા લાડુ ખાય તે પસ્તાય ને ન ખાય તે પણ પસ્તાય.
લખેશરીની લાખે વાત.
લાડી પાડીનાં નિવડે વખાણ.
લાભ વિના લાલો લોટે નહિં.
લીધો લાવ ને ખાધાં ખાસડાં.
લીધું લાકડું ને કીધું મેરાયું.
લેખમાં મેખ.
લે લાલો ને ભરે હરદાસ.

વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો.
વરને પરણ્યાનો ને જાનને જમ્યાનો લાવ.
વગ તેનો પગ.
વઢકણી વહુએ દીકરો જણ્યો.
વાજતું ગાજતું માંડવે આવે.
વાટી દવા ને મુંડયો જતિ.
વાડ વિના વેલો નહિં.
વાળંદનાં વાંકાં હોય તો કોથળીમાંથી ફરકે.
વાઘરી માટે ભેંશ મારવી.
વાવે તેવું લણે ને કરે તેવું પામે.
વીતી હોય તે જાણે.
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.
વિવાહનું બારમું.
વે'લો તે પે'લો
વેવાઈ વેલા ને ઠેલં ઠેલા.

શ્રી. મહીપત જોષી

# મહાત્મા ગાંધી ઘણું જીવો.

" અરે, રમણ ! તું જાણે છે ? " રમણને એના મિત્ર અરવિંદે પૂછ્યું.

" શું ?." રમણે સામો સવાલ કર્યો.

" અરે, મહાત્મા ગાંધીજી જેલમાં ઉપવાસ કરે છે ! " અરવિંદે કહ્યું.

" શું કહે છે ? " રમણે આશ્ચર્ય અનુભવ્યું.

" હા. એમણે તો એકવીસ દિવસ સુધી ઉપવાસ કરવાનું નક્કી કર્યું છે. અને એને આજે તો પંદર દિવસો થઈ ગયા ! તેમની તબિયત બહુજ નરમ થઇ ગયેલી. પણ પાછળથી સુધારા પર છે ! " અરવિંદે કહ્યું.

" શું કહે છે ? બહુજ નરમ થઈ ગયેલા ? " ચિંતાતુર ચહેરે રમણે કહ્યું.

" હા. પણ એમણે કશું જ ખાધા કે લીંબુના અધોળ રસ સિવાય" કંઈજ પ્રવાહી પીધા વિના પણ ઈશ્વર કૃપાએ એમણે ઉપવાસના પંદરમે દિવસે બાળકોને ગોળ વહેંચી તેમને મોં ગળ્યાં કરાવ્યાં હતાં. " અરવિંદે ઉપવાસની વિગત સમજાવી.

" એમ ? " રમણના મોંમાં પાણી આવ્યું.

" હા. એટલા પથારીવશ છતાં તેમણે તો એમની મુખમુદ્રા પ્રસન્નજ રાખેલી. પણ એ બધાની પાછળ શું છે તે કહું ? " અરવિંદે પૂછ્યું.

" કહે જોઇએ. " રમણે જિજ્ઞાસા જણાવી.

" જો. સાંભળ. આખા દેશનાં નાનાં-મોટાં સૌએ પ્રભુને પ્રાર્થનાઓ કરી હતી. એમને ઇશ્વર બચાવે અને તેઓ આપણુ ભલું કરવા જીવતા રહે તે માટે કોઇએ પોતાના જીવનમાંથી થોડા દિવસો ગાંધીજીને આપવા ભગવાનને વિનંતિઓ કરી હતી; કેટલાય લોકોએ એમની સાથે એમના જેવાજ ઉપવાસ આદર્યા હતા; અને છાપાં-વાળાઓ તો દરરોજ ભગવાનની ભક્તિનાં ભજનો છાપતા હતા. જ્યારે આખા દેશભરનાં માનવીઓ એમની તબિયતના સમાચારો જાણવા આતુર અને ચિંતાતુર રહેતા હતા. ખરેખર, ભગવાને એ બધાની પ્રાર્થનાઓ સાંભળી છે; વર્તમાનપત્રોમાં રોજ છપાતી પ્રભુ-પ્રાર્થનાઓને ઇશ્વરે અંગીકાર કરી છે. " અરવિંદે પ્રભુપ્રાર્થનાનું રહસ્ય સમજાવ્યું.

" ખરેખર ! દેશભરમાં ગામેગામ અને શેરીએ શેરીએ થયેલી એ પ્રાર્થના-ઓને ભગવાને સ્વીકારી ! હે પ્રભુ ! તું કેવો દયાળુ છે ! હું પણ આજે ગાંધીજીની માફક ઉપવાસ કરીશ; ગાંધીજીની જેમ એક અધોળ લીંબુનો રસજ લઇશ; અને ભગવાન સાંભળે છે એ જાણીને હું પણ તેને સંભળાવવા પ્રાર્થના કરું છું કે ભલા ભગવાન ! મારા જીવનના પણ તું ઇચ્છે તેટલા દિવસોનું જીવન ગાંધીજીને અર્પણ કર. " રમણે પ્રભુપ્રાર્થના કરી.

" અને હું પણ એજ પ્રાર્થના કરું છું. " અરવિંદે રમણને સાથ આપ્યો.

અને બન્ને જણ બોલી ઊઠયા:

**" મહાત્મા ગાંધી ઘણું જીવો. "**

શ્રી. " પરાશર "

# શિવાજીનું બાલજીવન

એક હતો સરદાર, એનું નામ શાહજી.

એના બાપદાદાઓ વર્ષો થયાં મેવાડમાંથી મહારાષ્ટ્રમાં આવીને વસ્યા હતા.

એનું કુળ રજપૂતોમાં ગૌરવાળું સિસોદિયા કુળ હતું.

એ વખતે સારા યે હિંદુસ્થાનમાં મુસલમાનોની સત્તા હતી. હિંદુ રાજ્ય ગણ્યાંગાઠયાં હતાં, અને જે હતાં તે પણ ડગમગતાં હતાં.

દિલ્લીમાં મોગલ શહેનશાહ શાહજહાં રાજ્ય કરતો હતો. એની આણ ચારે તરફ ફરતી હતી.

દક્ષિણમાં બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો વિશાળ હતાં. સરદાર શાહજી પહેલાં અહમદનગરના સુલતાનની નોકરીમાં હતા. મોગલોએ ભેદનીતિથી વઝીરને ફોડીને ચડાઈ કરી, અને એ રાજ્ય ખાલસા કર્યું. શાહજીએ ત્રણ વર્ષ સુધી બીજો સુલતાન ગાદી પર બેસાડી કારભાર ચલાવ્યો; પણ કમનસીબે તે પણ શહેનશાહ શાહજહાંને તાબે થયો એટલે શાહજીએ અહમદનગર છોડયું.

એ બિજાપુર ગયા.

બિજાપુરનો સુલતાન અલી આદિલશાહ સરદાર શાહજીની વીરતાથી અજાણ ન હતો. શાહજીને એણે આવકાર આપ્યો અને એની સરદારી નીચે કર્ણાટક ઉપર સવારી મોકલી. શાહજીએ કર્ણાટક જીત્યું અને બિજાપુર રાજ્ય સાથે જોડયું, સુલતાન અલી આદિલશાહે એને તાંજોર અને પૂના પાસે સારી જાગીરો આપી, અને સરદાર શાહજીને જાગીરદાર બનાવ્યો.

એ સરદારને બે પત્નીઓ હતી.

એમની પહેલી સ્ત્રીનું નામ જીજીબાઈ. જીજીબાઇના બાપ લખુજી જાદવરાય અને શાહજી વચ્ચે પહેલેથી જ સારો બનાવ નહતો. સસરા-જમાઈ વચ્ચેની કડવાશ એટલે સુધી વધી ગઈ હતી કે પોતાના પંજામાં જમાઈ આવે તો તેને કચરી નાખવાને સસરો તૈયાર હતો! અહમદનગરની પડતીના વખતમાં શાહજી બિજાપુર જવા નીકળ્યા હતા હતા તેવામાં લખુજી એમનો પીછો લીધો હતો.

એ વખતે જીજીબાઈ ગર્ભવતી હતી, છતાં ઘોડેસ્વાર થઈ શાહજી સાથે બિજાપુર જવા નીકળી હતી. એની તબિયત ઠીક ન હતી. રસ્તામાં જુન્નરનો કિલ્લો આવ્યો. જુન્નરનો કિલ્લેદાર શ્રીનિવાસરાવ શાહજીનો મિત્ર હતો. શાહજીએ જીજીબાઈ તથા શંભાજી, જે તે વખતે ત્રણેક વર્ષનો હતો, તેને શ્રીનિવાસરાવને ત્યાં રાખ્યાં, અને પોતે બિજાપુર ગયો. શ્રીનિવાસરાવે જીજીબાઇને પોતાના શિવનેરીના કિલ્લામાં મોકલી આપી.

એવામાં લખુજી આવી પહોંચ્યો. એને શ્રીનિવાસરાવે સમજાવ્યો એટલે એ જીજીબાઈને મળવા ગયો અને એને પોતાને ત્યાં આવવા સમજાવી. પણ એવી અપમાનભરી રીતે જવાની જીજીબાઈએ ના પાડી.

લખુજીએ શિવનેરીના કિલ્લા પર પાકો જાપ્તો રાખ્યો. એને આશા હતી કે વહેલો મોડો પણ શાહજી ત્યાં આવ્યા વિના નહિ રહે, અને જો આવશે તો એને સપડાવીશું.

શિવનેરીના કિલ્લામાં જીજીબાઈએ ઈ. સ. ૧૬૨૭ ના એપ્રિલ માસમાં એક પુત્રરત્નને જન્મ આપ્યો. કિલ્લાની દેવીનું નામ શિવાઈ હતું એટલે એના ઉપરથી એ બાળકનું નામ શિવાજી રાખ્યું.

જીજીબાઈના આનંદનો પાર ન હતો. એ શિવાજીને રમાડતી જાય અને મલકાતી જાય.

એવામાં એણે સાંભળ્યું કે શાહજીએ બિજાપુરમાં ફરી વાર લગ્ન કર્યાં ! એ સાંભળી એનો આનંદ ઊડી જાય એ દેખીતી વાત છે.

કિલ્લા પર પાકો જાપ્તો હતો એટલે શાહજી શિવનેરીની મુલાકાતે આવે એમ ન હતું. જીજીબાઈને એ વાતની ખબર હતી. એણે પોતાના બન્ને દીકરાઓને જોઈને મન વાળ્યું અને એમને ઉછેરવા તરફ પૂરતું લક્ષ આપ્યું.

શિવાજી ત્રણ વર્ષનો થયો ત્યારે શાહજીએ મોગલો સાથે સુલેહ કરી, અને એ શિવનેરી આવીને જીજીબાઈ તથા શિવાજીને પૂના લઈ ગયો. એ ત્રણ વર્ષ દરમિયાન જીજીબાઈએ શિવાજીને બને તેટલા સારા સંસ્કારો પાડ્યા.

શાહજીએ પૂનાની જાગીર સંભાળવાનું કામ દાદાજી કોંડદેવ નામના એક વિદ્વાન પ્રમાણિક અને વિશ્વાસુ ઘરડા બ્રાહ્મણને સોંપ્યું હતું. એ ઘણો જ બાહોશ માણસ હતો અને એની વ્યવસ્થા બહુ સુંદર હતી.

શાહજી મોટે ભાગે પોતાની સરદારીને અંગે બિજાપુર રહેતો હતો, અને એણે બીજું લગ્ન કર્યું હતું, એટલે જીજીબાઈ તથા શિવાજીની સંભાળ લેવાનું પણ એણે દાદાજી કોંડદેવને સોંપ્યું.

જીજીબાઈએ શિવાજીને રામાયણ અને મહાભારત, તેમ જ સિસોદિયા કુળનાં વીરત્વની કથાઓ કહીને એને હિંદુ ધર્મ માટે અભિમાન લેતો કર્યો. મુસલમાનોના રાજ્ય અમલમાં હિંદુઓની કેવી દુર્દશા થઈ હતી તે સમજાવ્યું.

દાદાજી કોંડદેવે શિવાજીને ક્ષત્રિધર્મનું શિક્ષણ આપ્યું, અને એને ઘોડેસ્વારી કરતાં, તીર મારતાં, તરવાર ચલાવતાં, ભાલો ફેંકતાં, કુસ્તી કરતાં, તેમ જ પટાબાજીના દાવો ખેલતાં શિખવાડ્યું, અને પોતાની જાગીરનો પ્રબંધ કરતાં શિખવ્યું. દરબાર

ભરતી વખતે એ શિવાજીને સાથે રાખીને ધ્યાન દઈને બધું બતાવતો. થોડા વખતમાં એણે શિવાજીને યુદ્ધવિદ્યા, રાજનીતિ અને રાજ્યપ્રબંધ એ ત્રણેમાં પ્રવીણ કર્યો.

તેર વર્ષની ઉંમરે શિવાજીનાં લગ્ન થયાં. તે કાળે લગ્ન જલદી કરવાનો આપણા દેશમાં રિવાજ હતો.

શાહજીની ઈચ્છા શિવાજીનાં લગ્ન ભારે ધામધુમથી બિજાપુરમાં કરવાની હતી, પણ શિવાજીને એ વાત ગોઠી નહિ. તેથી શાહજીએ શિવાજીનાં લગ્ન તેની ઈચ્છા મુજબ પૂનામાં કર્યાં.

તે પછી શાહજી શિવાજીને બિજાપુર લઈ ગયો. શિવાજીની રીતભાત એટલી સારી હતી કે એણે તરત જ પોતાનો પ્રભાવ આજુબાજુનાં માણસો પર પાડવા માંડ્યો. સુલતાન આદિલશાહ પાસે પણ કોઈએ એની પ્રસંશા કરી એટલે સુલતાને એને દરબારમાં લઈ આવવાનું શાહજીને કહ્યું.

પહેલાં તો શિવાજીએ સુલતાન પાસે જવાની ના પાડી. પણ શાહજી તથા તેના મિત્ર મોરાર પંતના સમજાવવાથી એ દરબારમાં ગયો. પણ એણે સુલતાનને દરબારી રીતે મુજરો કર્યો નહિ તે છતાં સુલતાને એની ખબર અંતર પૂછી અને પોશાક આપ્યો.

દરબારમાં જતાં રસ્તામાં કસાઈઓની દુકાનો આવતી ને ત્યાં ગોવધ થતો તેથી શિવાજીનું દિલ દુભાતું હતું. એ ઉપરથી મોરારપંતે સુલતાનને સમજાવીને બિજાપુરમાં ગોવધની મનાઈનો હુકમ કઢાવ્યો.

એક વખતે એ દરબારમાં જતો હતો તેવામાં એક કસાઈ ગાયનો વધ કરતો હતો તે જોઈને એનો પિત્તો ઊછળ્યો. એણે તરત જ મ્યાનમાંથી તરવાર કાઢી અને એ કસાઈને ત્યાં ને ત્યાં એકે આટકે ઠાર કર્યો ! સુલતાન પાસે ફરિયાદ ગઈ પણ તે એણે સાંભળી નહિ, ને કહ્યું : ‘ શિવાજીએ જે કર્યું તે બરાબર હતું. ’

શિવાજી બિજાપુરમાં વધારે વખત રહે તો એની સલામતી જળવાશે નહિ એમ શાહજીને લાગ્યું, કારણ કે એણે કસાઈને માર્યો છતાં સુલતાને એને કાંઈ ન કર્યું, તેમજ મુસલમાનોની ફરિયાદ પણ સાંભળી નહિ, તેથી એના ઉપર મુસલમાનોની કરડી નજર હતી. આ ઉપરથી એણે શિવાજીને પૂના મોકલી આપ્યો.

શિવાજીને તો ભાવતું હતું ને વેદે કહ્યુ એના જેવુ થયું. બિજાપુરમાં રહેવાનું એને ગમતું જ ન હતુ, એટલે પૂના જવાનું થવાથી એને ઘણો આનંદ થયો.

પૂનામાં એના બાલપણના મિત્રો પણ ઠીક હતા. તાનાજી માલુસરે, યેસાજી કંક, બાજી ફણસલકર, વિગેરે સાથે એને ઠીક ગોઠી ગયું હતું, અને એ એના જીગરજાન મિત્રો હતા.

શિવાજી બિજાપુરમાં ત્રણેક વર્ષ રહ્યો તે દરમિયાન એણે હિંદુઓની દુર્દશા નજરે જોઈ હતી. હિંદુઓનું હીણાઈ ગયેલું માણસ તથા દબાયલી પ્રજા જેવા આચાર-

વિચાર જોઈને એનું અંતર દુઃખી દુઃખી થઈ જતું હતું. હિંદુ ધર્મનું અપમાન થતું એનાથી સાંખી શકાતું નહતું. એના દિલમાં સારો યે વખત એક જ ગડમથલ ચાલ્યા કરતી હતી, અને એક જ વાતનું એ રટણ કર્યા કરતો હતો કે, ભારતભૂમિ પર હિંદુઓનું રાજ્ય શી રીતે થાય?

પૂના ગયા પછી એણે પોતાના મિત્રો સાથે આ વાતની ચર્ચા કરી, અને એમણે શિવાજીને હિંદુ રાજ્ય સ્થાપવામાં સંપૂર્ણ સહાય કરવાનું વચન આપ્યું.

પૂનાની આજુબાજુ માવળા નામની પહાડી જાતિની પુષ્કળ વસ્તી હતી. આ લોકો શરીરે ખડતલ અને શૂરવીર હતા; તેમ જ લડાયક કોમ તરીકે જાણીતા હતા. શિવાજીના મિત્રો તાનાજી માલુસરે, યેસાજી કંક, અને ફણસલકર પણ માવળા જાતિના જ હતા.

પોતાના કાર્યની સિદ્ધિ માટે એમણે માવળાઓને હાથ પર લેવાનો નિર્ધાર કર્યો, અને તેઓ એમનામાં ફર્યા. એ લોકોમાં એકતા, વીરતા અને સ્વતંત્રતાના વિચારોનો પ્રચાર કર્યો, તેમ જ અવારનવાર એમને આર્થિક મદદ પણ આપી, અને પોતાને વશ કરી લીધા.

જોતજોતામાં શિવાજીએ માવળાઓની નાનીસરખી સેના તૈયાર કરી. એમને જરૂરી તાલીમ આપી અને જરૂરી લડાયક શિક્ષણ આપ્યું.

વખત આવ્યે કામ લાગે એટલી તૈયારી શિવાજીએ કરી લીધી. આ વખતે એની ઉંમર સોળ વર્ષની હતી. એ દેવી ભવાનીનો ભક્ત હતો અને દેવીએ પ્રસન્ન થઈને એને એક તરવાર આપી હતી. શિવાજીએ એનું નામ ભવાની પાડ્યું હતું.

સૌથી પહેલો હલ્લો ક્યાં લઈ જવો અને કેવી રીતે કામ લેવું એ શિવાજીએ પોતાના મિત્રો સાથે મસલત કરીને નક્કી કર્યું. લાગ જોઈને શાહજીની જાગીરની દક્ષિણ દિશાએ આવેલો બિજાપુરની હકુમતનો તોરણાનો કિલ્લો સર કરવાનું ઠરાવ્યું.

લોહીનું એક પણ ટીપું પાડયા સિવાય ભારે સીફતથી શિવાજીએ તોરણાનો કિલ્લો હાથ કર્યો. કિલ્લેદારે શિવાજીથી ડરી જઈને એને શિવાજીને હવાલે કર્યો!

તોરણાનો કિલ્લો એ વખતે ખડખડ પાંચમ જેવો થઈ ગયો હતો. એનો કેટલોક ભાગ પડી ગયો હતો, એટલે શિવાજીએ તરત જ એનું સમારકામ શરૂ કર્યું, અને એ બનતી ઉતાવળે આટોપવાનો નિર્ધાર કર્યો.

એ સમારકામ કરાવતી વખતે એને અંગે ખોદકામ કરાવતાં, શિવાજીને એક વિપુલ ધનભંડાર મળ્યો. ખરે અણીને વખતે એને એ મદદ મળી અને તેનો એણે પુરતો સદુપયોગ કર્યો.

તોરણાનો કિલ્લો જોઈએ તેટલો મજબૂત બનાવ્યો અને લડાઈનો સરંજામ તથા પુષ્કળ દારૂગોળો શિવાજીએ એમાં રાખ્યો, અને તેની રક્ષા માટે પુરતી સેના રાખી.

નાગરદાસ ઘ. પટેલ

# નવી નવાઈઓ



## ભંડારી પ્રાણી

મોલ્સ ( ( Moles ) જાતનું એક પ્રાણી થાય છે. એનો સ્વભાવ ભંડારી જેવો હોય છે. આ પ્રાણી જમીનની અંદર છેક ઉંડાણમાં ભોંયરાં ખોદી એમાં રહે છે. તે પોતાના આવાં ભોંયરાની અંદર અળસિયાંનો ગંજાવર જથો એકઠો કરી રાખે છે. અળસિયાં એનો આહાર હોય છે. એ અળસિયાં મળે એટલાં ખાઈ જતું નથી, પણ ખાતાં વધે એટલાં પોતાના છૂપા ભોંયરામાં એકઠાં કરી રાખે છે.



અળસિયાં જીવતાં પ્રાણી છે અને મોલ્સ એમને ભોંયરામાં ભંડારી રાખે તો એ ત્યાંથી નાસી જાય. આથી આ ચતુર પ્રાણી એ અળસિયાંનાં માથાં માત્ર છુંદી નાખે છે, અને પછી એમને રાખી મૂકે છે. આ રીતે એ જ્યારે જોઈએ ત્યારે પોતાના આહાર માટે પોતાની સવડે તાજું માંસ મેળવી શકે છે.

બનતા લગી પશુ અને પંખીની દુનિયામાં રોજ મેળવી રોજ ખાઈ જવાનો રિવાજ હોય છે. આવતી કાલની ફીકર કીડી અને એવાં બીજાં થોડાંક પ્રાણીઓ જ કરે છે..આ મોલ્સને પણ એ કરકસરીઆં અને આપત્તિ વેળા સંઘરો કરેલી ચીજ ઉપર નિર્વાહ કરનારાં પ્રાણીઓમાં આપણે ગણી શકીએ.



## અજબ માછલી

લમ્પ સકર ( Lump sucker ) નામની એક જાતની માછલી થાય છે. તે જ્યારે દરિયામાં તરતાં તરતાં થાકી જાય ત્યારે (પાણીમાં) કોઈ ખડક કે એવી જગાએ પોતાનાં ભીંગડાં ( fins ) નો ઉપયોગ કરી એવી મજબૂત રીતે ચોંટી જાય છે કે એને એવી વેળા એ જગાએથી ખસેડી લેવાનું કામ લગભગ અશક્ય થઈ પડે છે.

❧

## પંખીની પલાંઠી



ફ્લેમિન્ગો નામનાં બગલાં જેવાં જળચર પક્ષી પોતાના માળા ઉપર એવી ખૂબીથી બેસે છે કે જાણે તે પલાંઠી વાળીને બેઠાં હોય એવાં લાગે છે. એમને પોતાના લાંબા લાકડી જેવા પગ ઘુટણ આગળથી વાળીને માળા ઉપર બેસવાની ટેવ હોય છે, એટલે એ પલાઠી વાળીને બેઠું હોય એવું દેખાય છે.

## વિચિત્ર માછલી

હેલબેન્ડર ( Hellbender ) નામની મીઠા જળની નદીઓમાં વસનારી એક જાતની સાલામાન્ડર જાતની માછલી થાય છે. એ બહુ જ મજબૂત અને સુખદુઃખની તડકી છાયડી સારી રીતે સહન કરે એવી હોય છે.

માછલી સાધારણ રીતે પાણીની બહાર નીકળે તો મરી જાય એ જાણીતી વાત છે. છતાં આ માછલી એવી વિચિત્ર હોય છે કે એ પાણીની બહાર ૨૪ કલાક લગી જીવતી રહી શકે છે.

વળી આલ્કોહોલ જેવા જલદ તેલી પદાર્થમાં આ માછલીને બોળીએ તો પણ એની જિંદગીને કશી અડચણ આવેલી જણાઈ નથી, 'અને એ સાજીસમી આલ્કોહોલ-સ્નાન કરીને નીકળતી જણાઈ છે !

## તારક મત્સ્યની નવાઇ



તારક મત્સ્ય ( Star fish ) નામની એક જાતની માછલી થાય છે. એ દેખાવમાં ખૂબ વિચિત્ર હોય છે. એને પાંચ પાંખિયાં હોય છે. એમાંના એકાદા પાંખિયાને તમે કાપી નાંખો તો પણ એ માછલી મરી જતી નથી. એ કપાયલા પાંખિયાની જગાએ નવું પાંખિયું ઊગે છે ! વળી વધારે નવાઇની વાત તો એ છે કે જો આ પાંચ પાંખિયાવાળી માછલીને બરાબર વચમાંથી કાપી એના બે કટકા કરો તો પણ એની કશી હરકત નહિ ! એ બને કટકામાંથી એકેકી આખી માછલી થઈ જાય છે !

શ્રી રમણલાલ નાનાલાલ શાહ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૮-૨-૪૩

* "છોટાસા સંસાર હમારા" ........................
* "મોરે દેવરા કી હોગી સગાઈ રે" ....................
* "દુનીયામેં ગરીબોં કો, આરામ નહિં મિલતા"

એ કર્ણમધુર ગાયનો લઈને

આવે છે

ટુંક સમયમાં

ખજાનચી

અને

ખાનદાનને

પણ ટપી જતું અને ચાર ચાસણી ચઢિયાતું

પંચોલી

આર્ટ

પિકચર્સના

કલામંદિર પર કળશ ચડાવતુ મનોરમ અને કર્ણમધુર તેમજ ગીત ગમ્મત-ચાં દશ્યોવાળું ચિત્ર




# પ્રભાત ટૉકીઝ

વડોદરા

ટે. નં. ૭૧૮

કથાલેખક શ્રી. 'તાજ'

# ઝમીનદાર

ભૂમિકા—શાંતા આપ્ટે (પ્રથમ વાર જ પંજાબી ડ્રેસમાં)

મનોરમા, અખતરી, ઇસ્માઇલ, ગુલામમહંમદ, નારંગ, દુર્ગા-મોતા, અજમલ વિગેરે જાણીતા નટો

# બાલવિનોદનું બાલસાહિત્ય

**બાળકો માટે સર્વોત્તમ છે**



પાંચથી પંદર વરસનાં બાળકો માટે
બાલવિનોદે ૧૨૫ પુસ્તકો તૈયાર કર્યાં છે.

*

## અ ક્ષ ર મા ળા

ઉંચી જાતના કાગળો ઉપર પાંચ રંગમાં છાપેલી પુષ્કળ ચિત્રો વાળી આ ચોપડીથી બાળકોને કક્કો શીખવવો એ રમત વાત છે.

## બા લ વિ નો દ ગ્રં થા વ લિ

બે રંગમાં સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલાં છ થી આઠ વરસનાં બાળકો માટે તૈયાર કરેલાં ખુબ મનોહર અને સુંદર પુસ્તકો

## બા લ વિ નો દ મા ળા

બારોબાર ચિત્રોવાળાં, રસ ગળે ને કટકા પડે એવાં સરસ, આઠથી બાર વરસનાં બાળકો માટેનાં એક એકથી ચઢિયાતાં બેંતાલીસ મનહર પુસ્તકો

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલાં સુંદર ચિત્રોવાળાં, વિવિધ પ્રકારનાં, દસથી પંદર વરસનાં બાળકો માટેનાં અત્યંત રસિક પંચાસી પુસ્તકો

નામ વિગત અને કિંમત માટે
અમારું સૂચિપત્ર મંગાવો.

**બાલવિનોદ કાર્યાલય : મલાડ [મુંબઈ]**

શાખા : ૧૪૯, પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં: ૨

આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

તંત્રી : શ્રી. જયવતી દેસાઇ | વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા. | સહતંત્રી : શ્રી. વનમાળા દેસાઇ બી. એ.

પુ. ૪૦ મું ] એપ્રિલ : ૧૯૪૩ [ અંક રજો.

## અનુક્રમણિકા



## — બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૮-૦ : પરદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના



પુસ્તક ૪૦મું એપ્રિલ : ૧૯૪૩ અંક ૨જો

# હોરી



આજ તો ફાગુન ખીલે છે ડાળે ડાળે રે,
શ્યામ હોરી ખેલે ગોપ સંગે,
રે, શ્યામ હોરી ખેલે ગોપ સંગે.

પીળું પીતાંબર પીળીશી પાઘ ને પીળો કસુમ્બલ રંગ રે
શ્યામ થેઇ થેઈ વનમાં નાચે રે, શ્યામ રાધિકા ખેલે રંગે,
રે, શ્યામ હોરી ખેલે ગોપ સંગે...આજ૦

અબીલ ગુલાલના ભરી કટોરા ગોપી ઉમંગે મ્હાલે,
શ્યામ રંગે ભરી પીચકારી રે, લઈ મારે રાધિકા અંગે,
રે, શ્યામ મારે ગોપીકા અંગે....આજ૦

દાદુર મોર ને બોલે બપૈયા, બોલે મધુર હો સરોદે,
પેલો થનગન વનમાં નાચે રે, મોર ઢેલડ સાથ આજ રંગે
રે, મોર ઢેલડ સાથ આજ રંગે....આજ૦

શ્રી. મધુલતા આર. દેસાઈ

# રંગલીલા

[ રાગ : હોલી કે દિન હોલી આઇ રે... ]

નણંદઃ— આવો આવો રે ભાભી આજ રે,
ખેલો ખેલો રંગલીલા.

ભાભીઃ— નહિં ! નણુદી આજ આવું રે,
નહિં ખેલું હોળી હું.

નણંદઃ— હોળી બુલાવે હૈયું હુલ્લાસે,
આજે ના છોડું જરા વાર રે,
ભાભી ખેલો હોળી રે.

ભાભીઃ— નણુદી શું જાણો રીત અમારી
હોળીની રીત ન હોય આવી રે,
નહિં ખેલું હોળી હું.

નણંદઃ— રંગ ભરેલી ગાગર છલકે
છરરરે રંગ હું છાંટું રે,
નહિં છોડું ભાભી હું.

ભાભીઃ— ગુસ્સાં ઓ નણુદી ! મને કાં દૂભવો,
હૈયું અમારૂં કયમ જાણો રે,
નહિં ખેલું હોળી હું.

નણંદઃ— હોંસ ધરીને રંગ બનાવ્યો,
હઠીલાં શીદ બનો આજે રે,
નહિં છોડું ભાભી હું.

ભાભીઃ— ઢેલની સાથે મયુર ખેલે,
કયમ હું ખેલું એકલી રે,
વાયે વાયુ વસંતનાં

નણંદઃ— રસીલાં ભાભી રીત તમારી,
આજ મેં તો ખૂબ જાણી રે,
કયમ ખેલો ના હોળી રે.

ભાભીઃ— કૃષ્ણ કનૈયે રાધાની સંગે,
રંગ ઉડાવી હોળી ખેલી રે,
કયમ ખેલું હોળી હું.

નણંદઃ— ગુસ્સાં છો ભાભી ગુસ્સો છે રીતું,
ભાઇને જલદી બોલાવું રે,
પછી ખેલો હોળી રે.

ભાભીઃ— મ્હાનેરા નણુદી વસંત કેરા,
વાયરા તમને વાયા રે,
આજે છોડું ના જરી.

બ્હેન.— ભાઈ શું જુઓ ભરો પિચકારી,
ભાભી જુએ છે તમ વાટ રે,
ખેલે હોળી ના મમ સાથ.

શ્રી. જયંત પંડયા

# :: ઝાંસીની વીર રાણી લક્ષ્મીબાઈ ::

લેખક : શ્રી. માણેકલાલ હિરપારામ દેસાઈ

જગતના ઇતિહાસમાં કેટલાંક પાત્રોએ જનતાનાં હૃદયો એટલાં બધાં જીતી લીધાં છે કે તેમના તરફ અનેક લેખકો આકર્ષાય છે. માત્ર ઇતિહાસકારોજને નહિ પણ કવિઓને, નવલકથાકારોને, નાટકકારોને, જીવનચરિત્રોના લેખકોને વગેરે અનેક પ્રકારના લેખકોને આવાં લોકપ્રિય પાત્રો આકર્ષે છે તેથી. તેમના જીવનોની નાનીમોટી, ખરીખોટી અનેક હકીકતો વિધવિધ દૃષ્ટિબિંદુથી, વિધવિધ શૈલીમાં લખે જ જાય છે. લેખકો લખતાં થાકતા નથી તેમ વાંચકો વાંચતાં ધરાતાં નથી. ઝાંસીની વીર રાણી લક્ષ્મીબાઈ આવું એક લોકપ્રિય ઐતિહાસિક પાત્ર છે. ફ્રાંસની સુપ્રસિદ્ધ વીરાંગના જોન ઓફ્ આર્કની માફક આ વીરાંગનાએ પણ અનેક લેખકોને આકર્ષ્યા છે. ફ્રાન્સની વીરાંગના જોન ઓફ્ આર્કનું નામ સાંભળતાં જ આપણા મોંમાંથી એકદમ ઉદ્ગાર નીકળી જાય છે કે જગતના ઇતિહાસમાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ સાથે સરખાવી શકાય એવું જો કોઇ પાત્ર હોય તો તે પાત્ર ફ્રાંસની વીરાંગના જોન ઓફ્ આર્ક છે. બંને વીરાંગનાઓ હતી. બંનેએ યુવાવસ્થામાં પ્રવેશ કરતાંજ પોતાની માતૃભૂમિના સ્વાતંત્ર્યની ખાતર પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું. જોન ઓફ્ આર્કને અંગ્રેજોએ જ્યારે જીવતી બાળી નાખી ત્યારે તેની ઉમ્મર માત્ર એકત્રીસ વર્ષની હતી. અંગ્રેજ સૈન્ય સામે યુદ્ધ કરતાં ઝાંસીની વીર રાણી લક્ષ્મીબાઇ જ્યારે રણમાં પડી ત્યારે તેની ઉમ્મર માત્ર તેવીસ વર્ષની હતી. તદ્દન પ્રતિકૂળ સંજોગોમાં બંનેએ મહાબળવાન અંગ્રેજ લોકો સામે યુદ્ધમાં ઝંપલાવ્યું હતું, બંનેના શૌર્યની ગાથા તેમના પોતાના દેશજનો અત્યંત ઉત્સાહ અને પ્રેમથી વાંચે છે અને એ ગાથાજ એવી પ્રેરણાત્મક છે કે તે દરેક સ્ત્રીપુરુષના હૃદયમાં ઉત્સાહ ઉત્પન્ન કરે છે, નિર્બળને પણ હિંમત આપે છે, પડેલાને પણ પાનો ચઢાવે છે, નિરાશ થયેલાઓના હૃદયમાં પણ આશાનાં કિરણો પ્રગટાવે છે, મુડદાઓમાં પણ પ્રાણ રેડે છે, પોતપોતાના દેશોમાં તો આ બંને વીર રમણીઓ દેવીઓ તરીકે પૂજાય છે.

આ બંને વીરાંગનાઓએ તદ્દન પ્રતિકૂળ પરિસ્થિતિમાં જે અદ્ભુત વીરતા બતાવી જેવાં મહાન્ કાર્યો કર્યાં છે તેવાં કાર્યો એવા સંજોગોમાં મોટા મોટા ધર્મવીરો અને કર્મવીરો પણ ભાગ્યેજ કરી શકે. જે પરિસ્થિતિમાં મોટા મોટા વીર પુરુષો પણ હિંમત હારી જાય તેવી પરિસ્થિતિમાં આ બે વીર સુંદરીઓએ પોતાની માતૃભૂમિ પ્રત્યે પોતાનું કર્તવ્ય બજાવવા સૈન્યની આગેવાની લઇ યુદ્ધમાં ઝંપલાવ્યું હતું અને તેમના આવા વીર કાર્યથી જગતના ઇતિહાસમાં આ બંને કર્મયોગી વીરાંગનાઓએ પોતાનું નામ અમર કર્યું છે. જગતના ઇતિહાસમાં આવી બે વીરાંગનાઓનો જોટો જડવો મુશ્કેલ છે. જગત્ સ્ત્રીઓને અબળા, બીકણ, નિર્માલ્ય, અક્કલહીન અને સાહસિક કાર્યો માટે તદ્દન નાલાયક માને છે. પરંતુ જગત જ્યારે આવી વીરાંગનાઓનાં પરાક્રમોની ગાથાઓ સાંભળે છે ત્યારે જગતને નમવું પડે છે અને પોતાની રૂઢ માન્યતાઓ બદલવી પડે છે. જોન ઓફ્ આર્ક અને મહારાણી લક્ષ્મીબાઇ માત્ર અમુક કાળની કે અમુક દેશની વીરાંગનાઓ નથી પરંતુ તેઓ તો સમસ્ત જગતની સદાકાળ

આટેની પૂજ્ય વીરાંગનાઓ છે. મહારાણી લક્ષ્મીબાઇને રણમાં પડ્યે હજી સો વર્ષ પણ થયાં નથી. આ સો વર્ષમાં આપણે-સ્ત્રીઓ તેમ પુરુષો પણ-કેટલાં બધાં નિર્બળ અને નિર્માલ્ય થઇ ગયાં છીએ અને આપણી કેટલી બધી શારીરિક તેમ નૈતિક અધોગતિ થઇ ગઇ છે તેનો વિચાર કરતાં પણ આપણે દુઃખથી કંપી ઉઠીએ છીએ. પરાધીનતા પ્રજાને કેટલી બધી નિર્બળ અને નિર્માલ્ય બનાવી મૂકે છે તેનો સબળ પુરાવો આપણા દેશનો છેલ્લાં સો વર્ષનો ઇતિહાસ આપણને આપી રહ્યો છે. ઓ વીર રાણી લક્ષ્મીબાઇ, તારા જેવી વીરાંગનાઓ ભારતમૈયા હવે ફરી ક્યારે ઉત્પન્ન કરશે ?

લાહોરના " ૐ " પત્રના તંત્રી શ્રીયુત જગન્નાથ પ્રભાકર શર્મા પોતાના પત્રના કર્મયોગ અંકમાં ( માર્ચ ૧૯૩૮ ) મહારાણી લક્ષ્મીબાઇ સંબંધી કેટલીક રસિક હકીકતો આપે છે તે હું નીચે ઉતારું છું.

" વીસેક વર્ષ ઉપર એક વખતે હું લખનૌની એક હોટેલમાં ઊતર્યો હતો. એજ હોટલમાં એક વૃદ્ધ અંગ્રેજ પણ ઊતરેલો. સામાન્ય રીતે અંગ્રેજો હિન્દીઓ સાથે અતડા રહે છે. આખા બ્રિટીશ સામ્રાજ્યનો ભાર તે પોતાની ખાંધ ઉપર ઉપાડી રહ્યો છે એવું દરેકે દરેક અંગ્રેજ બચ્ચો અભિમાન ધરાવે છે. પરંતુ આ વૃદ્ધ અંગ્રેજમાં એવું અતડાપણું કે અભિમાન નહોતાં, પણ તેનો સ્વભાવ ઉલટો મળતાવડો હતો. તે અત્યંત નિખાલસપણે મારી સાથે વાતચીત કરતો હતો. થોડા સમયમાં અમારો એકબીજા સાથેનો પરિચય અત્યંત ગાઢ થઇ ગયો. તેણે મને પોતાના જીવનની હકીકતો કહી સંભળાવી. તેણે મને કહ્યું કે " સને ૧૮૫૭ ના સિપાઇઓના બળવામાં મેં ભાગ લીધો હતો. શરૂઆતમાં તો હું પાયદળમાં માત્ર એક સામાન્ય સૈનિક હતો. પછી હું નાનો અમલદાર નિમાયો. દિલ્હીના મોટા યુદ્ધમાં મારી ટુકડીનો વાવટો હાથમાં ઝાલી હું ટુકડીને મોખરે કૂચ કરતો હતો. ત્યારપછી મારી નિમણૂંક કરનલ તરીકે થઇ. " એક રાત્રે વાળુ કરી પરવાર્યા પછી એ વૃદ્ધ અંગ્રેજ હોટેલની મારી ઓરડીમાં આવ્યો. એના હાથમાં એક નાની પેટી હતી. મારી પાસે ખુરસી ઉપર બેસી એ પેટી તેણે ઉઘાડી અને પેટીમાંથી કેટલાંક ચિત્રો બહાર કાઢી તેણે મને બતાવવા માંડયાં. એમાંનું એક ચિત્ર મારી સામે ધરીને તેણે મને અત્યંત લાગણીપૂર્વક કહ્યું: " બધાં ચિત્રોમાં આ ચિત્ર મને સૌથી વિશેષ પ્રિય છે. " ચિત્રના પહેરવેશ ઉપરથી જણાઇ આવતું હતું કે એ ચિત્ર મહારાષ્ટ્રની એક વીરાંગનાનું હતું. ચિત્રમાં એક સ્ત્રી ઘોડા ઉપર બેઠેલી હતી. અને તેના એક હાથમાં ચકચકતી તરવાર હતી. તેની સામે તોપોના ગોળામાંથી નીકળતા ધુમાડાનો દેખાવ પણ ચિત્રમાં સ્પષ્ટ જણાતો ચિત્ર જોતાં જ મેં તો એકદમ અનુમાન કરી દીધું કે એ ચિત્ર ઝાંસીની વીર રાણી લક્ષ્મીબાઇનું હોવું જોઇએ; છતાં મેં એ અંગ્રેજને પૂછયું, " આ ચિત્રમાંની સ્ત્રી કોણ છે ? મને લાગે છે કે એ કોઇ વીર રમણીનું ચિત્ર હોવું જોઇએ. " મારો પ્રશ્ન સાંભળતાં જ એ અંગ્રેજને જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ તે ચોંકી ઊઠ્યો. તેણે જવાબ દીધો, " હા, આ ચિત્ર એક વીર રમણીનું છે. પણ હું તો એ રમણીને એક વીર પુરુષ કરતાં પણ વધારે શૂરવીર માનું છું. એ ચિત્ર ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનું છે. મેં એને મારી નજર આગળ યુદ્ધમાં એક વીરાંગનાની માફક શાંતિથી મરતાં જોઇ છે. અને એના મરણ પછી એના કાકાને મેં પોતે મારે હાથે જ મારી નાખ્યો હતો. " રાણી લક્ષ્મીબાઇ સંબંધી કાંઇક નવું જાણવાનું મળશે એવી જિજ્ઞા-

સાંથી મેં એ અંગ્રેજને કહ્યું, " એ સ્રીનો કાંઇક ઇતિહાસ આપ મને કહેશો તો હું આપનો ઉપકાર માનીશ. " તેણે મને જવાબ દીધો, " આ સ્રીને હું હિન્દની જોન ઓફ આર્ક કહું છું. તે એક વીરાંગના તો હતી જ, પણ તે ઉપરાંત તે દીર્ઘ દષ્ટિવાળી મુત્સદ્દી સ્રી પણ હતી. અંગ્રેજ સરકારે એનું ઝાંસી ખાલસા કરી દીધું, એ તેમની મોટામાં મોટી રાજકીય ભૂલ હતી. ઝાંસી ખાલસા કરી દેવામાં આવ્યું છે એ ખબર સાંભળતાં જ તે બહુ ઉશ્કેરાઇ ગઇ હતી. ત્યાર પછી તો તે નિરંતર એવું જ રટણ કર્યા કરતી હતી કે, " **મેરા ઝાંસી કભી ના દેઉંગી.** " સને ૧૮૫૭ ના બળવામાં અમારે અનેક હિન્દુમુસ્લીમ શત્રુઓની સામે યુદ્ધ કરવું પડ્યું હતું. પરંતુ અમારા હિન્દુમુસ્લીમ શત્રુઓમાં લક્ષ્મીબાઇ સમાન કોઇ વીર, નિડર તેજસ્વી અને ઉદાર શત્રુ અમારા જોવામાં આવ્યો નહોતો. તે જેટલી જ વીર હતી તેટલી જ દીર્ઘદષ્ટિવાળી પણ હતી. જેટલી ઉત્સાહી હતી તેટલી જ શાંત હતી. જેટલી પરાક્રમી હતી તેટલી જ દયાળુ હતી. જો હિન્દી બળવાખોરોમાં લક્ષ્મીબાઇ જેવા બીજા પાંચ જ સેનાધિપતિઓ હોત તો ૧૮૫૭ ના બળવાનો ઇતિહાસ કાંઇક જુદી જ રીતે લખાયો હોત. " આટલું બોલી તેણે એકદમ બધાં જ ચિત્રો પોતાની પેટીમાં પાછાં મૂકી દીધાં. તે ખુરસી ઉપરથી ઊભો થઇ ગયો અને પાછા જતાં જતાં એટલું બોલી ગયો કે " બસ, આટલો જ લક્ષ્મીબાઇનો ઇતિહાસ હું જાણું છું. "

આ વૃદ્ધ અંગ્રેજે રાણી લક્ષ્મીબાઇનું જે ચિત્ર મને બતાવ્યું હતું તે ચિત્ર ઉપરથી જ સ્પષ્ટ દેખાઇ આવતું હતું કે તે યુવાન હતી, સુંદર હતી, પ્રભાવશાળી હતી, અને એના વ્યક્તિત્વમાં એટલી બધી આકર્ષણશક્તિ હતી કે ચિત્ર જોનાર દરેકને એમ જ લાગે કે તેનામાં સાક્ષાત્ ઇશ્વરી તેજ નજરે પડે છે. તે ઘઉં-વર્ણી હતી, તેની આંખો ભૂરી હતી, ભ્રમર કાળી હતી, દાંત બરફ જેવા સફેદ અને ચળકતા હતા, હોઠ લાલ હતા. સામાન્ય રીતે મહારાષ્ટ્રની સ્રીઓ હોય છે તેના કરતાં તે કાંઇક વધારે ઊંચી હોય એમ લાગતું હતું. મને બતાવેલું તેનું ચિત્ર એટલું બધું તાદશ હતું કે જેવી તે હતી તેવું આબેહૂબ જ તેનું એ ચિત્ર લાગતું હતું. જો કે તે પોતાનું રાજપાટ ગુમાવી બેઠેલી હતી છતાં સો રાજ-કુંવરીઓ જેવું પ્રભાવશાળી અને તેજસ્વી તેનું વ્યક્તિત્વ હતું અને એ ચિત્રમાં પણ તે વ્યક્તિત્વ સ્પષ્ટ દેખાઇ આવતું હતું.

( ૨ )

મધ્ય હિંદમાં બુંદેલખંડના સાડાચારસો માઇલના વિસ્તારની મધ્યમાં એક ડુંગર ઉપર ઝાંસી નગર આવેલું છે. એ ડુંગરની ટોચ ઉપર એક મજબૂત કિલ્લો બાંધેલો છે. એ કિલ્લામાં ઝાંસીનું રાજકુટુંબ રહેતું હતું. વર્ષો સુધી એ નગરમાં તેમ તેની આજુબાજુ-ના પ્રદેશમાં મહારાષ્ટ્રના બ્રાહ્મણનું રાજ હતું. ઝાંસીના રાજાઓ તેમની સલાહ શાંતિની રાજનીતિ માટે જાણીતા હતા. બધા સાથે સંપ અને મિત્રાચારી રાખી તેઓ પોતાનું રાજ શાંતિથી ચલાવે જતા હતા. પરંતુ ઇ. સ. ૧૮૫૩ માં ઝાંસીનો મહારાજા ગંગા-ધરરાવ-લક્ષ્મીબાઇનો પતિ-મરણ પામ્યો. આ વખતે લક્ષ્મીબાઇની ઉમ્મર માત્ર અઢાર વર્ષની હતી. હિન્દુ ધર્મશાસ્ત્ર તથા હિન્દુ રીત રિવાજ મુજબ લક્ષ્મીબાઇએ પોતાના પતિના કુટુમ્બમાંથી દામોદર નામના એક બાળકને દત્તક લીધો અને તેના વતી પોતે રાજકારભાર ચલાવવા માંડ્યો. પરંતુ સાર્વ-ભૌમ સત્તાધીશ અંગ્રેજ સરકારે એ દત્તક પુત્રનો હકક સ્વીકારવાની સાફ ના પાડી. અને ઝાંસીના મુલકને ખાલસા કરી દેવાનો હુકમ બહાર પાડ્યો. આ હુકમની ખબર સાંભળતાં

જ વીર બાળા લક્ષ્મીબાઇ પુણ્ય પ્રકોપથી સળગી ઉઠી અને એકદમ બોલી ઉઠી, **" મેરા ઝાંસી કભી ના દેઉંગી. "** ચાર ચાર વર્ષો સુધી અંગ્રેજ ગવર્નર જનરલ લોર્ડ ડેલાઉઝીને રાણી લક્ષ્મીબાઇએ પોતાના દત્તક પુત્ર દામોદરના હક્કનો સ્વીકાર કરાવવા માટે અરજીઓ અને આજીજીઓ કર્યાં કરી; પણ તેનું કાંઇ પરિણામ આવ્યું નહિ. એવામાં ઇ. સ. ૧૮૫૭ માં અંગ્રેજ સરકાર સામે ઉત્તર હિંદ તથા મધ્ય હિન્દમાં બળવો ફાટી નીકળ્યો અને હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યના પાયા ડગમગી જવા લાગ્યા. હિન્દમાં વસતી લડાયક કોમો પૈકી મરાઠાઓએ એ બળવામાં અગ્રગણ્ય ભાગ લીધો હતો. હિન્દમાંથી મરાઠા સામ્રાજ્યનો નાશ હમણાં તાજો થયેલો હતો. એ સામ્રાજ્યનો નાશ કરવા માટે અંગ્રેજોને ત્રણ વાર મરાઠાઓ સામે યુદ્ધ કરવું પડ્યું હતું. પહેલું યુદ્ધ સને ૧૭૭૫ થી ૧૭૮૨ સુધી. બીજું યુદ્ધ ૧૮૦૨ થી ૧૮૦૫ સુધી, અને છેલ્લું યુદ્ધ સને ૧૮૧૮ માં. આ છેલ્લા યુદ્ધમાં મરાઠી સામ્રાજ્યનો સંપૂર્ણ નાશ થઇ ગયો અને રહ્યાં સહ્યાં મરાઠી રાજ્યોએ અંગ્રેજોની તાબેદારી સ્વીકારી લીધેલી હતી. એ સામ્રાજ્યનો અધિષ્ઠાતા છેલ્લો પેશ્વા બાજીરાવ બીજો—રાજપાટ છોડી અંગ્રેજોનું પેનશન સ્વીકારી કાનપુર પાસે બીઠુરમાં અંગ્રેજોના આશ્રિત તરીકે રહેવા લાગ્યો. આ બાજીરાવ પેશ્વા ઈ. સ ૧૮૫૧ માં મરણ પામ્યો. તેને પુત્ર નહોતો તેથી તેણે પોતાની હયાતીમાં જ પોતાના દૂરના ભાણેજ ધોંડુપંત જે ઇતિહાસમાં નાનાસાહેબ પેશ્વાના નામથી સુપ્રસિદ્ધ છે તેને દત્તક લીધો હતો. પરંતુ બાજીરાવ પેશ્વાના મરણ પછી અંગ્રેજ ગવર્નર જનરલ લોર્ડ ડેલાઉઝીએ નાના સાહેબને બાજીરાવના પુત્ર તરીકે સ્વીકાર્યો નહિ અને બાજીરાવને અપાતું પેન્શન તેને આપ્યું નહિ આ ઉપરથી પ્રસંગ મળે નાનાસાહેબે દેશી સિપાઇઓને અંગ્રેજો વિરુદ્ધ ઉશ્કેરી મૂક્યા અને જ્યારે બળવો ફાટી નીકળ્યો ત્યારે તેણે કાનપુરમાં બળવાખોરોની આગેવાની લીધી. બળવામાં મુખ્ય મરાઠી રાજ્યો—સિંધીઆ, હોલકર અને ગાયકવાડે ભાગ લીધો નહિ, પણ તેઓ-અંગ્રેજોની પડખે ઊભા રહ્યા. આ બળવાનો લાભ લઇ રાણી લક્ષ્મીબાઇએ ઝાંસીમાંથી અંગ્રેજ લોકોને હાંકી કાઢ્યા, ઝાંસીનો કબજો પોતાને હસ્તક લઇ લીધો અને પોતાના દત્તક પુત્ર બાળ દામોદર વતી પોતે રાજકારભાર ચલાવવા માંડ્યો. આમ લગભગ અગીઆર માસ સુધી કોઇ પણ જાતની અડચણ વગર ઝાંસીનો રાજકારભાર તેણે ચલાવ્યો. (અપૂર્ણ)

## ઉષા

નવરંગી તન સાડી ધરીને,
ગાલ મહીં ગુલાબ ભરીને,
પુષ્પ—પોરિયાં પમરાવીને,
એ ઉષા ઝબકી...

આભ ગૂંઠાંગણુ ઓપાવીને,
નવચેતન દિશા દિશ ભરીને,
પાન્થ સકલ પંથે પાડીને,
એ ઉષા ઝબકી...

દિલ દર્દ સૌ હફનાવીને,
મધુર રવે મન મલકાવીને,
જૂવાસે ઉર હરખાવીને,
એ ઉષા ઝબકી...

શ્રી. મણિલાલ ટરઘુરચંદ શાહ

# મૃત્યુનું ગાન

લેખિકા :
શ્રી. વનબાળા છ. દેસાઈ

આત્મા, પરમાત્મા, જીવ જગત અને મૃત્યુ એ વિષેનું જ્ઞાન મનુષ્ય જાતિએ જે મેળવ્યું છે તેના આપણે વારસો છીએ. યુગે યુગે એ જ્ઞાનનું ફરીફરીને આપણે અધ્યયન કરવું પડે છે. કારણ વિશ્વનિયંતાની યોજના જ અકળ અને ગહન છે, કે તેથી જ તત્ત્વજ્ઞાનનાં અભ્યાસીને એ એક ગુરુ કે સંપ્રદાય સ્થાપી રાખવો પાલવે તેમ નથી. પ્રત્યેક યુગે તેમાં કંઈ ને કંઈ નવીન જ્ઞાનનું આરોપણ કરવું પડે છે.

જગતની અંદર અનેક પ્રકારની કળાઓ છે. સાહિત્ય, સંગીત, નૃત્ય, ચિત્ર, શિલ્પ અને સ્થાપત્ય એ બધી આ દેહધારી મનુષ્યની કૃતિઓ છે. પણ એ બધા કળાકારોનો એક મહાન કળાકાર જેની કળાનો પાર પામવા અનેક સંતો અને મહંતો અથાગ પરિશ્રમ કરે છે, તેવી જ રીતે આ એક વિશ્વનિયંતાની કળા છે જેને આપણે 'મૃત્યુનાં ગાન' તરીકે વર્ણવી શકીએ છીએ.

પરમાત્મા પરમકૃપાળુ છે ને શિવમ્ તે તેમનું જ રૂપ હોઈ આવી દુઃખદ અને ભયંકર કળાને તેમણે વિશ્વની રચનામાં કેમ સ્થાન આપ્યું હશે; કવિઓએ, અને કળાકારોએ તેના ઉપર કાવ્યો ને ચિત્રો કેમ દોર્યાં હશે? આવા અનેક વિચારો અભ્યાસીને આવે એ તદ્દન સ્વાભાવિક છે.

'સર્જન અને સંહાર' એ પરમાત્માની લીલાનો પાર કોઈ પામી શકે તેમ નથી. સર્જન પ્રભુ કરે છે; અને સંહાર પણ તેના વડે કરતે જ થાય છે. આ જગતની અંદર જીવમાત્ર નશ્વર છે. જે જન્મે છે તે જ મરે છે, જેનું સર્જન તેનો જ સંહાર.

મૃત્યુ એટલે દેખાતી જિંદગીનો અંત. મરી ગયું એટલે બસ તે વ્યક્તિને કદીએ આપણે જોવાની નહિ જ. ખરેખર, મૃત્યુના દિવસો અતિશય દુઃખદ હોય છે. જો કોઈનો પણ આ જગતની અંદર સૌથી વધારે ભય હોય તો મૃત્યુનો. કારણ મૃત્યુ એ એક એવી અણનમ ચીજ છે કે જે જોઈ શકાય છે; સમજી શકાય છે; પણ તેનો ઉપાય કોઈના જ હાથમાં નથી. વિદ્વાનમાં વિદ્વાન ડૉક્ટરો પણ તેને અટકાવી શકતા નથી. મૃત્યુનો અનુભવ પ્રત્યેક વ્યક્તિને થાય છે,-પણ કમભાગ્યે એ મૃત્યુના અનુભવને કોઈ જ વર્ણવી શકે તેવી વિશ્વનિયંતાની યોજના જ નથી. પછી ભલે તે રાય હો કે રંક દરેકને મૃત્યુને શરણ થવું જ પડે છે. કોઈ જ તેનાથી બચી શકતું નથી. ગમે તેવો પુણ્યશ્લોકી પુરુષ હોય તો પણ તેને અંતે માટીમાંથી જન્મી માટીમાં જ મળવાનું. આ પંચમહાભૂતોનું બનેલું શરીર તેનો નાશ અવશ્ય થવાનો.

સારા એવા જગતમાં દરેકનો નાશ તો થાય છે જ, એમ આપણે બધા માનીએ છીએ. પરંતુ આ માન્યતા સંપૂર્ણ ખરી નથી, મોટા મોટા વૈજ્ઞાનિકો અને તત્ત્વચિંતકો આનો ખુલાસો આપશે. તેઓ કહે છે કે નહિ,—આ જગતમાં કોઈનો નાશ નથી થતો. જે નાશ થાય છે તે નાશ નહિ પણ તેનું રૂપાન્તર થાય છે. જડ કે ચેતન કશાનો નાશ નહિ થવાનો. જેવી રીતે પાણી બળે છે. તેની વરાળ થાય છે, એ વાદળી થઈ વરસાદરૂપે વરસે છે. ધાતુઓનું પણ તેમજ સમજવું. એક માટીનો ઘડો ફૂટી જતાં, ઘડાનો નાશ થાય છે પણ મૂળતત્ત્વ જે માટી છે તેનો નાશ નથી થતો. એટલે આ બધું શું બતાવે છે? ભલે વસ્તુ વસ્તુ તરીકે તેજ ચિત્ર તરીકે નાશ પામે, પણ

વસ્તુતઃ તે નાશ નથી પામતી, પણ તેનું રૂપાન્તર જ થાય છે. જો આજ રીતે માનવીના મૃત્યુ વિષે વિચાર કરીએ તો સહેજે સમજી શકાય કે જેવું મૃત્યુ ભયંકર અને અસહ્ય લાગે છે, તેવું તે ભયંકર નથી. ઉલટું ભવ્ય છે.

મનુષ્ય બધાં જ દુઃખો ભૂલી શકે છે; મૃત્યુના ઘાથી ઘવાયેલો માનવી કદી તેના ઘા ભૂલી શકતું નથી. એ વસ્તુ સાચી છે કે આઘાતો સહન કરવાને માટે પ્રભુ શક્તિ અર્પે છે. હૃદયને કઠણ કરે છે, પણ તે ઘા વિસરી શકતો નથી. તે અમંગળ ઘડીના વિચારો પણ મનુષ્યને દુઃખી કરે છે. અને તેનાં નયનો અશ્રુથી ઊભરાય છે. પ્રતાપી શિવાજી મહારાજ માટે કહેવાય છે કે જ્યારે તેમની માતા મરી ગયાં ત્યારે એક રાજા હોવા છતાં બાળકની માફક તે રડયા હતા. આ ઉપરથી એમ સમજાશે કે મૃત્યુ તરફની વૃત્તિ પ્રત્યેક માણસની એકધારી જ હોય છે. કારણ એ ઊર્મિમય પ્રસંગોનો અનુભવ છે. એટલે મૃત્યુ જીવોમાં એકતા લાવે છે, જ્યારે જન્મ તે તે મૃત્યુ જેવો માત્ર ઊર્મિમય પ્રસંગનો જ અનુભવ ન હોવાથી તે ઐકય નહિ પણ ભિન્નતા લાવે છે. મૃત દેહ ભલે તે રાવનો હો કે રંકનો પણ મૃત્યુનાં દેવો તમને એક જ રીતે છે. જગતમાં શું ? અંતે આ સુવર્ણ-સમી કાયાને રાખ સાથે જ ભળવાનું ને ? કેમ જાણે પ્રભુ પોતે જ ઐકયના પાઠો પઢાવતા ન હોય ? તેવું મૃત્યુ માટે કેટલેક અંશે કહી શકાય.

મૃત્યુ વિષે અનેક વિચારો આપણામાં પ્રવર્તે છે. તેને માટે કવિઓ અનેક કલ્પનાઓ કરે છે. અને આપણા હિન્દુ ધર્મમાં પણ તેની ભયંકરતા દૂર કરવાનો તથા તેના વિષે ઉચ્ચ ખ્યાલો બાંધવાનો પ્રયાસ કરાએલા છે. મૃત્યુ જેવી રીતે ઐકય સાધે છે, તેવી જ રીતે જ્ઞાન પણ અર્પે છે. અનુભવથી મનુષ્યનું જીવન પૂર્ણ થાય છે. મૃત્યુ એ પણ માનવીનો એક અનુભવ જ છે. દુઃખના અનુભવે કો કૃતિઓ સર્જાય છે. માટે ભાગે તે સુંદર જ હોય છે, કારણ દુઃખનાં પરિણામે નીતરેલું તે નવીનીત જ છે. મૃત્યુ વિષે જેઓને સાન છે તેઓને દુઃખ નથી થતું તેમ નહિ, પરંતુ જ્ઞાન તેની સમજણ તે દુઃખને હળવું કરવા માર્ગ પ્રેરે છે.

પ્રત્યેકના દેહમાં આત્મા છે. આ આત્મા તે જ પરમાત્મા. હૃદય તે મંદિર છે. અને તે મંદિરમાં આત્માનો એટલે કે પ્રભુનો પોતાનો જ વાસ છે. જેને વેદ "નેતિ નેતિ" કહી પોકારે છે, જેને પાણી પલાળી શકતું નથી; દૃષ્ટિ પહોંચી શકતી નથી, જે બાળક નથી; વૃદ્ધ નથી યુવાન પણ નથી. આવા મહાન સર્વાંગ સુંદર અને પૂર્ણ આત્માનો વાસ આપણા દેહરૂપી મંદિરમાં છે. આ આત્મા તે પરમાત્મા પોતે જ છે. કારણ એક એવી માન્યતા છે કે બ્રહ્મ પોતે જ "મારાં અનેક રૂપો થાઓ" તેમ કહીને આ વિશ્વની યોજના ઘડી પ્રભુ એક મહાન નટરૂપે આ ભવ્ય નાટકને નિહાળતાં આપણી પાસે કો જીવનનાં સંગીત ગાઇ ગવરાવી રહ્યા છે. એ સંગીતની સાથે એક ભવ્ય રાસ પણ રમાઇ રહ્યો છે. જેમાં સૂર્ય ચન્દ્ર અને તારા તથા બીજા અનેક નક્ષત્રો ભાગ લઇ રહ્યા છે તે રાસ અનંત છે. આ રાસમાં સર્જન અને સંહાર એ પણ કો ભવ્ય સૂરોની માફક સંગીતનો તાલ મિલાવી રહ્યા છે. વળી એ સંગીત બસૂરું ન બને તેને માટે પરમાત્મા પોતે જ યોગ્ય સમયે જીવનું સર્જન કરે છે અને તેને સંહારે છે. આ પ્રમાણે આ વિશ્વની અંદર જન્મ અને મરણનો પણ એક ખેલ રમાઇ રહ્યો છે. તે ખેલમાં આપણે પ્રત્યેકને સામેલ થવું પડે છે. માનવી પોતાની અલ્પ બુદ્ધિ વડે આ ભવ્ય ખેલ સમજવા પ્રયત્ન

કરે છે. ખરેખર એવા મહાન સંતો અને જ્ઞાનીઓને મૃત્યુની બીક જ હોતી નથી. જેવી રીતે રણુસંગ્રામની અંદર શૂરવીરો આગળ ને આગળ ધપીને ઝઝુમે છે ને મોતને શરણુ થાય છે તેવી જ રીતે જ્ઞાની પુરુષો મૃત્યુને આવકારે છે એવા પુણ્યાત્માઓ પણુ આ જગતમાં વસે છે કે જેમને મૃત્યુની ખબર પડે છે. પણુ તેઓ મૃત્યુથી બીતા નથી. કારણુ તેમણે જીવન જીવી જાણ્યું છે. " જીવન એ પ્રભુની મોંઘી એવી ભેટ છે માટે તેનો ઉત્તમ રીતે સ્વીકાર કરાવાએલો હોય છે. તેમને કદીએ જીવવા માટે વલખાં મારવાં પડતાં નથી. સાચો ભક્ત કે સાચો જ્ઞાની ,મોક્ષ માગતો નથી પણુ જીવન જ માગે છે. જેવી રીતે આપણે એક સુંદર દ્રશ્ય જોવા અર્થાત સુંદર કલાકૃતિ જોવા–તેને સમજવા વરંવાર તે કૃતિ તરફ જવાની હોંસ થાય છે અને ઘણા જાય છે પણુ ખરા તેવી રીતે આ વિશાળ જગતને જોવા માટે–તેને સમજવા માટે એકવાર નહિ પણુ અનેકવાર જન્મો ધારણુ કરવા પડે તેમ જ્ઞાની પુરુષો માને છે. પ્રભુ પોતે પણુ યુગ પ્રમાણે જન્મો ધારણુ કરે છે અને મૃત્યુલોકની માફક જ દેહનો ત્યાગ કરી નિર્વાણુ પામે છે. આવા દૈવી પુરુષો અને સંતો ભલે મૃત્યુ પામે, ઐહિક લોકમાંથી અદ્રશ્ય થાય પણુ તેઓ અમર છે. તેમનાં કીર્તિનાં કોટડાં પાડયાં પડતાં નથી. તેમના ઉચ્ચ આદર્શો, ભાવનાઓ, અને કાર્યો હંમેશા સમાજને ભાવતાં ભોજન પીરસે છે, નવીન પ્રેરણાઓ અર્પે છે. એક શહીદનાં લોહીનાં ટીપે ટીપામાંથી અનેક શુરવીરો પેદા થાય છે; તેવી જ રીતે એક મહાન પુરુષનાં જીવનથી અને મૃત્યુથી રાષ્ટ્રોનાં રાષ્ટ્રો. પુનઃ પ્રગટ થાય છે. ને પ્રભુની યોજનામાં જે અનંતતત્વની સાંકળ છે તેનો પાર પામે છે.

મૃત્યુ એટલે શું તે સમજ્યા પછી તેની ભવ્યતાનો વિચાર કરીએ. જીવન એ પ્રભુની ભેટ છે તેવી જ રીતે મૃત્યુ એ પણુ એક અકળ ભેટ છે મૃત્યુ છે તો જ જીવન છે જીવન છે તો મૃત્યુનો વિચાર આવે છે; ને મૃત્યુ છે તો જીવનની કિંમત છે.

" જન્મ છે જીવનનું દ્વાર એ એક તો
મૃત્યુ છે જીવનનું દ્વાર બીજું, "

જન્મીને મનુષ્ય રીઝે છે તો પછી મૃત્યુ એ જન્મનું બીજુ દ્વાર હોઈ શા સારૂ માનવી ખિજાય છે ? જીવન એ તો મૃત્યુનાં ઘાટ ઉપર જ ખેલી રહ્યું છે. જીવનનું સંગીત પૂર્ણ થયે મૃત્યુ તેનું સંગીત આરંભે છે. જીવન અને મૃત્યુનાં ધ્રુવની વચ્ચે માનવી તેનાં દિવસો પસાર કરે છે, પછી ભલે તે અમરતાનાં ક્ષેત્રો ખેડવા મથે; પરંતુ જીવન તો મૃત્યુનાં જ ક્ષેત્રો ખેડે છે. આપણે મનુષ્યો તો આ જગતની અંદર એક મુસાફર જેવા છીએ. નદી કીનારે બાળકો રમવા ભેગા થાય છે ને ઘડીક રમી હસી છૂટા પડે છે તેવી રીતે સંસારરૂપી સાગરમાં કાળને ઘાટે માનવીરૂપી બાળકો જીવનની રમત માંડે છે; ને ઘડીક રમી છૂટા પડે છે.

મૃત્યુ એ જ્ઞાન અર્પે છે એમ મેં પ્રથમ કહ્યુઃ કારણુ સાહિત્યનાં ક્ષેત્રમાં વિધ વિધ વિષયો આવે છે તે પ્રમાણે મૃત્યુએ પણુ પોતાનું સ્થાન લીધું છે. સુંદર નિબંધો; કરૂણુ પ્રશસ્તિઓ તથા કળાની મહાન કૃતિઓ એક સ્વજનનનાં મૃત્યુનાં દુઃખે જ ઉદ્ભવી હોય છે. ' દર્શનિકા ' તથા ' સ્મરણુ સંહિતા ' આનાં સુંદર દષ્ટાન્તો છે. Tenyson નું " In Memoriam " પણુ કરૂણુ પ્રશસ્તી જ છે. સ્વ. નરસિંહરાવે તો પુત્રનાં વિયોગે સારૂં એવું મૃત્યુનું તત્વજ્ઞાન ઘડયું. તે તો કહે છે કે ' મૃત્યુ મરી ગયું રે લોલ. " મૃત્યુ પોતે જ મરી ગયું છે–જીવન નહિ. કારણુ જે જીવનનું અર્ક છે ( આત્મા ) તે તો પ્રભુનાં દિવ્ય ધામમાં તેનાં પ્રેમળ જ્યોતિનો પ્રકાશ

પામવા ગયું છે. જે આત્મા છે તે તો અમર છે. તો પછી મૃત્યુ પામેલી વ્યક્તી તરફ દયાની નજરે શા માટે જોવું! કે તે બીચારાં આ જગતની જંજાળોમાંથી શાન્તી પામ્યું! ના તેની દયા ખાવાની નથી. ઉલ્ટો તેનો આનંદ લેવાનો છે કે એ તો કો અમૃત સ્થાને હસતો હશે, જ્યાં આપણે બધાને એક વખત જવાનું છે. તો પછી શોક શેનો? આપણે દિવસનાં ખૂબ કાર્ય કરીને રાત્રે આરામ લેવા ઉંઘીએ છીએ ને વળી જાગીએ છીએ શા માટે? જીવનની તકોનો લાભ લેવા માટે. તે જ પ્રમાણે આત્મા પણ થોડોક સમય આરામ લે છે. ઉંઘ દિવસ અને રાત્રીને જોડે છે તેવી રીતે મૃત્યુ આ જન્મ અને પુનર્જન્મને જોડનારી એક ભવ્ય સાંકળ છે. કવિવર ટાગોરની મૃત્યુની કલ્પના તો અતીવ સુંદર છે. તે કહે છે કે જેની રીતે મેલાં થએલાં વસ્ત્રો આપણે બદલીએ છીએ તેવી રીતે આ જીર્ણ થએલાં દેહરૂપી વસ્ત્રોનો ત્યાગ કરી આત્મા નવાં વસ્ત્રો ધારણ કરે છે. અને તે વસ્ત્રો બદલતાં આત્માને કેટલી થોડી ક્ષણો લાગે છે તેનું માપ કવિવરે બહુ જ સાદુ છતાં ઉત્તમ આપ્યું છે. જેમ માતા પોતાનાં બાળકને એક બાજુનું સ્તનપાન કરાવીને બીજી બાજુ તેની ભૂખ પૂર્ણ કરવા લે છે તેટલી જ વારમાં આત્મા નવીન વસ્ત્રો ધારણ કરીને જીવને જગત સમક્ષ તેની ભવ્ય ભાવનાઓ મૂર્તિમંત કરવા મૂકે છે. ને જીવન વળી પાછું આ ભવ્ય રાસ રમવા મંડી પડે છે. કોણ કહેશે કે મૃત્યુ ભવ્ય નથી? હા તેની ભવ્યતા જીવન જેટલી જ સુંદર અને સચોટ છે; પણ મૃત્યુની ભવ્યતાનો તાગ આપણે સામાન્ય મનુષ્યો કાઢી શકતા નથી. કારણ પરિણામે દુઃખ થાય છે. એ દુઃખનાં સાગરમાં માનવીને તેની ભવ્યતાનો કે સૌન્દર્યતાનો ખ્યાલ કેની રીતે આવી શકે! એ સુંદર અને ભવ્ય દર્શનનો અનુભવ તો કો વિરલા જ કરી શકે!

છે જ સંધ્યા સમા મૃત્યુનાં રંગ કો
 છે મધુરતા વળી રાત્રી જેવી
જીવનનાં સ્વપ્નથી છે ફરી જાગવું
 થઇ અનંત વસ્ત્રનાં અંશ રહેવું."

સંધ્યાનાં આહ્લાદીત રંગો જેવા મૃત્યુના રંગોને કવિઓ જ વર્ણવી શકે.

મૃત્યુ એ તો એક મહાકાવ્ય જેવું છે. સર્જન અને સંહાર એ બન્ને પ્રભુની જ યોજના છે તો પછી મૃત્યુની મહત્તામાં સૌન્દર્ય કેમ ન પિછાની શકાય! ફુલ ખરી પડતાં વસંતઋતુને ઝાંખપ લાગતી નથી પરંતુ નવા પર્ણ અને પુષ્પો ખીલે છે. તેની રીતે મૃત્યુ થતાં દેહને ઝાંખપ લાગતી નથી પણ આત્મા નવીન સ્વરૂપે પ્રગટે છે. માટે જ કવિઓ મૃત્યુને ભયંકર નહિ પણ સુંદર નૃત્ય જેવું જ ગાય છે.

ટૂંકમાં ક્ષણભંગુર દેહરૂપી સ્વરૂપો અનંત કે અમૃતનાં પ્રતિનિધિ અને એમાં કોઇને વાંધો હોય તો ભક્ત કવિ દાદુ જવાબ આપે છે કે દેહ નાશવાન છે તેથી તો ભગવાનની પ્રજામાં હરકતરૂપ નહિ પરંતુ મદદરૂપ નીવડે છે. પોતાનાં મૂળ સ્વદેશ તરફ પાછા જતાં જતાં એ દેહો અને એ ક્ષણિક રૂપો મુસાફર જેવા હોવાથી તો આપણાં મનનું વિશેષ આકર્ષણ કરે છે. અને મનને પણ સાશ્વત દેશ તરફ ખેંચે છે. અમરધામની તાલાવેલી થાય છે. તેનું કારણ એ છે કે આ દેહ તો થોડોક વખત ટકનાર છે. સૌન્દર્ય પ્રધારાભિમુખ રહેતું હોવાથી એ હંમેશા અનંતમય પ્રભુ માટે ખેંચાવ્યા કરે છે. મૃત્યુ ક્ષણે ક્ષણે આપણી પાસે થઇને જાય છે ત્યારે જીવનમાં પરમસત્ય કેવા પ્રકારનું છે તેની ખાત્રી કરી આપતું જાય છે."

અંતે મૃત્યુલોકમાં જીવન નિર્ગમન કરતાં કરતાં જ અમરત્વ ક્યાં રહેલું છે તે આપણે શોધી યાને જાણી શકીશું.

# વારુણી

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોશી

તે એક સુશિક્ષિત શિક્ષિકા હતી. એમ. એ સુધી અભ્યાસ કર્યો પછી એક અંગ્રેજી કન્યાશાળામાં તેને માસિક પોણોસો રૂપીઆ પગારની નોકરી મળી હતી; વચમાં એણે બી. ટી. કોલેજમાં એક વરસ ભણી તે ઉપાધિ પણ મેળવી હતી! એટલે તેની ઇચ્છા હોત તો કોઇપણ સંસ્કારી યુવક તેની સાથે લગ્ન કરવા તૈયાર થાત; પરંતુ આજુબાજુ જણાતા દૃશ્યથી તેનું મન ધરાઇ ગયું હતુ! ખુદ તેના ઘરમાંજ તેની મા પ્રત્યે તેના પિતા કાળ સ્વરૂપે વર્તતા હતા! વાસ્તવિક રીતે તેની માને પરણ્યે ચાળીસ વરસ પૂરાં થઈ એકતાળીસમું વર્ષ ચાલતું હતું પણ ઘરમાં બાપા આગળ બાએ સામે મોંએ કદિ કોઇ પણ બાબતમાં વાતચીત કે વાદવિવાદ કર્યાનું તેને સાંભળતું ન હતું! તેને પણ અંગ્રેજી ભણાવવાની પિતાની ઇચ્છા નહોતી પણ માની સહાનુભૂતિથીજ તે આટલો અભ્યાસ કરી શકી હતી! તેની જે સખીઓ હતી તે પણ એવાજ પતિઓની જોહુકમી હેઠળ કચડાઇ જવાનું તેણે કેટલેક ઠેકાણે જોયું હતું! તેની એક સખીને તેના પતિએ કાઢી મૂકી હતી. બીજી એક સખીનો સુશિક્ષિત પતિ (?) તેને દર ત્રીજે દહાડે મારઝુડ કરતો હતો, એમ તેણે ચોક્કસ સાંભળ્યું હતું.

આવી પરિસ્થિતિમાં લગ્નની ઝુંસરીમાં જોડાવામાં તેને જોખમજ લાગતું હતું! પુરુષો સ્ત્રીઓને તેમના ચરણોની દાસી બનાવે છે એનું કારણ તેમની આર્થિક પરતંત્રતા કે ગુલામગીરી જ છે એમ તેને લાગવાથી તેણે અનાયાસે મળેલી પોણોસો રૂપીઆની નોકરી સ્વીકારી હતી! આજ સુધી ભોગવવો પડેલો પિતાનો જુલમ, અને દાદાદાદીના પ્રેમાળ ધાકધુમાડામાંથી તે હવે બીલકુલ મુક્ત થઇ હતી! અત્યાર સુધી સાડી પોલકાં ખરીદતાં બાનું મન મનાવવા ઉપરાંત દાદાની સંમતિ મેળવવી પડતી હતી; પણ હવે તે સ્વતંત્ર હતી! તે ચાળીસ રૂપીઆની સાડી લે તો પણ તેને કોઇ અટકાવનાર નહતું અને ચાર રૂપીઆની સાદી હલકી સાડી લે તો બાકીના છત્રીસ રૂપીઆ પાછા માગનાર પણ કોઇ નહતું! તેની તે પોતે જ સરમુખત્યાર હતી. તેના ઘરનાં વડીલો તેને લગ્ન કરવાનો આગ્રહ કરી શકતાં હતાં પણ તે બાબત તેમનાથી કાંઇપણ જબરદસ્તી થઇ શકતી નહોતી!

આજ સુધી સ્ત્રીસ્વાતંત્ર્યનાં આંકેલાં મનોહર કલાનાં ચિત્રો તેને હવે પ્રત્યક્ષ દેખાવા લાગ્યાં! જે ધ્યેય માટે તે ઝઝૂમી હતી, જેના માટે અનેક વાદવિવાદમાં ઉતરી હતી, જેને માટે તેણે સગાંસંબંધીઓની પણ પરવા મૂકી દીધી હતી તે ધ્યેય તેના હાથમાં આવેલું જોતાં તેને પારાવાર આનંદ થતો હતો! પણ આનંદની પરિસીમા એટલે જ દુઃખની શરુઆત! નોકરીમાં જોડાયે બે મહિના ન થયા ત્યાં તો તેની આશાના મિનારા તેને ડગમગતા જણાયા!

ચૂલામાંથી હોલામાં પડેલા પ્રમાણે એક તાબેદારીમાંથી મુક્ત થઇ બીજી તાબેદારીમાં આવી પડવા જેવું તેને લાગ્યું. દાદા દાદી, મા બાપની ધાક અને જો હુકમીથી તે છૂટી ખરી, પણ શાળાની હેડ મિસ્ટ્રેસની તાબેદારીમાં તેને ફસાઇ પડવા જેવું થયું!

તે લેખિકા હતી. ભાષણ કરવામાં કુશળ હતી. પણ તેની બધી ઇચ્છા અનિચ્છા હેડ મિસ્ટ્રેસની લહેર પર અવલંબતી હતી. એમ તેને અનુભવથી સમજાયું.

કોઇક સુંદર લેખ લખવાનો તેને વિચાર આવતો પણ જે કલ્પના હેડમિસ્ટ્રેસને પસંદ ન હોય તેવું પ્રતિપાલન કદી કરવા યત્ન ન કરવો એમ તેની સખીઓ તેને કહેતી. કોઇ ઠેકાણે વ્યાખ્યાન માટે તેને બહારગામથી કોઇક સ્ત્રીઓ નિમંત્રણ આપતી પણ તે બાબતમાં પણ તેને હેડ મિસ્ટ્રેસની મરજી પર આધાર રાખવો પડતો હતો.

દુનીઆમાં સ્વતંત્રતા-સંપૂર્ણ સ્વતંત્રતા સ્ત્રીને મળવી શક્ય જ નથી એવો વિચાર મનમાં આવતાં જ વારુણીના સ્વાભિમાનને ધક્કો લાગતો ! પિતાની ઇચ્છાને તેણે નેવે મૂકી હતી. પણ હેડમિસ્ટ્રેસ તેના પર પૂરો અમલ બજાવતી હતી-તે અમલ પણ વારુણીને ખપતો ન હતો ! પણ તો પછી માસિક પોણોસો રૂપીઆ તેને કોણ આપે ? દુનીકોઇની પણ તાબેદારી સ્વીકારવાની જરૂર જ પડે છે, એ કડવું સત્ય તને વારંવાર અનુભવથી સમજાતુ હતું; અને તે જ તેને થતી નિરાશા, ઉદ્વેગ અને દયાજનક સ્થિતિનું કારણ થઇ પડ્યું હતું !

( ૨ )

શાળામાંથી પાછા ફરતાં કોઇ કોઇ વાર વારુણી વિચાર ઝોલે ચડી જતી. સ્ત્રી સ્વભાવ મુજબ પ્રેમભાવનાથી તેનો ચહેરો લાલ લાલ થઇ જતો ! કોઇક નવયુવાન સાથે બેસી વાર્તાલાપ કરવાનું પણ કવચિત તેને મન થઇ જતું ! પરંતુ તેનું માનસમંદિર સ્વતંત્ર હતું. ત્યાં કોઇનો કોઇ પર અમલ કે સત્તા ચાલતાં ન હતાં. કદી કદી કંટાળો આવતાં પોતાની મનોદશાને ખાલી એકાદ નોટ પર ટાંકી લેતી. " ખરેખર, મારી કેવી વિચિત્ર અવસ્થા થઇ છે ! મારે તો પ્રેમની જરૂર છે. પણ પતિની તાબેદારી ન જોઇએ ! પગાર જોઇએ છે પણ ઉપરની સત્તા ન જોઇએ ! માબાપની માયા મમતા જોઇએ છે પણ તેમની જોહુકમી કે આજ્ઞાપાલન ન જોઇએ ! પતિની તાબેદારીમાંથી મુક્ત રહેવા ખાતર હું તેના પ્રેમનો ત્યાગ કરવા કબૂલ છું ! માબાપની જોહુકમીમાંથી છૂટવા માટે તેમનાં માયામમતાનો ભોગ આપવા હું તૈયાર છું. પણ હેડમિસ્ટ્રેસની સત્તા ટાળવાને ખાતર પગાર કે પૈસાનો મોહ મારાથી કેમ કરી છૂટે ? "

મનની આવી વિચિત્ર અવસ્થામાં વારુણી મૂઝાઇ જતી તો પણ શાળા જીવનના દરેક કાર્યક્રમમાં તે આગળ પડતો ભાગ લેતી. છોકરીઓએ શારદા મંડળ સ્થાપવાનું ઠરાવતાં તેણે જ તેમને પ્રથમ ઉત્તેજન આપ્યું ! વસંતોત્સવ વખતે છોકરીઓએ મામા-મંદિર નાટક ભજવવાનું નક્કી કર્યું તેમાં અભિનય, સંગીત વગેરે શીખવવાનું તેણે જ માથે લીધું. બહારગામના કોઇક પ્રવાસી મેમાન આવતાં તે જ તેમને ગામનાં જોવાલાયક મહત્વનાં સ્થળો બતાવવા તેડી જતી ! શાળામાં તે જ પ્રથમ શિક્ષિકા હતી કે જેના લેખ, કાવ્ય અને નવલિકાઓ ઘણાં સામયિકોમાં પ્રસિદ્ધ થતાં હોય ! છોકરીઓના નાના મોટા પ્રવાસ અને સફરો-તેમની રમતગમત એ બધામાં વારુણી જ તેમને મદદ કરતી; પણ તેમાં પણ તેને દરેક વખતે હેડમિસ્ટ્રેસની ઇચ્છા પર જ અવલંબન કરવું પડતું !

કૉલેજમાં ભણતી હતી ત્યાં સુધી તો તેને ફુરસદ જ ઓછી મળતી હતી. પણ હવે શાળામાંથી છૂટી ઘેર આવતાં શું કામ કરવું તેની જ તેને ભારે પંચાત પડવા લાગી ! તેથી તેણે હાર્મોનિયમ શીખવાનો વિચાર કર્યો.

અંગ્રેજી બીજી ત્રીજી ચોપડીમાં ભણતી ત્યારે સંગીત શિક્ષકે શીખવાડેલી 'ગુરૂ બિન કૈસે-ગુન આ-વે!'ની સારીગમ હજી તે કોઇ વાર લલકારી આનંદ પામતી. તે વખતે તેને હાર્મોનિયમ શીખવાની ઘણી ઇચ્છા થતી, પણ દાદા દાદી આગળ તેનાથી કાંઇ કહેવાતુ નહિ! પણ હવે તે સ્વતંત્ર બની હતી; હાથમાં પૈસાની છનાછની ઉડતી હતી ને તેનો હિસાબ માગનાર કોઇ ન હતું તેથી તેણે એકવાર શાળાના સંગીત શિક્ષક સુભાષને એ બાબત પૂછ્યું, અને તેણે કબૂલ કરતાં વારુણીનો ઘણો ખરો વખત હાર્મોનિયમ બજાવવામાં જ વીતવા લાગ્યો!

સુભાષની આંગળીઓ તરલગતિથી હાર્મો-નિયમ પર ફરવા માંડતાં જ વારુણીના કાન સ્વર્ગીય સ્વરોથી ભરાઇ જતા! તે મંત્રમુગ્ધ બની તેની સામે જોતી અને ક્ષણવાર તેનું મન સુભાષમય બની જતું! પરંતુ તેનું પરિ-ણામ લગ્નમાં ઉદ્દ્ભવશે એમ તો તેને કદિ લાગતું નહિ! ગમે તેમ તો યે સુભાષ એક સાદો મેટ્રીક હતો. તેનાથી અર્ધો એટલે સાડી સાડત્રીસ રૂપીઆનો પગાર પણ તેને મળતો ન હતો! એટલે તેની સાથે લગ્ન કરવાનો વારુણીને કદિ પણ ખ્યાલ આવે એ સર્વથા અશક્ય હતું!

દરરોજ સુભાષ વારુણીને ઘેર હાર્મોનિયમ શીખવવા આવતો; પણ એક દિવસ તે કાંઇ કારણસર આવ્યો નહિ, તેમ તેના તરફથી કાંઇ સદેશો પણ ન મળ્યો આથી વારુણી ચિંતાતુર થઇ; ક્ષણવાર બબડી: 'જો પર્વત મહમદ પાસે ન આવે તો મહંમદે પર્વત પાસે જવું જ પડે." અને તેણે ત્યાં જવા તત્કાળ કપડાં બદલ્યાં.

( ૨ )

વારુણી સુભાષને ત્યાં આવી તે વખતે તે ખીચાનામાં માથે રૂમાલ બાંધી સૂતેલો જણાયો. એક ખૂણામાં તંબૂરો, બીજા ખૂણામાં તબલાં, બાજુમાં એક સ્ટુલ પર ફોનોગ્રાફ, વચમાં એક સાદી અર્ધજીર્ણ શેત્રંજી પાથરેલી અને તેને અડીને ભીંતે ટેકાવેલો એક બેવડ વળી ગયેલો તકીઓ—એટલુંજ ફરનિચર ખંડમાં જણાતું હતું! તેને આવેલી જોઇ સુભાષ તેનો સત્કાર કરવા ઉઠવા માંડ્યો, તેને અટકાવતાં તે બોલી, "શું કામ ઉઠવાની તસ્દી લો છો? હું તો આવીજ છું, તમારું માથું દુખે છે ખરું?"

"હા, સહજ!"

"તો પછી આજે શાળામાં શું કામ આવેલા? રજા લેવી હતી ને?"

"રજા, હેઅ! એવી રજા લઉં તો નોકરીમાંથી ઘેરજ બેસવાનો વખત આવે."

"એટલે?"

"એટલે શું? મારી કેઝ્યુઅલ રજા ક્યારની ખલાસ થઇ ગઇ છે."

"એમ? ત્યારે ખાનગી ટ્યુશન ઓછાં કરો."

"બસ ખલાસ, ટ્યુશન ઓછાં કરું એટલે પેટનું શું થાય? નિશાળનો પગાર ત્રીસ રૂપીઆ આવે, અને ચાર ટ્યુશન ભણાવું ત્યારે માંડ વીસ પચીસ રૂપીઆ બીજા મળે–તોજ આ મોંઘવારીમાં પૂરું થાય ને? તમે ક્યાં નથી જાણતાં?"

"આજે ત્રિવેણીબા કાંઇ જણાતાં નથી!"

"તે બહારગામ ગયાં છે; મારાં માશી માંદાં છે તેમની ખબર જોવાને."

"ત્યારે તમારું જમવાનું?"

"બનાવ્યું હતું."

"એટલે? હાથે!—"

"હાથેસ્તો, પગે કાંઇ થાય?"

વારુણી હસી. "ને હમણાં ચહા પણ નહિ પીધી હોય?"

"પીધી—" કહી સુભાષે મોં બીજી તરફ ફેરવ્યું.

'વારુણીને ચોકસ લાગ્યું કે સુભાષ ખોટું બોલતો હતો ! તેથી તેણે ઉલટાવીને પૂછ્યું– અને સુભાષે ફિક્કે મોંએ કહ્યું. પીધી તો નથી–" ત્યારે હું બનાવી દઉં છું !" કહી તેણે ના ના કહેતાં પણ વારુણીએ પ્રાઇમસ સળગાવ્યો. અને તેની જ્વાળા સાથે પોતાના હૃદયમાં પણ પ્રેમની જ્વાળા ભભકતી હોવાનો સુભાષને ભાસ થયો ! ક્ષણવાર તે પોતાની મસ્તક પીડા વીસરી ગયો; અને "અમારું લગ્ન થાય તો ?" એવા મનોરાજ્યમાં તે લીન થઈ ગયો; પરંતુ પ્યાલા રકાબીનો ખડખડાટ થતાંજ તે શુદ્ધિમાં આવ્યો અને તેના મનમાં એના માટે સાદી સહાનુભૂતિ છે કે પ્રેમ તેની ધડભાંગમાં પડી ગયો.

તે દિવસ વારુણી ઘેર આવી તો પણ સુભાષની લાચાર સ્થિતિ માટે તેને ઘણું લાગી આવ્યુ ! સુભાષ જેવો સુંદર સંગીત કલાકાર પચીસ ત્રીસ રૂપીઆમાં સડયા કરે એ વાત જ તેને અસહ્ય થઇ પડી.

તે રેડીઓ પર ગાય, કોઇક રાજ દરબારમાં મુખ્ય ગાયક તરીકે રહે એટલી યોગ્યતા તેને એનામાં દેખાઇ. પણ તેનું આ બધું મનોરાજ્ય હાસ્યજનક જ હતું ?

કદી કદી કંટાળો આવતાં વારુણી પોતાની શાળાની અન્ય શિક્ષિકાઓ સાથે સુભાષને ત્યાં જતી. તેની સખીઓનો ગૃહ-સંસાર જોઇ તેને લાગતું કે આ બધી એમના પતિની તાબેદારી કેમ કરી ઉઠાવતી હશે ? સહન કરતી હશે ? પણ તેમને તો એમાં કાંઇ તાબેદારી જેવું લાગતું જ નથી એમ એક સખીના ઉચ્ચારેલા વાક્ય પરથી તેને મનમાં પોતાના ઠરાવેલા અભિપ્રાય માટે શંકા ઉપજી ! "જેને હું તાબેદારી કહું છું તેને આ મારી સહચરીઓ મરજીઆત-સ્વ-ખુશીની સખ્તાઇ ગણી લે છે !" એ જોઇને તેને ઓર આશ્ચર્ય થયુ અને એવી વિચિત્ર મનોદશામાં તે એમ. એ. થવા છતાં તેને તેની હેડમિસ્ટ્રેસની તાબેદારી કેમ ચાલે છે તેની ઘુંચવણ તે ન ઉકેલી શકી !

( ૪

દિવસે દિવસે વારુણીની નોકરીની તાબેદારી ઓછી ન થતાં વધતી જતી હોવાનો તેને અનુભવ થયો ? કોઇક દિવસ હેડમિસ્ટ્રેસ "આટલી નોટબૂકો કેમ ઓછી તપાસી ?" એવો પ્રશ્ન પૂછતી. તો કદિ 'તમે શાળામાં પાંચ મિનિટ મોડાં કેમ આવ્યાં ?" કહી ખુલાસો માગતી.

અને એની પરાકાષ્ટા ત્રિમાસિક પરીક્ષા વખતે આવી પહોંચી ! વારુણીને એકંદર ચારસો પેપરો તપાસવાના હતા. અને ચાર દિવસમાં તે તપાસી આપવાની હેડમિસ્ટ્રેસે તાકીદ કરી હતી.

તે દિવસે વારુણીને એટલો સંતાપ થયો કે ત્યાં ને ત્યાં જ તેને નોકરીનું રાજીનામું ઘસડી આપવાનું મન થઇ ગયું. પણ મન કરવા જેટલું વર્તન કરવું સહેલું ન હતું ! સાંજે સુભાષ શીખવવા આવતાં તો તે પોતાના દુઃખનો ઉભરો ન જ દાબી શકી.

"તમારે તો મજા હોં." વારુણીએ કહ્યું.

"શી બાબતની મજા ?"

"એટલે એમ કે તમારે સંગીતમાં અમારી જેમ પેપરો તપાસવા પડતા નથી ! ખાલી છોકરીઓને આ-આ-ઇ-ઇ કરી પરીક્ષા લઇ લીધી કે ખલાસ ?"

'ત્યારે તમારે સંગીત શિક્ષક બનવું છે ? ચાલો આપણે આપણા કામનો અદલો બદલો કરીએ ! હું તમારા અંગ્રેજી, ગણિત વગેરે વિષયોને શીખવું" એમ કહેતાં સુભાષે તેના સામું જોઇ હસી દીધું; પરંતુ તેજ વખતે પોતાની સ્થિતિ માટે મનમાં તેને થોડોક ખેદ પણ થયો.

" હું ડોશા જેવી સંગીતમાં શું શીખવી શકું ? મને હજી સારીગમ તો પૂરી પાંસરી બોલતાં કે વગાડતાં આવડતી નથી. પણ આ પેપરોનો ગાંસડો તપાસવાનો આવે છે કે એમ થાય છે. ને પેપરો પણ કાંઈ થોડા–ચાર–સો પેપર અને કહે કે ચાર દિવસમાં તપાસી આપો. બિલકુલ અશક્ય !—" તે ઉશ્કેરાઇ ગઇ.

' પણ તેમાં ચીડાવાથી શું થાય ? " સુભાષ શાંતપણે બોલ્યો. " તમારે નોકરી તો કરવી છે ને ! "

" નોકરી ? " વારુણી એકદમ બરાડી ઉઠી. "નોકરી કરવા જઇએ એટલે કાંઇ છૂટ ગીરો મૂક્યો નથી ! આ શી સાલી તાબેદારી ! " તે જોર ઉછળી.

" તમને આ તાબેદારી લાગે છે એજ ભૂલ છે ! " સુભાષ બોલ્યો. " આજે તમે નોકરી છોડી દો તો પણ તમે સ્વતંત્ર થઇ જશો કે ! હું તમને તે દિવસે જ કહેવાનો હતો પણ તમને તે મારી કડવી સૂચના ગમે કે ન ગમે એમ ધારી મેં ન કહ્યું. તમે બીજી શિક્ષિકાઓ આગળ હેડમિસ્ટ્રેસનું બૂરું બોલતાં હતાં તે એમાંના કોઇએ તેમને એ વાત કહી દીધી હોત તો ! તમારી નોકરીની પછી કાંઇ સલામતી રહેત ખરી ? "

" તો પછી મારે શું કરવું ? તમારી શી સલાહ છે ? " વારુણીએ નિરાશાથી પૂછ્યું.

" મને લાગે છે તમારે ચારસો પેપર ચાર દિવસમાં તપાસી જ આપવા; અને તેમાં કાંઇ પણ બબડાટ ફફડાટ કરવો નહિ ! પેપર તપાસવામાં હેડમિસ્ટ્રેસની તાબેદારી માનો છો તો પછી દુનીઆમાં સ્વતંત્ર છે પણ કોણ ! ખુદ ગવર્નરને પણ વાઇસરોયનું સાંભળવું પડે છે; વાઇસરોય પાર્લામેન્ટને જવાબદાર છે ! ખુદ ઇશ્વર પણ ભક્તોની તાબેદારી સ્વીકારે છે ! બાળક રડવા માંડે કે મા ઉંઘમાંથી ઉઠી તેને ધવરાવે છે તેથી તે બાળકની તાબેદારી ઉઠાવે છે એવો અર્થ કરવાનો ? તાબેદારીની વ્યાખ્યા તમે કાંઇક વિલક્ષણ જ કરી લાગે છે ! તમને લાગે છે કે તમે હેડમિસ્ટ્રેસની તાબેદારી ઉઠાવો છો પણ હું પુરુષ જેવો પુરુષ પણ તે બાઇના હાથ નીચે જ નોકરી કરું છું ને ? મને તો એમાં કાંઈ તાબેદારી નથી લાગતી ! જ્યાં સુધી મારું કામ હું હોશિયારીથી બજાવું છું ત્યાં સુધી મારા પર કોઇની તાબેદારી છે જ નહિ ! "

( ૫)

વારુણી હંડીગાર બની ગઇ. તેના મનમાં એકદમ પ્રશ્ન ઉઠ્યો " જેને હું તાબેદારી માનુ છું તે ખરેખર તાબેદારી જ છે ? અને જો તે ન હોય તો પતિની તાબેદારી પત્નીને બળાત્કારે ઉઠાવવી પડે છે એમ શી રીતે કહેવાય ? જ્યાં ઉભયનો એકમત હોય, જ્યાં પરસ્પર સુખને માટે પતિપત્ની ઝઝૂમતાં હોય ત્યાં તાબેદારીની વાતને સ્થાન જ ક્યાં રહ્યું ?

સુભાષે તેને એક નવીન જ દિશાનું ભાન કરાવ્યું હતું એમ તેને લાગ્યું. તેણે તેના સામું જોતાં સુભાષ બોલ્યો. " તમારા એક હિતચિંતક તરીકે હું તમને આ વાત કહું છું. ફાવે તો તેનો સ્વીકાર કરજો નહિ તો નહિ ! "

" તમારી વાતનો તો શું પણ ખુદ તમારા પ્રેમનો પણ સ્વીકાર કરવાનું મને મન થઇ જાય છે ! " એમ કહેવાનું વારુણીના હોઠે આવી ગયું હતું પણ તે શબ્દો તેણે મોં બહાર ન જ કાઢ્યા. તેમ છતાં જેમ જેમ સુભાષના વર્તનમાં દીલદારપણું દેખાયું તેમ તેમ તે તેના તરફ જોર આકર્ષાવા લાગી–અને એકાદ માસ બાદ

દૈનિક છાપાંમાં મોટા કાળા અક્ષરોએ પ્રસિદ્ધ થયુ:

અપૂર્વ લગ્ન

એમ. એ. થયેલા શિક્ષિકા બહેન વારુણી દેસાઇનાં મેટ્રીક થયેલા સંગીત શિક્ષક સુભાષચંદ્ર ઠાકોર સાથે થયેલા સ્નેહ લગ્ન—

ટીકાકારોએ ટીકા કરી, કેટલાકે ગાળો પણ દીધી, પરંતુ વારુણીને તો લગ્નના આનંદમાં નવજીવન જ લાગ્યું ! પરાધીનતા તાબેદારીનુ ભૂત તેના ભેજામાંથી સમૂળગુ નીકળી જ ગયું ? તેણે પોતાનુ સુખ જાતે જ મેળવી લીધું ?

---

# કુમારિકાના કોડ

## · તુલસીપૂજા :

[ ક્યાં રે ગાજ્યો ને ક્યાં ગડગડ્યો—એ રાહ ]

મેં તો વાવ્યાં રાતે તુલસી પ્રાતે પ્રગટ્યાં પર્ણ ને પાન,
મધ્યાહ્નને મ્હોરિયાં માવડી એને પૂજ્યાં કરી સન્માન.
પૂરજો આશા મારી એટલી મારા મનડાના પૂરજોને કોડ,
હૈયાની છાની એ વાતડી મત મેળવજો સરખી હું જોડ.
સાંજે સિંચું આંખે પાણીડાં પ્રાતે પ્રગટાવું ધૂપ ને દીપ,
માળા પ્હેરાવું માને મોતીની માગું સાથ રહેજે ને સમીપ.
નીર વહે છે નદી મહીં હૈયે ચડતા હીલોળ,
યૌવનપૂર ચડ્યાં પુરાં હુ તો એકલી ને અણબોલ.
આંબે ચડી પેલી માધવી એને વનમાં આનંદ ઓર,
કોયલ ટહુકે ને બાળે કાળજું કોણ થશે મારો ચિત્તચોર.
પાંખ દેજેને મને પંખીની ઊડુ વ્યોમે હું કરત વિહાર,
તારા ગણી ગણી રાતડી કાઢુ કરતી હું પ્રિયના વિચાર.
કોણ હશે ને કેવો હશે કેવાં રૂપ ને કેવા એના વેષ,
નયનો કેવાં હશે નાચતાં કેવા હાથ ને કેવા’શે કેશ.
ઘોડે ચડી આવે ઘૂમતો શામળા નેને હસતો શુ બાળ,
આંખો નાચે ભરી અંજને ભર્યો ભુજ ને વાંકડીઆ વાળ.
તુલસી માન્યો એવો આપજે મારે આઘો છે ભવનો આ પંથ,
હાથે ભીડી હાથ ચાલશું મને તારશે કોડીલો કંથ.

* ભા. પ્રભાસ

# પ્રાચીન સ્ત્રીત્વ : : : : : : : : : : : લેખક : શ્રી. મુકુન્દરાય પંડ્યા

જેટલી ચર્ચા સ્ત્રીત્વ વિષે ચાલી છે, તેનો શતમાંશ પણ જગતમાં નિવસતી પ્રાણી સૃષ્ટિ, તેના નરમાદા વિભાગો, આદિમાંથી કોઇપણ વિષે નથી ચાલી ! અરે. મતિયુક્ત માનવ સૃષ્ટિમાં જેટલી ચર્ચા અને જેટલા મતભેદો પુરુષ વિષે પ્રવર્તે છે તેના કરતાં અનેક ઘણા વધારે સ્ત્રી વિષે પ્રવર્તે છે ! તેનું શું કારણ ? કદાચ તેનું કારણ એ પણ હોય કે સ્ત્રીઓએ પોતે તે વિષે ચર્ચા નથી કરી પરંતુ પુરુષોએ પોતાની દૃષ્ટિએ સ્ત્રીનું મુલ્યાંકન કરવા પ્રયત્ન કર્યો છે; અને તેથી જ મતભેદ રહીત નિશ્ચયાત્મક સ્વરુપ આપણને તે વિષે અપ્રાપ્ય જ રહ્યું છે.

પ્રથમથી જ જે બે ભિન્ન પ્રકારના મતાંતરો સ્ત્રી વિષે પ્રવર્તે છે તેનું વર્ગીકરણ કરવું હોય તો અત્યંત વિસ્તૃત સ્વરુપના તેના વિભાગો (૧) આદર્શ અને (૨) વાસ્તવ, એવા પડે. અલબત્ત, એથી એમ નહિ સમજવાનું કે આદર્શ છે તે વાસ્તવિક સ્વરુપમાં કોઈ દિવસ નહોતું કે ન થઇ શકે, પરંતુ મુખ્યત્વે આદર્શ સ્વરુપ વાસ્તવ કરતાં ઓછું પ્રચારમાં છે. ને તેવું જ વાસ્તવનું. હવે તે બન્નેનું અવલોકન કરીએ

આપણા ગૌરવાન્વિત શ્રુતિસ્મૃતિના સમયથી જ સ્ત્રી વિષે મતભેદ તો છે જ. મનુસ્મૃતિ સ્ત્રીને માટે 'न स्त्री स्वातंत्र्यं महति।' એમ નોંધે છે અને સાથે સાથે 'यत्र नार्यास्तु पूज्यन्ते रमन्ते तत्र देवता।' એ પણ તેની જ પંક્તિઓ છે. કદાચિત્ પ્રાથમિક દૃષ્ટિએ બન્ને ભિન્ન અભિપ્રાયો લાગે; પરંતુ જરા વિચારતાં તે મતાંતરાભાસ એકરુપમાં પરિણમે છે. કે સ્ત્રી ભલે સ્વાતંત્ર્ય માટે યોગ્ય ન હોય પરંતુ તેમાં રહેલી મહત્તાથી તે પૂજ્યનીય-ગણનીય તો છે જ. આપણા પ્રાચીન લોકપ્રિય રાજાઓ પોતાની પ્રજા પ્રત્યે અખૂટ વ્હાલ અને ઉત્કટ સ્વાર્પણની તમન્નાના રસવ્હેણોથી છલોછલ ભરેલા અંતરવાળા હતા; અને તેના દષ્ટાંત તરીકે રામાદિ અનેક રાજાઓ આપણી દષ્ટિ સમક્ષ તરવરી રહે છે, પરંતુ તે વખતે પણ પ્રજા સ્વાતંત્ર્ય તો નહોતી જ ભોગવતી. તેવી જ રીતે સ્ત્રી એ ગુલામ, ઉપભોગનું સાધન કે પ્રજોત્પાદક યંત્ર નહિ પણ પોતાની ઉન્નત ભાવનાથી મહત્તા યુક્ત માનનીય હતી.

નારીવ્યક્તિત્વના બે મુખ્ય પાસા છે એક લગ્ન અને બીજું માતૃત્વ,

આપણી લગ્ન ભાવના તો તેને પુરુષની અર્ધાંગિની તરીકે પ્રસ્થાપિત કરે છે. પુરુષના સુખ દુઃખ 'त्वया सह विभक्ष्यते' અને લગ્ન એટલે કાંઇ સામાન્ય દાસીનો ગૃહપ્રવેશ નહિ; તે તો

" आत्मना ते आत्मानं संदधामि ।
प्राणै स्ते प्राणान् संदधामि ।
अस्थिभिः अस्थिनि ।
त्वचा त्वचम् ॥ " કે

"संतुष्टो भार्ययाभर्ता भर्त्रा भार्या तथैव च।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम्॥" થી સૂચિત થાય છે તેમ બે ભિન્ન વ્યક્તિનું સમાનાધિકાર યુક્ત લગ્ન-સંયોગ. લગ્નની ભાવના એટલે

"सहनावयतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै ॥ " ઇત્યાદિ પરમ ઉદાત્ત સિદ્ધાંતોની પ્રતિજ્ઞા પરંપરા. ઉપરાંત આપણી ભાવના સુખદુઃખ કે ઉપભોગ

આદિની સમાનતાથી જ તૃપ્ત થતી નથી: તે તો "कार्येषु मंत्री, करणेषु दासी, भोज्येषु माता, शयनेषु रंभा ।" છે. રાજ્યકાર્યમાં મંત્રીત્વ પણ તે પ્રદર્શિત કરે, કે દ્રૌપદીની જેમ કચેરીમાં 'ગુલામો પોતાની સ્ત્રીને વેચી શકે કે નહિ ?' તેવા કાયદાની ઝીણવટભર્યા પ્રશ્નો પણ પૂછી શકે, એ આપણી પરમઉદાત્ત ભાવના.

પણ આ બધાં તો સંપૂર્ણતઃ નહિ તો અંશતઃ પણ અન્ય ધર્મ અને સંસ્કૃતિમાં વિકૃત છે; પરંતુ આ બધા ભાવનાશીખરોમાં સર્વોન્નત ભારતીયશૃંગે કીર્તિધ્વજ ફરકાવી શકે તેવી વિશિષ્ટતા તો છે તેની આધ્યાત્મિકતામાં ને આત્મલગ્નમાં—જ્યારે અન્ય સર્વે સંસ્કૃતિ લગ્નની ભાવનાને આજના પુરતી જ ગણી સંકુચિતતા દર્શાવે છે, ત્યારે અનેકશઃ વિશાળતાથી અલંકૃત છે ભારતીય ભાવના તેના "भूयो यथा मे जननान्तरेऽपि त्वमेव भर्ता न च विप्रयोगः ।"ના પરમપુનિત આદર્શથી ને તેથી પણ ભવ્યતા સૂચક તો છે આપણી દૈહિક સંબંધથી પર થએલી આત્માના ઐક્યને ઝંખતી લગ્નદૃષ્ટિ. આપણે મન લગ્ન એટલે legalised prostitution નહિ, પણ જન્મજન્માંતરના આત્મસયોગની સંબંધશૃંખલા.

ને એ ભાવના જેમ જેમ સમય જતો તેમ તેમ વિકસતી—ક્વચિત્ સાચે માર્ગે, તો ક્વચિત્ ખોટે માર્ગે પણ વિકસતી—ચાલી. સંસ્કૃત નાટકોના એટલે કે કાલિદાસ, ભવભૂતિ, બાણ વગેરેના સમયમા સ્ત્રીઓની મહત્તા છેક ઓછી નહોતી "प्रेयो मित्रं बन्धुता वा समग्रा, सर्वे कामा शेवधिर्जीवितं वा ।" નો સ્ત્રીપુરુષના અન્યોન્ય સંબંધનો આદર્શ સ્ત્રીને પુરુષ કરતાં લેશ પણ નિકૃષ્ટ પ્રકારની ગણતો નથી.

આ તો થઇ આદર્શની વાત. વાસ્તવિક રીતે તો સ્ત્રી કદાચ હલકી દીર્ઘ સમયથી મનાતી આવી હશે. "नारी प्रत्यक्ष राक्षसी।" માં સ્ત્રી પ્રત્યે અસહ્ય અપમાનની જ્વાલા ઝળે છે. સંસ્કૃત નાટ્યસાહિત્યમાં પણ સ્ત્રીને 'नीच पात्र'ની કક્ષામાં ગણી સંસ્કૃતમાં નહિ પણ પ્રાકૃતમાં જ બોલવાની સખ્તાઇ હતી. આ ઉપરાંત પણ સમગ્ર સંસ્કૃત સાહિત્ય ઉપરથી સ્ત્રી પુરુષની અનુયાયિની હોય, તેની જ ઇચ્છાને આધીન હોય, તેવી માન્યતા પ્રચલિત હશે, એવો ધ્વનિ નીકળે છે. સ્ત્રીને તો જાણે સ્વતંત્ર વિચારશક્તિ કે ઇચ્છાશક્તિ સંભવી જ શકે નહીં તેવી મનોવૃત્તિ તત્કાલિન સાહિત્યના પ્રતિબિંબ પરથી જણાય છે રામના સમયમાં ધોબણ પર ધોબીને શંકા આવી એ હકીકત જ આ બાબત પર સાચો પ્રકાશ પાડે છે, કે સ્ત્રીને તો પતિની દાસી સિવાય અન્ય મહત્તા હતી જ નહિ. આ ઉપરાંત, તે સમયમાં અનેક પત્નીવ્રત પ્રચલિત હતું એ જ સૂચવે છે કે સ્ત્રીના વ્યક્તિત્વની તે સમયે ગણના નહીં હોય. સ્ત્રી સ્વભાવે જ ઇર્ષ્યાયુક્ત હોય છે, તે છતાં પણ અનેક પત્નીઓ તેને સહન કરવી પડે એજ તેના સ્વમાન પર કેવા ફટકા પડતા તે સૂચવવા પૂરતું છે.

હવે આપણે બીજુ પાસું લઇએ માતૃત્વનું. સ્ત્રી એ માતા પ્રથમ છે, પત્ની પછી. અત્યારે પણ ઢીંગલા ઢીંગલીની રમત રમતી કુમારિકાઓ, જન્મથી જ માતૃત્વની ભાવના સ્ત્રીમાં હોય છે, એજ પ્રતીત કરે છે ને ! પ્રાચીન-કાળમાં પણ તેનું મૂલ્ય એ રીતે જ અંકાતુ "प्रजायै गृह मेधिनाम् ।" સ્ત્રી એ તે સમયમાં યથેચ્છ, નિરંકુશ વિલાસિતાનું સૂચક વ્યક્તિત્વ નહીં, પરંતુ સ્વસ્થ સંતતિની સ્થાપનામાં સહાયક અર્ધાંગિની હતી. વિલાસને અવકાશ પણ માતૃત્વ પ્રાપ્તિ પૂરતો જ હતો; અને વિશેષતઃ તો સંયમની ભાવના જ પ્રબળ હતી.

પરંતુ આ ઉદાત્ત આદર્શ વાસ્તવિક જીવનમા પલટો લે છે. અને એ આદર્શની

ઉદાત્તતા ઘસાતી ઘસાતી, સ્ત્રી એટલે બાળકો ઉપજાવવાનું વિલાસપોષક યંત્ર, એ માન્યતાની નિકૃષ્ટ કોટીએ પહોંચે છે. સંયમનું તત્ત અદ્રશ્ય થાય છે, અને આદર્શ સ્ત્રીત્વ ભાવનાશૃંગથી વાસ્તવિકતા મલિન ખીણમાંથી સરી પડે છે.

આ ઉપરાંત પણ પુરુષના જીવનમાં ઇન્દ્રિધનુ મનોહર રંગના સાથીઆ પુરતી, પ્રેરણાના અનેકવિધ ચમકારાથી જગતના વિકાસની સહાયક બનતી, કવચિત્ પોતાની ઉદાત્ત વ્યક્તિત્વથી જીવન ઉદ્યાનને સુવાસિત કરતી, કે 'મન્વંતરોને સાંકળતી' માતૃત્વની અખંડ ધારા વહાવતી સ્ત્રીઓને નિકૃષ્ટ કે અવગણનીય તો કેમ જ ગણાય ?

છેવટે, આ પ્રકારના મતાંતરો પ્રવર્તવાનું કારણ એજ છે કે આપણે સમગ્ર નારી સમાજનું નિરીક્ષણ કર્યા વગર એક કે બે અનુભવ પરથી સર્વસામાન્ય સિદ્ધાંતો પ્રતિપાદિત કરવા તત્પર થઇએ છીએ એજ એક અયોગ્ય માર્ગ છે. તેવી રીતે બદ્ધમત યુક્ત દૃષ્ટિ નિષ્પક્ષપોતી ન હોઇ તે રીતે પણ બાંધેલ અભિપ્રાયો સત્યથી વેગળા જ હોય. અને એ રીતે આપણે ભર્તૃહરીની દૃષ્ટિને, તે મહાન હોવા છતાં, માન્ય ન રાખી શકીએ. કોઇપણ યોગી કોઈ દિવસ સ્ત્રીને પ્રશંસાની દૃષ્ટિએ નિહાળી જ ન શકે. પરિણામે તેની દૃષ્ટિ આધારભૂત મનાય નહિ.

તેમજ દરેક સ્ત્રીઓ સારી છે કે ખરાબ છે તે જાતનું મંતવ્ય બાંધી પણ ન શકાય; કેમકે પુરુષો બધા એક સરખા નથી હોતા, –અરે, સર્વત્ર જ જ્યાં અસમાનતા વિસ્તરે છે–ત્યાં પ્રત્યેક સ્ત્રી સારી કે ખરાબ કેમ હોઇ શકે ? એટલે એ રીતે તો એ એક વ્યક્તિગત પ્રશ્ન થઇ પડે.

તો પણ સર્વ સામાન્ય લક્ષણો વિષે અટકળ તો જરૂર થઇ શકે. પરંતુ તેમાંયે સંયોગોનો અધાર વ્યકિતના ઘડતરમાં ઓછો નથી એટલે એ ન્યાયે સારી લાગતી વ્યકિત સદાકાળ સારી જ રહેશે તેમ કહેવાય નહીં. અને તેથી જ ઉપર અવલોકયાં તેમ સૌ પોતપોતાની સ્વતંત્ર દૃષ્ટિ અનુસાર મંતવ્ય પ્રતિપાદિત કરે છે.

અને આ પણ એજ પ્રકારનો દૃષ્ટિ નિક્ષેપ છે ને ?

卐

# રૂપેરી કિનાર

મ્હારા વ્યોમની વાદળીને રૂપેરી કિનાર,
રૂપેરી કિનાર.

મ્હારી મહૂલિનો કલગીશો મલપે મિનાર;
મ્હારી હૈયાની વીણાના અણુઅણતા તાર.
વ્યોમની વાદળીને રૂપેરી કિનાર.

મ્હારી કુઞ્જે ગુઞ્જે છે ઝીણા ગુઞ્જાર;
નહિ હીરાના છે પણ પુષ્પોના હાર.
વ્યોમની વાદળીને રૂપેરી કિનાર.

વહે ધીરી પરંતુ પ્રિય રસધાર;
મ્હારો ન્હાનકડો પણ છે મીઠો સંસાર.
વ્યોમની વાદળીને રૂપેરી કિનાર.

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

આદિની સમાનતાથી જ તૃપ્ત થતી નથી: તે તો "**कार्येषु मंत्री, करणेषु दासी, भोज्येषु माता, शयनेषु रंभा।**" છે. રાજ્યકાર્યમાં મંત્રીત્વ પણ તે પ્રદર્શિત કરે, કે દ્રૌપદીની જેમ કચેરીમાં 'ગુલામો પોતાની સ્રીને વેચી શકે કે નહિ ?' તેવા કાયદાની ઝીણવટભર્યા પ્રશ્નો પણ પૂછી શકે, એ આપણી પરમઉદ્દાત્ત ભાવના.

પણ આ બધાં તો સંપૂર્ણતઃ નહિ તો અંશતઃ પણ અન્ય ધર્મ અને સંસ્કૃતિમાં સ્વિકૃત છે; પરંતુ આ બધા ભાવનાશીખરોમાં સર્વોન્નત ભારતીયશૃંગે કીર્તિધ્વજ ફરકાવી શકે તેવી વિશિષ્ટતા તો છે તેની આધ્યાત્મિકતામાં ને આત્મલગ્નમાં–જ્યારે અન્ય સર્વ સંસ્કૃતિ લગ્નની ભાવનાને આજના પુરતી જ ગણી સંકુચિતતા દર્શાવે છે, ત્યારે અનેકશઃ વિશાળતાથી અલંકૃત છે ભારતીય ભાવના તેના "**भूयो यथा मे जननान्तरेऽपि त्वमेव भर्ता न च विप्रयोगः।**"ના પરમપુનિત આદર્શથી. ને તેથી પણ ભવ્યતા સૂચક તો છે આપણી દૈહિક સંબંધથી પર થએલી આત્માના ઐક્યને ઝંખતી લગ્નદષ્ટિ. આપણે મન લગ્ન એટલે legalised prostitution નહિ, પણ જન્મજન્માંતરના આત્મસંયોગની સંબંધશૃંખલા.

ને એ ભાવના જેમ જેમ સમય જતો તેમ તેમ વિકસતી–ક્વચિત્ સાચે માર્ગે, તો ક્વચિત્ ખોટે માર્ગે પણ વિકસતી–ચાલી. સંસ્કૃત નાટકોના એટલે કે કાલિદાસ, ભવભૂતિ, બાણ વગેરેના સમયમાં સ્રીઓની મહત્તા છેક ઓછી નહોતી "**प्रेयो मित्रं बन्धुता वा समग्रा, सर्वे कामा शेवधिर्जीवितं वा।**" નો સ્રીપુરુષના અન્યોન્ય સંબંધનો આદર્શ સ્રીને પુરુષ કરતાં લેશ પણ નિકૃષ્ટ પ્રકારની ગણતો નથી.

આ તો થોડા આદર્શની વાત. વાસ્તવિક રીતે તો સ્રી કદાચ હલકી દીર્ઘ સમયથી મનાતી આવી હશે. "**नारी प्रत्यक्ष राक्षसी।**" માં સ્રી પ્રત્યે અસહ્ય અપમાનની જ્વાલા ઝળે છે. સંસ્કૃત નાટ્યસાહિત્યમાં પણ સ્રીને '**नीच पात्र**'ની કક્ષામાં ગણી સંસ્કૃતમાં નહિ પણ પ્રાકૃતમાં જ બોલવાની સખ્તાઇ હતી. આ ઉપરાંત પણ સમગ્ર સંસ્કૃત સાહિત્ય ઉપરથી સ્રી પુરુષની અનુયાયિની હોય, તેની જ ઇચ્છાને આધીન હોય, તેવી માન્યતા પ્રચલિત હશે, એવો ધ્વનિ નીકળે છે. સ્રીને તો જાણે સ્વતંત્ર વિચારશક્તિ કે ઇચ્છાશક્તિ સંભવી જ શકે નહીં તેવી મનોવૃત્તિ તત્કાલિન સાહિત્યના પ્રતિબિંબ પરથી જણાય છે. રામના સમયમાં ધોબણ પર ધોબીને શંકા આવી એ હકીકત જ આ બાબત પર સાચો પ્રકાશ પાડે છે, કે સ્રીને તો પતિની દાસી સિવાય અન્ય મહત્તા હતી જ નહિ. આ ઉપરાંત તે સમયમાં અનેક પત્નીવ્રત પ્રચલિત હતું એ જ સૂચવે છે કે સ્રીના વ્યક્તિત્વની તે સમયે ગણના નહીં હોય. સ્રી સ્વભાવે જ ઇર્ષ્યાયુક્ત હોય છે, તે છતાં પણ અનેક પત્નીઓ તેને સહન કરવી પડે એજ તેના સ્વમાન પર કેવા ફટકા પડતા તે સૂચવવા પૂરતું છે.

હવે આપણે બીજું પાસું લઇએ માતૃત્વનું. સ્રી એ માતા પ્રથમ છે, પત્ની પછી. અત્યારે પણ ઢીંગલા ઢીંગલીની રમત રમતી કુમારિકાઓ, જન્મથી જ માતૃત્વની ભાવના સ્રીમાં હોય છે, એજ પ્રતીત કરે છે ને કે પ્રાચીન-કાળમાં પણ તેનું મૂલ્ય એ રીતે જ અંકાતું "**प्रजायै गृहमेधिनाम्।**" સ્રી એ તે સમયમાં યથેચ્છ, નિરંકુશ વિલાસિતાનું સૂચક વ્યક્તિત્વ નહીં, પરંતુ સ્વકુલ સંતતિની સ્થાપનામાં સહાયક અર્ધાંગિની હતી. વિલાસને અવકાશ પણ માતૃત્વ પ્રાપ્તિ પૂરતો જ હતો; અને વિશેષતઃ તો સંયમની ભાવના જ પ્રબળ હતી.

પરંતુ આ ઉદાત્ત આદર્શ વાસ્તવિક જીવનમાં પલટો લે છે. અને એ આદર્શની

ઉદાત્તતા ઘસાતી ઘસાતી, સ્ત્રી એટલે બાળકો ઉપજાવવાનું વિલાસપોષક યંત્ર, એ માન્યતાની નિકૃષ્ટ કોટીએ પહોંચે છે. સંયમનું તત્વ અદ્રશ્ય થાય છે, અને આદર્શ સ્ત્રીત્વ ભાવનાશૃંગથી વાસ્તવિકતા મલિન ખીણમાંથી સરી પડે છે.

આ ઉપરાંત પણ પુરુષના જીવનમાં ઇન્દ્રધનુ મનોહર રંગના સાથીઆ પુરતી, પ્રેરણાના અનેકવિધ ચમકારાથી જગતુના વિકાસની સહાયક બનતી, ક્વચિત્ પોતાની ઉદાત્ત વ્યક્તિત્વથી જીવન ઉદ્યાનને સુવાસિત કરતી, કે 'મન્વંતરોને સાંકળતી' માતૃત્વની અખંડ ધારા વહાવતી સ્ત્રીઓને નિકૃષ્ટ કે અવગણનીય તો કેમ જ ગણાય ?

છેવટે, આ પ્રકારના મતાંતરો પ્રવર્તવાનું કારણ એજ છે કે આપણે સમગ્ર નારી સમાજનું નિરીક્ષણ કર્યા વગર એક કે બે અનુભવ પરથી સર્વસામાન્ય સિદ્ધાંતો પ્રતિપાદિત કરવા તત્પર થઇએ છીએ એજ એક અયોગ્ય માર્ગ છે. તેવી રીતે બદ્ધમત યુકત દષ્ટિ નિષ્પક્ષપાતી ન હોઇ તે રીતે પણ બાંધેલ અભિપ્રાયો સત્યથી વેગળા જ હોય. અને એ રીતે આપણે ભર્તૃહરીની દષ્ટિને, તે મહાન હોવા છતાં, માન્ય ન રાખી શકીએ. કોઇપણ યોગી કોઈ દિવસ સ્ત્રીને પ્રશંસાની દષ્ટિએ નિહાળી જ ન શકે. પરિણામે તેની દષ્ટિ આધારભૂત મનાય નહિ.

તેમજ દરેક સ્ત્રીઓ સારી છે કે ખરાબ છે તે જાતનું મંતવ્ય બાંધી પણ ન શકાય; કેમકે પુરુષો બધા એક સરખા નથી હોતા, –અરે, સર્વત્ર જ જ્યાં અસમાનતા વિસ્તરે છે–ત્યાં પ્રત્યેક સ્ત્રી સારી કે ખરાબ કેમ હોઇ શકે ? એટલે એ રીતે તો એ એક વ્યક્તિગત પ્રશ્ન થઇ પડે.

તો પણ સર્વ સામાન્ય લક્ષણો વિષે અટકળ તો જરૂર થઇ શકે. પરંતુ તેમાંયે સંયોગોનો અધાર વ્યકિતના ઘડતરમાં ઓછો નથી એટલે એ ન્યાયે સારી લાગતી વ્યકિત સદાકાળ સારી જ રહેશે તેમ કહેવાય નહીં. અને તેથી જ ઉપર અવલોકયાં તેમ સૌ પોતપોતાની સ્વતંત્ર દષ્ટિ અનુસાર મંતવ્ય પ્રતિપાદિત કરે છે.

અને આ પણ એજ પ્રકારનો દષ્ટિ નિક્ષેપ છે ને ?

卐

# રૂપેરી કિનાર

મ્હારા વ્યોમની વાદળીને રૂપેરી કિનાર,
રૂપેરી કિનાર.

મ્હારી મઢૂલિનો કલગીશો મલપે મિનાર;
મ્હારી હૈયાની વીણાના ઝણઝણતા તાર.
વ્યોમની વાદળીને રૂપેરી કિનાર.

મ્હારી કુઞ્જે ગુઞ્જે છે ઝીણા ગુઞ્જાર;
નહિ હીરાના છે પણ પુષ્પોના હાર.
વ્યોમની વાદળીને રૂપેરી કિનાર.

વહે ધીરી પરંતુ પ્રિય રસધાર;
મ્હારો ન્હાનકડો પણ છે મીઠો સંસાર.
વ્યોમની વાદળીને રૂપેરી કિનાર.

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

ભવિષ્યના ભેદ જાણવા માટેનું એક અનોખું
અને કલ્યાણકારી પ્રકાશન

# ભવિષ્યવાણી

## ( ભાગ ૧–૨–૩ સાથે )

કર્તા : આનંદકુમાર ભટ્ટ

પ્રકાશક : એન. એમ. ઠક્કરની કંપની, બુકસેલર્સ
ગોવિંદ બિલ્ડીંગ, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

**પુષ્કળ ચિત્રો : સુંદર કવરજેકેટ સાથે કિંમત રૂ. ૫–૧૨–૦**

વી. પી. ખર્ચ ૦–૧૦–૦ જુદું

આફ્રિકા માટે ૧૧ શીલીંગ મોકલનારને ઘેર બેઠાં મળશે.

દરેક માનવીને પોતાનું ભવિષ્ય જાણવાની ઉત્કટ ઇચ્છા હોય છે. ગમે એવો સંસ્કારી, શિક્ષિત કે સુધરેલો માણસ હશે તો પણ તે પોતાનાં ભાવિમાં શું છૂપાયું છે તે જાણવાની તક જવા દેશે નહિ. ભવિષ્યદર્શન સૌને ગમે છે અને સૌ પોતાનું ભવિષ્ય ગમે તે પ્રકારે જાણવા પ્રયત્ન કરે છે.

ભવિષ્યદર્શન માટેનાં ગુજરાતી ભાષામાં જે પુસ્તકો આજ સુધીમાં પ્રકટ થયાં છે તેમાંનાં ઘણાખરાં શાસ્ત્રીય રીત મુજબનાં છે એટલે આ પુસ્તકો દ્વારા ભવિષ્ય જાણવાનું સામાન્ય તથા જેમને વધુ સમય ન મળતો હોય તેવાઓને માટે મુશ્કેલ થઇ પડે છે. આથી જનસમાજની ઉત્કટ ઇચ્છા હોવા છતાં પણ તેઓ પોતાની જાતમહેનત વાપરી તે ગ્રન્થોનો ઉપલા કારણસર લાભ લઇ શકતા નથી.

પરંતુ તાજેતરમાં પ્રકટ થયેલું ભવિષ્યવાણી નામનું પુસ્તક આ ખોટ પૂરે છે. સાધારણ જનસમાજને પણ સમજી શકાય, જરાય શ્રમ વગર માનવી ભાવિના ભેદને ઉકેલી શકે, તથા જરા પણ વધુ પરિશ્રમ કરવો ન પડે તેવી રીતે એમાં માનવીનાં સમગ્ર જીવનને લગતી ભવિષ્યવાણી કહેવામાં આવી છે માનવી પોતાનું સંસારસુખ, પોતાની ઉન્નતિ, પોતાની ટેવો, પોતાનું ચારિત્ર્ય, ધંધાદારી લાભ વગેરે બધી બાબતોનો ઉકેલ એમાંથી સરળ રીતે મેળવી શકે છે.

આ પુસ્તકને ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પહેલા વિભાગમાં જન્મ-તારીખ ઉપરથી ભવિષ્ય કહેવામાં આવ્યું છે. માણસ માત્ર જન્મ તારીખ ઉપરથી જ પોતાનું સમગ્ર પ્રકારનું ભવિષ્ય સાદી અને સરળ રીતે મેળવી શકે તેવી રીતે આ વિભાગની રચના થયેલી છે. જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય જોવાની રીત પશ્ચિમના દેશોમાં ખૂબ જ પ્રસિદ્ધિ પામેલી છે. આપણા હિંદમા પણ તે હાલ પ્રચલિત થયેલી છે. ગુજરાતીમાં આ પ્રકારથી ભવિષ્ય જોવાનો કોઇ પણ સંપૂર્ણ ગ્રન્થ નથી એટલે આ પુસ્તકથી એ ખોટ પુરાય છે. એમાં માણસ પોતાની જન્મતારીખ ઉપરથી પોતાના સ્વભાવ, ગુણ, કાર્ય-શક્તિ, પોતાનું લગ્નજીવન, પોતાનું કૌટુમ્બિક સુખ, ધંધો, ગુણ, અવગુણ, ભાગ્યશાળી દિવસો,



ભાગ્યશાળી આંક, રંગ, નંગ, ભાગ્યશાળી મહિનાઓ તથા જીવન, તંદુરસ્તી અને સુખ તેમ જ પોતાને કયા ભાગીદારોથી લાભ થશે તે પણ જરા ય શ્રમ વગર સાદી અને સરળ રીતે જાણી શકે છે. આ વિભાગથી માનવી પોતાનું જ નહિ પરન્તુ પોતાનાં આપ્ત સગાંઓ, મિત્રો, કુટુમ્બીઓ, પુત્ર-પૌત્રા આદિઓનું પણ તેમની જન્મતારીખ ઉપરથી ભવિષ્ય જાણી શકે છે. આ પ્રકારનું ભવિષ્યદર્શન આપણને ભાવિનું માર્ગ-સૂચન કરાવે છે અને આપણે કેવી રીતે ભવિષ્યમાં વર્તવું તેની સમજ પણ આપે છે.

બીજો વિભાગ મસ્તકવિજ્ઞાનનો છે. એમાં માણસનાં મસ્તક ઉપરથી ભવિષ્ય જોવાની રીત આપવામાં આવી છે. મસ્તકમાં છુપાયલી શક્તિઓ કઇ છે અને તે કેવા પ્રકારનું કાર્ય આપી શકે છે તથા મસ્તકની ઉંચાઇ, તેનો આકાર, તેની લંબાઇ પહોળાઇ તથા તેના વિવિધ રીતે વિકસેલા ભાગો ઉપરથી કેવી રીતે માણસનો સ્વભાવ ગુણ વગેરે પારખી કાઢવાં તે બતાવવામાં આવ્યું છે.

ત્રીજો વિભાગ 'મુખ ઉપરથી માનવીને પિછાનવાનો' છે. એમાં માણસના ચહેરા ઉપરથી તેની શક્તિઓ, તેના ગુણ-અવગુણ આદિ કેવી રીતે પારખી શકાય તેની સુંદર સમજ સાદી અને સરળ રીતે આપવામાં આવી છે. માનવીના મુખ ઉપરનાં જુદાં જુદાં અંગો-કપાળ, આંખ, નાક, ભવાં, કાન, રેખાઓ, જીભ, ગાલ, હડપચી, દાંત, દાઢી, મૂછ, વગેરેનાં જુદાં જુદાં લક્ષણો, તેના આકાર આદિનાં ચિન્હો પરથી સ્વભાવ-ગુણ, ચારિત્ર, ભવિષ્ય કેવી રીતે જોઇ-જાણી શકાય તે એમાં બતાવવામા આવ્યું છે. ચહેરો એ ઉઘાડી કિતાબ છે. એ કિતાબ જે વાંચી શકે તે માણસનું આખું ભવિષ્ય એક ક્ષણમાં જાણી શકે છે. આ વિભાગનું અધ્યયન કરવામાં આવે, તેમાં જે સમજ છે તેને પૂરી સમજી લેવામાં આવે તો માણસ બીજાઓના ચહેરા ઉપરથી તેનું આખું ચારિત્ર્ય-તેનું ભવિષ્ય, વિના વિલંબે જાણી શકે છે. આ વિભાગને પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય એમ બન્ને પ્રકારની રીતથી સમૃદ્ધ કરવામાં આવ્યો છે. વિવિધ રેખાઓ, લક્ષણો વગેરેની સમજ પડે તે માટે તેમાં અનેક માર્ગદર્શક ચિત્રો પણ મૂકવામાં આવ્યાં છે.

આમ આ પુસ્તક ત્રિવિધ રીતે માનવીનું આખું ભવિષ્ય બતાવી શકે એવું બન્યું છે. ગુજરાતી ભાષામાં આ પ્રકારનાં અભ્યાસપૂર્ણ પ્રકાશનોની ભારે ખોટ હતી. મરાઠી, હિંદી કે બંગાળીમાં આને લગતાં પુસ્તકો ઠીક-ઠીક પ્રમાણમાં છે. ગુજરાતીમાં આવા પ્રકારનું-છેલ્લી ઢબછબ મુજબનું અને આધુનિક મુદ્રણ ચિત્ર કળાયુક્ત આ એક જ પ્રકાશન છે એમ કહીએ તો તે તદ્દન યોગ્ય જ છે.

આ પુસ્તકથી સામાન્ય માણસ પણ ભવિષ્યવેત્તા બની પોતાનું જીવન ગુજારી શકે છે એમાં જરા ય શંકા નથી. જ્યોતિષીઓને પણ એમાંથી ઘણું જાણવાનું મળે એમ છે.

ભવિષ્ય માણસને યોગ્ય માર્ગનું સૂચન કરાવે છે. માણસમાં બુદ્ધિ-અક્કલ હોય તો તે માર્ગે ચાલે છે અને સુખી થાય છે. ભવિષ્યવાણી-એ જીંદગીનો ભોમિયો છે. એનાથી સદા ય વાકેફ રહેવું, એના જ રાહે ચાલવું એમાં જીવનનું શ્રેય છે, કલ્યાણ છે.

**અમે આવું સુંદર અને એક ઉપયોગી પુસ્તક પ્રકટ કરવા બદલ મેસર્સ એન. એમ. ઠક્કરની કંપનીને અભિનંદન આપીએ છીએ અને અમારા વાંચકોને તે ખરીદવાની ભલામણ કરીએ છીએ. કિં. રૂા. ૫-૧૨-૦ છે, ને તેનું વી. પી. ખર્ચ દસ આના જુદું થાય છે, અને તે એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ત્યાંથી મળી શકશે.**



# શ્રદ્ધાસ્પદ–ગાંધીજી

ભારતમાતની આઝાદી માટે,
સ્વરાજ્ય લેવા જાય રે ગાંધીજી,
સ્વરાજ્ય સાચું લાવશે રે...૧
ભૂખ્યાં ગરીબોનાં ટોળાં દેખીને,
હૈયું એનું દુભાય રે ગાંધીજી,
દરિદ્રતા નિવારશે રે...૨
દેશની પક્ષાપક્ષી નિહાળી,
અનશનવ્રત આદરે ગાંધીજી,
ઐકયતા સાચી સ્થાપશે રે...૩
સત્તા ને સ્વાર્થથી પૂર્ણ શાહીવાદ,
સત્ય અહિંસાથી ટાળે ગાંધીજી,
સ્વતંત્રતા વિકસાવશે રે...૪
ભારતમાતનાં બાલુડાં આજે,
વર્ષોથી આંસુડાં સારે ગાંધીજી,
અશ્રુ એનાં હવે લૂછશે રે...૫
માતા વિજોગી બાળક આજે,
ટળવળીને થાક્યા ગાંધીજી,
માતાને મુક્તિ આપશે રે...૬

શ્રી. રસજ્ઞ

# ગુર્જર–ગીત

ગાવા ગુર્જર ગીત,
અમારે
ગાવા ગુર્જર ગીત...
'ધ્વજ ત્રિરંગી' ધારી હસ્તે
રંગીએ શસ્ત્રસજ્જીત...અમારે૦
ગિરિ ગુહામાં નાદ ગજાવી
જગવી વીર અજીત...અમારે૦
મુક્તિ તણા મહા મંત્ર પઢીને
ઝુકવા જંગે ખચીત...અમારે૦
બંધુ બ્હેન ને માતપિતાને
દર્શાવી દૈવી રીત...અમારે૦
બલિ મોંઘા આ "જીવન" કેરા
અર્પશું પ્રણમી પ્રીત...અમારે૦

શ્રી. જીવન અ. ઠાકર

# હોળી ઉત્સવ

[ રાગ : હોલી કે દિન હોલી આઇ રે... ]

આવી આવી રે હોળી આજ રે,
ખેલો ખેલો રંગ લઇ,
ખીલી ખીલી રે વસંત બહાર રે,
કૂંજે કૂંજે કોયલીયાં.

મધુરી માલતી, ચંપો, ચંપેલી,
ફૂલે ભરીને હૈયે ફાલ રે,
નાચે નાચે મયૂરીયાં.

રાધા દુલારી, સંગે પનિહારી,
જાયે છે યમુના ઘાટ રે,
ખેલે હોળી રંગ ભરી.

યમુના તટ પે કૃષ્ણ મુરારિ,
વાયે છે વેણુ કેરા નાદ રે,
નાચે નાચે સૌ વ્રજનાર.

ભરી પિચકારી ખેલે કનૈયો
રંગે છે રાધા કેરાં ચીર રે,
ખેલે ખેલે રંગલીલા.

વૃંદા તે વનમાં ધૂન મચાવે,
ખેલે સૌ હોળી કેરા ફાગ રે,
વાગે વાગે મુરલીયાં.

રંગે ગુલાલે, નૂપુર તાલે,
ખીલે અંતર કેરા હાસ રે,
ઝણ ઝણે ઝાંઝરીયાં.

ગોપ ને ગોપી નાચે છે તાલે,
નાચે છે કૃષ્ણ ગોપાલ રે,
નાચે નાચે ગોકુળીયું.

આવ્યો ફાગણ કેરો ફાલ રે,
ખેલો ખેલો રંગલીલા.*

શ્રી. જયંત પંડયા

---

*તા. ૩-૩-૪૨ ના રોજ હોળી ઉત્સવના પ્રસંગે ઑલ ઇન્ડિયા રેડિયો સ્ટેશનેથી બ્રોડકાસ્ટ થયેલું.

# શૌર્ય અને ઔદાર્યનુ એક દશ્ય

શૌર્યને વીરતા માટે, પંકાતી મરૂ ભૂમિ જે,
તેના એક દુર્ગની માંહી દેખાયે પર્ણ-કુટી આ;

ઓ નાથ ! નાથ ! મમ પ્રાણ ! તમે ગયા કયાં ?
એવું કંઇ લવતી ને, દુઃખોમાં રીબાતી;
આ કોઇ અબળા, પીત વસ્ત્ર ધારી,
તે શાંત શૂન્ય કુટીમાં, નજરે પડે છે.

પ્રજાને દેશના માટે, તજીને પ્રાણ — પ્યારીને,
પતિ તેનો શુરો ક્ષત્રી, ગયો છે સંગ્રામમાં.

પત્નિ હતી પતિ સમી, વીરતા ભરેલી,
સંગ્રામમાં ગઇ નથી, નીજ બાળ કાજે;
જે બાળ હા ! ઉદરમાં, કૈં માસથી છે,
તે દંપતિ — પ્રણયના પરિણામ રૂપે.

પ્રેમને શૌર્યની, મૂર્તિ, હતી દેવી મહા સતી,
પુત્ર — રત્ન કુળદીપકને, રોળાવે રણ શી રીતે ?

વીત્યા બહુ દીન અરે, નહિ નાથ આવ્યા,
રોઇ રહી વિરહ દુઃખ થકી સતી હા !
સ્વામી તણી પ્રતિ-કૃતિ રૂપ બાળ નાનું,
તે દેવીના ઉદરમા, ઉછરી રહ્યું છે.

જપીને નાથની માળા, વિતાવ્યા નવ માસ ને,
સતિને આખરે પ્રસવ્યો, પુત્ર — રત્ન પરાક્રમી,

પ્યારા પતિવિરહના, દુખથી રીબાઇ,
રોતી સદા સતિ, અરે ડુસકાં ભરીને;
થાતી પ્રસન્ન પણ તે, નીજ પુત્ર દેખી,
જે નાથની સમ હતો રૂપ ને ગુણોમાં.

દૂત આવ્યો અરે અંતે, સમાચારો લઇ બુરા,
સુણાવ્યા સતિને તેણે વીતકો સંગ્રામના.

સંગ્રામમાં બહુ પરાક્રમ દાખવીને,
સંહારીને યવન સૈન્ય અરે અગાધ;
તે વીર ક્ષત્રી, કરતાં તહિં ધર્મ-યુદ્ધ,
કેદી બન્યો યવન હસ્ત મહિં અહા તે.

સુણીને દૂતની વાતો, પામી મૂર્છા અરે સતિ,
પતિના દુઃખની વાતો, સતિ કયેમે સુણી શકે ?

રોઇ બહુ હૃદયને હલકું કરીને,
ચાંપ્યું ઉરે બહુ વ્હાલ થકી જ બાળ;
અજ્ઞાન તે શિશુ કહો કયમ જાણી લીયે,
માતા તણા હૃદયની દુઃખ · વેદનાને.

પતિની પ્રેમ યાદી જે, બાળ રૂપે મળી હતી,
હાલરડાં શૌર્યનાં ગાઇ, સતિ તેને ઉછેરતી.

પ્રાચીન ભારત તણી, વીર નારીયોનું,
રાણા પ્રતાપ સમ કૈં, શુર ક્ષત્રીયોનું;
સ્વર્ગીય પિતૃભુમિના, વીર પૂર્વજોનું,
વ્હેતું હતું, રૂધિર બાળકની નસોમાં.

થયો મોટો હવે બાળ, સાન આવી બધી અને,
ન દેખી તાતને તેણે, પૂછ્યા પ્રશ્નો માતને.

દીઠા નથી મમ પિતા, કદી માત વ્હાલી,
પ્યારા પિતા કહીં ગયા, મુજને કહે તું;
મારાં બધાં સહચરો, સહુ તાત વાળા,
દુર્ભાગી શું જનની હું, નહિ બાપ વાળો ?

થઈ મૂર્છિત અરે માતા, પુત્રનો પ્રશ્ન સુણીને,
પતિના દુઃખની વાતો, સ્વમુખે ના કહી શકે.

માતા તણા વદનને, જલથી ભીંજાવી,
ને કૈં ઉપાય કરીને, કીધી સ્વસ્થ પાછી;
પૂછે ફરી ફરી અરે, વળી પ્રશ્ન પુત્ર,
પ્યારા પિતા કહીં ગયાં જનની કહે તું.

આંખમાં અશ્રુઓ લાવી, ગળગળી થઈને અરે,
સુણાવી પુત્રને તેણે, કથા કેદી – પતિ તણી.

પ્યારા પિતા તણી કથા, સુણી માત મુખે,
તે ક્ષત્રી લોહી ઉકળ્યું પછી વેર લેવા;
ને શસ્ત્ર અસ્ત્ર સજીને લઈ સૈન્ય મોટું,
મ્લેચ્છો તણા નગરને પછી ઘેરી લીધું.

આખરે યુદ્ધમાં જીતી, છોડાવ્યો નીજ તાતને,
રાજ – પુત્રે કર્યો કેદી, મ્લેચ્છ કેરા રાયને.

માતા તણા ચરણમાં, નમી પુત્ર બોલ્યો,
આવ્યા પિતા મમ અરે, જનની જુઓ આ;
ભેટી પડી પ્રણયથી નીજ સ્વામિને તે,
આનંદ-અશ્રુ થકી હા ! નયનો ભીંજાવી.

દેખીને મ્લેચ્છ રાજાને, કેદીના વેશમાં ઉભો,
પ્રશ્ન પૂછે તહિં માતા, બોલાવી નીજ પુત્રને.

કેદી કર્યો કયમ અરે, તુજ શત્રુને તેં,
દુઃખે રીબાઇ મરશે, પ્રિય પત્નિ તેની;
બીજા તણું દુઃખ અરે, સહી ના શકું હું,
રે, છોડ, છોડ, વિનવું, મુજ પુત્ર તેને,

કરીને કેદથી છુટો, મ્લેચ્છ કેરા રાયને,
ધરી આજ્ઞા શીરે પુત્રે, રીઝાવા નીજ માતને.
ધન્ય ! ધન્ય ! તને માતા, ધન્ય તે પુત્રને વળી,
થજો આ હિંદમાં આવા, માતા, પુત્રો સદા પ્રભુ !

શ્રી. અમૃતલાલ ઠ. પટેલ

# પ્રા—ય—શ્ચિ—ત

લેખિકા : સોનાબેન શંકરભાઇ પટેલ

"......? અરે ઓ......?" મે તેને બોલાવ્યો.

સદાનો વા જોડે વાતો કરતો આ માણસ આજે કેમ આમ નીચું ઢાળી ગયો છે? કેમ કંઇ ઉત્તર આપતો નથી? કુતૂહલ વધતાં હું તેની નજીક ગયો અને ઢંઢોળ્યો પણ તે શાનો બોલે?, થાકીને મેં તેની સાથે રહી આશ્વાસન આપવાને ઇરાદે તેને પંપાળ્યો. તેનું માથું ધરતીમાના ખોળે પડયું, છતાં તેનું રૂદન ચાલુંજ હતું. હવે તે વધારે રોવા માંડયો. ધ્રુસકે ધ્રુસકે છાતીફાટ રોયો. અશ્રુની રેલ નહિ ભરતી આવી, દિલ ધ્રુજી ઉઠયું. આખું શરીર કંપવા લાગ્યું. જેમ જેમ વધારે આશ્વાસન આપું તેમ તેમ તેનું રૂદન પણ વધતુંજ જાય. હંમેશાં હાસ્ય પીરસતું તેનું મોં આજે કોઇ પત્થર હૃદયનો કઠોર આદમી જુએ તો તેને પણ પીગળાવે એવું દયાર્દ્ર દેખાતું હતું.

મારાથી અદ્રશ્ય વધારે વખત ન જોવાયું અને મેં પણ શાન્ત મને, નયન બીડી, તેને મુંગુ આશ્વાસન આપી પ્રભુ પ્રાર્થના કરવાનું ઉચિત માન્યું.

હું મૌન રહ્યો. મૌનનું બળ શું ઓછું છે? વાણીના બળ કરતાં મૌનનું બળ અજબ હોય છે. સર્વજ્ઞ સર્વેશ્વરના દરબારમાં મૌન-મુક પ્રાર્થના અવશ્ય મંજુર થાય છે.

બાળકોને રોતાં તમે જોયાં હશે, રોવડાવ્યાં પણ હશે. પરંતુ કોઇ શાણા-સમજુ આદમીને આમ હૈયાફાટ રડતો જોયો છે? આવા જુવાનજોધને પેટ ભરીને રડતો જુઓ અને જો સહાનુભૂતિ-અનુકંપા ન પ્રગટે તો જાણજો કે હૃદયની જગાએ પત્થર હશે.

આ પ્રસંગે, મારી સ્મરણ શક્તિને સતેજ કરતાં મને એક ઘટના યાદ આવી.

પરોઢીયું હતું. લોકો હજુ જાગ્યા નહોતા અને જાગ્યા હતા તે કામે વળગ્યા નહોતા. આવા પ્રભાતે કોઇની દર્દભરી ચીસ સાંભળતાં જ સફાળો હું ઉઠયો ત્યારે જાણ્યું કે કેટલીક સ્ત્રીઓ મારા આજ મિત્રના ઘરમાં ભેગી મળી રોકકળ કરે છે. બનાવ કરૂણ અને ગંભીર હતો—તું એકનું એક બાળક જેણે માત્ર બે જ વસંતો જોઇ છે, જે હજુ પૂરું બોલવા પણ શીખ્યું નથી, જેણે જગતમાં આવી હજુ એક પણ સત્કર્મ કે દુષ્કર્મ કર્યું નથી, જે જીવીને હંમેશાં બધાના માત્ર આનંદનું જ સાધન બન્યું છે, જે હજુ ગઇ કાલ સુધી તો સાજું તાજું હતું; તે આમ અચાનક, માત્ર એક જ રાતના, ગંભીર પણ જીવલેણ માંદગી ભોગવી; જીવન ટકાવ માટેનાં અંતિમ પણ અસાધારણ આચોડીઆં મારતું સદાને માટે પોતાનાં કર્મોનો હિસાબ આપવા પ્રભુના દરબારમાં ગયું છે. બધાંના હૃદયોને માત્ર આ એકજ બનાવે ઉંડા દુઃખમાં ગરકાવ કર્યાં હતાં. એની માતા તો હૈયાફાટ રોતી હતી, બધાં રોતાં હતાં અને આવા કરૂણાતિકરૂણ પ્રસંગે પણ મારો આ મિત્ર, જાણે એક યોગી હોય તેમ, એક બાજુએ સ્થિર મને બેઠો હતો. એની આંખમાં એકપણ અશ્રુબિન્દુ મેં ન જોયું..જો કે તેનો દેખાવ તેની આંતરિક લાગણીનો દ્યોતક હતો. તે દિવસનો યોગી આજે એક નાના બાળકથી પણ નાદાન જણાયો. "દર્દીના દર્દની પીડા વિધિને પ દિસે ખરી." તેમ છેવટે એ દયાળુને દયા આવી અને તેને શાન્તિ આપી. ઊંડી ઉંઘમાં

એ પડયો. મેં પણ તેને પેટભરીને રડવા દીધો અને કેટલીય વાર તેની મુખાકૃતિ નિહાળતો આજુબાજુ નિરીક્ષણ કરતો અને અનેક તર્કવિતર્કો કરતો ત્યાં જ બેસી રહ્યો.

વખત જતાં દુઃખ ભૂલાય છે. વખત એ માનવીને માટે આશ્વાસન રૂપ છે. થોડીક વારે તે જાગ્યો અને કવેળાની ઊંઘ માટે મેં તેની મીઠી પણ વિલક્ષણ ટકોર કરી, છતાં તેના મુખભાવમાં ફેર ન પડયો. મેં તેનું ધ્યાન ખેંચવાના ઘણા પ્રયત્નો કર્યા પણ બધા વ્યર્થ. તેનું સમગ્ર ધ્યાન તેના એકજ વિષાદ-કીટ પ્રત્યે હતું કે જે તેના હૃદયને કોરતો હતો.

છેવટ હું તેને ત્યાંથી ફરવા લઇ ગયો. રસ્તામાં પરબેથી પાણી પાયું અને આગળ ચાલ્યા-ઘણે દૂર નીકળી ગયા પછી આગળ આવતા એક જીર્ણ દેવળ પાસે ક્ષિતિજ અસ્ત થતા સૂર્યપ્રતિ નિહાળતા અમો વિસામો ખાવા બેઠા. મેં તેને પાછું આશ્વાસન આપવાનું શરૂ કરી, રોગનું નિદાન જાણ્યા વગરજ દવા કરવાનો ઢોંગ કરી ધનવંતરી થવા માંડયું.

" જો આ અસ્તાચળે જતો સૂર્ય અત્યારે એ કેટલો નિસ્તેજ અને શાન્ત જણાય છે. માનવજીવન કંઇ સદાકાળ ઉગતા સૂર્ય સમાં તેજસ્વી અને પરાક્રમી નથી રહેતાં. તેમાં પણ અસ્તોદય-તડકો છાયો-આવે છે. આજે આથમતો સૂર્ય કાલે જેમ પાછો સોળે કળાએ પ્રકાશવાનો છે. તેમજ આજનો દુઃખી-દીન-નિસ્તેજ માનવી આવતી કાલે પાછો તેજવંતો -પરાક્રમવંતો બની જગતભરમાં ચેતના ભરવાનો છે. દર્દ એજ જીવનનો હેતુ છે. દર્દથીજ માનવજીવન ઘડાય છે અને દર્દીઓજ હંમેશાં પરાક્રમી બન્યા છે, દર્દ ખોટી વસ્તુ નથી. જગતના ઉદ્ધારકો, જગતના મહાપુરુષો બધા દર્દીઓજ હતા. દર્દ હોવું ખરાબ નથી. ખરાબ તો દર્દ સહન ન કરવું તે છે; દર્દથી ડરવું તે છે. જીવનમાં સારા માઠા બધા અનુભવોની આવશ્યકતા છે. આડા અવળા વળાંકો ખાઈ; ખાડી, કોતરો અને જંગલો પસાર કરીને આવતી નદી જ મહાનંદ બની શકે છે. કસાએલું જીવન જ ઉજ્જવળ નિવડે છે.

દુઃખથી ડરીશ નહિ, નકામા ખોટા વિચારોથી મગજને ભરીશ નહિ. હિંમત રાખ, પ્રભુ પર વિશ્વાસ રાખ. તે દયા ઝરણાં સર્વદા સર્વને માટે વહેતાં જ હોય છે. આનંદે તો ઘુંટડો ભરી લે અને તે પીને પાછો જીવન સફર ખેડવા તૈયાર થા."

રૂદન એ હૃદયનો ઉભરો ઠાલવવાની અને દર્દ હલકું કરવાની સુજનજૂની રીત છે, પ્રભુ અર્પી બક્ષીસ છે. એથી મન હલકું થાય છે, હૈયું પ્રફુલ્લિત થાય છે. એ એક જાતનું સ્વર્ગીય અમીઝરણું છે, એક જાતનું પ્રાયશ્ચિત છે. ઘણું રોવાથી મારા આ મિત્રનું પણ કંઇક એવું જ થયું હતું. હવે તે સહેજ આનંદીત દેખાતો હતો.

- હૃદયદુઃખ બહાર કાઢવાનો માર્ગ જેમ આંસુ છે તેવી જ રીતે મોંના બોલ પણ એક માર્ગ છે. હા એ બોલ આપણે ગમે ત્યાં ન કાઢી શકીએ; આંસુ પણ ગમે ત્યારે, ગમે ત્યાં, ગમે તેની પાસે અને ગમે તે સ્થિતિમાં નથી કાઢી શકતા તેમ રોવા માટે જેમ અમુક પ્રકારની જગા જોઇએ છે તેમ જ વાત મૂકવા માટે પણ અમુક પ્રકારનું માણસ જોઇએ છે. રોયા પછી હૃદયને જેમ શાન્તિ મળે છે તેમ યોગ્ય જગાએ વાત કર્યા પછી પણ હૃદય તેટલું જ હલકું અનુભવાય છે. જાતે ખારાશ અને સામાના દિલને દ્રવીને મીઠાશ બંને આપતાં આંસુની પેઠે શબ્દો પણ કોઇકના દિલને દુઃખ આપી ક્યારેક ખારાશ અને દયા વરસાવી ક્યારેક મીઠાશ બંને આપે છે.

અમો બંને બાળમિત્રો હતા એટલું જ

નહિ, જીવનસાથી હતા. અમો ઉભય એક બીજાની વાતોથી માહિતગાર હતા. માત્ર આજેજ એણે મારા પ્રત્યે, પોતાની અનિચ્છાએ જ, ઉપેક્ષાવૃત્તિ બતાવી હતી અને જે પ્રસંગ હું અનેકવિધ પ્રયત્ને ભૂલાવવા ઇચ્છતો હતો તે એ ભૂલતો નહોતો.

કેટલાક પ્રસંગો સહેજે ભૂલી જવાય છે, કેટલાક ઘણો વખત રહે છે, કેટલાક તો કયારેય ભૂલાતાજ નથી. પ્રયત્નો કરો તો પણ દિલના ઘા ઉંડા હોય છે. "છરા તણો છેદ ઉપાય સૂઝે, કુભાકમનો કાપ કદી ન રુઝે." વાણી પ્રહારથી થએલા દિલ–ઘા રૂઝાવા મુશ્કેલ હોય છે. મેં માન્યું કે આને પણ આવો જ કંઇક અનુભવ–દિલઘાવ થયો હોવો જોઇએ.

ઘણી મહેનત પછી, કેટલીક વારે મેં તેને મારી સમગ્ર શ્રદ્ધાના બળથી અનેક રીતે સમજાવ્યો. એટલે તેણે કહ્યું:

"હું કાલે...ને ત્યાં ગયો હતો. થોડીક વાર બેસીને આમ તેમ વાતો કરી. આ વખતે એના...કામસર બહાર ગયેલા. એકાંત જગા, બે જુવાન હૃદયો, સ્ત્રી પુરુષનું સ્વાભાવિક આકર્ષણ, ઘણા વખતનો તલસાટ, એક બીજા માટે આતુરતા રાખતાં માનવયંત્રો, મેં તેને ખેંચી, બાથમાં લીધી અને એક...

તરત જ તેના...આવ્યા. મે ધાર્યું તેમની નજરે પડયો. થઇ રહ્યું. લજ્જાનું માર્યું મોં પડી ગયું. કોઇ કંઇ બોલ્યું નહિ. હું સમજ્યો કે તેમણે જોયું નહિ હોય. મનને સહેજ નિરાંત વળી. વળી પાછું મન ચકાવે ચઢયું. ચાલ્યા આવવાનો વિચાર કર્યો પણ આમ ઓચિંતો ઉઠું તો વખતે વહેમ મજબૂત બને. શું કરવું તે સૂઝયું નહિ. જોયું હશે કે કેમ તે તો રામ જાણે પણ મને પોતાને ઘણું માઠું લાગ્યું."

કાર્ય કરવું ગમતું હતું. નહોતું ગમતું માત્ર કોઇ જાુએ તે. બધાની આ દશા હોય છે, અમારી પણ હતી. મરવાનું નક્કી છે છતા તે તરફ બેદરકારી બતાવતો માનવ; કોઇ પણ કામ ગમે ત્યારે–આજે નહિ તો કાલે–બહારનું જગત જાણવાનુંજ છે, એમ જાણવા છતાં, કોઇ ન જાણે તેમ આશા રાખે છે! કેવી છે એ માનવજાત!! કેટકેટલા ઢાંકપીછોડા અને શા શા ધમપછાડા!!! આવું રૂપાળું છતાં કેવું ગંદુ જીવન!!!!

"બીજે દિવસે, આ સંબંધે વિચાર કરવા માટે અને તેની મારફત તેના...નું મન જાણવા સારૂં અમે બંનેએ સાંજના એકાંતમાં ફરવા જવાનો વિચાર કર્યો. ગંદી માનવજાત સદા એકાંતજ શોધતી હોય છે. જે એકાંતે આ કટુ પ્રસંગ નિપજાવ્યો તેજ એકાંત પાછો તે શોધે છે. કરોળીયાની પેઠે જાળાં વિંટાળતોજ જાય છે. ફેર માત્ર એટલોજ કે કરોળીઓ, જાળમાં શિકારને પકડે છે; જ્યારે માનવી પોતાની જાળમાં પોતેજ ફસાય છે.

"સાંજના જઇશું મને બોલાવજે." આટલું કહી એ ઉઠી અને અમે છૂટાં પડયા.

ફરવા જવાના વખતની રાહ જોતો હું કયારનો, બધા કામ પડતાં મૂકીને, બેઠો હતો અને તેની રાહ જોતો હતો.

"તમે સવારમાં મળ્યા તેજ વખતે આ સંબંધી કંઇ પૂછી ન લીધું?" વધુ ઉંડા ઉતરતાં, શંકા થવાથી મેં મારા મિત્રને પૂછ્યું.

"ના." એજ દીનવદને ટૂંકો જવાબ આપ્યો.

"ફરવા જવાનો ઇરાદો પ્રદર્શિત કોણે કર્યો?" આગળ બોલે તે પહેલાં જ મેં આતુરતાથી પૂછ્યું.

"મેં." પાછો એજ ટૂંકો ને ટચ ઉત્તર. એની એજ હૃદયવ્યથા. એની એજ આંસુની ભરતી. એનું એજ કરૂણ આક્રંદ.

મને પોતાને મારા એ કોઇ પણ જાતના ઇરાદા વગર માત્ર કુતુહલવૃત્તિથી પૂછાએલા પ્રશ્નો માટે અત્યંત પસ્તાવો થયો. મને થયું કે મેં ક્યાં આ પૂછ્યું ? હું શા માટે આમ ઉંડો ઉતરતો જાઉં છું ? ઉપલક હકીકત જાણીને હું મન સમાધાન ન કરી શકત ?

હું તેના રોમેરોમનો ભોમીયો હતો, તેના હૃદયને સારી રીતે ઓળખતો હતો. તે અત્યંત લાગણીવશ ઇન્સાન હતો એમ જાણ્યા છતાં મેં આ ધૃષ્ટતા કરી હતી અને તેની લાગણીને ઉશ્કેરી મૂકી હતી. સારૂં કર્યું મારેજ ભોગવવું પડ્યું. કેટલીકવાર પછી તે શાન્ત થયો અને મારા દુરાગ્રહને વશ થઇ આગળ કહેવા માંડ્યું.

" વખત થતાં મેં તેને બોલાવી. તેને દૂરથી આવતી જોતાંજ હૃદયમાં કંઇક અવનવા ભાવો ઉપન્યા. તું તો જાણે છે ને કે અમારે બેને ઘણા વખતથી સ્નેહ છે, લાગણી છે, એક બીજા માટે મમતા છે. આજે મને તે દૂરથી કોઇ નવીન સ્વરૂપે દેખાઇ. ધીમી પણ મલપતી ચાલે ચાલી આવતી એ લાવણ્યમયી સૌન્દર્યમૂર્તિ મને દેવી સ્વરૂપે દેખાતી હતી. એ ગૌર અને ઘાટીલા મુખપરનું સૌન્દર્યતેજ મને મદહોશ કરતું લાગતું હતું. એનાં શ્વેતવર્ણા સાડી કમ્મખે એની હૃદયશુભ્રતા પ્રદર્શિત કરતાં હતાં. એના કોમળ પાદદંસો જાણે ડગલે ડગલે પાવિત્ર્ય પાથરતા હતા.

એ આવી બેઠી. કંઈ પણ બોલ્યા વગરજ. મારી આંખો તો એને દૂરથી ચાલી આવતી જોઇ ત્યારથીજ તેના મુખદર્શનમાં લીન બની હતી. મન પણ તેના હૃદયદર્શન માટે આતુર હતું.

" આજે મારે ફરવા નથી આવવું. " આવના બરોબરના તેના આ ઓચિંતા બોલે મારી આશાઓનો મહેલ કડડભૂસ કરતોકને જમીનદોસ્ત થાય તે પહેલાં તો તેણે આગળ કહ્યું: " આજે શરીર ભરાયું છે. ઠંડી લાગે છે. જો કે......ની રજા લઇને તો આવી છું. પણ મારે આવવું નથી. "

આ સાંભળી મને કંઇક ગ્લાનિમિશ્રિત ક્ષોભ થયો. અરરર પ્રભુ ! તું ય નિષ્ઠુર છે કે શું ? સુખ આપતાં વર્ષોનાં વર્ષો સુધી રાહ જોવડાવનારો તું દુઃખ આપતાં પળવાર પણ વિચાર કરવા કેમ થોભતો નથી ?

આમ તો એ મારી જોડે ફરવા આવતી નથી એ મને અનુભવ હતો. એક બે જગાએ જોવા લઇ જવાની વાત એણેજ મને કેટલાક વખત પહેલાં કરી હતી. મેં હા પાડેલી પણ ત્યાર પછી એ વાત વિસારે પડેલી: મને એમ કે તે પૂછે છે ? તેના મનમાં શું હશે તે તો એ જાણે. બળી, જવા દો એ વાત. પણ એ બધા કરતાં આજની એની વલણ મને અતિ આશ્ચર્યજનક લાગી.

એણે "ના" કેમ પાડી ? શું મારામાં કંઇ વહેમ આવ્યો અગર ......એ તેને કંઇ ઠપકો આપ્યો હશે અને મને એ કહેતી નહિ હોય ? ત્યારે હું કેવો હલકટ કે જે એકાંતે એક દુઃખકર પ્રસંગ નિપજાવ્યો તેજ એકાંતના મોંમાં ફરી ધસવાનો વિચાર કરૂં છું ! શું હું આ જાળ રચવા જતો હતો ? સદા તેનીજ ઇચ્છા પ્રમાણે વર્તવાના નિશ્ચયવાળો હું, મારૂં વર્તન તેને જ અનુકૂળ રાખવા મથતો નહોતો ? તેની લાગણી, તેનું હૃદય, તેની મમતા એ બધું સમજતો હોવાનો ગર્વ ધરનાર હું, તેને ન દુભવવાના વિચારોમાં ગુંથાયો હતો ત્યાં તો એણે " કેમ આજે નવો નાટક છે ને ? જોવા જશો ને ? બૈરાંનાં લુગડાં પહેરી મરદો નાચે એ તમને ગમે છે ખરૂં ને ? " પૂછીને મારી વિચારમાળા તોડી.

" હા કદાચ જાઉં પણ ખરો. નક્કી નથી. ઉજ્જડ રેતીના રણમાં જ્યાં ક્યાંનો છાંયો ન હોય ત્યાં એક તાડનોય છાંયો ખોળવો પડે છે. "

"પણ એ તો ડુંગર દૂરથીજ રળીઆમણા."

" હા. પણ જ્યાં સુધી એ દુરના ડુંગરાઓ પ્રત્યે અણગમો કે અભાવ નથી ઉપજ્યો ત્યાં સુધી તો એ રળીઆમણાજ દેખાવાના ને! મહેલના અભાવે ઝુંપડી શું ખોટી ?"

આ નિર્દોષ, નિર્હેતુક વાર્તાલાપમાંથી એણે ગમે તેવાં અનુમાનો કર્યાં હોય. મેં તો એના સ્વાભાવિક અને સરળ ઉત્તરોજ માત્ર આપ્યા હતા તેને માઠું લગાડવાનો કે વેધક ટકોર કરવાનો મને સ્વપ્નેય ખ્યાલ નહોતો પરંતુ તેને મેં વિચારગર્તમાં ડૂબતી જોઈ.

થોડી વાર પછી. તેણે કહ્યું: " ચાલો ફરવા જઇએ. " તેનું શરીર સારૂં નથી એ એણે મને પ્રથમથીજ કહ્યું હતું અને એણે મને જુઠું કહેવા કંઇ કારણ પણ નથી–મારે કહેવું જોઇએ કે મારા આગળ એ કયારેય જુઠું બોલતી પણ નથી કારણ કે હું બોલતો નથી–અને એના વચનોમાં મને સદા વિશ્વાસજ રહ્યો છે એટલે મેં ધાર્યું કે તે આવા શરીરે પણ ફરવા આવવા " હા " પાડે છે, તે ફક્ત મને ખરાબ ન લાગે માટેજ. અને એની આવી સ્થિતિમાં તેને હેરાન કરવી એ મારાથી તો નજ બને. એટલે મેં કહ્યું: " મારે ખાતરજ તમારે ફરવા આવવાની "હા" પાડવાની જરૂર નથી. "

આ એકજ વાકયે તેની બુદ્ધિ સતેજ કરી. તે ઉશ્કેરાઇ અને રોકડું પરખાવ્યું કે: ' કોઈ કોઇને માટે નથી આવતું. ' અને આ એના એકજ વાકયે મારા મગજને ઉશ્કેર્યું કે: ત્યારે શું જગતના આ સંબંધો નર્યું જુઠાણું ! જાણે કોઇ ઉંડા ચિંતનમાં હું ડૂબી ગયો અને એની તેજસ્વી બુદ્ધિએ, વીજળીક ઝડપે, કોણ જાણે શો નિશ્ચય કર્યો કે તરતજ એ બોલી:

" બસ હું ઘેર જાઉં છું. "

હું 'હા' પાડું તે પહેલાં, જવાબની પણ રાહ જોયા વગર, એ ત્યાંથી પસાર થઈ ગઇ. ૯૭ તો હું વિચારમાંજ હતો અને એ દુર દુર નીકળી ગઈ. હું એટલો બધો વિચારવશ–બેશુદ્ધ–હતો કે મેં તેને 'હા' પાડી છે કે કેમ તેનું ભાન નહોતું ત્યારેય. અને નથી અત્યારેય તે.

એ ગઇ. હું જોતો જ બેસી રહ્યો. એ દેખાઇ ત્યાં સુધી. જાણે પાછળ દોડી જાઉં અને હાથ પકડીને પરાણે પાછી ખેંચી લાવું પણ ઉઠાતું નહોતું. દિશાઓ ચકકર ચકકર ફરતી લાગી. આંખે અંધારાં આવ્યાં. છાતીમાં ડૂમો ભરાયો. હૃદય ફાટવા લાગ્યું. મગજ ઘેરાવા લાગ્યું. અને બે યાદગાર મોટાં અશ્રુ ટપકયાં ! એજ સ્થિતિમાં ત્યાંથી નીકળ્યો છું."

આ એની વાત પૂરી કરતાં કરતાં તો પાછો પૂર્વવત્ રોયો. ખુબ રોયો. ખરે, રૂદન ! તુંજ એક દુઃખીને આસરા રૂપ છે. જગતમાં રૂદન ન હોત તો દુઃખીઓ શું કરત ? પોતાનો હૃદય ઉભરો કયા માર્ગે ઠાલવત ? જેને કોઇ આશ્વાસન નથી આપી શકતું તેને એ રૂદન પોતામાં સમાવી લે છે પાપીને પણ પવિત્ર કરે છે. અનેકોનાં દુઃખ ભૂલાવે છે. રાક્ષસોને પણ માણસ બનાવે છે. રૂદન ! પાષાણોને પણ તું પીગળાવે છે. નિર્દયમાં પણ દયા જગાવે છે. અમર રહો એ સુલભ–સુગમ પ્રાયશ્ચિત્, રૂદન !

સૂર્ય કયારનોય આથમી ગયો હતો. અંધાર ઘેરી રાત્રીએ પોતાનો જમાવ કર્યો હતો. દૂર દૂર શિયાળવાંના અવાજો તમરાંના અવાજોને દાબી દેવાનો નિરર્થક પ્રયત્ન કરતા હતા. સઘળે શાન્તિ છવાઇ હતી. નહોતી શાન્તિ માત્ર આના હૃદયમાં. અમો બંને ઘેર આવ્યા. સુઇ ગયા. મેં એને મારી સાથેજ રાખ્યો હતો. રોજ કલાકોનો વાંચનારો આજે તરતજ પથારીવશ થયો, કારણ કે નિદ્રાવશ થવું તેને હાથ નહોતું. સવારે એ ઉઠયો ત્યારે પણ એની પથારી ભિંજાએલી હતી. છેવટે મેં બીજે દિવસે મિત્રધર્મ બજાવ્યો. " શું ! " તે ફરી કોઇવાર.

" હું " કોણ ? ઓળખો છો મને ?. તેનું ' મન '.

# આપણી કહેવાતી પતિત બહેનો

આપણા સમાજમાં–ખાસ કરીને હિન્દુ સમાજમાં ( જો કે બીજા સમાજની તો મને ખબર નથી, છતાં એમ માનવામાં આવે છે કે બહુ ભેદ તો જુદા જુદા સમાજમાં નહીં જ હોય; કારણ સમાજ તો માનવીઓએ જ બનાવ્યો છે અને માનવી–સારીયે દુનીઆભરના માનવી–અમુક નીતિ-અનીતિનાં બંધનોમાં તો ચોક્કસ મળતા થાય છે. ) ' વેશ્યા ' શબ્દ એક ભયંકર ગાળ તરીકે વપરાઇ રહ્યો છે, આપણાં કહેવાતાં સુધરેલાં માણસો પણ ' વેશ્યા ' શબ્દ માત્રથી ધ્રુજી ઊઠે છે અને કોઇ સ્ત્રી તેમના ભયંકર તિરસ્કારને પાત્ર હોય ત્યારે તેને એ શબ્દથી સંબોધવામાં આવે છે.

જ્યારે શિક્ષિત માણસો પણ આપણી કહેવાતી પતિત બહેનોનો તિરસ્કાર કરે છે, ત્યારે વધારે દુઃખ થાય છે અને મને લાગે છે કે મારે એમના બચાવ માટે કંઇક તો કહેવું જ જોઇએ.

કહેવાતી પતિત બહેનોની સંસ્થાની ઉત્પત્તિ આપણે જોવી જોઇએ. અને પછી વધુ જોઇએ કે એ સંસ્થા ખરેખર જ તિરસ્કરણીય છે કે કેમ:

આપણો હિન્દુ સમાજ સ્ત્રીઓની સ્થિતિ વિષે બહુ બેદરકાર રહ્યો છે. સ્ત્રીઓની કીંમત હિન્દુ પુરુષને મન બિલકુલ નથી એ તો બહુ ચર્ચાએલી વાત છે અને બહુ જ જાણીતી વાત છે એટલે એ વિષે કશું જ કહેવાનું હોતું નથી.

હિન્દુ સમાજમાં લગ્ન એટલે લાકડે માંકડું વળગાડી દેવું. સુધરેલા સિવાયના કુટુમ્બોમાં–અને આવાં સુધરેલાં કુટુમ્બો હિન્દુ સમાજમાં ઘણાં જ ઓછાં હોય છે–છોકરા છોકરીઓને ગમે તેમ પરણાવી દેવામાં આવે છે. છોકરા છોકરીઓને એમનાં કપડાં, ઘરેણાં, અને ચંપલો ખરીદવામાં જેટલી સ્વતંત્રતા મળે છે, એટલીયે એમનાં લગ્ન પૂરતી મળતી નથી. હિન્દુ વડીલો ભૂલી જાય છે કે લગ્ન પછી બન્ને જણાને આખો અવતાર સાથે રહેવાનું છે. એ વડીલો તો લગ્નના દિવસો પૂરતા પોતાના આનંદનો જ વિચાર કરે છે. પૈસાદાર કુટુમ્બો સામસામી શણગારાએલી મોટરો મોકલી આનંદ મેળવે છે. એ લોકો સમાજની આ બદીમાંથી મુક્ત હોતા નથી.

પરિણામ એ આવે છે કે પતિપત્નીનાં જીવનમાં અનેક જાતના વાંધા ઊઠે છે. એક-બીજાને જોયા વગર જ્યાં લગ્ન થતાં હોય, ત્યાં સફળતા કેમ સંભવી શકે ? બન્નેને એક બીજાના વિચારો, દેખાવ કે વય અનુકૂળ આવતા નથી અને આનું વધારે ખરાબ પરિણામ સ્ત્રીઓ માટે નિર્માયું હોય છે. પુરુષ, પોતાને નગમતી સ્ત્રી હોય તો એને તિલાંજલિ આપે છે અને બીજી સ્ત્રીને–એની અનિચ્છા હોવા છતા પણ વડિલો અને સમાજનાં ભયંકર દબાણને લઇને પરણે છે અને એ ન ગમે તો ત્રીજું, એમ ચાલ્યા જ કરે છે. આ તજાએલી સ્ત્રીઓ પોતાના બાપનાં ઘરે જાય છે, ત્યાં તેમને ભાઇભાભીઓના પુણ્યે પોતાનો નિર્વાહ કરવાની ફરજ પડે છે.

નાની ઉંમરમાં જ લગ્ન થઇ ગયાં હોવાના કારણે, અને હિન્દુ સમાજમાં છોકરીઓથી ભણાય નહીં એ નિયમાનુસાર, નિર્વાહ માટે એ બીજો કશો ધંધો હાથમાં લઈ શકતી નથી. જો એને જીવવું જ હોય તો જો કે એનાં જીવન માટે હિન્દુ સમાજ બહુ જ બેદરકાર છે–પોતાના પગ ઉપર ઊભા રહી એક જ ધંધો તેને સ્વીકારવો રહ્યો અને તે દેહવિક્રયનો. ઘણાં પુરુષો દલીલ કરશે કે એ તજાએલી સ્ત્રીઓ પછી કેમ ભણવાનું કે કંઇ ઉદ્યમ શીખતી નથી; પણ જવાબ તો એટલો જ દેવાનો છે કે કેટલીક તજાએલી સ્ત્રીઓ પોતાથી બનતુ કરી, ઉદ્યોગ અગર શિક્ષણ પાછળ જાય છે, જે એમને માટે ઘણું જ અભિનંદ-



# સંસ્કાર લક્ષ્મી

જાણીતા લેખક અને નિષ્કામ સાહિત્યસેવક શ્રીયુત કુંવરજી ધરમશી સંપટે પોતાની જીવનયાત્રાનાં ૬૦ વર્ષ પૂરા કર્યાં છે એ પ્રસંગે તેમના સન્માનાર્થે કરાચીમાં એક જાહેર સમારંભ ટૂંક સમયમા યોજાનાર છે. શ્રીયુત સંપટે લખેલાં "સંસ્કારલક્ષ્મી" નામે પુસ્તકની ત્રીજી આવૃત્તિ ટૂંક સમયમા બહાર પડનાર છે. એ પ્રસંગે તેમને એ પુસ્તકના પ્રકાશક મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની (મુંબઈ) તરફથી ઉપરોક્ત જાહેર સમારંભ પ્રસંગે "સંસ્કારલક્ષ્મી" પુસ્તકની ચાંદીની પ્રતિકૃતિ અર્પણ કરવામા આવનાર છે, તેનું આ પ્રતિક-ચિત્ર છે.

નીય છે. પણ જે સ્ત્રીઓ એમાં પણ નિષ્ફળ નીવડે છે તે જ આ દેહવિક્રયનો ધંધો સ્વીકારે છે. જો બધી જ તજાએલી સ્ત્રીઓ આ ધંધો સ્વીકારતી થઇ ગઇ હોત તો એમની સંખ્યા ઘણી જ મોટી હોત; કારણ પુરુષો સ્ત્રીઓ તજવામાં કુશળ તો હોય જ છે. અને એમના પ્રતાપે ઘણી સ્ત્રીઓ તજાએલી થઇ શૂન્યવત જીવન ગાળે છે. સ્ત્રીઓ વેશ્યા બને તો એમાં દોષ કોનો? હિન્દુ સમાજનો અને હિન્દુ ક્રૂર પુરુષોનો.

આ સંસ્થાની વૃદ્ધિ પણ હિન્દુ સમાજને આભારી છે. હિન્દુ સમાજમાં વિધવા એટલે શું કહેવું તે સૂઝ પડતી નથી. બાર વર્ષે વિધવા થયેલી એ વયમાં આવે ત્યારે સખત સંયમવાળું જીવન ગાળવું જોઈએ. જ્યારે પચાસ વર્ષે ત્રીજીવાર પુરુષ નિરાંતે પરણી શકે. એના લગ્નમાં ગીત ગાવાવાળી બેનોનો પાર હોતો નથી. ઘોલક-શરણાઈ વગેરે વાદ્યોથી એનુ લગ્ન શોભતું હોય. પણ જો હિન્દુ સમાજે એમ નક્કી કર્યું હોત કે બીજીવાર પરણતા પુરુષ બીજીવાર પરણતી સ્ત્રીને જ પરણી શકે તો કહેવાતી પતિત સ્ત્રીઓની સંસ્થાની વૃદ્ધિ ન થાત. કુદરતે સ્ત્રી અને પુરુષમાં લાગણીઓ સરખી જ મૂકી છે. બાર વર્ષની વિધવા છોકરી આખું જીવન કદાચ સંયમ રીતે ન ગાળી શકે તો એને શિક્ષામાં આખા સમાજ તરફથી તિરસ્કાર અને હડધૂત કરવામાં આવે છે. એ છોકરી અન્તે વેશ્યા બને છે અને ત્યાં પુરુષો-હિન્દુ સમાજના ઘડનારાં-એનાં ચરણો ચૂમવા હરીફાઈ કરે છે. આવા સમાજ હોય અને પુરુષો આવા હોય તો આ સંસ્થામાં વૃદ્ધિ થાય જ તો ?

પુરુષો વેશ્યાને તિરસ્કારે છે. એને માટે જુદા લત્તાઓ બંધાવી એવું ભયંકર અપમાન કરે છે. પણ થોડાએ વિચાર કરતા હોય તો ?-એ આખી સંસ્થા ચલાવે છે કોણ ? જો એક પણ પુરુષ ત્યાં ન જતો હોય તો એ કહેવાતી પતિત બેનો કોની રાહ જોઈને બેસશે ? કોને પોતાના દેહ વેચશે ? પુરુષો પોતાની સ્ત્રીથી સંતોષ ન પામે એટલે વેશ્યાગૃહમાં જાય છે. વધારે અસંતોષ પામતાં એ સ્ત્રીને છોડી દે છે ! પરિણામે એ તજાએલી સ્ત્રી, બીજો કોઈ ધંધો ન મળે તો, પાછી વેશ્યા બને છે અને નિર્વાહ ચલાવે છે. વેશ્યાઓનો તિરસ્કાર કરો છો, તો એની સંસ્થા કાં ચલાવો છો ? એ સંસ્થા નિર્મૂળ થઈ જાય તો કેટલા પુરુષો નાસીપાસ થાય ?

અને દુનિયામાં વેચાણ ક્યાં નથી ? ગમે તે ચીજ જોઈએ તે પૈસાથી મળી શકે છે. પ્રોફેસરો બુદ્ધિ વેચે છે, વ્યાપારીઓ પ્રમાણિકતા, નીતિ વેચે છે; વકીલો પોતાની હોંશીઆરી વેચે છે; કારીગરો કલા વેચે છે; અરે લગ્ન બજારમાં તો હૃદય પણ વેચાતાં મળે છે ! છોકરાંને પરણાવતી વખતે સામા કુટુમ્બમાં કેટલા પૈસા છે એની ગણતરી ક્યાં નથી થતી ? જો સામું કુટુમ્બ પૈસાદાર હોય તો છોકરો કે છોકરી પરણાવાય છે. આવી રીતે પૈસાથી પ્રેમ પણ વેચાતો મળે છે ! વરવિક્રય અને કન્યાવિક્રયમાં વરકન્યાનાં વેચાણ સિવાય બીજું હોય છે શું ? લેખકો લેખનકલા વેચે છે. ચારિત્ર્યમાં પ્રમાણિકતા અને નીતિનો સમાવેશ થાય છે અને એ પણ ખરીદી શકાય છે. ભગવાન પણ ખરીદી શકાય છે; લોકો માનતા માને છે-હે ભગવાન ! મારું આટલું કામ તું કરીશ તો એક તારા નામનું મંદિર બનાવીશ. અહીંઆ પણ વેચાણ છે ને ? પ્રાર્થના પણ વેચાતી મળે છે, મને ફલાણો ગ્રહ નડે છે મહારાજ ! આટલા જપ મારા વતી કરી લેજો. પૈસા થાય તેટલા હું આપી દઈશ. સૌંદર્ય પણ લગ્નબજારમાં ખરીદી શકાય છે. વધારે પૈસા આપે કે વધારે પૈસાદાર હોય તેને સુંદર સાથી મળે.

આ બધી વસ્તુઓ-કલા, ચારિત્ર્ય, પવિત્રતા નીતિ, બુદ્ધિ, સૌંદર્ય, ભગવાન, જપજાપ વગેરે દેહથી તો ઘણાં ઊંચા છે જ ને ? આ બધી તો સૂક્ષ્મ પવિત્ર વસ્તુઓ છે. એ પણ ખરીદી શકાય છે, તો સ્થૂલ વસ્તુ વેચી કે ખરીદી શકાય જ ને ? આપણું અર્થશાસ્ત્ર પોકારી પોકારી કહે છે: એક એક વસ્તુને 'કીંમત' હોય છે તો પછી વેશ્યાઓ કહેવાતી પતિત બેનો પોતાનો દેહ વેચે તેમાં આટલો તિરસ્કાર શાનો ? પ્રોફેસરો ! લેખકો, વેપારીઓ, વકીલો વિ. ને આપણે તેઓ ઘણી જ પવિત્ર વસ્તુઓ વેચતા છતાંએ, તેમની વાહવાહ કરશું તો સ્ત્રીઓ ઘણા જ કપરા સંજોગોમાં દેહનું વેચાણ કરશે તો એને 'પતિતા' કહીશું ?

(જ્યોતિર્ધરમાંથી) "સૂર્ય"

# આત્મવિશ્વાસ

લેખક :
શ્રી. ઉપેન્દ્રરાય નાનાલાલ

સમય.—મધ્યાન્હ, સ્થળ:—ગંગાતટ, પાત્રો:—કર્ણ અને બ્રાહ્મણવેષધારી ઇન્દ્ર.

[ કર્ણ કમ્મરપૂર પાણીમાં મધ્યાહ્ને સંધ્યોપાસના કરી રહ્યો હોય છે. ]

કર્ણ : ॐ विश्वानि देव सवितर्
दुरितानि परासुव ।
यद्भद्रं तन्न आसुव ॥

ચંડાશો! અગર મારા સ્નેહીઓમાંથી કેટલાંક મને સૂર્યપુત્ર એવું ઉપનામ આપે છે; એમાં કેટલું સાચ છે તે હું સમજું છું, પણ એટલું તો ખરું જ છે કે; આપના દાસાનુંદાસ હોવાનું ગૌરવ મને—આપના ભક્તને—છે જ. વળી પુત્ર તો પિતા કરતાં અધિક ઓજસ્વી હોવો જોઇએ તેવું મારામાં તો કંઇ જ નથી. મારા હૃદયમાં તો હે લોકસાક્ષે! અત્યારે ખરે મધ્યાન્હ સમયે ઘોર અંધકાર પ્રવર્તી રહ્યો છે. દયાળો! મારી એ જ વિનંતી કે; આપનાં અનંત બ્રહ્માંડોમાં વિસ્તરાયલાં અસંખ્ય કિરણોમાંથી એક કિરણ મારા અંતઃકરણમાં પ્રવેશો. એટલું કૃપાદાન આપના દાસાનુદાસને આપો, ॥ ॐ अस्तत् ॥

[ ધ્યાનસ્થ બેસી રહે છે, એટલામાં વેષધારી બ્રાહ્મણ આવે છે ]

બ્રાહ્મણ (ઇન્દ્ર) : જયતુ! જયતુ! સૂત-કુલ દિવાકર! શ્રીમન્!......

કર્ણ : ( ધ્યાનમાંથી જાગ્રત થઇને ) દ્વિજ-શ્રેષ્ઠ! આપ ભલે પધાર્યા! આપનું આમ, અચાનક—આવવાનું કારણ? આપનું સ્વાગત કર્યા સિવાય પૂછવાનો અવિવેક અત્યારે કરવો પડે છે; પણ મારી અત્યારની સ્થિતિ જોઇ; આપ તે ક્ષમ્ય ગણશો જ.

બ્રાહ્મણ (ઇન્દ્ર) : રાધાપુત્ર! સાંભળ્યું તો કેટલાય સમયથી અને અહીં તારાં દર્શને આવવાનું મન પણ કેટલાય વખતથી થયા કરે! પણ વળી મન શંકા કરતું! કર્ણ! સારથીનો—પુત્ર બલિરાજા સમાન દાનેશ્વરી હોઇ શકે? વળી થાય કંઇ નહીં. વળી થાય એ અંગદેશના અધિપતિનાં દર્શને જાઉં! એમ કરતાં કરતાં આજે તારાં દર્શન કરી કૃતાર્થ થયો. વત્સ! કર્ણ—કીર્તિમાન્‌ભવ!

કર્ણ : મહારાજ! કોઇની પણ પ્રતીતિ ખાત્રી બાંધવી એ ઠીક નહિ; પરિચય વગર પ્રતીતિ થતી નથી. બોલો, તમને કયું દાન જોઇએ છીએ?

બ્રાહ્મણ : કયું દાન? (થોડીવારે) તું તે મને આપી શકીશ?

કર્ણ : એક વાર કહો તો ખરા પછી આપવા ન આપવાની વાત કરીએ. કર્ણ વાચાળ થવા કરતાં કર્તવ્યશીલ હોવાનું વધારે પસંદ કરે છે.

બ્રાહ્મણ : એ ભલે તેમ હો! અને એમાં જ આપનું ભૂષણ છે, પણ દાન માગવું તો જ વ્યાજબી ગણાય કે તે આપી શકાય તો જ. નહીંતર બ્રહ્મબોલ મિથ્યા જાય. અધિરથ નંદન!

કર્ણ : એટલે આપ વચન આપવા કહો છો? એમ ને?

બ્રાહ્મણ : હા... (હસીને) નહીંતર તું આપે કે ન...

કર્ણ : મહારાજ! બસ! કરો અને કહો આપને શું જોઇએ? જુઓ, સમય વીતતો જાય છે. આપ જાણતા જ હશો કે આ, મારો ઉપાસનાનો સમય છે. આગળ કહ્યું તે પ્રમાણે કર્ણપર વાગ્દેવીની કૃપા નથી જ.

બ્રાહ્મણ : એમ જ હોય બેટા, એમ જ હોય. ત્યારે તું મને...

કર્ણ : કહો, કહો, આપને શું જોઇએ! મને ખાત્રી છે કે આપ યોગ્ય જ માગશો.

બ્રાહ્મણ : ત્યારે કહું? દાનેશ્વર! કર્ણ! (ગંભીર થઇને)

કર્ણ : હા, હા, કહોને.

બ્રાહ્મણ : વત્સ! મને આ તારાં કુંડલ અને આ તારું કવચ આપ.

કર્ણ : આ શું આપે માગ્યું ?

બ્રાહ્મણ : જે સંકલ્પ કર્યો હતો તે માગ્યું. હવે અપાય તો આપ નહીંતર આ ચાલ્યો. તારું કલ્યાણ થશે.

કર્ણ : થોડી વારે ( દુર ઉભેલા પરિચારકને ) જા, મારા શસ્ત્રાગારમાંથી પાળી લાવ.

બ્રાહ્મણ : ધન્ય ! કર્ણ ધન્ય ! (કર્ણ—જન્મની સાથેજ મળેલ કવચ જીવતી ચામડી પરથી ઉતરડી આપે છે. કાનના કુંડળ કાપી આપે છે. લોહીની ધારથી સરિતા લાલ બને છે.)

કર્ણ : લ્યો ! મહારાજ ! (હસતા હસતાં)

બ્રાહ્મણ : બેટા ! ઇશ્વર ! તારું કલ્યાણ કરે. વધારે શું કહું ?

કર્ણ : મહારાજ આપની કૃપા થઇ.

[ બ્રાહ્મણ ચાલ્યો જાય છે ]

કર્ણ : ( સ્વગત ) સમજાયું તો છે જ; કે, આ બધાં પ્રપંચો કોના માટે છે ? ભગવાન સવિતા !—જ્યાં દેવરાજ ઇન્દ્ર ઉઠીને આમ વંચક બને ? ત્યા—

પણ હશે; મે તો મારો ધર્મ બજાવ્યો. ધર્માંશ !

હજી પણ મારી તો એ જ પ્રાર્થના છે કે વધારે કર્તવ્યશીલ થવા મને શક્તિ આપો. ( થોડી વારે )

બસ ! હવે કંઇ બાકી છે ? કે જે નિઃશંક વિજય જ પ્રાપ્ત કરાવે., એક પણ ઓછું છે ? નથી, ખેર, પણ કર્ણ ! ( ગંભીર થઇને )

આ તારી આત્મશક્તિ પર તો તારો જ અધિકાર છે ને ? બસ ? ત્યાં સુધી કોનો ભાર છે કે તને પરાજ્ય કરી શકે ? અર્જુન ન સમજતો કે—કર્ણ—અરે ! એ તો વખત આવ્યે ખબર પડે. પછી ભલે;

શ્રી કૃષ્ણ ! હો કે પૃથાકુમ 'અર્જુન અથવા સત્યાવતાર યુધિષ્ઠિર ગમે તે મારા સામે સંગ્રામમાં હો—પણ હું તો અજીત જ છું !—મ્હારો આત્મવિશ્વાસ—અને લોકાત્મન્ ! આપ તો મારી સાથે જ છો. ગમે તે હો, વિજય મારો છે.

ચાલો ! હવે—અપૂર્ણ ઉપાસના પૂર્ણ કરું ( જાય છે )



## [૧] આજની સ્ત્રીઓનો પડકાર

આજની સ્ત્રીઓ સમાજને પડકાર કરી રહી છે, કે " જાગો, હજી જગાય તો, નહિતર જાશો તમે ખત્તા. હવે અમારી આંખ ઉઘડી છે, અમારામાં જાગૃતિ આવી છે. તમે માનો છો તેવી ઢીંગલીઓ બનવા અમે નથી માગતાં, પણ અમે સ્વાવલંબી બનવા માગીએ છીએ, અને અમારો પોતાનો ભાર બીજાને શીરે લાદવાને બદલે અમે અમારે મસ્તક રાખ્યો છે. આજની સભ્યતા શીખવી રહી છે જાતમહેનતનો અભાવ. આ સભ્યતા અમે તોડવા માગીએ છીએ. જાતમહેનત કરનાર ઉપર તિરસ્કાર અને દયાની લાગણી છૂટવી ઘટે.

" અમારાં ઘરો આરોગ્યમય, સ્વચ્છ અને સુંદર રાખવામાં જાતમહેનત કરતાં અમો અભિમાન લેવા માગીએ છીએ; અમો સાદાઇથી જીવવા માગીએ છીએ. બીજાઓના ઉપર જીવન વિતાવનારાની, બીજાઓની મજૂરી વગર અપંગ બનનારાઓની અમો દયા ખાઇએ તેવું ઇચ્છીએ છીએ.

" અમો એકલવાયા જીવનમાં માનતાં નથી. અમોને અવિભક્ત કુટુંબ ઉપર કંટાળો નથી. પણ એ જૂના વખતની કહેવાતી સાસુ, નણદીઓ અને જેઠાણીઓ અમારી પાસે તાબેદારી કરાવવા માગતી હોય તો અમારે એ નથી જોઇતું. અમે રહેવા માગીએ છીએ એક જ ઘરમાં, પણ ભલે જુદા વિચારો હોવા છતાં અમારી જુદી જુદી શક્તિઓનો સહકાર આપીને અમારૂં ઘર ઉન્નત બનાવવા માગીએ છીએ. અમે એ ઘરમાં રહેવા માગીએ છીએ પુત્રીઓની પેઠે, ભવિષ્યના જીવન માટે અમારામાં શક્તિ અને કાબેલિયત આવવા માટેની તૈયારીઓ માટે. અમારૂં ભવિષ્યનું ઘર વ્યવસ્થિત, શાન્ત, છતાં મમતાથી ભરેલું બનાવવા માગીએ છીએ; કોઇ કોઇનો ડર ના રાખે, પણ સૌ કોઇને પોતાનાં ગણીને એ કુટુંબનો વિકાસ કરવા માગીએ છીએ.

( " પાટીદાર "માંથી )

---

## [૨] રજોદર્શન

રજોદર્શન થતા પહેલા સ્ત્રીને બેચેની જણાય છે અને કાંઇક કંટાળો આવે છે. બેસણી ( Pelvis )માં ભાર જેવું લાગે છે. કોઇનું બોલવું ચાલવું ગમતું નથી, વગેરે ચિહ્નો થાય છે. કોઇમાં આ બનાવ સાધારણ તો કોઇમાં દુઃખદાયક હોય છે. રજોદર્શનનું બધું લોહી ગર્ભાશયમાંથી આવે છે. આ માસિક ક્રિયા ગર્ભાશયને સાફ કરવા માટે જ થાય છે, દર મહિને અંદરથી વહી જતા લોહી વડે ગર્ભાશય બરાબર ધોવાઇને સાફ થઇ જાય છે અને તેની અંદરની ચામડી પણ નવી આવે છે.

૧. સશક્ત અને નીરોગી યુવતીને રજોદર્શન વખતે કોઇ જાતનું દુઃખ થતું નથી. ઋતુસ્રાવ આવ્યાની ખબર પણ પડતી નથી. સહેજ બેચેની લાગે, આળસ થાય, કેડમાં સહેજ કળતર થાય, આ સૌ ઋતુસ્રાવ આવવાનાં પૂર્વેનાં ચિહ્નો છે.

૨. ઋતુસ્રાવ વખતે સામાન્ય હળવું કામકાજ ભલે કરવામાં આવે, પણ મહેનતનું કામ ન જ કરવું. નબળા બાંધાની કન્યાએ તો તે વખતે સંપૂર્ણ આરામ લેવો.

૩. રજોદર્શનના દિવસોમાં કસરત ન કરવી. હરફર ન કરવું, તેમ લાંબો વખત બેસી પણ ન રહેવું. બહુ વખત સૂતેલા રહેવું.

૪. ટાઢું ખાવું નહિ તેમ ખાટી ચીજ ખાવી નહિ.

૫. શરીરના કોઇ ભાગને ઠંડું પાણી અડકાડવું નહિ, ઠંડી હવા પણ લાગવા ન દેવી. શરીર ઉપરનાં કપડાં પણ ભીનાં થએલાં ન રાખવાં. હાથપગ તથા મોંને ઠંડું પાણી લાગી જાય તો બહુ વાંધો નહિ, પેઢાના કોઇ ભાગને તો ઠંડું પાણી જરા પણ ન લાગવા દેવું.

૬. રજોદર્શનના દિવસોમાં પણ નાહવું તો ખરું જ અને પહેરેલાં કપડાં પણ ધોવાં, પણ ગરમ પાણીથી નાહવું. શરદી લાગી જાય એવી રીતે ઠંડા પાણીમાં પગ રાખીને વધુ વખત ન બેસવું.

૭. રજોદર્શન વખતે વાપરવાનાં કપડાં તદ્દન સ્વચ્છ રાખવાં અને દરેક પ્રકારની સ્વચ્છતાની કાળજી રાખવી.

૮. રજોદર્શનના દિવસોમાં ભારે ખોરાક ન ખાવો, તેમ ઉપવાસ પણ ન કરવો. સાદો, હળવો, પથ્ય ખોરાક ખાવો.

( "પાટીદાર"માંથી )

---

## [૩] ગૃહકાર્યનું વેતન

શિક્ષણ અને સંસ્કૃતિની જેમ જેમ પ્રગતિ થતી જાય છે તેમ તેમ સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર પણ વિસ્તરતું જાય ને સ્વાતંત્ર્યનો વધુ ને વધુ અનુભવ તેમને થતો જાય છે. આગળ વધેલા દેશોએ સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર આ યુદ્ધને અંગે ખૂબ વિસ્તારી દીધું છે અને પુરુષો કરતાં સ્ત્રીઓની કાર્યક્ષમતા અને દક્ષતાનું પ્રમાણ કોઇ રીતે નિરાશાજનક ન હોવાની પ્રતીતિ તે પરથી મળી રહે છે.

પરંતુ શૈક્ષણિક કે ઔદ્યોગિક પ્રગતિમાં આપણો દેશ હજુ પછાત છે. કોલંબિયા કે શિકાગો યુનિવર્સિટીનાં સ્ત્રી વિદ્યાર્થીઓની અરધો અરધ સંખ્યા અથવા ઇંગ્લાંડમાં રેડીઓ ઓપરેટરથી માંડીને સામાન્ય મિકેનિક સુધીના જુદા જુદા ૫૦ વ્યવસાયોમાં સ્ત્રીઓએ મેળવેલો હિસ્સો હજુ આપણે ત્યાં આશ્ચર્યની જ વાત ગણાય. ખેતર કે કારખાનાની હલકી મજૂરી સિવાય આપણે ત્યાં સ્ત્રીઓ માટે આજીવિકાનું ક્ષેત્ર હજુ ખીલવા પામ્યું નથી. સુશિક્ષિત સ્ત્રીઓએ પણ પોતાના વર્ગના હિતમાં તે માટેનાં સબળ આંદોલનો કે પ્રયાસો હજુ આદર્યાં નથી. ભણેલી સ્ત્રીઓમાંથી કોઇ સ્વતંત્ર મિજાજની હોય તો, બહુ બહુ તો પોતાને માટે એકાદ શિક્ષિકાનો ( ક્વચિત ડાક્તરીનો ) વ્યવસાય હાથ કરી બેસી રહે છે અને પોતાના યોગક્ષેમ સાથે સમસ્ત સ્ત્રી વર્ગનો પ્રશ્ન ઉકેલાઇ ગયો હોવાની આત્મતૃપ્તિ અનુભવીને તેમાં જ શિક્ષણની ફલિતાર્થતા જુએ છે.

જો સ્ત્રીઓ અને ખાસ કરીને સુશિક્ષિત સ્ત્રીઓ જ સ્ત્રીવર્ગનો આવો દ્રોહ કરી રહી હોય, તો પછી પુરુષને દોષ આપ્યા કરવાનો કશો અર્થ નથી. સ્ત્રીઓએ વર્ગસંગઠન સાધીને પુરુષના સ્થાપિત હિતો સામે માથું માંડવાનું રહે જ છે. એ, કે, બાહ્ય ક્ષેત્રોમાં પુરુષના સ્થાપિત હિતો સામેની લડત ગેરવાજબી નથી. સ્ત્રીઓના સર્વાંગીણ વિકાસ માટે એ અનિવાર્ય પણ છે. પરંતુ એ માટે જે સ્વતંત્ર વ્યક્તિત્વની અપેક્ષા રહે છે એ ખીલવા માટે સૌ પહેલાં તો ગૃહક્ષેત્રમાંથી પુરુષનાં સ્થાપિત હિતો દુર કરવાં જોઇએ છે. જગતના ૭૫ ટકા સ્ત્રીઓ ઘરની ચાર દિવાલો વચ્ચે પોતાના વ્યક્તિત્વનો લોપ આજે કરી રહી છે. ગમે તેવી કેળવાએલી સ્ત્રી પણ પુખ્ત વિચાર પૂર્વક જોશે તો તેને જણાયા વિના નહિ રહે કે પ્રયત્ન પૂર્વક એણે દબાવી રાખેલા 'પ્રેમ' પાછળ એનું સ્વતંત્ર વ્યક્તિત્વ કેટલેક અંશે લુપ્ત થઇ જવા પામ્યું છે.

પતિ અને સંતતિ પ્રત્યેના પ્રેમ અને વાત્સલ્યની સ્ત્રીની સ્વાભાવિક લાગણીને પુરુષે સ્ત્રીની મર્યાદા જ બનાવી દીધી છે. સ્ત્રીએ પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવવું હોય તો એ સ્વાભાવિક લાગણીને કાયમ રાખીને એને બંધાએલી અસ્વાભાવિક મર્યાદા દુર કરવી જોઇએ છે. ગૃહજીવન એ સ્ત્રી અને પુરુષ ઉભયની સમાન જવાબદારીનું ક્ષેત્ર છે. 'જે કર ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે' વગેરે જેવાં સુભાષિતો યોજી કાઢીને પુરુષ વર્ગ સ્ત્રીઓના સમાદરનો

ચાહે તેટલો દંભ કેળવે, પરંતુ દરેક સ્ત્રી સમજતી હોય છે કે શાસ્ત્રોએ અને કાયદાઓએ આપેલું સ્થાન જગતનું તો શું પણ ઘરનું શાસન પણ તેને કરવા દે તેમ નથી

નવાઇની વાત એ છે કે પુરૂષ સ્ત્રીની સમાન જવાબદારીનો ક્વચિત સ્વીકાર કરે છે, પણ સમાન અધિકારનો સ્વીકાર હજુ તે નિઃસંકોચ-પણે નથી કરતો. ' સમાન જવાબદારી 'મા તે પોતે જ કાર્યની વહેંચણી કરે છે, પોતાના કાર્યનું મૂલ્ય એ પૈસામાં આંકે છે અને તે પ્રાપ્ત પણ કરે છે, પરંતુ ગૃહકાર્યની પોતાને અણગમતી જવાબદારી સ્ત્રી પર નાખ્યા છતાં સ્ત્રીના કાર્યનું મૂલ્ય એ પૈસામાં નથી આંકતો અને સ્ત્રીને તેઓ અધિકાર હોવાનું પણ તે નથી માનતો.

સ્ત્રીને એ અધિકાર પ્રાપ્ત થયા વિના તેનું સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવવાનો બહુ સંભવ નથી રહેતો. નોર્વે અને સ્વીડન જેવા દેશોએ તો પોતાને ત્યા એવો કાયદો જ પસાર કર્યો છે કે પુરૂષે પોતાની આવકમાંથી સ્ત્રીને તેના ગૃહકાર્ય બદલ હિસ્સો આપવો. આપણે ત્યાં પણ સર વિશ્વેશ્વરય્યા કે શ્રીમતી માર્ગરેટ કઝીન્સ જેવા પણ એવી પ્રથા આવકારદાયક માની રહ્યા છે, અને મહિલા પરિષદના એક અધિવેશનમા પણ એવો ઠરાવ આવેલો. હિંદુ ધર્મે સ્ત્રીઓને ઊંચામાં ઊંચું સ્થાન આપ્યું હોવાના બણગા ફૂંકનારાઓ શાસ્ત્રોના વધુ હવાલાઓ ખોળવા જવાને બદલે સ્ત્રીઓ પ્રત્યેની આ પ્રત્યક્ષ ફરજ બજાવશે તો પણ બહુ છે.

સ્ત્રીઓમા માત્ર સ્વતંત્ર વ્યક્તિત્વ જ એથી સ્ફુરાયમાન નહિ બને અને સ્ત્રી પુરૂષના સંયુક્ત સ્વાતંત્ર્યનું એક એ અંગ એથી સમૃદ્ધ બનશે. ગૃહનું શાસન એ માત્ર પૈતૃક કે માતૃક શાસન નહિ બની રહે પરંતુ સમશાસન બનશે, અને સંયુક્ત સ્વાતંત્ર્ય આપણા સામાજિક ઐક્યનું એક પ્રબળ એકમ બની રહેશે. અલબત્ત, સ્ત્રીને ગૃહકાર્યના બદલામા વેતન આપવાના પ્રશ્નની પાછળ જે આશય રહેલો છે તે આશયને જ પાર પાડે એવી એ પ્રશ્નની મર્યાદા પણ હોવી જોઇએ. સામાન્ય આર્થિક-બજારૂ-પ્રશ્નની દૃષ્ટિ તેમા દાખલ થવી ન જોઇએ.

[ પ્રજાબંધુ ]

---

## [૪] વેરાતાં પુષ્પો .

(૧) જે પ્રદેશમા મનુષ્યો પ્રેમની ઇર્ષ્યા કરે છે; યોગ્ય યુગલને ઇર્ષ્યાથી જુએ છે ત્યાં નરકની ગંધ પ્રગટ થાય છે. ત્યાં યૌવનમા રસને બદલે વિકાર પ્રગટે છે.

(૨) એક વખત ફેલાએલા ખોટા વિચારોના ડાઘ પૃથ્વી પરથી નાબુદ કરવા માટે સ્વાર્પણનાં ઉના ઉના લોહીનું ખમીર જોઇશે.

(૩) સ્ત્રીનું જીવન મૈત્રી છે. એટલે એને મન એ પહેલેથી જ ગંભીર નહિ પણ પવિત્ર બાબત છે.

(૪) મહાન બનનારનું સ્વાર્પણ પણ મહાન જ હોય.

(૫) આત્મા શરીરમા નથી રહેતો વિચાર-મા રહે છે.

(૬) જ્યા કામ મપાય ત્યાંથી કળા જાય, વસ્તુ મપાય ત્યાંથી વૈભવ જાય; પણ જ્યાં મનુષ્ય મપાય ત્યાંથી સ્વર્ગ જાય.

વનબાળા

---

મહાત્માજીએ કહ્યું છે કે સ્ત્રી એ જગન્નિયંતા-ની સર્વોત્તમ કૃતિ છે, એ માતા છે, એ માનવીની જનની છે. એના સંસ્કાર જેટલા ઉચ્ચ, તેટલી માનવજાત ઉચ્ચ.

સ્ત્રીની સંસ્કારિતામાં માનવજાતની સંસ્કા-રિતાનું પ્રતિષ્ઠાન છે.



—ઢાકામાં કાયદા હેઠળ અંગુઠાની છાપ આપવાનો ઇન્કાર કરવા માટે મહાસભાવાદી રાષ્ટ્રીય પક્ષના મહામંત્રી અને ઢાકા જીલ્લા સમિતિના ઉપપ્રમુખ શ્રીમતિ આશાલતા સેનને પાંચ અઠવાડીયાની કેદની શીક્ષા ફરમાવવામાં આવી છે.

—મુંબઇ ધારાસભાના મહાસભાવાદી સ્ત્રી સભ્ય શ્રી. નંદુબેન કાનુગાની છ માસની સજા પુરી થતાં તેમને સાબરમતી જેલમાંથી છોડી મૂકવામાં આવ્યાં છે.

—પૂજ્ય કસ્તુરબા ગાંધી હૃદયના રોગની બીમારી ભોગવી રહ્યાં છે એવા સમાચાર સરકારે બહાર પાડયા છે."

—જેતપુરમાં એક આઠેક વર્ષની બાળા દોઢ-બે હજારના દાગીના પહેરીને લગ્નમાં ગઇ હતી અને પાછળથી એક માણસ, તારી બા ઘરેણું મંગાવે છે, હું તારો મામો છું એમ કહીને બાળાના ઉના સાથે પલાયન થઇ ગયો હતો.

[illegible]સુર નરેશનાં બેન રાજકુમારી સુજ્યાદેવીનાં શુભ લગ્ન ગઇ તા. ૨૫ મી માર્ચે થયાં છે.

—અમદાવાદની મ્યુ. શાળાઓ વિદ્યાર્થી વિદ્યાર્થીનીઓની અસાધારણ ઓછી હાજરીને પરિણામે સ્કુલબોર્ડ કમીટી ઓફ મેનેજમેન્ટે ઠરાવ પસાર કરી લગભગ ૧૧૦૦ જેટલા કાયમી શિક્ષક-શિક્ષિકાઓને એપ્રીલની શરૂઆત સુધીની ત્રણ માસની નોટીસ આપી છે. આ મુદત સુધીમાં ૭૫ ટકા હાજરી નહીં થાય તો પહેલી એપ્રીલથી તમામ શિક્ષક-શિક્ષિકાઓને નોકરીમાં છુટા કરવામાં આવશે.

—શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત તાબીદના ઘર કામને અંગે નૈની જેલમાંથી તા. ૬ માએ એક અઠવાડીયા માટે પેરોલ પર છુટયાં હતાં તેની મુદત તા. ૯ મી એપ્રિલ સુધી લંબાઇ છે.

—હીંદ સંરક્ષણ ધારા હેઠળ અમદાવાદ રાહેરમાંથી પકડાયેલાં શ્રી. મૃદુલા કનૈયાલાલ દેસાઇને સાબરમતી જેલમાંથી બીન શરતે છોડી મુકવામાં આવ્યાં છે.

—ગઇ તા. ૯ માએ નેતાઓની ધરપકડને આઠમો માસ હોવાથી અમદાવાદમાં સરઘસ નીકળ્યું હતું તેમાં ભાગ લેવા બદલ શ્રી. રેણુકાબેન રમણીકલાલ ફોજદાર, શ્રી. નિર્મળાબેન વેણીલાલ વકીલ, શ્રી. રમાબેન રમણીકલાલ ફોજદાર, શ્રી. કલાબેન ભોગીલાલ શાહ, શ્રી. દયાબેન દેવજીભાઇ અને શ્રી. ગુલાબબેન પરસોત્તમદાસ સામે પોલીસે કેસ કર્યો છે.

—લાહોરનાં લક્ષ્મી મહાવિદ્યાલયનાં આચાર્ય શ્રીમતી સાવિત્રીદેવીને રાવળપીંડી જીલ્લા બહાર ન જવાનો હુકમ કરવામાં આવ્યો છે.

—પંચમહાલના જાણીતા કાર્યકર શ્રીમતિ ગુલાબબેન દેસાઇને પત્રિકા રાખવા બદલ વડોદરામાં એક માસની સજા થએલી તે સજાની મુદત પુરી થતાં બ્રીટીશ ગોરંટ મુજબ ૧૨૯ મી કલમ પ્રમાણે એમને પુનઃ ગયા માસમાં અટકમાં લીધાં છે.

—નવસારીમાં કન્યા વિદ્યાલય ઉઘાડવા માટે શ્રી. રાજ્યરત્ન દીનશાહ દાબુએ રૂા. એક લાખનું દાન કર્યું છે.

—ગઇ મહાશીવરાત્રીના મંગળદીને શ્રી. નાનજી કાલીદાસ અને તેમના ધર્મપત્ની શ્રી સંતોકબેને કાઠીયાવાડમાં કન્યા ગુરૂકુળોની સ્થાપના કરવા માટે રૂા. પાંચ લાખનું નવું દાન કર્યું છે.

—વડોદરા રાજ્યના જુદાં જુદાં ગામોમાં શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય જેવી સંસ્થાઓ શરૂ થઇ શકે તે માટે તાલીમ પામેલી સ્ત્રીઓ ઉપલબ્ધ થાય તે માટે રાજ્યના બીજા ભાગોમાંથી મોટી ઉમરની છોકરીઓ તથા સ્ત્રીઓને ગૃહઉદ્યોગ અને ગૃહવિજ્ઞાન વગેરેની તાલિમ આપવા સંબંધે રાજ્યે એક યોજના નક્કી કરી છે. તાલીમની મુદત એક વર્ષની રખાઇ છે. તાલીમ લેનાર

બેનને માસિક રૂ. ૧૦ શિષ્યવૃત્તિ આપવામાં આવશે. તેમને માટે વસતિગૃહ ખોલવામાં આવ્યું છે તેમાં ભોજન સિવાય બીજો કશો ખર્ચ લેવામાં આવશે નહીં. સોળવર્ષ ઉપરની નિદાન ગુજરાતી ચાર ધોરણ પાસ કર્યાં હોય તેવી રાજ્યની રહીશ બહેનોને તાલીમ માટે દરેક પ્રાંતની શ્રી. હીરક મહોત્સવ પ્રજાકીય ગ્રામોદ્ધાર ભંડોળ સમિતિની પ્રાંતિક સમિતિઓ પસંદ કરશે પરંતુ, અરજીઓ પ્રાંતના સુબા અને પ્રાંતિક સમિતિના પ્રમુખ પર તા. ૧૦ મી એપ્રિલ સુધીમાં મોકલવાની છે. વર્ગ જુનથી શરૂ થનાર છે.

### અખિલ હિંદ મહિલા પરિષદ

અમદાવાદ શાખાની કાર્યવાહક સમિતિની ચુંટણીનું પરિણામ નીચે મુજબ આવ્યું છેઃ

શ્રી. શારદાબ્હેન મહેતાએ પોતાનું પ્રમુખ તરીકે નોંધાયલું નામ પાછું ખેંચી લેવાથી ડૉ. મીસ મેરોરા પ્રમુખ તરીકે ચુંટાયલાં જાહેર થયા હતાં. ઉપ-પ્રમુખ તરીકે શ્રી શારદાબ્હેન મહેતા ચુંટાયાં હતાં, શ્રી ગીડવાની તથા મીસ શીરીન કાવીનાએ પોતાનાં સેક્રેટરી તરીકે નોંધાયલા નામો પાછાં ખેંચી લેવાથી શ્રી. લીલાબ્હેન દેસાઇ સેક્રેટરી તરીકે ચુંટાયાં હતાં, કોષાધ્યક્ષ તરીકે મીસીસ વખારીયા બીનહરીફ ચુંટાયાં હતાં તથા અન્ય રીપ્રીઝેન્ટેટીવ તરીકે ભરૂચના ડૉ. મીસ ડન ચુંટાયા હતાં.

લેડી નીલકંઠ, મીસ મનસુરી, મીસ શીરીન કાવીના, મીસીસ ચિનુસાના, શ્રી ગીડવાની, શ્રી ઇલાબ્હેન મહેતા, શ્રી વીનોદીની બ્હેન, મીસ શીરીન હમાવાલા, શ્રી. જયવતીબ્હેન, શ્રી. ગં ા. બ્હેન ઝવેરી, શ્રી. પુષ્પાબ્હેન મહેતા, મીસ મેરી ભાગલીયા, મીસીસ અંકલેશરીયા, મીસીસ દસ્તુર અને શ્રી. જયાબ્હેન ઠાકોર કારોબારીમાં ચુંટાયા હતા.

### મહિલા સમાજનો સમારંભ

મુંબઇમાં દાદરના મહિલા શિક્ષણ મંડળ તરફથી ચાલતી કન્યાશાળાના, વેલિંગ્ટન સીનેમામાં આ અઠવાડીએ ઉજવાયલા વાર્ષિક સમારંભ વેળાએ પ્રમુખસ્થાનેથી ભાષણ આપતાં શ્રી. રતનચંદ હીરાચંદે જણાવ્યું હતું કેઃ આપણા દેશમાં આવી શિક્ષણ સંસ્થાઓ, દેશની જરૂરીને સંતોષવા માટે, સેંકડોની સંખ્યામાં વધવી જોઇએ. સંપૂર્ણ રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી અને અત્યારની પરદેશી સરકાર સાથે આપણા સંસ્કાર અને પરંપરાનો મેળ બેસાડીને શિક્ષણવ્યવસ્થા ઉભી કરવાની મુશ્કેલી આપણે સૌ સમજી શકીએ છીએ.

પરંતુ મહાત્માજીના પ્રયત્નોના પરિણામે જુવાન છોકરા-છોકરીઓનાં હૃદયમાં રાષ્ટ્રભાવના અંકિત થવા પામી છે. ઉપવાસની અગ્નિપરીક્ષામાંથી મહાત્માજી ક્ષેમકુશળ બહાર આવ્યા છે તે આપણા સદ્ભાગ્યની વાત છે. શાળામાં બૌદ્ધિક શિક્ષણ મેળવ્યા વિના સ્ત્રીઓએ જીવનમાં પુરૂષોની પાછળ પાછળ ચાલવું જોઇએ તે વાત પૂરતી નથી. ભારતભૂષણ માલવિયાજી અને મહર્ષી કર્વેએ ઉભી કરેલી વિદ્યાપીઠોએ નવી સંસ્થાઓ શરૂ કરવા માટે આપણા શિક્ષિત વર્ગમાં નવો જ ઉત્સાહ રેડયો છે પુરૂષોના જ ધોરણે પણ કન્યાઓને જરૂરી એવી શિક્ષણ વ્યવસ્થાની નીતિના બધા મુદા પરત્વે રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ સ્વીકારવામાં આવે તે જરૂરી છે. વળી વિજ્ઞાનનું કામ પૂરૂં થતાં ધર્મનું કર્તવ્ય શરૂ કરવાનું છે, એ પણ ધ્યાનમાં રાખવું."

### ધાર્મિક અને સંસારી સ્ત્રીઓ

પંજાબની સ્ત્રીઓ માટેની ઇસ્લામીઆ કોલેજના વાર્ષિક કોન્વોકેશનમાં બોલતાં મર્હુમ સર સિકંદર હયાતખાનના પુત્રી બેગી મિસિસ મહમુદા સલામે જણાવ્યું હતું કે, "પુરૂષોએ તૈયાર કરેલા અભ્યાસક્રમને આંખો મીચીને વળગી રહેવામાં કશો લાભ નથી એ અભ્યાસે યોગ્ય તાલીમવાળી બાનુઓ પેદા કરી નથી. બેરાંઓનાં અભ્યાસ ક્રમમાં ધર્મની તાલીમ અને ઘરસંસારી તાલીમ ફરજીયાત હોવી જોઇએ. હું એવા દિવસની રાહ જોઉં છું, જ્યારે ઝનાના મુસ્લીમ યુનિવર્સિટી હસ્તિમાં આવે."

### વડી ધારાસભામાં હિંદુ સ્ત્રીઓના વારસા હક્કને લગતું રજુ થયેલું બીલ

હિંદુ સ્ત્રીઓને વારસા હક્ક મળવાની બાબતમાં હિંદુ કાયદામાં સુધારા કરી તેને કાયદાનું રૂપ આપવા બન્ને સભાઓની સંયુક્ત સમિતિ નીમવાની દરખાસ્ત રજુ કરતાં હિંદી સરકારના

કાયદા સભ્ય સુલ્તાન અહમદે પ્રાચીન હિંદુ મહર્ષિઓને અંજલિ આપતા જણાવ્યું હતું કે તેમણે ઘડેલા કાયદાઓએ જ સદીઓ સુધી હિંદુઓને સુસંગઠિત રાખ્યા છે તેમણે જણાવ્યું કે આ બીલનો આશય બીન ખેતીવાડી વિષયક તમામ મિલ્કત સંબંધમાં હિંદુ સ્ત્રીઓ માટે આખાય બ્રિટિશ હિંદમાં વારસા હક્કનો એકધારો કાયદો ઘડવાનો અને હિંદુ સ્ત્રીઓને વારસામાં મળતી મિલ્કત પરની મર્યાદાઓ રદ કરવાનો છે.

આ બીલનો તા ૧-૧-૪૬ થી અમલ કરવાનો છે કારણ કે ખેતી વિષયક મિલ્કત સંબંધમાં હિંદી સરકારને ધારા ઘડવાની સત્તા નહિ હોવાથી તે માટેના યોગ્ય ધારા ઘડવાનો પ્રાંતિક સરકારોને સમય મળે.

ભાઇ પરમાનંદ અને પં નીલકંઠદાસે બીલનો વિરોધ કરતાં જણાવ્યું હતું કે તેથી હીંદુ કુટુંબ વિખરાઇ જશે. તેમણે બીલને માટે ચૂંટણીઓ દ્વારા પ્રજામત જાણવાની માંગણી કરી હતી

આ બીલ પરની ચર્ચામાં ભાગ લેવા ખાસ નિમાયલા સ્ત્રી સભ્ય શ્રીમતી રેણુકાએ જોરદાર વાણીમાં બીલને ટેકો આપ્યો હતો અને જણાવ્યું. હતું ક હાલ કોંગ્રેસ સભ્યો અહીં હાજર હોત તો તમણે સ્ત્રીઓને વ્યાજબી હક્કો આપતા આ બીલને પોતાનો ટેકો આપ્યો હોત. આઝાદીની લડતમા મોખરે રહેનારાઓ સ્ત્રીઓના હક્કોની લડતનો વિરોધ ન કરે નેશનલ પ્લેનીંગ કમિટિમાં એ લોકોએ તો સ્ત્રીઓને આથીયે વધુ હક્કો આપવાની હિમાયત કરી છે. તેઓ અહીં હાજર હોત તો મારે અહીં હાજર રહેવાનીયે જરૂર ન હોત.

જેઓ એમ કહે છે કે આ બીલથી કુટુંબ છિન્નભિન્ન થઇ જશે તેમની આ મનોદશાને શું કહેવું ? છોકરાઓ વચ્ચે ભાગ પડતાં કુટુબ વિખાઇ ન જાય પણ એકપણ છોકરીને ભાગ મળતાં કુટુંબ વિખાઇ જાય.

## શોકજનક અવસાન

અત્રેની શ્રી. લાલશંકર મહિલા પાઠશાળાનાં એક વખતનાં પ્રિન્સિપાલ શ્રી. ઇન્દિરાબાઇ ભાગવત બી. એ. (ઓકસફર્ડ)ના અકાલ અવસાન માટે ખેદ દર્શાવવા ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળના વ્યવસ્થાપક મંડળની સભા તા. ૨૬-૨-૧૯૪૩ શુક્રવારે મળી હતી. સ્વ. ઇન્દિરાબાઇ ભાગવતે મહિલા પાઠશાળાના પ્રિન્સિપાલ તરીકે ત્રણ વર્ષ સુધી ઉત્તમ રીતે કાર્ય કરવા ઉપરાંત અત્રેના કન્યા છાત્રાલયની શરૂઆત વખતે અંગત જવાબદારીથી તે ચલાવ્યું હતું શ્રી. ઇન્દિરાબાઇ ઇન્દોરના રાજકુટુંબના હતાં. તેઓ ખુબ સાદાં હતાં અને તેમની સાદાઇ તથા સંસ્કારિતાની છાપ વિદ્યાર્થીઓ પર સારી પડી હતી. ઇન્દોર રાજ્યના કેળવણી ખાતામા અવસાન સમયે તેઓ ડિરેક્ટર ઓફ એજ્યુકેશનનો હોદ્દો ધરાવતાં હતાં.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: નાગરદાસ ઇ. પટેલ, મલાડ

વર્ષ ૧૩ : અંક ૪ પુસ્તક ૧૩ એપ્રિલ : ૧૯૪૩

## કહેવત કુંજ

સચ્ચો દાણો દળ્યો સારો
સત્તા આગળ શાણપણ નકામું
સઈની ડોશી જીવે ત્યાં સુધી શીવે.
સઇ, સોની, ને શાળવી તેને જમ ન શકે
 જાળવી.
સર્પ ગયા ને લીટા રહ્યા
સાચ ને આંચ નહિં.
સાઠે બુદ્ધિ નાસે.
સીદી ભાઈને સીદકાં વાલાં
સીદી ભાઇનો ડાબો કાન.
સુકાં ભેગું લીલું બળે.
સો જોશી ને એક ડોશી.
સોના કરતાં ઘડામણ મોંઘું.
સોનાની થાળીમાં લોઢાની મેખ.
સંપ ત્યાં જંપ
સંતોષી નર સદા સુખી.
સંભારીને નાસું લખે, ઉંટે ચઢીને ઉંઘે.
સંતને તંત શા?

શિરા માટે શ્રાવક
શીંદરી બળે પણ વળ ન જાય
શેરને માથે સવાશેર
શ્રમ વિના પ્રારબ્ધ લૂલું.

હળદરને ગાંઠીએ ગાંધી
હળવું લોહી હવાલદારનું
હસવામાંથી ખસતું થાય.
હસ્યાં તેનાં વસ્યાં
હાજર તે હથિયાર
હાડ હશે તો હેડા આવશે.
હાર્યો રે' પણ વાર્યો ન રે'
હુવા તો વિવાહ
હું'કારેથી હરિ વેગળા.
હીરની ગાંઠને તેલનું ટીપું

❀

અક્કલ બડી કે ભેંશ.
અજવાળી પણ રાત
અન્ન તેવો ઓડકાર
અવસર ચૂક્યા મેહુલા
અબી બોલ્યા અબી ફોક
અકર્મીનો પડીઓ કાણો
અજાણ્યો ને આંધળો બરાબર
અડબોથનો ઉધારો શો ?
અતિ સર્વત્ર વર્જયેત્

❀

આગ લાગે ત્યારે કૂવો ખોદે
આપ ભલા તો જગ ભલા
આભ ફાટયો ત્યાં થીગડું ક્યાં દેવું ?
આદુ ખાઈને મંડયો છે
આવ્યા મળવા ને બેઠા દળવા
આજ રાજા તો કાલ રંક
આપ મુઆ વિણ સ્વર્ગે ન જવાય
આપ મુઆ પછી ડૂબ ગઈ દુનિયા
આપ સમાન બળ નહિ
મેઘ સમાન જળ નહિ

ઇતબાર વિના આશ્રય નહિ
ઈશ્વર ઇચ્છા બળવાન

❀

ઉજળે લૂગડે ડાઘ
ઉના પાણીએ ઘર બળે નહિ
ઉલમાંથી ચૂલમાં
ઉંટનાં અઢારે વાંકાં
ઉંટ ગાંગરતાં પલાણ
ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન
ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર
ઉગે તે આથમે
ઉંચે ચઢે તે નીચે પડે.

❀

એક પંથ ને દો કાજ
એક મ્યાનમાં બે તલવાર
એકમાંથી બીજું જાગે
એકથી ભલા બે
એક નન્નો સો રોગ હણે
એકના વાંકે અનેક રીબાય

❀

ઓછું પાત્ર ને અદકું ભણ્યો
ઓળખ્યા પછી ઓછી વાત
ઓડનું ચોડ
ઓશીકે સ્તન ને અવનિ આથડે.

❀

આંધળે બહેરૂં કૂટાય
આંખમાં કમળો તે પીળું દેખાય.
અંતે ભલાનું ભલું
અંધા આગળ આરસી ને બેરા આગળ ગાન

શ્રી. મહીપત જોષી

# ચંપી ને મોતિયો

મારું નામ મોતિયો ને મારી બહેનનું નામ ચંપી. અમે બેઉ તોફાની ગલુડિયાં છીએ. બટુકભાઇએ અમને પાળ્યાં છે.

બટુકભાઇ ભણવા જાય એટલે અમારું તોફાન શરૂ થાય. અહીં તહીં ને સઘળે અમારી હડીયાદોટી ને રખડપટ્ટી ખરી જ.

બાગમાં જઇને આમતેમ રમત કરાવી કે દોડાદોડી કરી મૂકવી, એ તો અમારે રોજનું થયું.

લીલી ચાહના રોપા અમને બહુ ગમે. હું અને ચંપી એનાં પાન રોજ ચાવીએ. ચંપીને તો એ બહુ જ ભાવે. તમે બધા ચાહ પીઓ ને અમે કેમ ન પીઇએ ? તમે તો ચાહ પીઓ છો ને અમે તો ચાહ ખાઇએ છીએ !

— ગુલાબના કયારામાં ખોદવાનું અમને ઠીક ફાવે છે. એમ કરતાં કોઇ વાર એકાદ રોપો નીકળી જાય પણ ખરો. અમારા નામની માળીને ટાઢક છે. માળીને એકલાને જ નહિ પણ બધાંને. માળીને, ઘાટણને, રસોઇયણને, મેનામાસીને, દૂધવાળા ભૈયાને, અને સાથે સાથે મોટા શેઠને પણ. મેનામાસી અમારા બટુકભાઇનાં માસી થાય, એ તમને-મારે કહેવું જોઇએ.

અમારા તીણા પંજા વડે આમતેમ અનેક જગાએ અમે ખાડા કરીએ છીએ, અને કોણ ઊંડું ખોદે છે તેની હરીફાઇ ચલાવીએ છીએ. ચંપી અને હું બેઉ સમોવડીયાં છીએ; પણ રમતગમત અને તોફાનમાં મારો નંબર પહેલો આવે છે.

કાશી ઘાટણને અમારા નામની સૂગ છે. એક વખત એ દળવા બેઠેલી અને અરધું દળીને કૈં કારણસર ઊઠેલી ત્યાં તો અમે બેઉ તોફાની બારકસ ત્યાં જઇ પહોંચ્યાં. ઘંટીના થાળામાંથી આજુબાજુ પુષ્કળ લોટ વેર્યો અને ખવાય એટલો ખાધો ને બીજો બગાડયો. ચારે બાજુ રમણભમણ અને વેરવિખેર કરી મૂકયું. તે વખતની એને અમારા નામની સૂગ છે.

અમે બાગમાં કૂદાકૂદ કરીને થાકયા એટલે એ કપડાં ધોતી હતી તે તરફ ગયાં. એની નજર અમારા તરફ ન હતી તેનો લાભ લઇને એણે પોતાને ખાવા સારૂ લાડવા ઢાંકયા હતા તે અમે ઉપાડી લાવ્યાં. ચંપીને મેં કહ્યું કે તું આ લાડુ ચાખી જો. પાકી ખાતરી થયા વિના કોઇ પણ ચીજ ન ખાવી એવો મારો નિયમ છે, એટલે ચંપીને આ મજાના લાડુ ચાખવા દીધા સિવાય છૂટકો ન હતો.

ચંપીએ તો ઝટ દઇને બચકું ભર્યું, અને લપાક લપાક ખાવા ગઇ, પણ એનું મોઢું જોવા જેવું થઇ ગયું.

એણે કંટાળીને થૂંકી નાખ્યું, અને આઉ! ઓહાઉઉઉઉઉ ! કરીને રોવા માંડયું, એ લાડુ નહિ પણ સાબુના ગોળા હતા !

મેં એને છાની રાખી અને મોઢું બગડયું હોય તો કૈંક ખાવા આપવાનો વિચાર કર્યો.

અમારા બાગમાં એક બકરીબાઇ હતાં. એમનાં બચ્ચાં ધાવતાં હતાં તે મેં જોયું હતું, એટલે મને વિચાર આવ્યો કે અમે પણ એમ કરીએ તો શું ખોટું ?

હું ચંપીને એની પાસે લઇ ગયો અને અમે બેઉ ભાઇબહેને એનો એકકેકો આંચળ મોઢામાં લઇને ધાવવા માંડયું.

પણ બકરીબાઈ એમ ડાહ્યાંડમરાં થઇને અમને ધાવવા દે ખરાં કે ! એમણે તો બેંએ ! બેંએ એં ! કરીને સંગીત છોડી મૂક્યું, અને બેઉ પગે કૂદાકૂદ કરવા માંડી.

એમના પાછલા પગની એકેક બબ્બે લાત અમને પડી પણ ખરી. હોય એમાં શું ? એમ તો એમ, પણ એટલું કરતાં યે મારું મોઢું ગળ્યું થયું અને ચંપીની જીભ સ્વરવતી મટી.

વખતે માળી આવી લાગશે તો કમબખ્તી થશે એમ માનીને અમે નાઠાં.

એક બાજુ લપાઇને જોયું તો અમારી બીક ખરી પડી. માળીદાદાએ આવીને બકરીબાઇની ખબર પૂછી, અને કૈં નથી એવી એમની ખાતરી થઇ, એટલે એ ચાલ્યા ગયા.

કાશી ધાટણ ધોતી જાય તેમ એ લુગડાં બાગમાં દોરડાં બાંધેલાં તે પર સૂકવતી હતી, તે તરફ અમારૂં ધ્યાન ગયું. અમે બેઉ ભાઈબહેને લુગડાં પકડવા કૂદાકૂદ કરી મૂકી. મારા મોઢામાં ચાદરનો એક છેડો આવી ગયો, હું એના પર ટીંગાયો અને ચાદર નીચે ખેંચી પાડી.

મેં અને ચંપીએ એમાં બેસીને કૂદાકૂદ કરવા માંડયું. એનો એક બાજુનો છેડો મેં ચાવી ખાધો. એવી રીતે કપડાં ચાવવામાં મને મજા આવે છે. મારી માફક કોઇ કોઇ છોકરાં પણ લુગડાં ચાવે છે એ તો તમે પણ ક્યાં નથી જાણતા ?

ચાદરની જોડે મેનામાસીનું પોલકું પડેલું. એ જોઇને અમને નવી રમત કરવાનું મન થયું. એની એક બાંય મેં પકડી ને બીજી બાંય ચંપીએ મોઢામાં લીધી. બેઉ જણે સામસામું ખેંચવા માંડયું. આમ ખેંચાય ને તેમ ખેંચાય ! ખેંચાખેંચમાં અમને ખૂબ મજા પડી.

અરરર ! અરે જ્તારીની ! પોલકાના ચીરાડા પડયા અને અમે બેઉ ફદાક ફદાક પડી ગયાં.

ચંપી રડી ઉઠીઃ ઓહાઉઉઉઉ !

એ સાંભળીને હાથમાં ધોકો લઇને કાશી ઘાટણ આવી લાગી.

કાશી ઘાટણ એટલે બીજી જોગમાયા જોઇ લેવી ! એના હાથમાંથી છૂટવા માટે અમે બેઉ ભાઇબહેન દૂમ દબાવીને નાઠાં.

શ્રી. નાગરદાસ ઇ. પટેલ

# હાસ્ય તરંગ

## ડાહ્યો છોકરો

બા : નહિં બાબા, હું તને વાજું વગાડવા નહિ આપું. તું જોરથી વગાડી અવાજ કરીશ; અને તારા બાપા જોડેના ખંડમાં કામ કરે છે એમને અડચણ કરીશ.

બાબો : ના. બા, હું વાજું હમણાં નહિ વગાડું. તુ તારે મને વાજું આપ ને. બાપા સૂઇ જશે પછી જ જોરથી વગાડીશ !

* * *

## પરહેજી

શિક્ષક : ભાઇ વિનોદકાન્ત, ઘણા દિવસે નિશાળે આવ્યો. આટલા દિવસ કેમ નહોતો આવતો ?

વિનોદકાન્ત : શું કહું, ગુરૂજી ! બહુ જ બિમાર પડી ગયો હતો. પેલા માંડવીની પોળના દાકતરની આજ દોઢ મહિનાથી દવા કરતો હતો. બહુ સરસ દાકતર છે, અને અમારે એમની સાથે ઘર જેવો સંબંધ છે. એમની દવાથી જ અને ઇન્જેક્ષનોથી જ મને આરામ થયો, સાહેબ.

શિક્ષક : એ જાણી હું ખૂબ ખુશી થયો. તારે દવા સાથે પરહેજી પાળવી પડતી હતી કે ?

વિનોદકાન્ત : હા, સાહેબ.

શિક્ષક : ભલો તું પરહેજી પાળી શક્યો ? શું શું પરહેજી પાળી ?

વિનોદકાન્ત : અરે સાહેબ ! પરહેજી ન પાળું તો પછી દરદ મટે ખરૂં કે ? મેં તો લખવા ને વાંચવા ઉપરથી બિલકુલ હાથ ઊઠાવી લીધો હતો. આજ લગી એ પરહેજી ચાલુ છે !

* * *

## વાતચીત

બે માણસો આગગાડીમાં મુસાફરી કરતા હતા. થોડી વાર પછી એમાંના એકે ખીસામાંથી સીગારેટની ડબ્બી કાઢી અને જરા બારીકાઇથી અંદર જોઇ વિચારમાં પડી ગયો. ખીસાં ફરીથી તપાસ્યાં. જરા આમ તેમ જોયું, ને પોતાના સાથીદારને પૂછ્યું: ' મહાશય, આપ સિગરેટ પીઓ છો ? '

બીજો પ્રવાસી : ' જી ના; ધન્યવાદ. હું સિગરેટ પીતો નથી. '

પહેલો પ્રવાસી : આપ પીતા હો તો મહેરબાની કરી ચોકખી જ વાત કરો ને?

બીજો પ્રવાસી સમજ્યો કે પહેલો પ્રવાસી પોતાને એની સિગરેટ પીવા આપવા માગે છે. એ ખુશમિજાજથી બોલ્યો: ' આપને ખાતરી આપું છું કે હું કદી બીડી કે સિગરેટ પીતો નથી. '

પહેલો પ્રવાસી : ત્યારે તો આ કામ મારા નોકરનું હશે એમ લાગે છે.

બીજો પ્રવાસી : કેમ સાહેબ, શું વાત છે ?

પહેલો પ્રવાસી : મારી સિગરેટ પેટીમાં મેં આજે જ ૧૨ અબદુલ્લા સિગરેટ

### જૂઠાની જમાત

શિક્ષક : છોકરાઓ, આજે હું તમને જૂઠા છોકરાઓ વિશે વાત કરવા માગું છું. પહેલાં એક સવાલ પૂછું. દરેક હિંદુ છોકરાએ ગીતાજી વાંચવાની ફરજ છે. કહો, તમારામાંના કેટલા છોકરાઓ રોજ ગીતાજી વાંચે છે ?

લગભગ બધા છોકરાઓએ હાથ ઊંચા કર્યા.

શિક્ષક : સાબાશ; ગીતાજીના ચોવીસમા અધ્યાય લગી ઠેઠ પૂરી ગીતા કેટલા છોકરાઓએ વાંચી છે ? જેમણે બધા ચોવીસે અધ્યાય વાંચ્યા હોય તે હાથ ઊંચા કરો.

આ વખતે પણ લગભગ બધા જ છોકરાઓએ હાથ ઊંચા કર્યા.

માસ્તર : તમે બધા જૂઠાઓની જમાત છો તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. ગીતાજીને ૨૪ અધ્યાય છે જ નહિ ! છેલ્લો અધ્યાય ૧૮ મો અધ્યાય છે. તમે કેટલા જૂઠા છો તેની તમે પોતે જ સાબીતી આપી ! હવે હું તમારી જ વાત કરવા માગું છું.

* * *

### શું જોઈએ છે ?

મીઠાઈવાળો : છોકરા, તું ક્યારનો ઊભો ઊભો શું જુએ છે ? તારે શું જોઈએ છે ?

ગુણવંત : કાંઈ નહિ. મારા નાથાકાકાએ મને એક આનો આપ્યો હતો તે અહીં આવતાં પડી ગયો. જો એ આનો પડી ન ગયો હોત તો હું અહીંથી શી શી ચીજો ખરીદી શકત તેનો હું વિચાર કરું છું.

રમણલાલ નાનાલાલ શાહ

卐

## મેરાઈ

વાંકી કેડ, નીચું માથું,
સોય દોરે શીવે હાથે,
વાતો કરે, તો ય ધ્યાન,
કામમાં સદા ય રાખે.

માથે મોટું આળ એને,
લુગડાંનો ચોરનાર,
ભગવાન જાણે સાચું,
કે છે એહ ચોરનાર.

કપડાં ને ઘાઘરા કે,
બચકા બચકી સીવે,
કડિયાં કે આંગળાં ને,
સીવે બેસી હેઠે જીવે.

વાંકી કેડ નીચું માથું,
સોય દોરે સીવે હાથે;
વાતો કરે તોય ધ્યાન,
કામમાં સદાય રાખે.

શ્રી. ગિરીશ

આ માસિક વડોદરા-રાવપુરામા ધી લુહાણામિત્ર પ્રિ પ્રેસમા અબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું તા. ૩૧-૩-૪૩

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ



વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી બાળવિભાગ :
નાગરદાસ ઇ. પટેલ

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

સદ્ગત તંત્રી :
શ્રી. વનમાળા દેસાઇ, બી. એ.

વર્ષ ૨૦મું
પુસ્તક ૪૦મું

મે '૪૩
અંક ૨ જો

આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.

સહતંત્રી :
શ્રી. વનબાળા દેસાઇ બી. એ.

પુ. ૪૦ મું ] મે : ૧૯૪૩ [ અંક ૩ જો.

## અનુક્રમણિકા



### — બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪–૮–૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના



પુસ્તક ૪૦મું | મે : ૧૯૪૩ | અંક ૩જો

## કલ્પનાપાંખે ઊડતી કન્યાને—

આનંદું છું, હર્ષ પામું છું,
મારા આ લગ્નોત્સવને દિવસે !
કલ્પું છું, સ્વપ્નો સેવું છું,
મારા ભાવિ જીવનનાં:

કોડીલા કંથને મળીશ,
પ્રેમવાર્તો કરીશ,
એના પ્રેમઝૂલે ઝૂલીશ;
પતિના પ્રાંગણમાં જઈને.
પણ હા !
   શી રીતે ?

ત્યાં તો સાસુ હશે, નણદી હશે,
નાનો દિયરીઓ હશે, પ્રતિભાશાળી સસરા હશેઃ
આડે આવશે એ સૌની મર્યાદાની મોટી દીવાલો.

પણ મને એની શું પરવા ?
હું તો નવા યુગની નારી
સમાજશૃંખલાના બંધનોને
તોડી-ફોડી ફગાવી દેનારી,
ક્રાન્તિની કરાળ ઝંડાધારી.

રૂઢિચુસ્તોને નહિ ગણકારું;
પરદાપ્રથાનો વિધ્વંસ કરી
બેસીશ ઉઘાડે માથે ને ટટાર સીનાથી,
સાસુ-સસરાની સામેઃ
મારા પતિદેવની સંગાથે !

કુચલીઓરોને કુચલી મારે તક આપીશ,
થકવી દઈશ નિંદકોનાં મોઢાંને,
થંભાવી દઈશ હું અંગુલિનિર્દેશ કરનારાંઓનો અંગુલિઓને:
ક્રાન્તિના પંથે પળાને.

***

પણ થોભી જા,
એ માર્ગ છે કાંટાળો,
અનેક વિટંબણાઓ અને મુશ્કેલીઓથી ભરપૂર.
પ્રથમ પૂછજે તારા પતિને,
" જીવનમિત્ર ! સંમત છો,
ક્રાન્તિના આ માર્ગે સહગામી થવામાં ?
તૈયાર છો માતાપિતાને ત્યજવામા ?
ગુમાવશો સ્નેહ નાના ભાઇ–ભગિનીના ? "
પતિ કહેશે :
" હજી હું ધંધે લાગ્યો નથી,
નથી કેળવી મેં કમાવાની મારી લાયકાત,
ત્યાં તારી સાથેના આવા વિકટ પંથે
પાય માડું શી રીતે, સ્નેહરાણી !
છોડી દે આ બધી
તારી વાહિયાત વાતો;
આદર્શ ધારણ કર તારી માતાનો !
ક્રાન્તિકાળે પણ કો' વિરલ જ
ઝંપલાવે છે, એ અગ્નિઝાળમાં ! !
ઉત્તમ છે, માર્ગ આપણા આર્ય પૂર્વજોનો. "

***

પતિને રીઝવજે
નમન કરજે સાષ્ટાંગ સાસુને;
ઉચ્ચારજે વ્હાલભર્યાં શબ્દો
દિયર ને નણદી પાસે;
આશીર્વાદ માગજે
સૌ કુટુંબીજનના '
અને અંતે–
થશે તું પતિની સહચારિણી '

" નં-કવિ

# આરોપી

::::: લેખિકા : શ્રી. સુભદ્રાકુમારી ચૌહાણ

મેજીસ્ટ્રેટ મિ. મિશ્રાની અદાલતમાં આજકાલ એક સનસનાટીભર્યો કેસ ચાલે છે. કોર્ટમાં ઘણીજ ભીડ જામે છે. એમાં આરોપી એકવીસ વર્ષની યુવતી છે, જેના પર બેરિસ્ટર ગુપ્તના દિકરાના ગળામાંથી સોનાની કંઠી કાઢી લેવાનો આરોપ છે. એક તો એમ ને એમ પણ કોઇક સ્ત્રી અદાલતમાં આવે કે કોણ જાણે કયાંથીય માણસોની ભીડ ત્યાં એકઠી થઇ જાય છે. અને જો સ્ત્રી સુંદર હોય, તો તો પછી પૂછવુંજ શું ? માણસો કીડીઓ જેમ ઉભરાય છે જાણે એમણે કોઇ દિવસ કોઇ સ્ત્રીજ જોઇ ન હોય ! એ કરતાંય મઝાની વાત તો એ હતી કે બેરિસ્ટર ગુપ્ત પોતે જ કોર્ટમાં સાક્ષી દેવા આવ્યા હતા.

બેરિસ્ટર ગુપ્ત શહેરના એક વિખ્યાત બેરિસ્ટર છે. શહેરનું નાનામાં નાનું છોકરું પણ એમને ઓળખે. સરકારી અમલદારો તો એમને ત્યાં જુગાર રમવા આવતા. અને શહેરમાં નાચ કે ગાયનનો જલસો હોય તો એની વ્યવસ્થા કરવાનું કામ બેરિસ્ટર સાહેબને જ સોંપાય. દારૂના શોખીન હોવા છતાં એ કદી કલાલને ત્યાં જતા નહિ, કલાલ એમને ત્યાં જ આવે. સરકારી ખાતામાં અને પ્રજામાં એમનું બહુ માન છે, એટલા વાસ્તેજ કે સરકારી અમલદારોનું કામ તો સૌ કોઇને પડે જ છે. જયાં કાંઇક કામ પડયું, કે આ દોડયા બેરિસ્ટર સાહેબને ત્યાં. અને વળી બેરિસ્ટર સાહેબ ઘણા જ મળતાવડા હતા. પ્રજાનું કામ બહુ જ ઉત્સાહથી કરતા હતા. આ પ્રકારના કામોમાં પોતે બહુ જ રચ્યાપચ્યા રહેતા, બીજા કામ માટે એમને ફુરસદ પણ મળતી નહિ.

કેસ પર થયો. આરોપી તરફથી કોઇ વકીલ નહોતો. એ ગરીબ અને અસહાય હતી. સરકાર તરફથી ૩૦૦) માસિક મેળવતા કોર્ટના વકીલ સાહેબ પેરવી કરવા ઊભા હતા.

બેરિસ્ટર ગુપ્તે પોતાના બ્યાનમાં કહ્યું— " હું આરોપીને એક રીતે ઓળખું છું. એ આ શહેરના રસ્તા પર ભીખ માગતી હતી. લગભગ એકાદ મહિના પહેલાં કેટલાક ગુંડાઓ એને સતાવતા હતા. મેં એ જોયું અને મને દયા આવી તેથી એ ગુંડાઓને નસાડીને હું એને મારે ત્યાં લાવ્યો, અને જ્યારે મને ખબર પડી કે એનું કોઇ નથી, ત્યારે મેં એને ખાવા પીવા ને છોકરાં રમાડવા રાખી. પંદરેક દિવસ કામ કર્યા પછી એક દિવસ રાત્રે તે એકાએક ગુમ થઇ ગઇ. બીજે દિવસે મેં જોયું તો છોકરાના ગળાની કંઠી સાથે પકડી, અને મને ખબર કરી. મેં એવી જ પાંચ કંઠીઓમાંથી મારી કંઠી ઓળખી કાઢી. ( અદાલતના ટેબલ પર મૂકેલી કંઠીને હાથમાં લઇ બેરિસ્ટર ગુપ્તે કહ્યું ) આ કંઠી મારી છે. મેં જાતે એ બનાવરાવી હતી.

બેરિસ્ટર ગુપ્તનું બ્યાન ખતમ થયું: મેજીસ્ટ્રેટે ગંભીર સ્વરે આરોપી તરફ જોઇને પૂછયું—" તારે બેરિસ્ટર સાહેબને કાંઇ સવાલ પૂછવો છે ? "

આરોપીનું મોં લાલચુમ થઇ ગયું. એ તિરસ્કાર કરતાં સ્વરે બોલી—"નાજી, સવાલ તો શું, હું એમનું મોં પણ જોવા માગતી નથી."

આરોપીની આ નિર્ભયતાથી પ્રેક્ષકોમાં જાણે આશ્ચર્યની તરંગ લહેરાઇ ગઇ. બધાએ એ બાજુ જોયું, અને બેરિસ્ટર ગુપ્ત તરફ

લોકો ખાસ કરીને જોવા લાગ્યા. એમના મોંમાંથી એક પ્રકારનો ધીરો બડબડાટ નીકળ્યો.

કેસમાં ઓર રંગ જામ્યો. હવે તો લોકો વધુ રસથી કેસ સાંભળવા લાગ્યા.

બેરિસ્ટર ગુપ્તની વાતોનું સમર્થન પોલીસના બીજા સાક્ષીઓએ પણ કર્યું. શરાફે કહ્યું—" મારી દુકાનેથી સોનું લઇ જઇને બેરિસ્ટર સાહેબે સોનીને કંઠી બનાવવા આપેલું. "

એક સોનીએ સાક્ષી આપતાં કહ્યું— " આ કંઠી બેરિસ્ટર સાહેબને મેં મારા હાથે જ કરી આપી હતી. "

થાણદારે જુબાની આપતા કહ્યું કે કેવી રીતે એમણે આરોપીને પકડી પાડી અને કેવી રીતે કંઠી માગતાં જ એણે આ કંઠી કેડમાંથી કાઢી આપી. થાણદારે ન પણ કહ્યુ કે એ કંઠી પોતાને પોતાની ની આપેલી કહે છે, એટલે સાબિત થાય છે કે આરોપી બહુ જ ચાલાક છે.

સરકારી સાક્ષીઓનાં બયાન પૂરાં થઇ ગયાં, એટલે હવે મેજીસ્ટ્રેટે આરોપીને પુછવા માંડયું—" તારું નામ શું છે ? "

" નિર્મળા. "

" પતિનું નામ ? "

" હું કુંવારી જ છું. "

" સારું ત્યારે, તારા બાપનું નામ ? "

" મને ખબર નથી. હું જ્યારે બહુ જ નાની હતી ત્યારે મારા પિતાજી મરી ગયા હતા કે ક્યાંક ચાલ્યા ગયા હતા મેં એમને જોયા જ નથી. મારી માએ કદી મને એમનું નામ નથી કહ્યું, અને અત્યારે તો મારી માને પણ મરે કેટલાંય વર્ષો થઇ ગયાં છે,' કહેતાં કહેતાં આરોપીની આંખો ભરાઇ આવી. એ બન્ને હાથે મોં ઢાંકી દઇને ડૂસકાં લેવા લાગી. દર્શકોએ સહાનુભૂતિપૂર્વક આરોપી તરફ જોયું, પણ કોર્ટ ઇન્સ્પેક્ટરે કટુ સ્વરે કહ્યું—" આ નાટક હવે રહેવા દે, સાહેબ જે પૂછે તેનો જવાબ આપ. "

આરોપીએ પોતાના મનને સંભાળી લઇ આંખો લૂછી એ મેજીસ્ટ્રેટ સામે જોવા લાગી.

મેજીસ્ટ્રેટે ફરી પૂછ્યું—" તમારો ધંધો શું છે ? "

" હું મજૂરી કરું છું અને જ્યારે મને કામ નથી મળતું ત્યારે ભીખ માગું છું. "

" ક્યાં રહે છે ? "

" જ્યાં જગા મળે ત્યાં. "

" તેં બેરિસ્ટર ગુપ્તને ત્યાં નોકરી કરી હતી ? "

" હાજી. "

" આ કંઠી તેં બાળકના ગળામાંથી ચોરી છે ? "

આરોપીએ બેરિસ્ટર ગુપ્ત તરફ જોયું. એના મોં પર ઘૃણા અને ક્રોધના ભાવ સ્પષ્ટ જણાતા હતા. પછી એણે મેજીસ્ટ્રેટ તરફ જોઇને દૃઢતાથી કહ્યું " મેં કંઠી ચોરી નથી; એ મારી છે. "

આ સાંભળતાં જ બેરિસ્ટર ગુપ્તાના મોંમાંથી વ્યંગપૂર્ણ હાસ્ય આવી ગયું. આ વ્યંગથી આરોપીનું મોં ક્ષોભથી વધુ આરક્ત બન્યું, એણે કાંઇક રોષભર્યે સ્વરે કહ્યું—" હું ફરીથી કહું છું કે એ કંઠી મારી છે. મારી માએ મરતી વખતે એ મને આપી હતી અને કહ્યું હતું કે આ તારા પિતાની યાદગીરી છે, એને સંભાળીને રાખજે. "

મેજીસ્ટ્રેટે પૂછ્યું—" તું બેરિસ્ટર સાહેબને ત્યાંથી રાત્રે ભાગી ગઇ હતી. "

થોડીવાર આરોપી ચૂપ રહી ગઇ. આહત અપમાન એના મો પર છવાઇ ગયું. ત્યારપછી કાંઇક વિચાર કરીને એણે ગંભીર સ્વરે કહ્યું—" હાજી હું બેરિસ્ટર સાહેબને ત્યાંથી નાસી ગઇ હતી. પહેલા જ્યારે એમણે મને ગુંડાઓથી બચાવી અને મને પોતાના ઘરમા

આશ્રય આપ્યો, ત્યારે મને એમને માટે માન હતું. શ્રદ્ધા અને કૃતજ્ઞતા હતી. પણ એ પાછળથી ધૃણા અને તિરસ્કારમાં ફેરવાઇ ગયા. મેં જોયું કે બેરિસ્ટર સાહેબની પોતાની જ નિયત સારી નથી અને એ મને પોતાની વાસનાનો શીકાર બનાવવા માગે છે. એ મને દરેક પ્રકારની લાલચ આપવા લાગ્યા. એક દિવસ આ જ પ્રકારની ખેંચતાણમાં એ મારી સોનાની કંઠી જોઇ ગયા હતા. એટલે આ રીતે આજે એ ચોરીનો આરોપ મૂકી શકયા છે. હું ચોરીની બીકે કંઠી કદી ગળામાં પહેરતી નહોતી. હું હંમેશાં એ કેડમાં જ ખોસી રાખતી. "

આરોપીનું બ્યાન સાંભળતાં જ અદાલતમાં શાંતિ પથરાઇ ગઇ. કોઇને એના બ્યાનમાં કાંઇ જ બનાવટી ન લાગ્યું. બેરિસ્ટર સાહેબ પ્રતિ તિરસ્કાર અને આરોપી તરફ સહાનુભૂતિના ભાવથી દર્શક સમાજનું હૃદય ઓતપ્રોત થઇ ગયું. બધાના મનમાં થયું કે છૂટી જાય તો સારું. પણ કાયદાની મુશ્કેલીઓનો વિચાર કરી બધા નિરાશ થયા. કંઠી એની હોવા છતાં, એ બિચારી કેવી રીતે સાબિત કરી આપે કે એ એની જ છે !

( ૨ )

બચાવ રજુ કરવાનો દિવસ આવ્યો. આજ તો અદાલતમાં પ્રેક્ષકોની ભીડનો પાર નહોતો. પ્રત્યેકના મોં પર ઉત્સુકતા છવાયેલી હતી. કોણ જાણે શું થશે ? બિચારીની કંઠીય જાય અને જેલમાં જવું પડે તો તો ખરાબ કહેવાય." "ન્યાયને નામે એકલો અન્યાય જ થાય છે." 'અદાલત તો ધનવાનો માટે છે, ગરીબો માટે નથી." આવા ઉદ્ગારો દર્શકોની વાતચીતના મર્મસ્વરૂપ હતા. છેવટે મેજીસ્ટ્રેટના અવાજે લોકોમાં શાંતિ સ્થાપન કરી. એમણે આરોપીને પૂછયું-" તું એમ સાબિત કરી શકું કે આ કંઠી તારી જ છે ?"

" હાજી. "

" શી રીતે ? તારો કોઇ સાક્ષી છે ? "

" મારી સાબિતી અને સાક્ષી એ કંઠી જ છે. " આરોપીએ કંઠી તરફ ઇશારો કરી કહ્યું.

બધાએ અવિશ્વાસસૂચક માથું હલાવ્યું. કેટલાકે વિચાર્યું કે કદાચ આ છોકરી ગાંડી થઇ ગઇ છે.

મેજીસ્ટ્રેટે પૂછ્યું-" કેવી રીતે ? "-હવે એમની જિજ્ઞાસા ખૂબ વધી ગઇ હતી.

" કંઠી મારા હાથમાં આપો, હું એ આપને બતાવી દઇશ. "

મેજીસ્ટ્રેટે ઇશારો કર્યો એટલે કોર્ટ સાહેબે કંઠી આરોપીના હાથમાં આપી. કંઠી બે સેરની હતી અને વચ્ચે એક હૃદયાકાર લોકેટ હતું, જે ઉપરથી નક્કર જ જણાતું હતું; પણ આરોપીએ કોણ જાણે કેવી રીતે દબાવ્યું કે એ ઉઘડી ગયું, એણે ઉઘાડી મેજીસ્ટ્રેટ સાહેબને બતાવ્યું અને બોલી-" આજ મારી સાબિતી છે, આ જ મારા પિતાજીની છબી છે."

મેજીસ્ટ્રેટે ઉત્સુકતાથી લોકેટ પોતાના હાથમાં લઇને જોયું-જોયું અને જોતા જ રહી ગયા. લોકેટમાં એક વીસ વર્ષના યુવાનનો ફોટો છે. મેજીસ્ટ્રેટે એ જોયો. એમની નજર સામે અતીતનું એક ઘેરૂં ચિત્રપટ આવી ગયું.

વીસ વર્ષ પહેલાં એ કૉલેજમાં બી. એ. ફાઇનલમાં ભણતા હતા. એમની રસોઇયણ ઘરડી હતી, એટલે કોઇક કોઇક વાર એની એક સગી છોકરી પણ એને મદદ કરવા આવતી. એના હાથનું ખાવાનું બહુ જ સરસ થતું હતું. અને એ હતી પણ એટલી જ હસમુખ અને ભોળી. ધીરે ધીરે એ એને સારી સારી વસ્તુઓ આપવા લાગ્યા. સંતાતાં સંતાતાં મળવું પણ શરૂ કર્યું. એ રાત્રે માજીને અને આને ઘેર મૂકવા પણ જતા. એક રાત્રે એ છોકરી એકલી હતી. ચાંદની રાત હતી

અને વસંતનો પવન વાતો હતો. ધાડાં ઝાડ નીચે અંધકાર અને ચાંદનીના ટુકડા સંતા-કૂકડી રમતા હતા. ત્યાં ક્યાંક એકાંતમાં એ પોતાને ભૂલી ગએલા.

કૉલેજ બંધ થઇ અને વિદાયવેળા આવી. ત્યારે એ રોતી પ્રિયાને એમણે એક સોનાની કંઠી-લૉકેટવાળી–પોતાની યાદદાસ્ત માટે આપી. ધ્રુસ્કાં અને હૃદયસ્પંદન સાથે ઘણી જ મુશ્કેલીએ-એ વિદાય થયા. ત્યારપછી એ ફરીથી એ કૉલેજમાં ભણવા ન ગયા. કારણ કે ત્યા લૉ કલાસ નહોતા. એ ધીરે ધીરે બધી જ વાત ઉન્મત્ત સ્વપ્ન જેમ ભૂલી ગયા. પરંતુ આજે આ લૉકેટે એમના એ પ્રણયના પરિણામને એમની સામે પ્રત્યક્ષ ખડું કર્યું. એમણે વિચાર્યું શું આ મારી જ......એટલામા લૉકેટ હાથમાંથી છૂટીને ટેબલ પર ખટ દઇને પડી ગયુ. એમના અવાજથી એ ચોંક્યા દર્શક પણ ચોંકયા. મેજીસ્ટ્રેટે માથું નીચું કરીને કહ્યુ–" આરોપી નિર્દોષ છે. એને છોડી દો. " આમ કહેતાં જ એ તરત જ ઊભા થઇ ગયા, જાણે ન્યાયાધીશની ખુરશી એમને બચકાં ન ભરતી હોય.

---

# બાપુજી

: . સોનેટ : :

માનવ અને મુક્તિ જગતની જ્યોત ઉજ્જવલ રોશની,
નામી મુકમ્મીલ, ભવ્ય ગૌરવ, ઇન્કિલાબ પ્રશાંત એ,
જન્નત જહાં સ્વર્ગીય દુનિયાં સત્ય સ્વાધીનતા મહીં,
લીલા વિમુગ્ધ સુરમ્ય મૂર્તિ મુક્ત ભારત માતની.—૧

જીવન તણી રોશન મનોહર રમ્ય મંદિર મુક્તિનું,
ના વેદના, ના આંસુઓ, ના શોક ને ઉદ્વેગ ત્યાં,
ભારત તણી એ ઝંખના મુક્તિ તણી એ ખેવના,
ઇજ્જત અને ઇન્સાફ આઝાદી તણી એ આત્મીયા.—૨

એ મે ભરી ઇચ્છી તમન્ના ભારતી માતા તણી,
શીતળ હજો, સાયુજ્ય હો, ઝંકાર મુક્તિ માતનો,
નેપથ્યમાં કંઈ ક્રોડ માનવ હિંદના ન્યાળી રહ્યા,
સન્માનતા તારક વિભૂતિ આરઝૂ અર્પી રહ્યા.—૩

પ્રેરાઇ ઉન્નત ત્યાગ અહિંસા સત્ય કેરા સ્વાર્પણે;
મધુપર્ક અર્પું અંજલિ સ્નેહે સ્વીકારો બાપુજી !

શ્રી ભવાનીપ્રસાદ શુકલ

# કવિતા

લેખિકા : કુ. વનબાળા ઠ. દેસાઈ

કવિતા એ સાહિત્યનું અર્ક છે. Poetry is the essense of literature કવિતા એ માત્ર સાહિત્યનું જ અર્ક છે તેટલું જ નહિ પણ એ સર્વ કળાઓમાં પણ ઉત્તમ છે. આવી ઉત્તમ કળાનો ઉદ્‌ભવ પણ કવિની ધન્ય પળો એ જ થાય છે. જેવી રીતે આપણા દેહને રોગ લાગુ પડે છે તેવી રીતે મન અને આત્માને પણ રોગો હોય છે. કવિતા ઘણી વખત આ રોગને દૂર કરવા શક્તિશાળી નીવડે છે. આનંદસમાધિની સ્થિતિમાંથી તેનો ઉદ્‌ભવ થાય છે. તેથી જ જેટલે અંશે કવિતા આનંદ આપે છે તેટલે અંશે તે ઉત્તમ ગણાય છે ગદ્ય કે પદ્ય ઉત્પન્ન થતી વખતે આનંદથી પ્રેરાએલી ન હોય અને જેનાં દર્શન કે ધ્યાનથી આનંદ ન થાય તે કૃતિ કવિત્વપૂર્ણ નથી. આ આનંદ તે દરેક વખતે સુખના જ પ્રસંગોમાંથી ઉદ્‌ભવતો નથી. દુઃખના પ્રસંગોમાં પણ તે ગુપ્તપણે છુપાએલો હોય છે. જ્યારે અનુભવો પરિપક્વ થાય છે ત્યારે તે નવનીતરૂપે બહાર આવે છે. જીવનમાં પ્રત્યેકને અનેક અનુભવો થાય છે. પણ મોટા ભાગનાં લોકો તે તરફ બેદરકારી રાખે છે. જ્યારે કો કળાકાર કે કવિ તેના અનુભવોનો વિચાર કરે છે. તેની આ શક્તિ વધુ વિચારવંતી થતાં કલ્પના અને ઊર્મિનાં ભાવો જાગ્રત થાય છે. કવિના ચોક્કસ નિર્ણયો બંધાય છે. અને નિશ્ચયોનું પરિણામ તેને કો અનેરા આનંદમાં ગરકાવ કરે છે; ત્યારે કવિ સામાન્ય કવિ તરીકે નહિ પણ સ્રષ્ટા તરીકે સમાજ સમક્ષ ઊભો રહે છે. જગતના અનુભવો જેવા કે—પ્રેમ, શોક, ભય, ક્રોધ વગેરેમાં હૃદયની રસિકતા મુખ્ય ભાગ ભજવે છે. એ રસિકતા માનવીને કો કાવ્ય કરવા તરફ પ્રેરે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થશે કે હૃદયની રસિકતા વગર કવિતાનો ઉદ્‌ભવ અશક્ય બને છે. ગંગા અને યમુનાના સુંદર સંગમ ઉપર રહેનારા તથા કો હિમાલયના સુંદર ગિરિપ્રદેશમાં રહેનારાં ઘણાને આપણે તેમનાં નશીબને માટે બબડતાં સાંભળ્યા છે. સૃષ્ટિસૌન્દર્ય એ કવિતાને પ્રેરક છે, એમ આપણે બધા માનીએ છીએ તે સત્ય છે ખરૂં. પણ કોને માટે ? રસિકો માટે, જેને પ્રભુએ નેત્ર અને હૃદય બન્નેમાં સૌન્દર્ય જોવાની શક્તિ અર્પી છે તેમને માટે. કવિઓ હંમેશાં આ જ રીતે પ્રેમ, સૌન્દર્ય, આશા, શ્રદ્ધા વગેરેનો અનુભવ કરે છે તેથી જ તેમના અનુભવોનુ દર્શન પણ સુંદર અને પ્રેરણાદાયક નીવડે છે.

કવિતા એ બોલતું ચિત્ર છે, ને ચિત્ર તે નીરવ કવિતા છે. બધી કળાઓમાં કવિતાને પ્રથમ સ્થાન આપી શકાય છે; કારણ દરેક કળા કંઇક ને કંઇક રીતે જીવનથી છૂટી પાડી શકાય છે, પણ કવિતા એ તો જીવનની સાથે એવી ઓતપ્રોત થઇ જાય છે કે માનવી ઘડીભર પોતાના જીવનને ભૂલી જાય છે. કવિતાની છાપ પણ જીવન ઉપર બહુ જ ઊંડી અને સચોટ પડે છે. કવિતા એ દરેક કળાઓનો સમન્વય કરે છે. તેમાં માધુર્ય છે, સંગીત છે, સૌન્દર્ય છે ને ચિત્ર છે. સામાન્ય માણસની નજર જ્યાં પહોંચતી નથી ત્યાં કવિની નજર પહોંચે છે.

"જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ."

આ કથન સત્ય છે. તે દ્રષ્ટા અને સ્રષ્ટા બન્ને છે. કવિ તેનાં દિવ્ય લોચનથી સૃષ્ટિને નિહાળે છે. તેની કવિત્વશક્તિથી નવી સૃષ્ટિ સર્જી સમાજ આગળ ધરે છે. જુસ્સો દેશ-

ભક્તિ વગેરે અનેક જાતના સંસ્કારો કવિ રેડી શકે છે. તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયને કાવ્ય જ તેની સરળતાએ સમજાવી શકે છે. એ પ્રમાણે જીવનના ગહન પ્રશ્નો પણ તે અતિશય ઝીણવટથી છતાં સરળતાથી ગાય છે. સૃષ્ટિસૌન્દર્યનો સાચો ખ્યાલ કવિ જ કરાવે છે.

કવિતાનું સ્થાન જેમ સાહિત્યમાં અનોખું છે, તેમ જીવનમાં પણ અનોખું છે. કવિતા જીવનમાં આનંદ આપે છે. તેટલું જ નહિ પણ બોધ પણ આપે છે કે "પ્રતિભાવાન થવાને માટે ધન કે સંપત્તિની જરૂર નથી; જ્ઞાન એ જ મનુષ્યનું સાચું ધન છે." શેલી કહે છે કે કવિના મનુષ્યના મનને જાગ્રત કરે છે. અને એનો વિકાસ એટલે સુધી કે હજારો વિચારોના કોઠા ઉકેલવાને માનવી શક્તિશાળી થાય છે. સૃષ્ટિનું સૌન્દર્ય જે પડદા પાછળ ઢંકાઈ રહ્યું છે તેને કવિતા ઊંચકી લે છે. વિચાર કે ક્રિયાનાં પ્રદેશથી પર જે પરમતત્ત્વ વિલસે છે; અને તર્કથી જે સત્ય બરોબર સાધ્ય થતું નથી તેનો સાક્ષાત્કાર કવિતા કરાવે છે. બીજમાં જેમ વૃક્ષ રહેલું છે તેમ કવિતામાં પણ ઘણી ખૂબીઓ ગુપ્તપણે રહેલી હોય છે. કવિતાના અંતરમાં અનેકગણું સૌન્દર્ય છુપાઈ રહેલું છે. મહાકાવ્ય એણે એક એવો ફુવારો છે કે જેમાંથી જ્ઞાન અને આનંદરૂપી જળ સદાકાળ ઊભરાયા જ કરે છે. કોઈ રમ્ય સરોવરતીરે સાયંકાળે; અર્થાત પૂર્ણિમાની રાત્રિએ કાવ્ય મન ઉપર ખૂબ અસર કરે છે: યુવક યુવતીને તો તે ઘણી ઉન્માદક નીવડે છે. પ્રેમ જે આપણા જીવનમાં સામ્રાજ્ય ભોગવે છે તેનું સાચું દર્શન કવિતા દ્વારા જ થાય છે. તેની સરકાન્તિતા, સૂક્ષ્મતા અને વિશાળતાનું ભાન કાવ્ય જ કરાવે છે. દૈવી પ્રેમની ઝાંખી કવિઓ જ કરાવશે સાગરની ભવ્યતા, પર્વતની ગહનતા અને ચાંદનીના સૌન્દર્યનું પાન કાવ્યો પરથી જ સમજાશે. ટૂંકમાં કાવ્યો ને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે કોમ કોમ વચ્ચે, ધર્મ ધર્મ વચ્ચે, સમાનતા અને બંધુતાનાં પાઠ શિખવે છે વિભૂતિની ભવ્યતા કાવ્યો જ બતાવે છે. બાહ્ય રીતે દેખાતી વિભૂતિ ભલે સુંદર ન હોય, પણ તેની ભવ્યતા કાવ્ય બતાવશે જેમકે ઉમિહર ભટ્ટે પૂ. ગાંધીજીની ભવ્યતા ને તેમના જીવનનું સૌન્દર્ય, આદેશ ને આદર્શો કાવ્યો દ્વારા જ બતાવ્યા છે. જીવન અને મૃત્યુની ફિલસૂફી કાવ્યો દ્વારા જ સરળ અને સુલભ બને છે. કવિતા એ જીવ અને શિવને એક કરે છે. જીવનની ભૂખ-આત્માની ભૂખ, પરમાત્માનું સાનિધ્ય સાધવાની તમન્નાને તે પૂર્ણ કરે છે. આમ કવિતા એ જીવનને અહ-ળક ધન જે કદીએ ખૂટયું ખુટતું નથી અને વાપર્યું વપરાતું નથી, તે જ્ઞાન અને સંસ્કાર-રૂપી ધન અર્પે છે. આપણે કવિતાની અસર સમગ્ર જીવન ઉપર જોઈ. તેની અસર જીવનના પ્રત્યેક પ્રસંગો, હર્ષ, શોક, ક્રોધ, ભય, વેર, જેવી પ્રત્યેક પળોએ તેની અસર કંઈ અને-રીજ હોય છે. અસંત દુઃખના પ્રસંગે ક્રોધના એક સાચી અને પ્રેમાળ શીખ બનીને વ્યક્તિને અપૂર્વ આશ્વાસન અર્પે છે. કરૂણ પ્રશસ્તિઓ દુઃખને હળવું, કરી નવો માર્ગ બતાવે છે કવિતા માત્ર દુખના જ પ્રસં-ગોમાં આશ્વાસન અર્પીને બેસી રહે તેવી નથી. એનો આદર્શ તો આનંદ આપવાનો છે. સુખદ પ્રસગોમાં પણ તેનાં માધુર્ય અને કવિતાથી અધિકતર આનંદ અર્પે છે.

લગ્નનાં માંગલિક ગીતો આનું સચોટ દૃષ્ટાન્ત છે. એ માંગલિક ગીતો જ સાગએ વાતાવરણને, અરે ! આસપાસની સૃષ્ટિને પણ આનંદ સમાધિમાં મગ્ન કરે છે.

કવિતાની અસર જીવન ઉપર આટલી બધી થાય છે ત્યારે કવિઓ પણ ખૂબ અસરકારી

આશાવાદી ને જ્ઞાની હોવા જોઇએ. આ ઉપરાંત કવિમાં પ્રેમ, બુદ્ધિ અને સંકલ્પ જોઇએ. દરેક માનવીમાં કૈં નૈસર્ગિક શક્તિઓ હોય છે, પણ તેનો પૂર્ણપણે વિકાસ થએલો હોતો નથી. જ્યારે કવિઓમાં અમુક નૈસર્ગિક શક્તિઓ ખીલેલી જ હોય છે; કવિ અને પ્રેમી એ બે તો કલ્પનાનાં જ બનેલાં છે. કવિની કલ્પના આપણને કો ઉચ્ચ ભૂમિકા તરફ લઇ જાય છે. એ કવિઓજ તેમની દિવ્ય દૃષ્ટિથી સર્વત્ર પ્રેમ અને સૌન્દર્ય જુએ છે. કથે તે કવિ નહિં પરંતુ કવિતા તો તેની સાચી ઉર્મિમાંથી પ્રગટ થતી કળા છે. તે નૈસર્ગિક છે; પણ તેમાં ભાવ, ગેયતા, સૌન્દર્ય અને માધુર્ય હોવાં જ જોઇએ, મહાન કવિ ઇશ્વરપ્રેરીત હોવો જોઇએ. એનામાં સૌન્દર્યનું સર્વોત્તમ દર્શન હોવું જોઇએ. એની લાગણીઓ પણ વધારે ઉંડી અને તીવ્ર હોવી જોઇએ.

દરેકના જીવનમાં અનેક સંસ્કારો પડે છે તેમ કવિના જીવનમાં પણ અનેક પ્રસંગો આવે છે; અને તેની છાપ તેના ઉપર પડે છે. પણ એ બધા જ 'સંસ્કારો કવિને તેની સર્જનકળામાં ઉપયોગી થતા નથી. એ તો એ સંસ્કારોનું રહસ્ય જ કવિતા દ્વારા ગાય છે. આનું પરિણામ એ જ આવે કે કવિએ જગતના તમામ સંસ્કારોને ઉત્તાન હૃદયે ઝીલવા જોઇએ, ને તેનું રહસ્ય તટસ્થ રહીને સમજવું જોઇએ. સાચા કલાસ્વરૂપો એના કર્તાઓનાં ઉંડા હૃદયક્ષોભમાંથી જન્મે છે. તે વાંચનાર, જોનાર, કે સાંભળનારની લાગણીઓને હલાવી નાખી એમનાં જીવનમાં ઉંડા સંસ્કાર પાડે છે, પણ એ સંસ્કાર પડતાં પહેલાં જે લાગણીઓ ઉશ્કેરાય છે, અને ભાવનાઓ ખીલે છે તે જ વખતે કવિતા હૃદયનાં ઘા રૂઝવી શકે છે ને આત્માનું આરોગ્ય પ્રાપ્ત થાય છે. કાવ્યો કરવાં એ જીવનની એક પુરૂષ પ્રવૃત્તિ છે. વર્તમાન કાળમાં ધર્મનેતા કે પયગમ્બરનું સ્થાન કવિ લે છે. આપણાં વ્યવહારૂ જીવનને ઉન્નત કરવા તે આવે છે. વર્તમાન સમાજ આગળ ઉચ્ચમાં ઉચ્ચ સત્ય અને અહિંસાના આદર્શો જીવન્તરૂપમાં ખડા થયા છે. વળી આજનો યુગ અનેક પ્રકારનાં આંદોલનોમાંથી પસાર થઇ રહ્યો છે, ત્યારે ઘણાને પ્રશ્ન થાય છે કે, શું આ આંદોલનોની અસર કવિઓ પર થઇ નથી ! શું તેમની કાવ્યસરિતાઓ સુકાઇ ગઇ છે. આપણે એવા અધિરા થઇએ તેટલો સમય વીતી ગયો નથી. કારણ કવિનાં અનુભવ-વ્યાપાર ને સર્જનવ્યાપાર ભીન્ન છે. હજી પ્રજા અનુભવનાં વહનમાં છે. આ અનુભવોનાં વહન પછી તેનાં સર્જનો થશે. તે સર્જનો કંઇક નવીન અને રહસ્યવાળાં હશે. જેવી રીતે વરસાદ આવે ત્યારે વહેળા નદીઓ વગેરેમાં એકદમ પુર આવે છે; પણ કુવાના ઝરણો ફુટતાં તો વાર લાગે. તેવી રીતે આવી મોટી હિલચાલોમાં પણ કેટલુંક સાહિત્ય એ પુરની માફક આવે તો કેટલુંક કુવાનાં ઝરણોની માફક ધીમે ધીમે ફુટે, બાકી આ વિચારલાગણીનાં આંદોલનો આપણી પ્રજા ઉપર નીરર્થક ગયા નથી. સાથે સાથે પ્રજાનાં હૃદયરૂપ કવિ ઉપર પણ નિરર્થક નહિ જ જાય તેની ખાત્રી છે.

આ બધા ઉપરથી એટલું તો સ્પષ્ટ થશે કે કવિતા એટલે ઉચ્ચ પ્રકારની છંદરચનાજ માત્ર નથી. દરેક લલિતકલામાં, નૃત્યમાં, નાટકમાં, સંગીતમાં, ગીતમાં, શિલ્પમાં, ચિત્રમાં, અને ગદ્યમાં પણ રમી રહેલું એક તત્વ છે. સૃષ્ટિસૌન્દર્ય એનું પ્રેરક છે. વળી વિશ્વનિયંતાની યોજનામાં તેને પ્રથમ સ્થાન અપાયું છે. પ્રત્યેક જીવ અને સૃષ્ટિ તરફ દ્રષ્ટિ કરતાં કવિતાનાં જેવીજ ગેયતા અને માધુર્ય જણાશે. જેમ કવિ કવિતાની અંદર વળાંક લે છે, અને છંદ તથા લયને ગોઠવે છે તેજ પ્રમાણે પરમાત્મા પોતે પણ દરેક જીવને તેનાં યોગ્ય

સ્થળે મુકે છે અને તેનાં વિકાસ પ્રમાણે તે જીવ વળાંક લે છે. ત્રણ ઋતુઓની યોજના, વૃક્ષ અને ફુલોનું ઉગવું, વધવું અને ખરી પડવું એ શું ! કાવ્યનાં જેવી વૃત્તરચના નથી બતાવતું ! સુર્યોદય અને સૂર્યાસ્તનાં સૌન્દર્ય; ચાંદનીની શિતળતા, અને રાત્રીની મીઠી સ્નેહભરી ગોદ ! શું એ બધું કાવ્યમય નથી લાગતું ! માનવીનાં જીવનનાં ભાગો-જેવા કે બાલ્યકાળ; યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા એ પણ જાણે કાવ્યનાં વળાંકની માફક વળાંકો ધારણ કરે છે. આ પ્રમાણે જીવ; પ્રકૃતિ અને પુરૂષ બધામાં એકજ તત્વ વિલસી રહ્યું છે. સારીએ સૃષ્ટિ સભરરસથી ભરેલી છે. એ કાવ્યનો આનંદ ભોગવાય તેટલો ભોગવવો અને જીવન જે પોતેજ કવિતારૂપ છે-કવિતા જેવું સુંદર અને મધુર છે, તેને આપણી શક્તિથી વધૂ ને વધૂ કાવ્યમય બનાવવા શા સારૂ પ્રયત્ન ન કરવો ! એ મૃતસંજીવની શક્તિને શા સારૂ ન ખિલવવી ! સહસ્રદળ કમળ જેવાં આપણાં હૃદયકમળ સૌન્દર્યથી ને કાવ્યાનંદથી કેવાં ખીલી ઉઠે છે ! એ જીવનને સર્વ રીતે લાયક અને પરિપૂર્ણ કરવામાં કવિતા કેવી સહાયક છે ! ભગવાન પોતેજ શું રસરૂપ અને કવિ નથી ?

---

# ક્યાં છે પૂર્ણવિરામ ?

ક્યાં છે પૂર્ણવિરામ જગમાં
ક્યાં છે પૂર્ણવિરામ ?
સુખ શાન્તિના ધામ જગમાં
ક્યાં છે પૂર્ણવિરામ ?

કોઈ સરિતા તટ પર વસતા,
કોઇ ધનમસ્તીમાં હસતા
શોધે સહુ આરામ જગમાં
ક્યાં છે પૂર્ણવિરામ ?

કોઇ કુદરત સાથે રમતા,
કવિતાની ધૂન જગવતા;
મનના એ વિશ્રામ જગમાં
ક્યાં છે પૂર્ણવિરામ ?

કોઇ બન્યા પ્રિયાના જોગી
કોઇ ચહે અનન્ત વિજોગી
એજ પ્રણયના કામ જગમાં
ક્યાં છે પૂર્ણવિરામ ?

કોઇ સ્વતંત્રતાને દ્વારે,
ભારતની મુક્તિ પૂકારે;
અમર વિશ્વમાં નામ જગમાં
ક્યાં છે પૂર્ણવિરામ ?

શ્રી. વિપુલ મહેતા

# મોસંબી

લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોશી

દિવસ ખૂબ જ ચડી ગયો હતો પણ શના માળીના ઓરડામાં હજી અંધારૂં હતું; તેને એક જ બારી હતી અને તે પણ એની પત્ની પૂરીએ બંધ કરી હતી; કેમકે શનો આજ ચાર પાંચ દિવસથી તાવે તરફડતો હતો તે વખતે બારીના પવનથી તેનો મંદવાડ વધી જાય એવો પૂરીને ડર લાગતો હતો !

શનો સહેજ પણ સાજો હોય તો આ વખતે ઘરમાં હોય ખરો કે ! ક્યારનોયે કેળાં, મોસંબી કે ફૂલની છાબડી લઇ ઉતાવળે પગલે ચાલતાં ગામની ભાગોળે નવા બંધાવેલા બંગલાઓ તરફ જતો જોવામાં આવે ! પણ આજ તે હજી ઉઠયો પણ ન હતો ! પૂરી પાસે બેસી તેની હીલચાલ જોયા કરતી હતી; એટલામાં શનાએ આંખ ખોલી તેના સામું જોયું.

" કેટલા વાગ્યા ? " શનાએ પૂછયું.

" આઠ તો ક્યારના વાગી ગેયલા હેકું. " પૂરીએ જવાબ આપ્યો. " હવે હરીર કેમ લાગે છે ? તાવ તો ઉતરી ગયો કેની ? "

" તાવ તો ગીઓ, પણ છકિત ની મરે ઉઠવાની. થોડીક ચા કરી આપે ગરમગરમ ? "

પૂરીએ કરાંઠાં મૂકી ચૂલો સળગાવ્યો અને તેના પર આધણ મૂક્યું ને બોલી " ખાંડ તો ની મરે–ગોર નાખું–ચાલહે ને ?"

" ઉકું–ખધું ય ચાલહે, હવરીના ખાંડ જ ની આપેને ? ખાંડનું ને ગાદનેલનું જ દેવાળું આવી ગીઉં દુનીઆ મેં—"

શનાએ કાના ભાગલા કટોરામાંથી તરડ પડેલી રકાબીમાં ચહા રેડી પીવા માંડતાં પૂરી બોલી " ને આજ જુઆર- પણ થઇ રહેશી ઉં–છાબડી લેઇ જઇ આવો તો ચાર આઠ આનાનો માલ વેંચતાં ચાર પાંચ પૈસા આજના જોગા નીકરે—"

" હાવે–જઇ આવું તિયારે–" ચહાની પાંદડી ઉકાળેલું ગોળથી રંગાયલું દૂધ વિનાનું પાણી ગળે ઉતારી જઇ શનો બોલ્યો. " આજ ચા તો તેં અછલ બનાવેલો હેકું, પૂરી ! "

શનો ખુશ મિજાજમાં હતો ! ધીમે ધીમે તે ઉઠયો. જૂનો ખાખી કોટ શરીરે ચડાવ્યો અને ખીંટી પરથી અર્ધી ફાટેલી મેલી ખાદીની ટોપી માથે મૂકી હાથમાં ફળ મેવાની ખાલી છાબડી લીધી. પૂરીએ કોઠારિયામાંથી નાની કાળી ચીંથરી કાઢી ભોંયપર ઠાલવી અને તેમાંથી પાઇઓ પૈસા, આની બે આની ગણતાં આઠ આનાનું પરચુરણ તે શનાના હાથમાં મૂક્યું.

" આજ જરા ઘેર વહેલા આવજો–બહુ તડકામાં રખડશો નહિ–તાવવાળા શરીરે ! " પૂરી બોલી.

" વાસ્તવિક રીતે આજ બજાર જઇ માલ વેચી આવવા જેટલી શનામાં શકિત નહતી ! પણ બૈરી છોકરાંનું પેટ ભરવાને જવાબદાર થઇ ચૂકેલા તેના જેવા માણસને બેચાર દિવસ તાવ આવવાથી ઘરમાં સુઇ રહે કેમ પાલવે ? ઘરમાં દાણો દૂણી ખલાસ થઇ ગયાં હતા–બલ્કે ખીસામાં જે બે ચાર પૈસા રહ્યા હશે તે પણ આ ચાર પાંચ દિવસમાં ક્યારના વપરાઇ ગયા હતા. અને તેજ એના ધંધાની મૂડી. ગરીબાઇ શું નથી કરતી ?

( ૨ )

પૂરીએ આપેલા છેલ્લા સંઘરી રાખેલા આઠ આનાનો ખુરદો કર્યા વિના આજે છૂટકો ન હતી !

શનાએ વેપારીને ત્યાંથી થોડીક મોસંબી ખરીદી. જરા મોડું થઇ જવાથી સારો માલ તેની નજરે પડયો નહિ. અને ઝાઝી તપાસ કરવાનો તેને વખત પણ ન હતો ! રસ્તાની ધાર પર આવતાંજ તે સીધો ન જતાં અંદરની બાજુના રસ્તે વળ્યો કેમ કે તેનાં હમેશનાં ઘરાક લગભગ ઠરેલાં જ હતાં !

પહેલા મકાનમાં જતાં તેમાંથી એક સ્ત્રી બોલી, "હમણાંજ બીજા એકજણ પાસેથી મોસંબી લીધી. તું કેમ આજે મોડો પડયો ?" કહી તે પાછી ઘરમાં જતી રહી.

શનાએ કપાળે હાથ ઠોકયો. તેણે ધાર્યું કે આ રસ્તે મારી આગળ એકજણ ગયેલો છે એટલે આ તરફ ઘરાક મળવાની ઝાઝી આશા નથી. તેથી તેણે પાછા સીધાજ રસ્તે ચાલવા માંડયું. તેનાથી આજ બરાબર ચલાતું પણ ન હતું. હાડમાં તાવ હોવા છતાં માત્ર નાઇલાજેજ તે બહાર નીકળ્યો હતો.

સરીઆમ રસ્તાપર આવતાં તેને એકાદ ઘરાક મળી જવાની તો ખાત્રી જ હતી.

કેટલીક વારે તે એક સુંદર બગીચાથી શોભાયમાન બંગલા આગળ આવી પહોંચ્યો. અને સખુ નોકરે તેને જરા થોભવા કહેતાં જણાવ્યું, "બા સાહેબ જરા કામમાં છે."

પાંચેક મિનિટ થઇ ગઇ પણ કાંઇ દાદ મળી નહિ. આથી શનાએ સખુને પાછી હાંક મારી "એલા ભાઇ, મને મોડું થાય–મોચંબી લેવાની કે ની–પૂછી આવ તો તારી છોકાની ને !"

તે પાસે આવતાં શનાએ તેને એક બીડી આપીને કહ્યું. "લે આ તાણતો જા ને–પૂછી આવ તો—"

સખુએ આસ્તેથી બંગલામાં જઇ ડોકીઉં કર્યું તો સુમિત્રા અને તેની પુત્રી શારદા કોઇક નવીન ભાતની સાડીઓ વેચાવા આવી હતી તે જોવામાં અને તેની કીંમત ઠરાવવામાં ગૂંથાઇ હતી.

સખુએ કહ્યું, "બાઇ, મોસંબીવાલા આવ્યા છે."

તે સાંભળી સુમિત્રા ચીડાઇ જઇ બોલી. "આ શી કટકટ અત્યારે ? કહે કે મોસંબી નથી જોઇતી. અમે કાલે બજારમાંથી મંગાવી છે."

સખુના હાથમાં હજી શનાની આપેલી બીડી સળગતી જ હતી–તે આસ્તેથી બોલ્યો "પણ બાઇ આજે સાહેબ માટે રસ કાઢવાને એકકે મોસંબી કંડીઆમાં નથી હો—"

સુમિત્રાના કપાળે આંટીઓ ચડી. "ત્યારે એને કહે કે ઘડીવાર ઉભો રહે, હમણાં આવું છું."

તે પછી બીજી પંદર મિનિટે સખુ બીજા કામથી પરવારી પાછો આવ્યો અને શનાને થોડીક વાર વધારે રોકાવા ધીરજ આપી પાછો "મોસંબીવાળાને ઉભો રાખ્યો છે." એવી વરદી આપવા તે અંદર જતો રહ્યો.

"અરરર, હજી ઉભો જ છે ? હું તો એ વાત જ તદ્દન ભૂલી ગઈ હતી !" કહેતાં સુમિત્રા ઉઠીને ઉભી થઇ. સાડીવાળાને થોડીકવાર થોભવાનું કહી તે મોસંબી ખરીદવા બહાર આવી.

( ૩ )

"કેમ આપી અલ્યા આજે મોસંબી ? કેમ ડઝન ?" સુમિત્રાએ કપાળે હાથ ફેરવતાં જાણે ઘણી જ થાકી ગઇ હોય એમ પરસેવો લૂંછતાં કહ્યું—

"આજ તો બહુ વાસી દેખાય છે ? આવી કયાંથી લાવ્યો ?"

"ચાર આને ડઝન બા—"

"અરે ! એમ ગપા ન મારીશ મારી આગળ–બજારમાંથી કાલે અમે ત્રણ આને મંગાવી હતી અને તે આના કરતાં તો મોટી અને કેટલી રસદાર..."

"હું કયાં ના કહું છું બા. હશે, પણ

હું યે બજારમાંથી જ લઇને આવ્યો છું ને? –ને મારા પેટને ખાવા પણ બે પૈસા જોઇએ ને !"

"વારૂ તો સાડાત્રણ આને આપ" સુમિત્રાએ ઉદારતા બતાવી.

"નહિ બા, મને નહિ પરવડે. મારી બોણી કરો, બે પૈસા સામુ ન જોશો બા."

"ત્યારે લઇ જા પાછી–મારે નથી લેવી." સુમિત્રા કંઇક ચીડાઇ જઈ બોલી.

બિચારા શનાએ છાબડી માથે લીધી અને ચાલવા માંડયું. તે દૃષ્ટિ બહાર થતાં સુમિત્રાએ આસ્તેથી સખુને કહ્યું "એ સાડા ત્રણ આને નહિ જ આપે; જા એને બોલાવ અને બે આનાની અર્ધું ડઝન મોસંબી લઇ લે."

"સખુએ પાછળ દોડી શનાને ઉભો રાખ્યો અને સારા સારી જોઇ છ મોસંબી લીધી. શનાએ બે આના ખીસામાં નાખ્યા અને બીજા ઘરાકની શોધમાં પડયો. તાપ પુષ્કળ પડતો હતો અને અશક્તિથી તેના હાથ પગ ધ્રુજતા હતા. કંઇક ચક્કર આવવા જેવું થયું !

ઘર આગળ પૂરી રસ્તાપર આંખો વિકાસી બેઠી હતી. તેનો ચૂલો ઠંડો પડી જતો હતો! ઘરમાં અનાજનો દાણો જ ન મળે ત્યાં ચૂલો સળગાવીને પણ બિચારી શું કરે ?

આખરે શનાને દૂરથી આવતો જોઇ તેના મોં પર તેજ આવ્યું પણ તત્કાળ તેના હાથમાં મોસંબીની છાબડી લગભગ ભરેલી જોઈ તેનું મોં પાછું ઉતરી ગયું !

શનો ઘરમાં આવ્યો. છાબડી નીચે મૂકી જેમાંની એક સુકી મોસંબી બહાર કાઢી. પછી ખીસ્સામાંથી બે પૈસા કાઢી પૂરીના હાથમાં મૂકી કહ્યું, "આ બે પૈસાના ચણા મમરા લઈ આવ અને આ મોસંબીની ચીરીઓ કર. મારૂં ગળું છેક જ સુકાઈ ગયેલું છે. છ મોસંબી વેચી જેમાં બે પૈસા મલ્યા. આજ તો એટલા પર જ ચલાવવું પડવાનું પૂરી–રવિયા તે થોડા ચણા વધારે આપજે–ની તો ભેંકયા કરશે."

અહીં શનો આ પ્રમાણે કુટુંબના પોષણની ગોઠવણ કરતો હતો તેજ વખતે સુમિત્રા જમી પરવારી પોતાના ઉપરના ખંડમા બેસી સોપારી કાતરતી હતી અને હાથમા ડાયરી લઇ થોડીવારે તેમણે તેમાં સવારે કરેલા ખર્ચનો હિસાબ લખવા માંડયો.

મોસંબી ૦–૨–૦
બે સાડીઓ ૩૦–૨–૦

હિસાબ લખી રહેતાં તેણે તેની પુત્રી શારદાને કહ્યુ "સાચું કહેવડાવે તો આ સાડીઓ આપણને જરા મોંઘી પડી નહિ ? જીવણલાલની દુકાને પરમદિવસે એવીજ સાડીઓ તેર તેર રૂપીએ મેં જોઇ હતી. પણ આજની સાડીઓનો રંગ બહુ સરસ છે ! ને કોને માલમ, આજે ન લીધી હોત તો–ને જીવણલાલને ત્યાં આવો રંગજ ન મળ્યો હોત તો નાહક જીવ બળ્યા કરત ને ? તેના કરતાં ભલે બે ચાર રૂપીઆ વધારે પડયા. પણ મનગમતો માલ ફરીફરીને ન મળે–તે તો ઘાટ આવે લઇ લેવો જ જોઇએ !

બપોરના શાંત વાતાવરણમાં થતો મા દીકરી વચ્ચેનો વાર્તાલાપ નીચે બાંકડા પર બીડી પીતો પીતો સખુ સાંભળતો હતો–તેને હસવું આવ્યું–એક સાડીના દેખીતા બે રૂપીઆ વધારે આપતાં બાઇસાહેબને કાંઇ લાગતું નથી–ને બિચારા શનાને બે પૈસા મોસંબીના વધારે આપતાં એમનો જીવ કચવાયો–શું આ તે મોટા લોક ?

મોટા એટલા ખોટા–ગરીબની કોને પડી છે ?–રામ, રામ ! અને બહાર પિંજરામાં બોલતા પોપટે સાક્ષી પૂરી ' રામ રામ !"

# કમનસીબ મજૂર

મજૂરોની એક ટોળી નિતનિત વ્હેલી સવારે આવે,
તીકમ, પાનડો, ભાથુ, ટોપલાં સૌ સૌનું સૌ લાવે,
હાથમાં તીકમ ઉપાડે
પછી એ પૃથ્વી પર છોડે. ૧

સૂકી ધરતી જોર કરાવે તનમાં કળતર થાયે,
ઉનાળાની બળતી લૂમાં જરા ન વાયુ વાયે,
તનનાં અંગ બધાં દુઃખે
છતાં તે તીકમ નવ મૂકે. ૨

દુર્બળ–કાય કમરથી વાંકા ધમધમ માટી ખોદે,
જેમ માટી ખોદાય તેમ હુંડલાથી ઉપાડે,
ઘડી ના વિસામો ખાતા
છતાં તે અર્ધનગ્ન ફરતા. ૩

લક્ષ્મી લાડીલા લ્હેર કરે ને મિષ્ટાન્નો ઉડાવે,
ભાગીયા આ હાડ નિચોવે છતાં ન કોડી પામે,
કાળી મજૂરી નિત કરતા
બિચારા અધભૂખ્યા રે'તા. ૪

શ્રીમંતનાં સન્તાનો જ્યારે સુવે ઝરૂખા માળે,
મજદૂરોનાં બાળક ત્યારે સુવે સરવર પાળે,
ઝુલે ઝાડ તણી ડાળે–
રમે તે ધરતીના ખોળે. ૫

ખોદકામનું માપજ લેવા મહેતાજી કો' આવે,
આડુંઅવળું સમજાવે ને ઓછું માપજ આપે,
ધોળે દિ તેઓ લૂંટતા
છતાં તે સજ્જન કહેવાતા. ૬

મજૂરોની રોટી કો' લૂંટે અન્યાયો ખુબ સે'તા,
ગીતમ ટાંકણે ટંકાયેલા તનમાં ખુબ મુંઝાતા,
દીનતા ક્યાં સુધી ધરશે ?
ક્રૂરતા ક્યાં સુધી સહેશે ? ૭

ધનવાનોની ધન જ્વાલાએ એની નસનસ પ્રજળે,
એનાં અધભૂખ્યાં બાળુડાં જીર્ણ ચીંથરે રઝળે,
મુઠી ધાન નહિં પામે.
તાંડવ નૃત્ય ત્યહાં થાયે. ૮

લોહી ચૂસાએલાં પિંજર ને જેમ વિનાંના ભટકે,
મૂડીવાદની જુલ્મ–ભઠ્ઠીમાં છાનાં હૈયાં સળગે,
હૃદયે હોળી જલતી ત્યાં
ગરીબી રગરગ વ્યાપી જ્યાં. ૯

સઘળી ક્રુપી દુનિયા તેને અહર્નિશ સતાવે,
દિનભરનાં દુઃખો ભુલવાને પીઠામાં સિધાવે,
જઈને શરાબ એ પીતા
તન, મન, ધનથી લૂંટાતા. ૧૦

એવો એક મજૂર નિશામા અન્ધારે અથડાતો,
જાણે દુનિયાથી કંટાળી અચળ નિંદમાં સૂતો,
સૂતો અપાર નિદ્રામાં
ગયો તે પ્રભુની દુનિયામાં. ૧૧

શ્રમજીવીઓની દુનિયા ઉપર શ્રીમંતો સૌ નાચે,
લાડી, વાડી, ને મોટરગાડી, મ્હેલાતોમાં રાચે,
લોહીની લક્ષ્મી મેળવતા
ગરીબનાં શોણિત સૌ પીતા. ૧૨

શ્રી. રસજ્ઞ

# બૃહદ્‌ગુજરાતની ગુજરાતી સ્ત્રીઓ

લેખક : શ્રી ડુંગરશી ધરમશી સંપટ

( ફેબ્રુઆરી અંક પૃષ્ઠ ૮૫ થી ચાલુ )

## સિંધી ગુજરાતી મહિલાઓ

સિંધ એ ગુજરાત માટેનું અન્નનો ભંડાર છે. પશુઓ માટે ઘાસ ચરવાની કાળદુભાજી ભૂમિ છે. ગુજરાતી મજુરો માટે નિભાવનું સ્થાન છે. ગુજરાતી કારીગરોને માટે કમાવાનું મથક છે. ગુજરાતીઓને માટે સંસ્કૃતિ વિકાસનું આધુનિક ક્ષેત્ર છે. ગુજરાતી વહાણો માટે બંદરોની ભૂમિ છે. ગુજરાતી વેપાર માટે વિકાસભૂમિ છે. સિંધ ગુજરાતી સાહસ, શક્તિ અને ધીરજનું સુંદર ફળ છે.

સિંધ રણની સુકી ભૂમિ રેતીથી ભરેલી છે. પરંતુ હિંદની સર્વેથી મોટી સિંધુ નદી હિમાલયથી તે આરબી સમુદ્ર સુધી ૧૮૭૫ માઈલ લાંબી વહે છે તેમા ૫૪૩ માઈલ માત્ર સિંધમા જ વહે છે. હિમાલયમાથી ખાતરનો કસ સિંધમાં ઠાલવીને સિંધને અનાજ તથા કપાસની ફળદ્રુપ ભૂમિ બનાવી દીધી છે. દોઢથી પોણા બે, લાખ ગુજરાતીઓ આ પ્રદેશમાં વસે છે

કરાંચી એ હિંદનું મહાન શ્રેષ્ઠ નગર અને બંદર છે. કરાંચી એટલે પહોળા રસ્તાઓ, સ્વચ્છ વાતાવરણ, વિશાળ પાર્કો મકાનો અને મહાન બંદર ગણાય. ગુજરાતીઓનો એ અડ્ડો ગણાય સાડાત્રણ લાખની વસ્તિમાં ¼ ભાગ ગુજરાતીઓનો ગણાય. કચ્છ, કાઠિયાવાડના રહેવાસીઓનું તો આ ઘરનું આંગણું થઈ રહ્યું છે. રૂ ૨૦ થી તે રૂ ૧૫૦૦ સુધીના માસિક પગારદારો પણ ગુજરાતીઓ છે.

અહીંની ગુજરાતી નારીઓએ પોતાની સંસ્કૃતિ પોતાની સિંધી બ્હેનોમા પ્રસારી છે. સિંધી સુન્દરીઓ શ્વેત વસ્ત્રો સે કડો વગેરે વસ્ત્ર પરિધાન કરતી હતી. પરંતુ હમણાં નવા યુગની સિંધી સુન્દરીઓએ પોતાની વિશિષ્ટ વસ્ત્ર પરિધાનની રૂઢી મુકી દીધી છે. એઓ ગુજરાતી સાડીઓ અને પોલકાંઓને વધાવી લઈ એમા એમનું સૌંદર્ય દીપી નીકળે છે. સિંધી બ્હેનોના અલંકારોની ઉપર પણ ગુજરાતી ઢબની છાપ દેખાય છે.

ગુજરાતી સાહિત્યે પણ સિંધી બ્હેનોની સંસ્કૃતિ ઉપર સારી અસર કરી છે. ગુજરાતી ભાષાના સુસંસ્કૃત સાહિત્યનો ઘણી સિંધી બ્હેનોએ અભ્યાસ કર્યો છે એનું આસ્વાદન ઘણી બ્હેનોએ પ્રેમથી ચાખ્યું છે. ગુજરાતી નાટકો જોનાર ઘણી સિંધી બ્હેનો છે.

અહીં ગુજરાતીઓ ધીરે ધીરે સિંધી તરફ ઝોક લેતા થાય છે ઘણા ભાગે તેઓ સિંધી ભાષા સમજી શકે છે. જુના ગુજરાતીઓ સિંધી ભાષા બોલી પણ શકે છે સિંધી અને ગુજરાતીઓ બને વેપારી કોમો છે. બંને શરીરે અતિ મજબુત નથી. બનેની સ્ત્રીઓ ઉપર નાજુકતાની છાપ છે. બને દેશની સ્ત્રીઓને રેશમી વસ્ત્રો, સોનાના અલંકારો, ભરતગુંથણ કસબ અને ઠઠારાનો શોખ છે. ગુજરાતી સ્ત્રીઓ સુન્દર વસ્ત્રાલંકારોનો ભારે ઠઠારો કરશે પણ પગમા ચંપલ નહિ હોય. જ્યારે સિંધી બ્હેનો પગમાં ચંપલો જરૂર પહેરશે બંનેએ બુટોનો બૉયકૉટ કરેલ છે.

ગુજરાતી અને સિંધી સ્ત્રીઓ ખાવાપીવાના સાધનો વસાવવાની અને ખવરાવવાની શોખીન છે. પરંતુ ગુજરાતી સ્ત્રીઓને રસોઈનો હુન્નર -

ઠીક સાચ્યો છે. ગુજરાતી સ્ત્રીઓ પેઠે સિંધી સ્ત્રીઓ પકવાન્નો, મિઠાઇઓ અને ગાંઠીઆ ભજીઆ વગેરે એટલા સામાન્ય ભાવથી બનાવતી નથી. એઓ ઘીની શોખીન છે. ગુજરાતી સ્ત્રીઓ તેલનો વપરાશ વધારે કરે છે. ઘણી ગુજરાતી સ્ત્રીઓ બજારની મીઠાઇઓ અને રાંધેલા પદાર્થો વાપરવામાં સંકોચ રાખે છે. પણ સિંધી બ્હેનોમાં બજારની રાંધેલી વસ્તુઓ ખાવામાં વિશેષ પ્રચાર છે.

ગુજરાતીઓમાં જ્ઞાતિ બંધારણની ભાવના વિશેષ પ્રમાણમાં પ્રચલિત છે. જ્ઞાતિઓના વાડાઓની દિવાલો મજબુત છે. સિંધી બ્હેનો પણ જ્ઞાતિબંધનો પાળે છે. પરંતુ એની દિવાલો નબળી છે. સ્પર્શાસ્પર્શનો ભેદ વિશેષ નથી. હરિજનો પ્રત્યેની આભડછેટ પણ હળવી છે. સામાન્ય રીતે ગુજરાતીઓ માંસ ભક્ષણ કરતા નથી. મદ્યપાનનો પણ નિષેધ એમને ઠીક ઠીક લાગુ પડે છે. સિંધીઓને માટે માછલીઓનું ભક્ષણ વધારે સામાન્ય છે. મદ્યપાન પણ એઓ ઠીક પ્રમાણમાં સામાન્ય રીતે કરે છે. સિંધમાં સરકારને દારૂની જગાતી પેદાસ વધારે થાય છે.

સિંધની સ્ત્રીઓ વિવાહાદિક પ્રસંગો સારો ખર્ચ કરીને ઉજવે છે. ગુજરાતી સ્ત્રીઓની પેઠે વિવાહ સીમંતાદિક પ્રસંગોએ સારો ખર્ચ કરે છે. સિંધી સ્ત્રીઓ વાદ્યો ઢોલક લઈ ગીતો ગાય છે. એઓને ગુજરાતી ગીતો ગાતાં પણ સાંભળી છે. ગુજરાતી બ્હેનો સંગીતના વાદ્યો કે ઢોલક સાથે ગીતો ગાતી નથી. જ્ઞાતિઓનાં ભોજનો બંને સ્ત્રીઓ ઉલ્લાસ સાથે કરાવે છે. વૃદ્ધોની પાછળ પ્રેતભોજનો પણ થાય છે. છતાં એ સર્વે સામાજીક કાર્યો ફરજીઆત નથી. મરજીઆત છે.

સિંધી સ્ત્રીઓ જુના જમાનાની બહુ થોડે અંશે ભણેલી છે. પણ એને ઘરકામની આવડત છે. ગુજરાતી જુની સ્ત્રીઓને પણ એ જ પ્રણાલીથી કામ લેતાં આવડે છે. નવીન યુવતિઓ તો ઘણો ખરી શિક્ષણ લે છે. ગુજરાતી બાળાઓ કરતાં સિંધી બાળાઓનો ઝોંક ભણવા તરફ વધારે રહે છે. સિંધીઓમાં આમીલ જેવી સુધરેલી કોમમાં ઘણી સ્ત્રીઓ વિશ્વવિદ્યાલયની સ્નાતો તરીકેની પરિક્ષા ઉત્તિર્ણ કરી આવી છે. એમનામાં વરવિક્રયની રીત પણ છે. સુધારાના બધા પ્રયોગો થાય છે. ગુજરાતીઓ કરતાં સિંધીઓ પુનર્લગ્નના મારે વધારે પક્ષપાત રાખી શકે છે.

સિંધી સાહિત્ય ગુજરાતી સાહિત્ય જેટલું વિશાળ કે સુસંસ્કૃત નથી. સ્વચ્છતામાં ગુજરાતીઓ કાંઇક ચડે. બંને દેશવાસીઓ પૈસા કમાવા માટે દૂર દૂરના દેશો તરફ જાય છે. બંને દેશવાસીઓના હિંમત અને શૌર્યાદિ ગુણો ખીલી પ્રકાશ પામ્યા નથી. ગુજરાતી કરતાં સિંધીઓ પાકટ ઉમરે લગ્ન કરે છે. પરંતુ હવે તો ગુજરાતીઓમાં પણ બાળ વિવાહનો અરત દેખાતો આવે છે. ગુજરાતમાં ઘુમટો તાણવાનો ચાલ ઓછો થતો જાય છે. સિંધી સ્ત્રીઓમાં ઓછો જ છે.

# ::ઝાંસીની વીર રાણી લક્ષ્મીબાઇ::

લેખક : પ્રાણલાલ કિરપારામ દેસાઇ

[ એપ્રીલના અંકના પાના ૪૬ થી ચાલુ ]

આ સમયની રાણી લક્ષ્મીબાઇની દિનચર્યાનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે:—

" રાણી રોજ પ્રાતઃકાળે પાંચ વાગે ઉઠતી હતી અને દાતણ પાણી વગેરેથી પરવારી સુગંધીદાર અત્તરથી મિશ્રિત પાણીથી સ્નાન કરતી હતી. સ્નાન કરી રહ્યા પછી સફેત રંગની સ્વચ્છ ચંદેરી સાડી પહેરી તે પોતાના ખાનગી મંદિરમાં પૂજા કરવા બેસતી હતી. પૂજા શરૂ કરતાં પહેલાં પ્રથમ તો તે પોતાના પતિનું મરણ થયેલું હોવા છતાં તેણે કેશમુંડન કરાવેલું નહિ હોવાથી તેને માટે પ્રાયશ્ચિત કરતી. પૂજા કરી રહ્યા પછી તુલસી કયારામાં જઇ તે તુલસીની પૂજા કરતી.

ત્યાર પછી તે મહેલના જાહેર પ્રાર્થના મંદિરમાં આવતી. ત્યાં રીતસરની જાહેર પ્રાર્થના થતી હતી. દરબારી ગવૈયાઓ સતાર અને નરઘાં સાથે ત્યાં હાજર રહેતા અને પ્રભુ ભક્તિનાં ભજનો ગવાતાં હતાં. અને ત્યારબાદ ભાગવતમાંથી શ્રી કૃષ્ણ જીવનના કેટલાક પ્રસંગોનું વાચન થતું હતું. પૂજાના કાર્યની સમાપ્તિ થયા પછી સવારનો દરબાર ભરાતો હતો.–એ દરબારમાં રાજ્યના મોટા અમલદારો તથા સરદારો હાજરી આપતા હતા અને રાણીને વિધિપૂર્વક નમન કરી નજરાણો કરતા હતા. રાણી પણ તેમનું નમન સ્વીકારી તેમને રીતસર પોષાકો આપતી હતી. દરબારનું કામ સમાપ્ત થયા પછી રાણી ભોજનગૃહમાં જઇ ભોજન કરતી હતી. ખાસ અગત્યનું કામકાજ ના હોય તો જમ્યા પછી રાણી એકાદ કલાક આરામ લેતી હતી. ત્યાર પછી પોતાના ખાનગી મંત્રીને બોલાવી રાજવહીવટને લગતા કાગળો વાંચતી અને તે સંબંધી પોતાની આજ્ઞાઓ બહાર પાડતી હતી. એ કામ પુરૂં થયાં પછી સવારમાં દરબારીઓ તરફથી આવેલી નજરાણાની વસ્તુઓ તેની સમક્ષ લાવવામાં આવતી હતી. તેમાંથી પોતાને જે વસ્તુઓ પસંદ પડે તે પોતે રાખી લેતી અને બાકીની વસ્તુઓ તેના ખાનગી અંગત નોકરોને બક્ષીસ તરીકે આપી દેતી. ત્રણ વાગે તે બપોરના દરબારમાં હાજરી આપતી હતી. આ વખતે તે પુરુષનો પહેરવેશ ધારણ કરતી હતી. તે પાયજામો પહેરતી, ભુરા રંગનો લાંબો અંગરખો પહેરતી, માથે મરેઠીશાહી નાની પાઘડી પહેરતી અથવા તો કસબી મંદીલ બાંધતી. કમરે કસબી દુપટ્ટો બાંધતી અને હાથમાં રત્નજડીત તરવાર રાખતી. આ પોશાકમાં તે સાક્ષાત ગૌરી જેવી દેખાતી હતી. કોઇ કોઇ વખતે બપોરના દરબારમાં તે સ્ત્રીનાં કપડાં પહેરીને પણ જતી હતી. પતિના મરણ પછી હાથ ઉપર તે બીલકુલ બંગડીઓ કે ચુડીઓ પહેરતી નહિ. આભુષણમાં તે માત્ર ગળામાં મોતીની માળા અને આંગળીએ એક હીરાની વીંટી એટલુંજ પહેરતી. બપોરના દરબારમાં તે દરબારીઓને પોતાનું મુખ બતાવતી નહિ. મુખ્ય દરબારગૃહની સામે નાની ઓરડીમાં સિંહાસન ઉપર તે બેસતી અને એ ઓરડી અને દરબારગૃહના વિશાળ ઓરડાની વચ્ચે ચક નાખવામાં આવતો હતો. ચકની બહાર રાણીનો મુખ્ય દિવાન અગત્યના કાગળો લઇને ઉભો રહેતો હતો અને તે કાગળોની મતલબ રાણીને

સમજાવતો હતો અને પછી બહાર ઉભા રહેલા છડીદારને કે દાસીને એ કાગળો આપતો અને એ છડીદાર કે દાસી પાછલે રસ્તે એ કાગળો રાણીને આપતાં. રાણી પોતે એ કાગળોની નીચેજ પોતાની આજ્ઞાઓ કે નિર્ણયો લખતી. આ દરબારમાં હાજર રહી રાણી સમક્ષ પોતાની ફરીઆદો રજુ કરવાની પ્રજાજનોને છુટ હતી. રાણી પોતે બધાની ફરીઆદો શાંતિથી સાંભળતી હતી, અને જરૂરજોગી તજવીજ કરી બધાને યોગ્ય ન્યાય આપતી હતી. આ દરબારનું કામ રોજ બે ત્રણ કલાક સુધી ચાલતું હતું. દરબાર પુરો થયા પછી રાણી પોતાના માનીતા ધોળા ઘોડા ઉપર બેસીને કે પાલખીમાં બેસીને નગરબહાર આવેલા મહાલક્ષ્મી માતાને મંદિરે દર્શન કરવા જતી હતી. એ મંદિર એક સુંદર સરોવરના કાંઠા ઉપર આવેલું હતું. એ સરોવર સુંદર કમળોથી ભરપુર હતું. એક દિવસ સાંજે રાણી મહાલક્ષ્મી માતાના મંદિરેથી દર્શન કરી પાછી આવતી હતી ત્યારે નગરના દક્ષિણ દરવાજા બહાર ટંટો ફીસાદ કરતું અને ધાંધલ મચાવતું લોકોનું એક ટોળું તેના જોવામાં આવ્યું. આ વખતે તેનો મુખ્ય દિવાન લક્ષ્મણરાવ તેની પાસે હતો. રાણીએ તેને પુછ્યું, " આ લોકો કોણ છે ? અને નગરને દરવાજે તેઓ આટલી બધી ધાંધલ કેમ મચાવી રહ્યા છે ? " દિવાન તરતજ એ ટોળાની મધ્યમાં ગયો અને તજવીજ કરી રાણી પાસે પાછો આવ્યો અને જવાબ દીધો, " મહારાણી બા, આજુબાજુના પ્રદેશમાં સિપાઇઓના બળવાને લીધે લુંટફાટ અને તોફાનો ચાલી રહેલાં છે. લોકો એ પ્રદેશમાં સહીસલામત રહી શકતાં નથી તેથી તેઓ નિરાધાર થઇ આ તરફ નાસી આવેલાં છે. તેમની પાસે ખાવા પીવાનું કે પહેરવા ઓઢવાનું કાંઇ નથી. " દિવાનનું કહેવું સાંભળીને આ દયાળુ રાણીના હૃદયને સખત આઘાત થયો. તેણે એકદમ આજ્ઞા કરી દીધી કે આ નિરાધાર લોકોને તેમ એમના જેવા બીજા એવા નિરાધાર લોકોને ચાર દિવસ પછી દરબારગઢના ચોગાનમાં એકઠા કરો અને રાજ્ય તરફથી તેમને અનાજ તથા કપડાં લત્તાં આપવાની વ્યવસ્થા કરો. રાણીએ પોતાના આભુષણો વેચીને આ લોકોને આપવાને માટે દાણા તથા કપડાં ખરીદ કર્યાં, ચોથે દિવસે દરબારગઢના ચોગાનમાં અસંખ્ય નિરાધાર લોકો એકઠા થયા. રાણીએ જાતે ત્યાં હાજર રહી બધાને એક માસ ચાલે એટલા દાણા તથા કપડાં અપાવ્યાં.

( ૩ )

તા. ૨૩ મી માર્ચ ૧૮૫૮ ને દિવસે અંગ્રેજ સૈન્યે ઝાંસી ઉપર હુમલો કર્યો. રાણી વીરતાથી અંગ્રેજ સૈન્ય સામે લડવા તૈયાર થઇ ગઇ. તેની પાસે દસ હજાર સૈનિકો હતા. તેમને માટે હથીઆર તેમ ખાવા પીવાની વગેરે તૈયારીઓ કરવાતી હતી. એ બધી વ્યવસ્થા ઝાંસીની પ્રજાએ હોંસથી કરવા માંડી; કારણ કે ઝાંસીના દરેકે દરેક નાગરિક-સ્ત્રી તેમ પુરુષ-બધામાં રાણીનો જુસ્સો વ્યાપી રહેલો હતો. તાત્યાસાહેબ ટોપે આ વખતે ઝાંસીથી ૮૦ માઇલ દુર હતો. તેની પાસે વીસ હજાર સૈનિકો હતા. એ આવી પહોંચે ત્યાં સુધી લક્ષ્મીબાઇને એકલે હાથે ઝાંસીનું રક્ષણ કરવાનું હતું. રાણી પાસે ૭૫ તોપો હતી અને દસ હજાર સૈનિકો રાણી અને ઝાંસી ખાતર પોતાના પ્રાણ આપવા તૈયાર હતા. રાણીના સૈન્યમાં શૌર્ય હતું, જુસ્સો હતો પણ અંગ્રેજ સૈન્યની માફક તેમણે તાલીમ લીધેલી નહોતી વળી તેમનામાં શિસ્ત પાલનનો તદ્દન અભાવ હતો. તેમ છતાં બાર દિવસ સુધી રાણીએ વીરતાથી ઝાંસીનું રક્ષણ કર્યું. અનેક પ્રયત્નો છતાં અંગ્રેજ સેનાધિપતિ

પણ બહાદુરીથી લડવા લાગ્યા. એ સ્થળનું દશ્ય ખરેખર ભયાનક હતું. રાજમહેલની અંદર પણ બે કલાક સુધી દારુણ યુદ્ધ ચાલ્યું. રાણીના માત્ર ગણ્યા ગાંઠયા અંગરક્ષકો જીવતા રહી શક્યા હતા. સૈન્યનો મોટો ભાગ કાં તો યુદ્ધમાં માર્યો ગયો હતો અથવા તો નાશી ગયો હતો. રાણીને માટે કટોકટીનો પ્રસંગ આવી પહોંચ્યો હતો. શત્રુઓને હાથે કેદ પકડાવું અથવા તો વીરાંગનાને શોભે એવું મરણ—એ બેમાંથી એક તેને માટે નક્કી હતું. પણ તેણે સમય સૂચકતા વાપરી અસાધારણ હિંમત ધરી શત્રુના સૈન્યની મધ્યમાં થઇને નાસવા માંડયું. અંગ્રેજ સૈન્યે તેને જીવતી પકડી લેવાને બહુ બહુ પ્રયત્નો કર્યાં પણ તેણે અતુલ પરાક્રમ બતાવી અનેક અંગ્રેજ સૈનિકોને કાપી નાખી પોતાનો રસ્તો કાઢયો અને માત્ર ૭૦ નિમકહલાલ સૈનિકો સાથે અંગ્રેજોના સૈન્યની વચમાં થઇને ૧૦૦ માઇલની ઝડપી કુચ કરીને કાલ્પી મુકામે તાત્યાસાહેબ ટોપેની છાવણીમાં તે પહોચી ગઇ. રાણીના ૭૦ નિમકહલાલ સૈનિકોમાંથી ૬૬ સૈનિકોએ આ ૧૦૦ માઇલની મુસાફરીમાં રાણીનો બચાવ કરવામાં પોતાના પ્રાણની આહુતિ આપી. માત્ર ચાર નિમકહલાલ સૈનિકો સાથે તે તાત્યાસાહેબ ટોપેને મળી. તાત્યાસાહેબ ટોપે ઠીંગણો અને રંગે કાંઇક શ્યામ વર્ણનો હતો; અને તેનું યુદ્ધકૌશલ્ય અસાધારણ હતું. નાસવાની કળામાં તો તેને કોઇ પહોંચી શકે એમ નહોતું. જોત જોતામાં તો તે સેંકડો માઇલ પહોંચી જતો હતો. તેણે અત્યંત પ્રેમથી મહારાણી લક્ષ્મીબાઇને આવકાર આપ્યો. રાણીને હિંમત આપતાં તેણે કહ્યું: "તમે બીલકુલ ગભરાશો નહિ. બંગાળી બળવાખોરોનો કેટલોક ભાગ મને બેચાર દિવસમાં આવી મળવાનો છે એટલે આપણે ઝાંસી પાછું જીતી લઇશું." પરંતુ 'સર હ્યુ રોઝ એક દિવસ પણ થોભી શકે એમ નહોતું. તાત્યાટોપે ને રાણી લક્ષ્મીબાઇ બન્ને એકઠાં થાય તો શું ને શું કરી નાખે એવી તેને બીક હતી. બીલકુલ પણ વિસામો લીધા વગર તેણે કાલ્પી તરફ ધસારો કર્યો. રાણી લક્ષ્મીબાઇ અને તાત્યા ટોપેએ નહિ જેવા સૈન્ય સાથે તેની સામે યુદ્ધમાં ઝંપલાવ્યું. પણ તેમની હાર થઇ. રાણી લક્ષ્મીબાઇ અને તાત્યાટોપે બંને ગ્વાલીઅર તરફ નાઠાં. ગ્વાલીઅરમાં સિંધીઆનું રાજ હતું. સિંધીઆ પાસે તેમણે આશા રાખી હતી કે રાણી લક્ષ્મીબાઇ અને નાનાસાહેબ પેશ્વાનો મોટો ભાઇ અને પ્રતિનિધિ શ્રીમંત રાવસાહેબ, પેશ્વા તથા બાહોશ સરદાર તાત્યાટોપેની હાજરીથી અને તેમની વિનંતીથી સિંધિયાનો હૃદયપલટો થશે અને તે તેમને મદદ કરશે. પણ તેમની એ આશા ફળી નહિ. અંગ્રેજો પ્રત્યેની તેની વફાદારીમાં સિંધીઆ અડગ રહ્યો. તેણે લક્ષ્મીબાઇ તથા તાત્યાટોપેને ગ્વાલીઅરમાં પેસવા દીધાં નહિ. પણ સિંધીઆના સૈન્યનો કેટલોક ભાગ ગ્વાલીઅરથી ત્રણ માઇલ દુર મુરાર નામના ગામે રાણી લક્ષ્મીબાઇને આવી મળ્યો. રાણીએ એ સૈન્યની સરદારી લીધી. સર હ્યુ રોઝ પણ પોતાના સૈન્ય સાથે એકદમ મુરાર ગામની નજદીકમાં આવી પહોંચ્યો. મુરાર ગામની નજદીકમાં તા. ૧૮ મી જુનને દિવસે ફરી પાછું યુદ્ધ થયું. એ યુદ્ધમાં પણ લક્ષ્મીબાઇની હાર થઇ. તાત્યાટોપે તો તેના હંમેશના રિવાજ મુજબ યુદ્ધના મેદાનમાંથી નાઠો. રાણી લક્ષ્મીબાઇ હવે તદ્દન એકલી પડી ગઇ. પણ તે હિંમત હારી નહિ. એક કર્મયોગીની માફક પરિણામની બીલકુલ પણ પરવા કર્યા વગર પોતાના શરીરની પવિત્રતાનું રક્ષણ કરવા એકલાં એકલાં પણ તેણે અતુલ પરાક્રમ બતાવ્યું. પોતાના સૈનિકોને નાસતા અટકાવવા તેણે ઘણા પ્રયત્નો

કર્યો. સિંહની માફક ગર્જના કરી તેણે કહ્યું, " ઓ બાયલાઓ, તમે તો તમારી જાતને વીર મરાઠા યોદ્ધાઓ તરીકે ઓળખાવો છો. પણ ખરી કસોટીની વખતે તો ગુલ્લીબાજ સૈનિકોથી બી જઇ તમે નામર્દની માફક નાસવા માંડો છો, શરમ છે તમને. એટલામાં તો સૈનિકોની એક ટુકડી રાણીની છેક જ નજદીક આવી પહોંચી. રાણીએ પોતાના ઘોડાને મારી મુકયો. પણ તોપના ભયંકર અવાજથી એ ઘોડો ભડકયો. અને એક નાળુ કુદતાં તે પડી ગયો. હાથમાં તરવાર લઇ રાણી તરત જ ઉભી થઇ ગઇ. દસ પંદર સૈનિકો તેની આસપાસ ફરી વળ્યા અને તેને ઘેરી લીધી. દસ પંદર સૈનિકોની તરવારો સામે રાણી પોતાની એક તરવાર કુશળતાથી વીંઝી રહી હતી. તેને ઠેકાણે ઠેકાણે ઘા વાગ્યા હતા. મરતાં મરતાં પણ તેણે બે ચાર સિપાઇઓને સ્વધામ પહોંચાડી દીધા. એટલામાં તો તેનો નિમકહલાલ નોકર રામચંદ્રરાવ દેશમુખ કેટલાક સૈનિકોને લઇ રાણીની મદદે આવી પહોંચ્યો. ઘાયલ થઇ પડેલી રાણીને તેમણે એકદમ ઉપાડી લીધી અને નજદીક આવેલા એક મંદિરમાં લઇ ગયા. ત્યાં તેને એક ખાટલા ઉપર સુવાડી અને તેના મોંમાં મંદિરના પૂજારી બાવા ગંગાદાસે 'પવિત્ર ગંગાજળ રેડયું'. પળવારમાં જ તેનું પ્રાણ પંખેરૂં ઉડી ગયું. રામચંદ્રરાવ દેશમુખ તથા ગંગાદાસે મંદિરના ચોગાનમાં રાણીના મૃત દેહને અગ્નિસંસ્કાર પણ કરી દીધો. આ રીતે આ વીરાંગના જીવતાં તેમ મરણ પામીને પણ કેદી તરીકે પકડાઇ નહિ પણ છેલ્લી ઘડી સુધી સ્વતંત્ર જ રહી.

મહારાણી લક્ષ્મીબાઇ, વીરતાની મૂર્તિ, શૌર્ય અને પવિત્રતાની સાક્ષાત પ્રતિમા, તું આજે આ પૃથ્વી ઉપર નથી. પરંતુ આજે પણ માત્ર તારા પવિત્ર નામના સ્મરણથી અનેક હિન્દુ સ્ત્રી પુરુષોના મનમાં અભિમાન ઉત્પન્ન થાય છે અને તેમના હૃદયમાં દેશ-ભક્તિ, વીરતા અને ટેકની જ્વાળા પ્રગટે છે. તારી વીર કથા મુડદામાં પણ પ્રાણ રેડે છે. તારો આત્મા ધર્મ અને સ્વાતંત્ર્યની ખાતર પોતાના પ્રાણની પણ આહુતિ આપવાની અનેક હિન્દુ સ્ત્રી પુરુષોને પ્રેરણા આપે છે. મહારાણી લક્ષ્મીબાઇ, ધન્ય છે તારી જનેતાને કે જેણે તારા જેવી વીર રમણીને જન્મ આપ્યો. તેં તો ધર્મ, સ્વાતંત્ર્ય અને ટેકના યજ્ઞમાં તારા પવિત્ર પ્રાણનું બલિદાન આપી હિન્દુ સ્ત્રીઓને એક આદર્શમય દૃષ્ટાંત આપ્યું છે. જ્યાં સુધી હિન્દુ જાતિનું અસ્તિત્વ રહેશે ત્યાં સુધી હિન્દના ઇતિહાસમાં તારું ઉજ્જવલ નામ અમર રહેશે અને તારી કીર્તિ ભારતના ઇતિહાસમાં યાવત્ચંદ્ર દિવાકરૌ પ્રકાશિત રહેશે.

# મીઠડો કલશોર

રાગ—મીશ્ર કાફી તાલ : : દાદરા

[ લય—બંસી બજાવે કહાનો યમુનાને કાંઠડે ]

ઉંચી અટારીયે ને મેડીની બારીએ,
રસીયાનો શોરબકોર, લાગે કેવો મીઠડો કલશોર.
લલકારે ગીતડાં એ ચઢીને અગાશીએ,
મસ્તાનો કો'નો એ ચોર, લાગે કેવો મીઠડો કલશોર.
શ્યામ કીકી જાદુભરી અણીયાળી તાકીને,
નયણાંની જામે રસ ઝકોર, લાગે કેવો મીઠડો કલશોર.
ચતુરાઇ ધારી ચતુરાંને રીઝાવીને
ચિત્તડું ચળાવે ચકોર, લાગે કેવો મીઠડો કલશોર.
વસમા એ ઉર ઘાટે વસીયો છે સ્હેલ એ,
દીલ દ્વારે દેતો ટકોર, લાગે કેવો મીઠડો કલશોર.
વ્હાલમનાં વેણુ વાંસળીમાં વહાવીએ,
રસરેલે ભીંજવે ચકોર, લાગે કેવો મીઠડો કલશોર.
વાટે ને ઘાટે એ હાસ્યે હસાવીને,
હીલોળે હૈયાંની દોર, લાગે કેવો મીઠડો કલશોર.
પ્રેમ પીંજરે પુરાયો પંખી એ બંધને,
તોય એનો મા'તો ના તોર
લાગે કેવો મીઠડો કલશોર.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

ૐ

# રજની રાણી

( ૧ )

શ્યામ સુંદર રજની રાણી,
હું; ઉરવી ઉદરે ઉભરાણી,
નિરવ પગલે હું પથરાણી,
શશી-તારક ચાકરને આણી-
હું રજની રાણી.

( ૨ )

નિદ્રા બહેનપણી મુજ શાણી,
મેં તેને અવની પર આણી,
નંયન નયન રમતી પ્રસરાણી,
ભાનતણો ભંડાર કમાણી-
હું રજની રાણી.

( ૩ )

પ્રભાત મારી રમત પીછાણી,
ધર્યું વહાવી જાદુ-વાણી,
તે વાણી સહુ ઉર સોંસાણી,
ભાગ્યાં હું ને નિદ્રા રાણી-
હું રજની રાણી.

શ્રી. બાલકૃષ્ણ મુગટરામ ઠાકર

# વિશ્વશાંતિ

હાલના સમયમાં વિશ્વશાંતિની ઘણી જ જરૂર છે. એવો કયો કમનસીબ હશે કે જે વિશ્વશાંતિ ન ચાહતો હોય ? ખરે જ શાંતિ તો સૌને ગમે.

વિશ્વમાં કેટલું અંધેર ચાલી રહ્યું છે ? કોઇને કંઇ દુ:ખ ને કોઇને કંઇ. જેમકે અત્યારે તો લોકોને ખાવાપીવાની વિટંબણા પડે છે. આવી કાળી મોંઘવારીમાં મનુષ્ય જીવે શી રીતે ? તેઓને રાહત કયારે મળશે ? ડાહ્યામાં ડાહ્યા માણસો પણ તેનો જવાબ આપી શકતા નથી. પરંતુ એટલો તો ખ્યાલ આવે કે જ્યારે આખું વિશ્વ આ તાંડવનૃત્ય પૂરું કરશે ત્યારે કારમી મોંઘવારી ઓછી થશે. હમણાં તો આખું વિશ્વ ચક્કર ચક્કર ફરે છે અને વચ્ચે વચ્ચે આપણને એક જાતનો આંચકો લાગે છે. જ્યારે ભીષણ સ્વરૂપ ધારણ કરેલું વિશ્વ તેની સ્વાભાવિક જગ્યાએ આવશે ત્યારે જગતમાં શાંતિ ફેલાશે. તેને લીધે કેટલાનાં હૃદયો હર્ષોન્માદથી છલકી રહેશે ?

એક બાજુ ‘હું બળવાન, હું બળવાન’ કરતું જર્મની ઇંગ્લંડને કચડી નાખવા તૈયારી કરી રહ્યું છે, તેને દુનિયામાં એક મહાન સામ્રાજ્ય બનવું છે. જ્યારે બીજી બાજુ ઠીંગણું જાપાન મલાયા, સીંગાપોરને ગળી ગયેલું, કલકત્તા પર અવારનવાર આક્રમણ કરી રહ્યું છે. અને...? પરમપૂજ્ય ગાંધીજી સ્વતંત્રતાની લડાઇ માટે જેલના સળિયા પાછળ ગયા છે. શા માટે ? જર્મનીના જબરદસ્ત આક્રમણથી ધુંધવાએલું ઇંગ્લંડ હિંદની ગુલામીની શૃંખલા તોડવાની મનાઇ કરી રહ્યું છે! આ બધાં કારણોને લીધે જગતનું એક ઉગ્ર સ્વરૂપ થઇ ગયું છે.

કેટલા સૈનિકોના લોહીની નદીઓ અને આંસુની ધારાઓ વહી જતી હશે ? માનવ જાત ઓછી ભયંકર ખીણમાં ઉતરી પડી છે ? શા માટે ? પૈસા માટે. અરે ! કેટલીએ માતાના પુત્રો માટે, બેનના ભાઇ માટે, પત્નીના પતિ માટે અને બાળકવૃંદના પિતા માટે નિસાસા ચાલુ છે. ખરેખર, ઘણી વખત નિર્દોષ જ મરી જાય છે.

પૂ. ગાંધીજી કહે છે કે અહિંસા અને સત્યના માર્ગે જશો તો જ તમે જગતમાં ખરા મનુષ્ય કહેવાશો અને દેશને ઉપયોગી બનશો. ખરેખર અહિંસા વગર શાંતિ માટે બીજો માર્ગ જ નથી. ગાંધીજીના જેવી તપશ્ચર્યાનો ખરો મર્મ લોકો સમજતા થશે ત્યારે જ જગત શાંતિને માટે લાયક બનશે. અને અનેકના પ્રાણોરૂપી કમળની પાંખડીઓ ઉઘડશે.

તમે ગમે તે હો, હિંદુ હો કે મુસલમાન, પારસી હો કે ખ્રિસ્તી, પરંતુ સત્ય, શાંતિ અને પ્રેમનો અધિકાર તો આખા વિશ્વ માટે છે.

ખરેખર હવે તો એમ જ ઇચ્છીએ કે હૈયેહૈયાં પ્રેમ ગાને જગાવી, પ્રજાપ્રજા હાથમાં હાથ મીલાવી જગડંબરને ગજાવી દે. અને કોઇ કવિએ કહ્યું છે કે:-यत्र विश्वं भवत्येकनीडम् એવી જાતની વિશ્વશાંતિ થાય. જ્યારે ‘वसुधैव कुटुम्बकं’ બનશે ત્યારે જ જગતભરમાં શાંતિનું સામ્રાજ્ય સ્થપાશે.

—નીલપ્રભા વિજયરાય વૈદ્ય

# મોહનજી ખેલી રહ્યા

( ઢાળ : નિંદર ભરી રે ગુલાલે ભરી )

ખેલી રહ્યા રે હો ! ખેલી રહ્યા;
મોહનજી ખેલ નવા ખેલી રહ્યા.

જગના જનોની મતિ જંગે ગુલાવી;
ડુબાવી વેરઝેરે સૌને સખી !
મોહનજી ખેલ...

ફરસીને બાણ જુદા જુદા કેં રૂપમાં,
લઇને રાવણ, દુષ્ટ મારી સખી !
મોહનજી ખેલ...

કુરુમેદાનમાં મોરલીના નાદથી;
પ્રગટાવી સત્ય દીપ એણે સખી !
મોહનજી ખેલ...

મીઠી શી મોરલીને મૂકી બાજુમાં;
લઇને આ યુગમાં તકલી સખી !
મોહનજી ખેલ...

[illegible] આધાર કરી એના જો તારને,
મૂક્તિને માર્ગ હાં દોરી સખી !
મોહનજી ખેલ...

શા શા તે ખેલ હરી ખેલતાં યુગદેવ;
ક્યાંથી ભૂલોક એ જાણયે સખી !
મોહનજી ખેલ નવા ખેલી રહ્યા.

શ્રી. કાન્તિલાલ પુરુષોત્તમદાસ શેઠ

# અકળામણ

મારી દર્દભરેલી આજ રે
વિસરાવે મને સહુ કાજ
મારી કાજળઘેરી આજ રે
વિસરાવે મને સહુ કાજ

ઘોર તિમિરે આજ ભરી મારી
શૂન્ય દિશાઓ જણાય
આંખેથી ટપકી નીર સુકાતાં
નૂરથી હીણી થાય રે
વિસરાવે મને૦

યૌવન મારૂં આજ છતાંયે
ગાત્રો તૂટું તૂટું થાય
કાળ નહિ તોય વૃદ્ધ બન્યાં તે
હૈયું તેથી અકળાય રે
વિસરાવે મને૦

પાંખ નથી મારે તોય બિચારૂં
મનડું ઊડું ઊડું થાય
ક્યારે આવે મારી કાલ ગુલાબી
તેજ ફુવારે ફરાય રે
વિસરાવે મને૦

શ્રી. ભાનુકુમારી ભટ્ટ

# બલિદાન

લેખક :
શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

સુકોમળ પુષ્પ જેવી સરીતાને પંદરમું વર્ષ બેઠું હતું. એના દેહનો બાંધો અત્યંત નાજુક હતો. પ્રભાતના ખીલેલા ફુલ જેવી એ સુંદર હતી. એના મુખ ઉપર રમતિયાળ સ્મીત નિત્ય ફરકતું જ રહેતું અને સ્વભાવમાં પણ બાળપણાનાં તોફાન અને સરળતા હજી ગયાં નહોતાં. એટલી જ વયની બીજી છોકરીઓની જેમ સરીતામાં જાતિય રસિકતા નહોતી. સંસારનું એને ભાન નહોતું, દુનિયાનો એને અનુભવ નહોતો.

દરવાજા આગળથી પસાર થતાં બિહારીલાલને એણે ઘણીવાર જોયા હતા. દાદાના ઉપનામથી એને એ ઓળખતી હતી.

*

ચાર ચાર પત્નીઓને સ્મશાને સીધાવી હવે બિહારીલાલ ઘરડા થવા આવ્યા હતા. એમની વય હવે પંચાવનથી સાઠ વર્ષની કહી શકાય. ભગવાને એમને ખુબ પૈસો આપ્યો હતો. જીવનની સુખાવસ્થામાં શરીરની તંદુરસ્તી એમણે ઠીક ટકાવી રાખી હતી. એમના ઘરમાં બીજી પત્નીનો એમનો છોકરો, તેની વહુ અને બાળબચ્ચાંઓ હતાં.

પણ દીકરા સાથે ફાવે નહિ. નોકરચોકર ઘરના માણસ જેવી ચાકરી કરે ? છતે પૈસે શું કામ દુઃખ ભોગવવું ? ઇત્યાદિ કારણોને લીધે એમણે પોતાના નવા લગ્નની ચર્ચા ઉપાડી. ઘણી વેળા આંગળામાંથી પસાર થયેલી સંરીતા ઉપર એમની દૃષ્ટિ ચોંટી હતી.

*

એક દિવસે કોઇ કોઇના મામાના કાકાના સાળાના ઇત્યાદી સંબંધીઓમાથી એકની ઓળખાણવાળા કુટુંબી-બુઝર્ગ સરીતાના લગ્નની વાત લઇ આવ્યા. સરીતાના માબાપ ગરીબ હતાં. એમની જીવન અભિલાષા વહાલસોઇ સરીતાને સુખી જોવાની હતી. પૈસામાં જ સર્વસ્વ સુખ સમાયાં છે એવી માન્યતાવાળા ઘણા મનુષ્યોમાંના સરીતાનાં માબાપ પણ હતાં. બિહારીલાલને ઘેર કશો દુઃખનો સંભવ જ નથી, સરીતા ઘરેણાં ગાંઠાથી લદાઇ જશે. એમને ઘરબારે બાદશાહી છે. ઉપરોક્ત કારણોને અંગે સરીતાનાં લગ્ન બિહારીલાલ સાથે જ નક્કી થયાં. લગ્નનો દિવસ પણ 'મુકરર કરવામાં આવ્યો.

લગ્નની પહેલી રાતે પીયુમિલનની પ્રતિક્ષા 'કરતી કો' મુગ્ધાની જેમ મુખ ઉપર ઘુંઘટ નાખી સરીતા જાગતી બેઠી ન હતી. અજાણ્યા ઓરડામાં એ તો એકલી અટુલી વિસ્મયતાથી મુંઝાતી ક્યારની ભરનિંદ્રામાં પોઢી ગઇ હતી. થોડીવારમાં ત્યાં બિહારીલાલે પ્રવેશ કર્યો. એમની ઉંમર વધવા છતાં રસિકતા ઘટી નહોતી. સુતેલી સંરીતાનો હાથ એમણે પ્રેમથી એમના હાથમાં લીધો.

બિહારીલાલના અડપલાથી અર્ધ જાગૃત અવસ્થામાં આવી સરીતા ઉં...ઉં...ઉં કરત પડખું ફેરવીને સૂઇ ગઇ. સરીતાને સમજાવવા માટે સાથે આણેલું મીઠાઇનું પડીકું ખોલ સરીતાને ઢંઢોળીને બિહારીલાલે ઉઠાડી.

મીઠાઇ જોતાં સરીતા રાજી રાજી થ ગઇ અને " દાદા આ કોને માટે લાવ્યા કહેતી આનંદથી બિહારીલાલના મુખ તર જોઇ રહી.

" તારે માટે જ " દાદા શબ્દ ગમ ન હોવા છતાં ય બિહારીલાલે મિઠાશ જવાબ આપ્યો.

બિહારીલાલનો જવાબ સાંભળી સરી મીઠાઇનું પડીકું ખોળામાં લઇને ખાવા લાગ

મીઠાઇ ખાવામાં નિમગ્ન બનેલી સરીતાના બાહુમાં બિહારીલાલે હળવેથી પોતાનો હાથ સેરવ્યો. એટલે "દાદા એવું ન કરોને, મને ગલગલીઆં થાય છે" કહેતી સરીતા નિર્દોષતાથી ખડખડ હસતી દૂર ખસી ગઇ. સરીતાના બાળક જેવા વર્તનથી બિહારીલાલ શેઠ નિરાશ બની ગયા. પણ એ સહેજમાં પોતાની હામ હારી જાય એવા નહોતા.

દાદા દાદા કહીને કાલાઘેલા બોલોથી વાતો કરતી સરીતાને એમણે બળપૂર્વક ખેંચીને બાહુમાં જકડી લીધી.

"દાદા મને છોડી દો, મને ઊંઘ આવે છે. એવું ના કરો." બિહારીલાલની બાથમાંથી છુટવાને માટે તરફડિયાં મારતી સરીતા આજીજી કરવા લાગી.

બિહારીલાલનાં અમાનુષી વર્તનથી સરીતા હેબતાઇ ગઇ. એનું મુખ ફીક્કું પડી ગયું. ભયથી એનું શરીર થરથર ધ્રૂજી રહ્યું.

*

"કેમ દાક્તર સાહેબ, સરીતાને કેમ છે?"

"એને ઓપરેશન કરવું પડશે." દાક્તરે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

'હેં' બિહારીલાલ શેઠ આ સાંભળતાં જ બોલી ઊઠયા. "હા, એક તો વય નાની અને નાજુક શરીર એટલે પ્રસવ નથી થતો. ઓપરેશન વિના છુટકો નથી." રૂવાબથી અને ગંભીરતાથી દાક્તરે ઓપરેશનની અગત્યતા સમજાવી.

*

બીજે દિવસે સરીતાના મૃત્યુ સમાચાર આખા ગામમાં પ્રસરી ગયા.

કુમળી કળી જેવી નિર્દોષ અને અણુસમજુ આવી કેટલી બાળાઓ કજોડાં લગ્નના ખપ્પરમાં હોમાતી હશે?

શાંતિ—શાંતિ—શાંતિ

# સ્ત્રીત્વના મધ્યકાલિન પ્રવાહો

લેખક : શ્રી. મુકુન્દરાય પંડ્યા

કોઇ પણ સમયની નિશ્ચિત ભાવના વિષે વિચાર કરવાનું જ્યારે આવી પડે છે, ત્યારે તત્કાલિન કાળના સાહિત્ય, ઇતિહાસ આદિ ઉપલબ્ધ સાધનો પરજ વિષેષતઃ આધાર રાખવો પડે છે. અને તેમાં પણ મુસ્કેલી તો એ આવે છે કે ઇતિહાસમાં તત્કાલિન પ્રજાજીવનનો આધારભૂત પરિચય આપી શકતો નથી; મુખ્યતવે તો તે સમયના રાજકીય આંદોલનોજ તેમા ઝીલાયાં હોય છે. જ્યારે બીજું—સાહિત્ય—એ જરૂર મદદગાર થઇ શકે; કારણ કે સાહિત્ય જીવનનું પ્રતિબિંબ છે; તેની પ્રત્યેક ભાવનાઓ, તેના અંતરગત તત્વો, તેમાં થતા નાના મોટા આરોહ અવરોહ, સમકાલિન સાહિત્યમા અચૂક આલેખાયાં હોય છે; અને તેથી તે ઘણે અંશે આધારભૂત માહિતી આપવામાં મદદગાર નીવડી શકે.

તો પછી હવે તે પરથી મધ્યકાલિન સમયમાં સ્ત્રીત્વની કેવી ભાવના હતી તે વિચારીએ. પરંતુ તે શરૂ કરતા પહેલાં પ્રથમ નિશ્ચય એ કરવાનો છે કે મધ્યકાલિન સમય કોને ગણવો ? સંસ્કૃત સાહિત્યના પ્રાયશઃ અંતકાલથી જો આપણે મધ્યકાલ ગણીએ તો ત્યારપછી છેક નરસિંહ યુગ સુધી તેજ કાલ ગણાય. એટલુંજ નહીં, પણ વધુ મોટા પ્રશ્ન તો એ થઇ પડે છે કે તે ગણતરી પ્રમાણે તો નરસિંહના સમય પછી આપણે અર્વાચીન કાલ ગણવો જોઇએ; જ્યારે નરસિંહ પછી બહુજ ઓછા પરિવર્તનો—પ્રજાજીવનમાં, તેની ભાવના અને સંસ્કૃતિમાં—અંગ્રેજોના આગમન સુધીમાં આવેલ છે ! એટલે તેનો તો એજ ઉપાય કે, બીજા ગમે તેમ ગણે, પરંતુ અત્યાર પૂરતી આપણી સગવડ ખાતર છેક અંગ્રેજી સંસ્કૃતિના પરિચયમાં આવ્યા ત્યાં સુધી મધ્યકાલિન સમય લેખવો. એટલે અહીં તેજ રીતે વિચાર કરીએ તો તેનો ઉદ્દેશ અન્ય રીતિઓની વિરૂદ્ધ જવાનો નહીં, પરંતુ પ્રશ્નને સાનુકૂળતાપૂર્વક આલેખવાનોજ છે; એટલું સૌ ધ્યાનમાં રાખે.

સામાન્યતઃ તો મધ્યકાલ સમગ્ર પ્રકૃતિમાં અને જીવનમાં સંપૂર્ણ તેજસ્વી અને ગૌરવયુક્ત, સુવિકસિત અને સશક્તજ હોય છે; પછી તે ઋતુઓનો મધ્યકાલ ગ્રિષ્મ હોય કે માસનો મધ્યકાલ પૂર્ણિમા હોય, દિવસનો મધ્યકાલ મધ્યાહ્ન હોય કે જીવનનો મધ્યકાલ યૌવન હોય. પરંતુ એક ઇતિહાસજ—પ્રજા જીવનજ તેનાથી વિખૂટું પડે છે ! લગભગ પ્રત્યેક રાષ્ટ્રનો મધ્યકાલ અસ્પષ્ટ અને અંધાર ઘેર્યો જ હોય છે ! આપણો મધ્યકાલ મહમુદ ગિઝનીથી શરૂ થયો ગણી શકાય. અને ત્યાર પછી જે અંધાધુંધી પ્રસરી તેમાં સાહિત્ય આદિ કળાઓ સંપૂર્ણપણે તે કાળગર્તમાં વિલિન થઇ, જીવનની ઉદાત્ત આદર્શયુક્ત ભાવનાઓ ઓસરી ગઇ.

સાથે આપણું બીજું સન્માન્ય અંગ—સાહિત્ય પણ તે વખતે પરિવર્તન પામતું હતું. તે સમયે પ્રચલિત ભાષા પ્રાકૃતિ અપભ્રંશ સ્વરૂપ ધરતી હતી, અને અપભ્રંશનું પણ ધીમે ધીમે જૂની ગુજરાતીમાં રૂપાંતર થતું હતું, અને નરસિંહના સમયથી વળી આધુનિક ગુજરાતીનું પણ પ્રથમ સ્વરૂપ પ્રગટતું હતું. તેથી સ્વાભાવિકજ તે સમયનું સાહિત્ય બહુજ ઓછું વિકસ્યું હોય; અને એમ જે મળે છે તે કાંઇ બહુ સ્વતંત્ર ભાવના પ્રદર્શિત કરતું હોય તેમ લાગતું નથી.

પરંતુ આપણો વિષય અન્ય ભાવનાઓનું અવલોકન નહીં, પણ મુખ્યત્વે સ્ત્રીત્વ કઇ કક્ષાએ હતું તેજ આલેખવાનો છે અને તે માટે કલ્પના કરવા જેટલી સાધનસમૃદ્ધિ તો આપણી પાસે છે જ. કેમકે હરેક સાહિત્યનો અર્ધો કરતાં વધુ ભાગ નારી વ્યક્તિત્વના રંગે રંગાયો છો, તેનાજ મધુરતમ અસ્તિત્વથી અંકિત છે ? જો કે તત્કાલિન સાહિત્ય આજની જેમ વાસ્તવ પ્રધાન નહિ પણ કલ્પના પ્રધાન જ હતું; ઉપરાંત ઉપર કહ્યું તેમ ઇતિહાસ આધારભૂત માહિતી આપવા અસમર્થ છે; છતાં માનવબુદ્ધિ તેમાંથી રસ્તો કાઢી શકે તેટલી શકિતશાળી તો છેજ ! તે વખતના રાજકીય આંદોલનોની પ્રજા ઉપર માનસશાસ્ત્રીય શી અસર થાય તે તો જાણીજ શકાય; અને સાહિત્ય કલ્પના પ્રધાન હોઇ આદર્શો તો ઝીલીજ શકે. અને જેટલે અંશે વાસ્તવિક જીવન ઉન્નત તેટલાજ ઉદાત્ત તેના આદર્શો હોય. એટલે તે રીતે આપણે છેક નિરાશ થવા જેવું નથી.

સાચું પૂછો તો આ મધ્યકાળજ સ્ત્રીઓનો અધઃપતન કાળ લેખી શકાય. આ મધ્યકાળમાં જ આત્મલગ્નની ઉત્કૃષ્ટ ભાવના 'अष्ट वर्षा भवेत् गौरी ।'ની નિકૃષ્ટતમ કોટીએ પહોંચી હતી. અને આના કારણભૂત મુખ્યત્વે રાજકીય પરિસ્થિતિ ગણી શકાય. મુસલમાનો આવ્યા, અને તેમણે જુલમ પ્રવર્તાવવા માંડયો. હિન્દુઓનું પરાણે મુસલમાનોના ધર્મમાં પરિવર્તન કરવામાં આવ્યું. અને એ પરિવર્તન સાધવામાં સ્ત્રીઓનાં અપહરણો પણ સાધનરૂપ ગણાયાં. અને તેમ થવાનું પ્રધાન કારણ કદાચ એ પણ હોય કે તેઓ વિદેશથી અહીં આવેલ હોઇ, અથવા તો પોતાના ગૃહને ત્યજીને યોજનોને અંતરે આવેલ રણમેદાનમાં યુદ્ધે ચડેલ હોઇ, સહજનર તેમનાં સ્ત્રી બાળકો સાથે ન હોય, તેમાંયે વિજયોન્મત્ત થઇ તેઓ લૂંટ ચલાવે એટલે સ્વાભાવિકજ સ્ત્રીઓના અપહરણો સંભવે; તેમાં વળી ધર્મદષ્ટિ વળે, એટલે તેની તો પરિસીમાજ આવી રહેને ? અને આ પ્રકારના વાતાવરણથી સ્ત્રીઓને જલદી પરણાવી દેવાની પ્રથા પ્રચારમાં આવી. 'अष्ट वर्षा भवेत् गौरी ।' એ સૂત્ર અત્યારે આપણને અતિશયોક્તિક લાગે, પરંતુ તે વખતે તે અક્ષરશઃ વિસ્તર્યું હોય તો નવાઇ નહિ અને તે રીતે આઠ વરસની કોઇ બાલિકાને સ્વતંત્ર વિચારશક્તિ કેમજ હોઇ શકે ? એટલે તેના માતાપિતાઓ તેનું આધિપત્ય ધારણ કરી અન્ય અપરિચિત યુવકોને અભાવે વૃદ્ધ વિધુરોને પોતાની કન્યા આપી, પોતાનો ધર્મ બચાવ્યાની કૃતકૃત્યતામાં રાચતા હતા. અને આ પ્રમાણે થતાં સ્ત્રીને તો તેના પતિની દયા પરજ જીવવાનું હતું અને જીવન જીવી ચૂકેલ વૃદ્ધ કેવી રીતે યૌવનમાં પ્રવેશતી મુગ્ધાના કોડ પુરી શકે ? કે તેની ભાવના સમજી શકે ? તેથી વસ્તુતઃ તે એક ઉપભોગનું સાધનજ લેખાવા લાગી.

આ ઉપરાંત રાજકીય દમનને પરિણામે એક સ્થળેથી બીજે સ્થળે આવવું જવું, વગેરે વ્યવહાર સદંતર અટકી પડયો. પરિણામે કુમારિકાઓ માટે પતિ શોધવાનું ક્ષેત્ર સંકુચિત થયું અને બાળલગ્નોનું પ્રમાણ વધ્યું. વળી આ અંધાધુંધીના સમયમાં વિદ્યા અને સંસ્કૃતિનો પ્રચાર ઘટયો. કોઇ શાસ્ત્રોનો અભ્યાસ કરતું નહીં; શુકલ કે ગોર તેનો જે અર્થ કરે તે સૌ અંધશ્રદ્ધાથી માન્ય રાખવા લાગ્યા; અને તેઓ પણ કવચિત્ શાસ્ત્રજ્ઞાનવિહીન જ હોઇ ઉદર નિર્વાહ માટે સાચા ખોટા રિવાજો અને પ્રણાલિકાઓ સમાજમાં પેસાડતા; પરિણામે પ્રજા નિઃસત્વ હોવા છતાં પ્રાચીન ગૌરવની મિથ્યાભિમાની થઇ, અને તેથી રુઢી પૂજા એ સમાજનું મહત્વનું તત્વ બન્યું. ને આ રુઢીપૂજામાં તો સ્ત્રીમાં વ્યક્તિ-

ત્વના અભાવે, સ્ત્રી એ વાસના સંતોષવાનું ઇચ્છાશક્તિ રહિત શરીર-કહો કે યંત્ર, એ ભાવના અસ્તિત્વમાં આવી અને જે ગુલામીની જડ હજી પણ નારીજીવનને ઘણે અંશે ઝકડી રહી છે તેનાં મૂળ આ દુર્ભાગી કાળમાં નંખાયાં.

પરંતુ આમાં સ્ત્રી પ્રત્યેની નિકૃષ્ટ ભાવનાઓ દર્શાવી તે તો પ્રધાનતઃ સમાજના કર્તાહર્તા વૃદ્ધોની જ હતી. ઇશ્વરના પ્રાકૃતિક આકર્ષણને કારણે હજી પણ સ્ત્રી પ્રત્યે પ્રેમની દૃષ્ટિથી, સંપૂર્ણ રીતે આત્મલગ્ન નહિ તો પણ માત્ર દૈહિક ઉપરાંત સ્ત્રીની લાગણીની અને તેના હૃદયની એવના રાખનાર ભાવનાની ઉચ્ચ ભૂમિકા તે સમયના યુવાન માનસમાં પ્રવર્તતી હશે તેમ લાગે છે. અને તેની પ્રતીતિ તરિકે આપણે બે તત્ત્વો સૂચવી શકીએ-જે ...। પ્રજાજીવનના મહત્વના અંગોનું ...બ પાડતા હોય તેવો સંભવ છે,-તે ..., (૨) ફાગ.

રાસના આદિ નિર્માતા ભગવાન શ્રીકૃષ્ણ ... અને આ સમયમાં પ્રજાજીવન પર અત્યંત પ્રબળ અસર ઉપજાવવા સમર્થ 'ભાગવત' ઠેર ઠેર પોતાના અસ્તિત્વથી એ જૂની પ્રથાને અંકુરિત કરી રહ્યું હતું. આ રાસમાં રાધા કૃષ્ણના ઓઠાં નીચે પ્રજાજીવનનું શૃંગારી માનસ આલેખતું કાવ્ય સાહિત્ય છે, અને તેમાં શૃંગાર અમર્યાદ વિલસે છે; જે પરથી તે દૈહિક સ્નેહના સ્વરૂપે વાસ્તવિક રીતે પ્રચલિત હોય તેમ માનતાં ઝાઝો વાંધો નથી.

જ્યારે ફાગ તો તેનું નામ જ સૂચવે છે તેમ ફાગણ માસમાં વસંતાગમનના ઉત્સવનું વર્ણન કરતાં કાવ્યોનો પ્રકાર છે. તેમાં યૌવનનો ઉન્માદ, સ્ત્રી પુરુષ પર તેની અસર વગેરે તેમાં નિરૂપાયું છે. પરંતુ તે પરથી સ્ત્રીત્વ વિષે કાંઇ ઝાઝું ફલિત થતું નથી. અલબત્ત, એ વર્ગ સ્ત્રીને હલકી, ગુલામ, કે એવી કાંઇ ગણતો નહિ; પરંતુ સાથે સાથે સન્માનની છોળો ઉછળી રહી હોય, કે તેની ભાવના અને આદર્શોનું યોગ્ય મુલ્યાંકન થતું હોય તેવું યે નહોતું. પણ એથી ઊંધું સ્ત્રી પુરુષ કરતાં ઉચ્ચ નહીં, સમાન પણ નહિ, પણ થોડીક નીચી જ મનાતી હોય તેમ લાગે છે. તે ઉપરાંત આ વસંતના સમયે સ્ત્રી પુરુષ પર તેની અસર વર્ણવતાં **A man is more passionate than a woman**, એ તત્વને સ્થાને સ્ત્રીને જ જાણે વધુ વાસના હોય તેમ તે કાળની માન્યતા હતી. કદાચ ' स्त्रीणां अष्टगुणो कामः । ' ની માન્યતા પણ તે સમયે જ પ્રચારમાં આવી હોય તેમ લાગે છે. કેમકે પુરુષ કરતાં સ્ત્રીની ઝંખના, તલસાટ, કોયલ આદિને ઠપકો, પતિના મિલનની ઉત્કટ તમન્ના, અને તે માટે ઇષ્ટિદેવની પ્રાર્થના ઇત્યાદિ તત્વો ફાગુ સાહિત્યમાં આલેખાયાં છે. આ રીતે અહીં પણ સ્ત્રીત્વની ભાવના ઉત્કૃષ્ટ તો નહોતી જ, પરંતુ પેલા સમાજના વૃદ્ધો કરતાં જરૂર આશાસ્પદ લેખી શકાય.

છેલ્લે તે વખતના ' પૃથ્વીચંદ્ર ચરિત 'માં રત્નમંજરીના સ્વયંવરનું આલેખન છે, એટલે તે પરથી પોતાની મેળે સ્વતંત્ર રીતે પતિ પસંદ કરવાની પ્રથા હોય તેમ લાગે; તો યે વસ્તુતઃ પુરુષ સ્ત્રી કરતાં વધુ ઉચ્ચ મનાતો હોય તેમ જ ધ્વનિ નીકળે છે.

પરંતુ આ બધી તો ધારણાઓ છે. તે સંપૂર્ણપણે આધારભૂત પરિચય ન પણ આપી શકે. કેમકે તેનું આલેખન બહુ વિશ્વાસપાત્ર માહિતીના અભાવમાં થયું છે. પરંતુ સર્વક્ષેત્રની જેમ સ્ત્રીત્વની ભાવનામાં અંધારયુગ આ સમય હોવા છતાં, તેનું નિકૃષ્ટ કોટીએ પતન પણ આ યુગમાં જ થયું હશે કે આરંભાયું હશે તે વિષે સંશય નથી.

અને આ પ્રકારની વસ્તુસ્થિતિ સાહિત્ય

સ્થિર બન્યું છતાં ઝાઝા ફેરફારો વિના પ્રચારમાં હશે જ! અલબત્ત, જ્યારે સ્ત્રી ગૃહજીવનમાં senior most (સૌથી વૃદ્ધ) થતી ત્યારે કદાચ કૌટુંબિક દોર ગ્રહણ કરી શકતી હોય તેમ લાગે છે. તેના દૃષ્ટાંત તરિકે નરસિંહના જીવનનો પ્રધાન પ્રસંગ,–તેના ભાભીનો કટાક્ષ,–પ્રતીતિજનક છે પરંતુ સાધારણ રીતે તો, નર્મદના જીવન-સમયનું દર્શન કરતાં પ્રગટ થતું 'બકરી ખાઇના બેટડા'નું બાળલગ્ન ઇત્યાદિ અનેક કુરિવાજોથી છવાએલું વાતાવરણ કશા ફેરફાર વિના યથાતથા પ્રસરી રહ્યુ હતું. આખો સમાજ વર્ષોઘોર તિમિરથી છવાએલો હતો. નહોતો ત્યાં ચંદ્રનો પ્રકાશ, નહોતું ત્યા તારલાઓનું તેજ, સૂર્ય તો ક્યાંયે અદૃશ્ય થઈ ગયો હતો!

પરંતુ એકાએક તે ઘનોના નીબીડ અંધકારમાં એક વિદ્યુતનો ચમકારો પ્રગટ્યો, અને ક્રાન્તિના પગલાં મંડાયાં. નવલગમના સમયમા એક 'બાળલગ્ન નિષેધક મંડળ' સ્થપાયું. તેના મંત્રી નવલરામ પોતે થયા. આ ઉપરાંત તેમણે 'બાળલગ્ન બત્રીશી' લખી, એ પ્રથા પર ઠીક ઠીક કટાક્ષ બાણ વરસાવ્યા. 'લલિતા દુ:ખદર્શક' ઇત્યાદિ કૃતિઓથી કજોડાંની કરૂણ કથની પ્રકાશમાં આવી. અંધેરના વાદળાઓ વિખેરાયાં; અને ભવિષ્યમા ઉગનારી ઉષાનું પરોઢીયું પ્રગટી ચૂક્યું. ભાવિ ક્રાન્તિના બીજ રોપાઇ ચૂક્યાં.

# સ્મરણાંજલિ

લેખિકા :
શ્રી. સુશ્રા દેસાઇ

એક માનવીના રોપેલા અને અતિશય પરિશ્રમે ઉછરેલા છોડ ઉપર અનેક સુંદર કુસુમકલિકાઓ ખીલી નીકળી સારાયે બાગને પમરાટથી મહેક મહેક કરી રહી હોય, તેવા સમયમાં જો કોઇ એ કુસુમને તે છોડ ઉપરથી અકાળે તોડી અથવા ચુંટી લે તો છોડને ઉછેરનાર માળીના હૃદયમા તેથી કેવો અને કેટલો આઘાત થાય ? તેવી જ રીતે પન્નારૂપી કુસુમને આ સંસારરૂપી ઉદ્યાનમાંથી આશારૂપી તરૂવર ઉપરથી ક્રૂર કાળે ઓચિંતી અકાળ ઝપટ મારીને ઉંચકી લીધી ને સમસ્ત કુટુંબીજનોના હૃદયોમાં વિષમ અને અસહ્ય વેદના પ્રસરાવી.

સૌ. પન્નાનો જન્મ તા. ૧૮ મી માર્ચ ૧૯૦૮ માં થયો. દેવાંગનાને ઝાંખુ પાડે તેવું અદ્‌ભૂત સૌંદર્ય હતું, એ સૌંદર્યદર્શને સર્વ કુટુંબીજનોનાં હૃદય પ્રફુલ્લીત થતાં. બાલ્યકાળ પિતાની સમૃદ્ધિમાં ખૂબ આનંદ અને સુખમાં ગાળ્યો. પોતાની વિદ્યા અને વિનયથી માતાપિતાની આદર્શ પુત્રી બની.

એનો સ્વભાવ સરિતા જેવો શાંત હતો. ઝરાના જળ જેવું હ્રદય શુદ્ધ હતું–તેમાંથી સતત સ્નેહનો પ્રવાહ વહેતો. મુખમંડળ ઉપર હંમેશા આનંદ તેમ જ હર્ષની છાયા છવાઇ રહેતી. પોતાના આનંદી સ્વભાવથી તેમ જ હસમુખા ચહેરાથી કુટુંબીજનોની પ્રેરણારૂપ હતી.

જગતમાં ધનવાન મનુષ્યો તો અનેક છે પરંતુ ખરેખર ધનવાન તો તેજ છે કે, જેના આચાર અને વિચાર શુદ્ધ હોય, જેની વાણીમાં અને વર્તનમાં કદાપિ પરસ્પર વિરોધ જોવામાં નથી આવતો. પન્નાના સ્મરણ સાથે આ વાક્યનું સ્મરણ થાય છે. તેના આચાર તથા વિચાર પરમશુદ્ધ હોવાથી તેમ જ વાણી અને વર્તનની નીરંતર એક વાક્યતા હોવાથી તે ખરેખર ધનવાન આર્ય, નારીરત્ન હતી.

વિધાતાએ પન્નાને આ દુનીયામાં જન્મ આપી આખા ગુજરાતને આંગણે સૌંદર્ય વેરી સૌંદર્યનું ભાન કરાવ્યું. સૌંદર્ય સાથે વિદ્યા વિનય અને લક્ષ્મી એ સર્વ એને બક્ષ્યું. ખરેખર એ દેવકૃપા હોય તો જ મળે. આટલું બધું સૌંદર્ય હતું છતાં કોઈ દિવસ ગર્વ એ શુ છે એ જાણ્યું નથી. અલબત્ત પ્રભુનું આપેલું સૌંદર્ય સારી રીતે સાચવી જાણ્યું.

ફીલોસોફીના વિષય સાથે એ બ્હેને ૧૯૨૯ માં બી. એ. ની પદવી પ્રાપ્ત કરી માતાપિતા સાથે વિલાયતની મુસાફરીએ ગયાં. સૂર્ય છાબડે ઢાંક્યો ઢંકાયો છે ? તેમ એ સૌંદર્યમુર્તિએ ત્યાંયે પોતાની સૌંદર્યતાની સુવાસ ફેલાવી, અને હિંદુસ્તાનની લાવણ્યમયી ને સુંદર સ્ત્રી તરીકેની કિર્તી મેળવી. ત્યાના માસીકમાં પણ એ બ્હેનની છબી આવી. એવી રીતે પોતાના રૂપ અને ગુણથી માતા પિતાના જીવનને ધન્ય બનાવ્યું. ૧૯૩૧ માં એ બ્હેન મુંબઇના જાણીતા દફતરી કુટુંબના શ્રી. બાલક્રિસન દફતરી સાથે લગ્નગ્રંથીથી જોડાયાં. ઘણીયે વખત વિચાર આવતો કે આ આરસ શી પ્રતિમા માટે ભાગ્યવિધાતાએ કેવોક જીવન-સાથી નિર્મ્યો હશે ? પણ એ ભાગ્યશાળી હતી એટલે એમાંયે પ્રભુ શા માટે ક્યાશ રાખે. વિદ્યા, લક્ષ્મી અને વિનય એ દરેક રીતે એને યોગ્ય જીવનસાથી સાંપડયા. ખરેખર એક આદર્શ જોડું હતું. દુનીયામાં સંપૂર્ણ સુખ કોઇને હોતું જ નથી પરંતુ દરેક નિયમને અપવાદ હોય છે તેવી રીતે પન્ના માટે હતું. એ બ્હેનને એક પુત્ર અને પુત્રી છે, એ બન્ને બાળકો ભાગ્યશાળી કે આવાં માબાપને ત્યાં

જન્મ લીધો. પોતાના સાસરીયાંમાં પણ સર્વને પ્રિય થઇ હતી. અને ત્યાંયે પોતાના ગુણથી સર્વને પોતાના કરી એક આદર્શ ગૃહિણી બની. મુંબાઇમાં પોતાનાથી બને તેટલી કુટુંબ સેવા કરી સાથે સાથે સમાજ સેવા પણ કરી. એ વ્હેન ભગિની કલબનાં પ્રમુખ હતાં. આખી ભગિની સમાજની વ્હેનો એની પ્રત્યે પ્રેમ અને માન દર્શાવતી. દરેકની પ્રેરણારૂપ હતી. જ્યાં જ્યાં એ જાય ત્યાં પ્રભાવ પાડી શકતી. દુ:ખ એ સ્વપ્નમાં પણ અનુભવ્યું નહોતું. અઢળક લક્ષ્મીની ગોદમાં જન્મ લીધો અને અઢળક લક્ષ્મીની ગોદમાં જીવન પૂર્ણ કર્યું.

પ્રભુએ આટલું સૌંદર્ય, લક્ષ્મી, વિદ્યા એના સમોવડીઓ જીવનસાથી સાથે વ્હાલસોયાં પુત્ર અને પુત્રી એવું દેવને યે દુર્લભ એવું સુખ આપ્યું. ત્યારે પ્રભુ આયુષ્ય આપવામાં કયાં કંજુસ બન્યો ? શા માટે આવી સારસ શી જોડલી વિખુટી પાડી ? પ્રભુના ઉદ્દેશને સમજી શકવા કોણ સમર્થ બન્યું છે ! ખરેખર પ્રભુના માર્ગ ગહન છે–અકળ છે. પન્નાનું સંસારરૂપી નાવ આશા હિંડોલે હિંચતું હતું. એ પોતાના કુટુંબ સાથે કિલ્લોલ કરતી હતી ત્યાં પ્રભુએ પોતાની માયા બતાવી. બે વર્ષ માંદગી ભોગવી. તા. ૭–૧૦–૧૯૪૨ ને દિવસે સર્વ કુટુંબીજનોની વ્હાલી માનીતીનો દીપકજ્યોત બુઝાઇ પ્રભુની મહાજ્યોતમાં મળી ગયો. અમારા આગારની એક જ્યોતિ આવી રીતે અકાળ ઓચિંતી બુઝાઇ કુટુંબરૂપ આકાશનો એક દિવ્ય પ્રકાશ વિસ્તારીણી તારો ખરી પડયો. દરેકને પોતાના વિના પ્રાણહીન બ્હાવરાં મૂકયાં. ઇશ્વરેચ્છા બલિયસી એ પ્રમાણે આશ્વાસન લેવાનું રહ્યુ. રહી ગયાં એનાં મીઠાં સ્મરણો, પન્ના ખરેખર એક પન્નુ જ હતી. પન્નાના જીવન જેવું એનું સારૂં યે જીવન ઝગમગાટ હતું. ગૌરવમાં જન્મી ગૌરવમાં વિલીન થઇ. જન્મ સમયે તે જેટલી દીવ્ય, તેજસ્વી અને સૌમ્ય હતી, લગ્ન સમયે તે જેટલી આશાભરી, ઉત્સાહી અને મહત્વાકાંક્ષી હતી તેટલી જ મૃત્યુ સમયે તે ગૌરવવંતી તેજસ્વી રહી. મૃત્યુ સમયે પણ તેની મુખમુદ્રા મોહક, આકર્ષક, સુંદર, ભવ્ય અને પ્રેરણારૂપ હતી.

પૂષ્પોના ઉદ્યાનમાં અગણીત પુષ્પોનો સમુહ ઉછરેલો હોય છે. સુવાસીત અને અસુવાસીત, પુષ્પોમાં અગ્રસ્થાન ભોગવતું એ ગુલાબ ! સુંદર ગુલાબ ! એનો સુંદર રંગ ! લીલાછમ નાનાં પાનથી સુભાષિત થયેલું ગુલાબ ખીલે છે ને વળી અલ્પ સમયમાં કરમાય છે. પરંતુ કરમાતાં પહેલાં અન્ય પુષ્પ કુટુંબમાં સુવાસ–જીવનની સુવાસ ફેલાવીને કરમાય છે. માનવજીવનમાં પણ પોતાની સુવાસ ફેલાવીને કરમાય છે. તેવી જ રીતે પન્નારૂપી ગુલાબ સારાયે ગુજરાતમાં, પોતાના કુટુંબમાં જીવનની સુવાસ ફેલાવી અકાળ કરમાઇ ગયું. પાછળ રહી ગયાં એના ચીરંજીવ સંસ્મરણો.

એક આદર્શ પુત્રી અને માતા તરીકે જીવન પૂર્ણ કરી અમરપંથે પરવરી. એની આશાના સ્વસ્તીક અણપૂર્યા અધૂરા રહી ગયા. એનો આત્મા ગયો. સુવાસ રહી ગઇ. ધન્ય હો એના જીવનને ! અખંડ શાંતિ હો એના અમર આત્માને ! !

# બહેનો માટે કળા–કારીગરીનું એક નવું પુસ્તક

# ::: ભાત ભાતનું ભરતકામ :::

આપણે ત્યાં વિવિધ કલાનો વિકાસ જૂના જમાનાથી ચાલ્યો આવે છે. એમાં અંતરે અંતરે થોડા થોડા સુધારાઓ પણ થતા રહે છે. અને આજના યુગમાં તો આવી વિવિધ લલિતકળાઓનો સારા પ્રમાણમાં વિકાસ થઇ રહ્યો છે.

બાળાઓના શિક્ષણક્રમમાં પણ એનું ખાસ સ્થાન હોય છે. ત્યાં એને રંગોળી, ભરતગૂંથણ, વેતરણ, સીવણ તેમજ તોરણોના વિવિધ નમૂનાઓ તૈયાર કરવાનું શિક્ષણ અપાય છે. અને એ શીખનાર કન્યામાં આવી કલારસિકતા વિશેષ હોય તો ઓટપણે એ કલાનો સારો વિકાસ પણ સાધી શકે છે. અને આ કલાપ્રિયતા તો સૌમાં-ખાસ કરીને બહેનોમાં એક યા બીજા સ્વરૂપે હોય જ છે. આ કલારસિકતા ક્રમે ક્રમે વિકાસ માગે છે. અને એ પ્રયત્નશીલતા હોય તો સારી સિદ્ધિ પણ પ્રાપ્ત કરે છે.

એવું જ આ પુસ્તક બાબત સહેજે કહી શકાય.

લેખિકા બહેને પોતાના ભરત-ગૂંથણની કલાપ્રિયતાને વિકસાવતાં અને તેનો પ્રત્યક્ષ પ્રયોગ કરી આ કલાસિદ્ધિ પ્રાપ્ત કરી. તેનો બીજી બહેનો પણ લાભ લે તે માટે પુસ્તકાકારે તૈયાર કર્યું છે.

"ગુણસુન્દરી"ના સંચાલક તરફથી એ બહેનને આ વિષય પર લખવા આમંત્રણ મળતાં તેમણે એ લખેલું અને ક્રમશઃ "ગુણસુન્દરી"માં પ્રકટ પણ કરવામાં આવેલું.

એ સંપૂર્ણ પ્રસિદ્ધ થઇ ગયા પછી વાંચક બહેનો તરફથી એને પુસ્તકાકારે પ્રકટ કરવાની પણ માગણી આવેલી. તેને માન આપી મુંબઇના પ્રસિદ્ધ પુસ્તક પ્રકાશક મેસર્સ એન. એમ ઠક્કરે એને પ્રસિદ્ધિમાં મૂક્યું છે.

પુસ્તકમાં લેખિકા બહેને શું ગૂંથવામાં કેટલા દોરા અને લાઇનો લેવાં, તેમજ તેને માટેનાં સાધનો કેવાં હોવાં જોઇએ વગેરે જરૂરી માહિતી આપીને, નાની બાળકી માટેનું ફ્રોક, પુરુષો માટે સ્વેટર, નાના બાળકનો કોટ, ૨ થી ૩ વર્ષના બાળકનો કોટ, નાના બાળકોના બાબાસૂટ, વલિયાંનં સ્વેટર, નાના બાળકની ટોપી અને પુરુષો માટેનાં પુલઓવર સુધીની બનાવટોનાં વિવિધ અંગો કેમ અને કેટલા દોરાથી સીવવાં વગેરે ઝીણી ઝીણી બાબતોની પણ સારી સમજૂત આપી છે, એમાં જે તે બાબતને લગતાં ચિત્રો પણ આપીને એને વધુ ઉપયોગી બનાવ્યું છે.

એના કવરચિત્ર પર જાણીતાં ચિત્રકાર બહેન શાંતા દેસાઇ ચિત્રિત એ કલાને અનુરૂપ ત્રિરંગી ચિત્રથી સુશોભિત બનાવવામાં આવ્યું છે.

જે બહેનોએ "ગુણસુન્દરી"માં એ વાંચ્યું હોય તેઓ પણ આ પુસ્તકાકારે તૈયાર થયેલ આ ભરતકલાના પુસ્તકને પોતાને ત્યાં વસાવશે અને અન્ય બહેનોમાં એનો પ્રચાર કરશે તો સાચેજ અન્ય બહેનો પણ આવી કલામાં રસ લેતી જરૂર થશે.

અમે તો કહીએ છીએ કે, ભરતગૂંથણનું આ પુસ્તક કન્યાશાળાઓમાં શીખતી મોટી બાળાઓને ભેટ પણ આપવામાં આવે અને ગામના કે ગૃહપુસ્તકાલયમાં પણ એને અચૂક વસાવવું જોઇએ.

એ પુસ્તક મુંબઇના બુકસેલર મેસર્સ એન. એમ. ઠક્કરની કં.માંથી મળશે.



## [૧] ગુજરાતી સ્ત્રીઓમાં પુરૂષો કરતાં રોગ પ્રમાણ ત્રણગણું છે

ગુજરાતી સ્ત્રીની સંપૂર્ણ ખોરાકની ખામી દુર કરવા માટે દૂધ અને કઠોળનો વપરાશ વધારવો જોઇએ. સુવાવડ, બાળ ઉછેર અને વિકાસના વખતે જ્યારે પ્રોટઇનની ખાસ જરૂર હોય છે, ત્યારે દુધ અને દુધમાંથી બનેલા પદાર્થો વધારે પ્રમાણમાં લેવાં જોઇએ. ખરી રીતે તો આજે ગુજરાતીઓના ખોરાકમાં, એકત્ર કરવામાં આવેલી માહિતી મુજબ ૨૦ ટકા પ્રોટઇન ઓછું લેવાય છે અને રોજનું સરેરાશ સાડાનવ ઔંસ જેટલું દુધ પુરતું નથી. ગુજરાતીઓમાં પનીરનો બીલકુલ ઉપયોગ નથી, તો તેના વપરાશને ઉત્તેજન મળવું જોઇએ.

વિટામિન 'એ'ની ખામી ખોરાકમાં બહુ છે. આ ખામી માટે શાકપાંદડાનો વધુ ઉપયોગ જરૂરી છે. વિટામિન એ અને પ્રોટઇનની ખામી આપણાં શારીરિક વિકાસ અને તંદુરસ્તીની આડે આવીને ઉભી રહી છે શરીરમાં મેદનું પ્રમાણ વધ્યું છે. આ મેદ-ચરબીવાળાં પદાર્થોના આહાર અને બેઠાગરૂ ટેવોને આભારી છે. અને એ નાબુદ કરવા માટે કસરત અને સમતોલ ખોરાક લેવો જરૂરી છે.

સ્ત્રીઓ અને છોકરાઓ બન્નેના ખોરાકમાં પણ પૂરતાં પોષકતત્વોનો સર્વથા અભાવ છે. શરીર ઘડતરના સમયમાં જો સંપૂર્ણ પોષકતત્વો મળી જાય તો ઘણી ખામી અને કબજિયાત, દમ, ખાંસી, માથાનો દુઃખાવો જેવા સંખ્યાબંધ રોગો દૂર થઇ જાય.

એકથી વધારે સુવાવડો પસાર કરી હોય એવી સ્ત્રીઓમાં ૮૩ ટકા જેટલી સ્ત્રીઓ કમરના દુઃખાવાની બૂમ મારે છે અને કબજિયાત, અપચો, કફ, ખાંસી, દમ વગેરે પ્રકારની માંદગીનું ગુજરાતમાં પ્રમાણ વધારે છે. આવા રોગોની તપાસ કરતાં માલૂમ પડયું છે કે સ્ત્રીઓમાં પુરૂષો કરતાં તે રોગનું પ્રમાણ અતિ સામાન્યપણે ત્રણ ગણું છે અને છોકરાંમાં ૨૩ ટકાને તો કાકડા હોય છેજ.

[ગુજરાત સંશોધન મંડળના ત્રિમાસિકમાંથી]

---

## [૨] આજની અવિવાહિતા સ્ત્રીનો જાતીય આવેશ જ્યારે શમી જાય છે

આજે અપાતા શિક્ષણને કારણે હોય, નવા પ્રકારની વિચારસરણીને આભારી હોય, કે પછી પુરૂષના દીર્ઘકાળના વર્ચસ્વના પ્રત્યાઘાત રૂપે પ્રકટી નીકળેલી કિન્નાખોરીને આભારી હોય પણ સ્ત્રીઓએ અવિવાહિત રહેવાનાં ઉદાહરણો વધતાં જાય છે. કોઇ પણ સભા, સરઘસ કે મેળાવડામાં એવી પ્રૌઢ કુમારિકાઓની સંખ્યા તરત નજરમાં આવ્યા વિના નહિ રહે.

આ પ્રશ્નને અખિલ સ્ત્રીજાતિનો પ્રશ્ન ન કહી શકાય, કારણ એવી સમગ્ર વિચારણામાં તો કુમારિકા, સધવા, વિધવા, સુશિક્ષિત, અશિક્ષિત, યુવતી, વૃદ્ધા, ઉચ્ચવર્ણીય વગેરે બધા થરોની સ્ત્રીઓનો વિચાર કરવાનો રહે. એ અહીં અશક્ય હોઇને કુમારિકા રહેવામાં આનંદ માનનાર એક વિશિષ્ટ થરનો અહીં વિચાર કરવામાં આવ્યો છે.

સમાજના ઉચ્ચ વર્ણોની સ્ત્રીઓમાં શિક્ષણનું અને દેશીવિદેશી ઉપાધિઓનું પ્રમાણ એકસરખું વધતું રહ્યું છે. જો કે આવશ્યક શરીરસામર્થ્યના અભાવે ઇજનેરી કે ખેતીવાડીની કોલેજોમાં સ્ત્રીઓનું પ્રમાણ એટલું નથી વધ્યું. સ્ત્રી અને પુરૂષ બન્નેને અપાતા એ શિક્ષણનો પ્રકાર એક જ રહ્યો છે—જો કે બન્નેના નૈસર્ગિક કાર્યક્ષેત્રો જુદાં જુદાં છે. સ્ત્રીમાં સ્વભાવિક રીતે જ આપણું મન

કોમળતા, સૌન્દર્ય, લાલિત્ય, સહાનુભૂતિ, વાત્સલ્ય પ્રેમ, શાંત વિચાર, સહનશીલતા કર્તવ્યબુદ્ધિ, નિષ્ઠા વગેરે ગુણો જોવા પ્રેરાય છે, જ્યારે પુરુષમાં વીરત્વ, ખંતીલાપણું, અહંકાર, આક્રમણશીલતા, સંકટનો સામનો કરવાની વૃત્તિ વગેરે સહૃદયોને જણાઇ આવે છે

પુરુષના ક્ષેત્રનું સ્ત્રીએ અતિક્રમણ ન કરવાની વાત આજે ટકે એમ નથી. વકીલાત, વૈદક, શિક્ષણ, કલા, સાહિત્ય તથા બીજાં વ્યવસાયિક ક્ષેત્રોમાં સ્ત્રી આજે પોતાની પ્રતિભા દાખવી શકે છે રશિયન સ્ત્રી જર્મન સૈનિકો સામે બરકદાજી કરી શકે છે, પર્લ બક જેવી મહિલા નોબેલ પુરસ્કાર મેળવી શકે છે, કે માદામ ક્યૂરી જેવી શાસ્ત્રીય સંશોધનમાં પોતાનો મહત્ત્વનો ફાળો નોંધાવી શકે છે

પરંતુ સ્ત્રીને પોતાની પ્રતિભા દાખવવાના એક પછી એક કાર્યક્ષેત્રો ખુલતા જાય તેથી પણ પોતાના નૈસર્ગિક હેતુનો દ્રોહ કરવાની પ્રવૃત્તિ ભાગ્યે જ ન્યાયયુક્ત ગણી શકાય એ નૈસર્ગિક હેતુને માન આપવામાં સ્ત્રીત્વની હાનિ નથી થતી, ઊલટું એને ગૌરવ પ્રાપ્ત થાય છે. સ્ત્રી અને પુરુષ એ બંને પોતપોતાનાં વ્યક્તિત્વ સંપન્ન નિરનિરાળી શક્તિઓ છે એ ઉભયની શક્તિઓના સંબન્ધદ્વારા સંસારનું સમધારણ નભી શકે. સ્ત્રીને પુરુષની આવશ્યકતા રહે છે, પુરુષને સ્ત્રીની સહાયની જરૂર રહે છે.

પરંતુ આજની સુશિક્ષિત સ્ત્રીઓમાં શું જણાય છે ? બી. એ. થયા પછી બી. ટી. કે પી. ટી. થઇને શિક્ષિકા થવું અથવા થોડી ઘણી સાહિત્ય-સેવા, સમાજસેવા કરતા રહેવું. ઘણીખરી સ્ત્રીઓ તો કોલેજમાંથી બહાર પડીને વિવાહબદ્ધ બની જાય છે, અને સંસારની ગડમથલમાં પડયા પછી એ વારના પોતાના દશા આદર્શો હતા કે કેમ તે પણ વીસરી જાય છે, પરંતુ એક ચોક્કસ વર્ગ જે અવિવાહિત રહેવાનો આદર્શ ધરી રાખે છે, તેની પરિસ્થિતિ થોડી વધુ વિચારણા માગી લે છે.

અવિવાહિત રહીને પોતાના નિર્વાહનું કોઇ સ્થિર સાધન એ શોધી કાઢી શકે છે તો પોતાની સુસ્થિતિનો આનંદ એ માણી શકે છે આર્થિક દૃષ્ટિએ એ સ્વતંત્ર બને છે, પોતાનું ધ્યેય પોતે સર કરવાનો ઉત્સાહ તેને રહે છે. એ ઉત્સાહમાં ને ઉત્સાહમાં કેટલાંક વર્ષો તો વીતી જાય છે. પણ ત્યાર પછી તેના હૃદયમાં ખળભળાટ મચવા માંડે છે કુદરત પોતાનો પ્રભાવ તે પર જમાવવા માંડે છે. અને તેની સામે તેનો અંગત પ્રભાવ તદ્દન લાચાર નીવડે છે.

એવે સમયે તેને શું જણાય છે ? આસપાસ દૃષ્ટિપાત કરતા એ જુએ છે કે પોતાના જીવન-સાથી બની શકવાની વયના અનેકો તો કોઇ ને કોઇના જીવનસાથી બની ચુકયા હોય છે અદિપ્ત રહેલી તેની નજર જ્યાંત્યાંથી પાછી ઠેલાય છે અને નિરાશ થતું એનું મન વધુ ને વધુ વિક્ષુબ્ધ બનતું જાય છે ઉમર વધતી જાય છે પોતાને યોગ્ય એવા પુરુષો સંસારમાં જોડાઇ ગયા હોય છે, અને બાકીના ઓછી યોગ્યતાવાળા હોય છે, એ વસ્તુસ્થિતિ એના ચિત્તને ધીમે ધીમે કોરવા માંડે છે પરિણામે કાં તો પોતાના કરતા ઓછી વયના અને ઓછી યોગ્યતાવાળા પુરુષ સાથે એને જીવન જોડી દેવું પડે છે અથવા તો વધુ ને વધુ સીઝાતા રહેવું પડે છે

નિસર્ગનો પ્રભાવ આમ છતાં નાબૂદ નથી થતો અને એ પ્રભાવથી ધીમે ધીમે અસહાય બનતા જવાને કારણે છેવટે છોકરાંછૈયાં ધરાવતા એકાદ વિધુરને, કોઇ વૃદ્ધ અથવા પ્રૌઢને અથવા તો એક પત્ની તો પહેલેથી જ ધરાવી રહેલા કોઇ પુરુષના સંસારમાં એ પોતાની જાતને સરકાવી દે છે. જો એ વધુ બુદ્ધિશાળી, સૌન્દર્યશાળી અથવા શ્રીમંત હોય છે તો, પોતાના એ બુદ્ધિ, સૌન્દર્ય કે શ્રીમંતાઇનો ઉપયોગ પોતાના જેવી જ બીજી કોઇ સ્ત્રીના પ્રિયપાત્રનું હરણ કરવામાં કરતા પણ તે પાછી નથી પડતી સંભવ છે કે એ નૈસર્ગિક તલસાટમાં અનેક પુરુષોની બેજવાબદારીનો પણ ભોગ એ બની ચૂકી હોય

ઉત્સ્વે ઉત્સ્વે સાહિત્યમાં પણ લગ્ન બાહ્ય પ્રેમની સુંવાળી વૃત્તિ વધતી જાય છે બુદ્ધિમાન અને સામાજિક બેજવાબદારી ધરાવતા એવા લેખકો પોતાની લેવાનિયતના સમાજ પર થતા પ્રત્યાઘાતથી ભાગ્યે જ વાકેફ હોય છે, અને ક્વચિત વાકેફ હોય છે તો તેની બહુ ઓછી દર-કાર ખે છે. કારણ કે એમનો હેતુ તો પોતાના

સમાજ આખો માલિન્યપૂર્ણ સમાજ ઉભો કરવાનો હોય છે.

પ્રત્યેક પ્રચલિત વિચારસરણી સમાજને હિતકારક નથી હોતી, અને નવી હોવાથી જ તેની વ્યવહાર્યતા પ્રસિદ્ધ નથી થતી, એ સ્પષ્ટ સમજી શકવાની અશક્તિ અનેક સ્ત્રીઓમા વિભ્રાંતિ આણે છે અને એ ઉપરાંત 'કુમારિકાઓનુ જીવનનાવ ખરાબે ચડાવી દે છે. કમનસીબે સમજણ આવ્યા પછી ઉત્તમ નહિ તો છેવટે સમાધાન કારક પતિ મળી ગયો તો ઠીક, નહિતર પ્રારંભિક જાતીય આવેશ શમી ગયા પછી એવી સ્ત્રીઓને માત્ર દુઃખિત જીવન જ ફાળે આવે છે

[ 'પથિક' ]

## [ ૩ ] તીર્થસ્થાનોની ભવ્યતા

સૃષ્ટિ સૌન્દર્યથી દોર એવાં આપણા તીર્થસ્થાનો હજી પ્રેરણા આપવાની તાકાત ધરાવે છે આપણા કલામય મંદિરો અને એમનું વાતાવરણ જ્ઞાન વગરના શ્રદ્ધાળુ લોકોનાં અંતરને ઇશ્વરાભિમુખ કરવા સમર્થ છે ફુલો, ધૂપ, દીપ, સંગીત અને આરતી ઇત્યાદી પૂજાવિધિ, ચિત્તાકર્ષક છે મૂળ આનંદમાંથી એ ઉદ્ભવ્યાં છે એટલે કવિત્વપૂર્ણ છે અને ભક્તજનોના હૃદયમા એ આધ્યાત્મિક વિશ્વાસ, આશા અને આનંદનો એવો સંચાર કરે છે કે જેથી દેહના અને આત્માનાં ઘણા રોગો દૂર થઇ જાય છે શ્રવણ બેલગોલામાં ગોમતેશ્વર, જે કેવળ જ્ઞાની થઇ ગયા તેમની એક વિરાટ મૂર્તિ ૬૦ ફીટ ઉંચી, છે. કવિજનોએ એ મૂર્તિની સ્તુતિ કરતા કહ્યું છે કે "ગોમતેશ્વર પ્રભુનાં કૃપા કટાક્ષ જેના ઉપર પડે છે તેમનાં આશયો શુદ્ધ થઇ જાય છે." તે મને અક્ષરે અક્ષર ખરુ લાગે છે હરદ્વારમા સાંજે, ગંગાજીની આરતી થય છે. તે વખતે હજારો ગુલાબના ફુલોનાં દડિયા, દીવાઓ સાથે આરતીના તાલે તાલે નાચે છે અને દૂર સુધી પાણીણા વહી જાય છે સેંકડો દિવાઓથી શોભતી એ આરતીઓના પ્રતિબિંબ, ગંગાજીના તરંગોને ચકચકિત કરી નાખે છે, અને ન્હાના પ્રકારની અસંખ્ય સુંદર આકૃતિઓના તેજ, ત્યા આંખોને ભરી દે છે મધુર ઘંટારવ, યાત્રાળુઓના ભાવભીના મુખારવિંદ અને સંધ્યાના રંગથી શોભતા ગંગાજીના જળ, એ બધું એટલી બધી અલૌકિક અસરો કરે છે કે એ નાસ્તિકને નાસ્તિક પણ આસ્તિક થઇ જાય ।

[ 'સમાજ અને સાહિત્ય' એ નામનાં ડૉ. હરિપ્રસાદ દેસાઇના ભાષણમાંથી ]

## [ ૪ ] વેરાતાં પુષ્પો

( ૧ ) " શોક કરો નહિ; દીલગીર થાઓ નહિ, નીરાશાવાદી બની તમારું આત્મબળ ઘટાડશો નહિ, જે કંઇ ખરાબ લાગે તે વિરૂદ્ધ લવારો કરશો નહિ, પરંતુ જે કંઇ સત્ય અને સુંદર છે તેના ગુણ જ ગાતા રહો. "

( ૨ ) મનન કરનાર મનુષ્યો સુખ શાન્તી ભોગવે છે અને તેમને અવિનાશી બ્રહ્મનું જ્ઞાન થય છે.

( ૩ ) વિકારી અને વ્હેમી મનુષ્યો આંધળા જેવા હોય છે તેઓ સારાસરનો વિચાર કરી શકતા નથી તેઓ તેમની આસુરી વૃત્તિઓને છુટી મૂકી તેમના આત્માનો વધ કરતા રહે છે.

[ જેમ્સ એલ ડી ના પુસ્તકમાંથી ]

( ૫ ) ત્યાગધર્મ એ જગતમાં સૌ ધર્મોનો સાર છે.

( ૫ ) જગત એ વિધવાનો ઢાંચો લવારો નથી તેથી જ માણસ જે વંશમા જન્મે છે તેના જ સંસ્કારોથી તેની બુદ્ધિ વડાય છે.

[ નવનૈવેદ્ય-ટાગોર ]




**માનવહૈયાં**—લેખકઃ રા. ચાંપશી વિ. ઉદેશી. પ્રકાશકઃ નવચેતન કાર્યાલય, કોઠી પાસે વડોદરા. સોલ એજન્ટઃ મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨, પૃષ્ઠ સંખ્યા ૧૧૬, કિંમત રૂ. ૧–૪–૦

આ પત્રના વાચકોને "નવચેતન"ના તંત્રી રા. ચાંપશીભાઇનો પરિચય આપવાની જરૂર ન હોય. એમના લેખની ગદ્ય, પદ્ય અને નાટકસાહિત્યના દરેક અંગ પર ચાલી શકે છે પણ તે વરસે, બે વરસે, માત્ર એકાદ જ કૃતિને જન્મ આપે છે. કેટલાક લેખકો 'થોડું લખવું પણ લખવું તો સારું જ લખવું' એવી માન્યતા ધરાવતા હોય છે એવા લેખકોનાં સાહિત્ય-સર્જનો ઉત્તમ કોટિનાં હોવા છતાં સંખ્યાની નજરે બહુ જ ઓછાં હોય છે. રા. ચાંપશીભાઇ પણ એ જ વર્ગના લેખક હોવાથી, આજે વરસોના ગાળા પછી, પોતાની આ પાંચમી નવલકથા "માનવહૈયાં" આપણી સામે રજુ કરે છે

રા. ચાંપશીભાઇએ "માનવહૈયાં"ને નવલકથાનું નામ આપ્યું છે. પરંતુ નવલકથામાં ઘણે ભાગે અનેક વિષયો, અનેક પ્રશ્નો અને અનેક ગુંચવણોની છણાવટ કરવામાં આવે છે, જ્યારે નવલિકામાં માત્ર એક જ પ્રશ્નને લેખક રજુ કરે છે અને તેની જ સમાપ્તિ સાથે નવલિકાની પણ સમાપ્તિ થાય છે. "માનવહૈયાં"મા પણ સમાજના એક જ પ્રશ્નની છણવટ કરવામાં આવી છે અને તેથી એ નવલકથાને એક ટૂંકી નવલકથા ન કહેતાં એક લાંબી નવલિકા પણ ખુશીથી કહી શકાય.

"માનવહૈયાં"ની સૌથી મોટી વિશિષ્ટતા એ છે કે, એનાં નાયક નાયિકા પ્રૌઢ વયનાં છે અને પ્રૌઢપ્રેમ જ એનો ખાસ વર્ણનીય વિષય છે. વાંચકોએ એવી નવલકથાઓ તો અનેક જોઇ વાંચી હશે, જેમાં યુવક અને યુવતીઓનાં પ્રેમનું વર્ણન કરવામાં આવે છે. કોઇ કોઇ વખત, પ્રસંગને અનુસરી, નવલકથાઓમાં પ્રૌઢ વયનાં પાત્રો અને તેમના પ્રેમનું વર્ણન પણ કરવામાં આવે છે, પરંતુ એ માત્ર પ્રૌઢ પ્રેમને જ વર્ણનીય વિષય બનાવી, તેની જ આટીઘુંટીઓ અને તેની જ બારીકીઓ રજુ કરવાના ખાસ ઇરાદાથી આ નવલકથાની રચના કરવામા આવેલી હોવાથી; તે એક તદ્દન નવા જ વિષયને જનસમાજ સામે ધરે છે

વાર્તાનો નાયક-લેખકના જ શબ્દોમાં કહીએ તો રમણલાલ "પ્રૌઢ વયનો. શુદ્ધ ચારિત્ર્યનો, પણ રસિક ગૃહસ્થ છે. ત્રણ પુત્રપુત્રીના એ પિતાનો સંસાર રસિકતાનો ચીલો મૂકી સાંસારિક ઘરેડમાં વહી જાય છે. પણ એનું રસિક અંતર પોતાનો સ્વભાવ મૂકતું નથી. તેની રસિકતા તેની બાવીસમી લગ્નતિથિને દિવસે ઉભરાય છે. તેની સ્રી વસુમતીમાં આર્ય ગૃહિણીના સંસ્કાર ઊંડા ઉતર્યા છે. એને મન એનું ગૃહ, એ ગૃહનાં સર્વ કાર્યો અને પોતાનાં સંતાનો એ જ એનો સંસાર! પ્રૌઢ વયે ત્રણ ત્રણ સંતાનો થયા પછી મુગ્ધાવસ્થાવાળી પત્ની જેવી રસિકતા રાખવી તેને યોગ્ય લાગતી નથી. કર્તવ્યના તાપે એની રસિકતા શોષી લીધી છે. પ્રૌઢ વયે પોતાનો પતિ રસિકતા માગે છે એ તો પતિના મનનો માત્ર ક્ષણિક ઉભરો છે, એમ તે માની લે છે!" અને તેનું પરિણામ એ આવે છે, કે રમણલાલને તેની પત્ની તરફથી તેની નિર્મળ રસિકતાનો ઉત્તર ન મળતાં, તેના પ્રત્યાઘાત રૂપે તે મેના નામે એક સ્રી તરફ વળે છે જેને એક વખત તે પરણનાર હતો અને જે જીવનમાં મળેલી નિરાશાને લીધે કુમારી રહી નર્સ તરીકે જીવન ગાળતી હતી.

રા. ચાંપશીભાઇ "માનવહૈયાં"માં આ વસ્તુને બહુ જ અચ્છી રીતે આપણી સામે રજુ કરે છે તેમના પાત્રોનું ચરિત્રચિત્રણ તદ્દન સ્વાભાવિક હોવાથી, એ નવલકથા વાંચતી વખતે આપણે કોઇ ચિત્રપટ જોઇ રહ્યા હોઇએ, એવો આપણને અનુભવ થાય છે.

[ અનુસંધાન પૃ. ૧૨૦ને છેડે ]



—ગઈ તા. ૩ જીએ આ ખાન મહેલ ઉપર કૂચ કરતા ગએલી બહેનોને છોડી મૂકવામાં આવી છે. તેમાં હેમલતાબેન, પ્રિયમાળા તથા જયપ્રભા મુખ્ય હતા.

—રાષ્ટ્રિય સપ્તાહ અંગે અમદાવાદમાં સ્ત્રીદિન ઉજવાયો હતો. તેમાં ૮૦૦ થી ૧૦૦૦ બેનોએ ભાગ લીધો હતો. સરઘસ કર્યું હતું. કોઈ પણ બેનની ધરપકડ થઈ નથી.

—વિધવા બન્યા પછી પોતાની હાલત લાચાર બનતા ગત અઠવાડીયામાં ૭ સ્ત્રીઓએ ઉપર્યુક્ત કારણ આપી પોતે મુસ્લીમ બને છે તેવું ડેકલેરેશન નોંધાવ્યું હતું. તા. ૯ મીના રોજ વિધવા અને કુમારિકાઓ મળી બીજી ચાર બાઈઓ પણ મુસ્લીમ બની મુસ્લીમો સાથે પરણી હતી જેની જાહેરાત મેદાનની કોર્ટમાં મેજી. મી. કાંગા આગળ કરવામા આવી હતી.

—પંજાબના પુંચ રાજ્યના રાણીનો રાણીવાસ જીલ્લા માજીસ્ટ્રેટે કાપડના કારખાનાં માટે હિંદ રક્ષણ ધારા હેઠળ લઈ લેવા સામે રાણીએ અપીલ કરી હતી, તે આ અઠવાડીએ રદ કરવામાં આવી છે.

—સુરતની મિશન હાઈસ્કુલમાં મિ. બેન્સનના પ્રમુખપદે બેગમ આઝાદના અવસાન અંગે એપ્રીલમાં શોકસભા ભરવામાં આવી હતી અને મહુંમના આત્માની શાન્તિ અર્થે અને આઝાદ કુટુંબ પ્રત્યે દિલસોજી બતાવતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

—કરાંચીમાં ૭ બેનો સહિત ૧૫ કોંગ્રેસ કાર્યકરોની આ અઠવાડીએ ધરપકડ થઈ હતી સાત યુવતીઓની ધરપકડ પ્રથમ થઈ હતી. ૮ જણની સરઘસનો પ્રયાસ કરતી વેળા ધરપકડ થઈ હતી એક જણને શાળામાં ન જવાનું સમજાવવા માટે પકડવામા આવ્યો હતો.

### મેડમ ચાંગની પ્રવૃત્તિ

ચીનની સ્થિતિ સુધારવા માટે સર સેનાપતિ ચાંગ કઈ-શેકે શરૂ કરેલું નવજીવન આંદોલન એક વિસ્તૃત સામાજીક હિલચાલ છે. એક બાજુ નૈતિક અને ધાર્મિક સુધારો કરવાનો અને બીજી બાજુ ઘરની અંદર તેમજ બહાર સ્વચ્છતા વિગેરેનો પ્રચાર કરી દેશની રહેણીકરણી સુધારવાનો આ આંદોલનનો ઉદ્દેશ છે. તે ચાર સિદ્ધાંતો પર નિર્ભર છે: વફાદારી, પડોશી, રાજ્ય ધર્મ, પ્રમાણિકતા અને નીચે જણાવેલા બીજા આદેશો તેમાં સમાઈ જાય છે:

થુંકો નહિ; અફીણ ન ખાઓ; વેશ્યાગમન ત્યજો.

કેટલાક જીલ્લાઓમાં તો એવું કહેવામાં આવે છે: બીડી સિગારેટ ન પીઓ.

ચારિત્ર્યવાન સ્ત્રીઓ અને પુરૂષો કેળવવાનો આ આંદોલનનો ઉદ્દેશ છે એમ મેડમ ચાંગ કઈ-શેકે જણાવ્યું છે ચારિત્ર્ય ઘડવા ઉપરાંત નાગરિકોની ફરજો અને જવાબદારીઓ પર પણ ભાર મૂકાય છે મહત્વાકાંક્ષી પુરૂષો પડોશી પ્રાંતો પર હુમલો કરવાનાં ષડયંત્રો ભલે રચે, પણ નાગરિકોનો અવાજ વધતા પ્રમાણમાં પ્રદર્શિત થાય છે અને ઐક્ય માગે છે. એટલે આ રાષ્ટ્રીય વિખવાદ હવે ઘણો મુશ્કેલ બન્યો છે.

### સ્ત્રીઓની જેલનો હેવાલ

મુંબઈથી આ અઠવાડીએ બહાર પડેલી એક સરકારી યાદી જણાવે છે કે કેટલાંક અખબારોમાં એવા સમાચાર પ્રગટ થયા છે કે યરવડા સ્ત્રીઓની જેલમા ચિકાર ગીરદી થવાથી અટકાયતીઓને તેમજ બીજા કેદીઓને હાડમારી ભોગવવી પડે છે. એક હેવાલમાં એમ જણાવવામાં આવ્યું હતું કે એ જેલમાં ૧૨૦ સ્ત્રીકેદીઓનો સમાવેશ થઈ શકે તેમ છે. ત્યારે અત્યારે એ જેલમાં એ સંખ્યા કરતાં લગભગ બમણી સંખ્યાનાં સ્ત્રીકેદીઓ રાખવામાં આવ્યા છે

આ હેવાલો બહુ અતિશયોક્તિભરેલા છે. અત્યારે જેલમાં નહિ જેવી ચિકાર ગીરદી છે. જેલમા ૧૨૬ કેદીઓ માટે સગવડ છે; પણ ત્યાં વર્કશોપ છે તેમાં ગીરદી થયા વગર વધુ ૫૦ માણસોની સગવડ થઈ શકે તેમ છે; તેનો

ઉપયોગ કરવામાં આવે છે, અને તે ઉપરાંત મોટા તંબુઓ પણ ઠોકવામાં આવ્યા છે

વધુ કામચલાઉ જાજરૂ પૂરાં પાડવાની ગોઠવણ કરવામાં આવી છે કેદીઓના સ્થાનફેર તેમજ છુટકારાને પરિણામે તાજેતરમાં જેલમાંના કેદીઓની સંખ્યામાં ઘટાડો કરવામાં આવ્યો છે ૧૮ કેદીઓને થાણા જિલ્લાની જેલમાં ખસેડવામાં આવ્યા છે અને આશરે ૪૫ કેદીઓને મુક્ત કરવામાં આવ્યા છે

**બેગમ આઝાદની રાષ્ટ્રપતિને અંતિમ ભેટ**

"મૌલાના સાહેબ આવ્યા ?" એ ઝંખનાને રટણમાં પોતાની માંદગીના દુઃખદર્દ સાથે સાથે પતિવિરહની કરૂણતા મેળવી ઊંડા નિશ્વાસો ખાતાં બેગમ સાહેબાએ પ્રાણત્યાગ કર્યો હતો અને આ સંસાર છોડતાં તેમણે પોતાની દાસીને એક અત્તરની શીશી મૌલાના સાહેબ જેલનિવાસમાંથી જ્યારે પાછા ફરે ત્યારે તેમને ભેટ આપવા સુપ્રત કરી હતી એ પરંતુ મૌલાના સાહેબને અતિશય પ્યારી હતી પણ હવે તો તે મૃતપત્નીનાં સ્મરણોથી રાષ્ટ્રપતિના હૃદયમાં દાંપત્યપ્રેમનો કરૂણ આક્રંદ જ પુકારાવશે બેગમ સાહેબાનો અંતિમ સંદેશો એ હતો કે "મૌ. સાહેબ જ્યારે પણ આ ઘરમાં પાછા પગ મૂકે ત્યારે મારા સંભારણાં તરીકે આ અત્તરની શીશી આપજો એ અમને બહુ પ્રિય છે ને બંદગી કરતી વખતે તેઓ એને જરૂર ઉપયોગમાં લેશે" બેગમ સાહેબાને કંઇ જ સંતાન નહોતું તેમના દેહને ભૂમિદાહ આપવા લઇ જતી વખતે કલકત્તાએ હિંદુ-મુસ્લીમ ઐક્યનું એક વિરલ દૃશ્ય જોયું હતું તેમની કબર પર શ્રી લાવણ્યપ્રભા દત્તે ફુલહાર ચઢાવીને એક અત્યંત લાગણીભર્યા વાતાવરણ ઉપર કોમી ઐક્યનો કળશ ચઢાવ્યો હતો

**બે બેનો સામનો આરોપ**

વર્ધામાં આ અઠવાડીએ શ્રીમતી વિમલાબાઇ ચિત્રેને ૨૬મીની આઝાદીની પ્રતિજ્ઞા અંગેના આરોપમાંથી મુક્ત કરવામાં આવ્યાં છે જીલ્લા મેજીસ્ટ્રેટના હુકમ વિરૂદ્ધ સભા ભરવા માટેની એમની સજા કાયમ રાખવામાં આવી છે

અરજદારો (બેનો) એ ૨૬મી જાન્યુઆરીએ બાજી બજાર ખાતે આઝાદીની પ્રતિજ્ઞા વાંચી હતી એ જ રીતે તોતારામ અને રામચંદ્ર નામના શખસો આઝાદીની પ્રતિજ્ઞા છાપેલા હસ્તપત્રો વહેંચતા માલમ પડયા હતા આ બધા રૂામે વાંધાભર્યાં હેવાલો વાંચવા અને રાખવા માટે કેસ કરવામાં આવ્યો હતો

---

[ પુસ્તક પરિચય : અનુસંધાન પૃ ૧૧૮નું ]

મેના તરફ વળેલા રમણલાલની 'ચોરી' છેવટે તેનો પુત્ર અરવિંદ અને તેની ભવિષ્યની પત્ની પ્રતિમા પકડી પાડે છે પિતાને ઠેકાણે લાવવા માટે અરવિંદ તો આવેશમાં આવીને કંઇ કંઇ કરવા તૈયાર થાય છે, પણ પ્રતિમાની કુનેહથી કંઇ પણ માઠો બનાવ ન બનતાં બધું બરાબર થઇ જાય છે અને મેના હમેશને માટે બીજા શહેરમાં જઇ વસે છે મેનાનો આ આત્મભોગ વાચકના હૃદય પર ઊંડી છાપ પાડે છે

પ્રતિમા આધુનિક યુગની જ યુવતી હોવા છતાં રા. ચાપશીભાઇએ તેને અત્યારની યુવતીઓ કરતાં કંઇક વધુ ધીર, વધુ સંયમી અને વધુ વિચારશીલ ચીતરવાનો પ્રયત્ન કર્યો છે—એટલી હદે કે રમણલાલના ઘરની અશાંતિ દૂર કરવા માટે તે એક વૃદ્ધા-એક ડાટી ડોસીની બુદ્ધિથી કામ લે છે અને તેમાં તેને સફળતા પણ મળે છે

એકંદરે, આ નવલકથા નાની હોવા છતાં બહુ જ સુંદર, સરળ અને બોધદાયક છે એનાં સઘળાં જ પાત્રો વાચકને પોતાનાં કાર્યોથી કંઇક શિક્ષણ આપે છે ઘરસંસારમાં પડેલા દરેક યુવક દરેક યુવતી દરેક ગૃહસ્થ અને દરેક ગૃહિણીને માટે અત્યંત ઉપયોગી હોવાથી, તેમણે આ નવલકથા અવશ્ય વાંચવી જોઇએ એના વાંચનથી અનેક કુટુંબોમાં પતિપત્નીઓ એકબીજાને સમજતાં શીખશે અને તેમનાં જીવન, તેમનાં ઘરસંસારમાં અનેરી મીઠાશ આવશે એમ, આવી સુંદર રચના માટે રા. ચાપશીભાઇને ધન્યવાદ આપતાં, તેમની પ્રૌઢ લેખિની વધુ ફળદ્રુપ બને અને આવાં ઉપયોગી સાહિત્યનું ઉત્તરોત્તર વધુ સર્જન કરે એમ ઇચ્છીએ છીએ

શિવશંકર મિશ્ર ( કાનપુર )

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૩ : અંક ૫ પુસ્તક ૧૩ મે : ૧૯૪૩

# બોલે ઝીણા મોર

બોલે ઝીણા મોર,
રાધે ! તારા ડુંગરિયા પર
બોલે ઝીણા મોર—

મોર હી બોલે, પપૈયા બોલે
કોયલ કરે કલશોર—રાધે !

કાલી બદરિયાં મેં બિજલી ચમકે
મેઘ ભયો ઘનઘોર—રાધે !

ઝરમર ઝરમર મેહુલો વરસે
ભીંજે મોરા સાળુડાની કોર—રાધે !

બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર
પ્રભુ મોરા ચિત્તડાનો ચોર—રાધે !

મીરાંબાઈ



# શિવાજીના વાઘનખ

શિવાજીએ જીતેલા પ્રદેશનું નામ 'સ્વરાજ્ય' રાખ્યું અને જે પ્રદેશમાંથી પોતે ચોથ અથવા સરદેશમુખી ઉઘરાવતો તેનું નામ 'મોગલાઇ' રાખ્યું.

એણે પોતાના 'સ્વરાજ્ય'ની વ્યવસ્થા માટે અને એનો કારભાર કરવામાં પોતાને મદદ કરવા માટે આઠ પ્રધાનોની યોજના કરી.

ચંદ્રરાવ મોરેની જાગીર એણે ખાલસા કરી અને સ્વરાજ્ય સાથે જોડી દીધી એ વાત જ્યારે સુલતાન આદિલશાહે જાણી ત્યારે એના ક્રોધની સીમા ન રહી.

સુલતાને પોતાના સરદારોને એકઠા કર્યા અને તેમની સાથે શિવાજીને જેર કરવાની મસલત કરવા માંડી. અનેક સરદારો શિવાજીના નામથી ગભરાતા હતા. શિવાજીને એ અજિત માનતા તેથી એની સામે જવાનું એમને પસંદ ન હતું. એટલે શિવાજીને જેર કરવાનું બીડું કોઇએ ઝડપ્યું નહિ. પણ અફઝલખાન નામનો એક ચઢાઉ સરદાર બહાર પડયો અને એણે શિવાજીને કેદ કરવાનું સુલતાનને વચન આપ્યું. એ હતો તો ચાલાક પણ જરા ઉછાંછળો હતો.

ભારે ધામધૂમથી અને પુષ્કળ લશ્કર લઇને એ બિજાપુરથી નીકળ્યો.

અફઝલખાન કૂચકદમ કરતો આગળ વધ્યો. રસ્તામાં એણે લોકોને ખૂબ રંજાડયા. હિંદુ મંદિરો લૂટયાં અને તોડયાં અને રસ્તામાં વાઇ ગામમાં એક મોટું લોઢાનું પિંજરૂં બનાવરાવ્યું અને બડાઈ હાંકવા માંડી કે શિવાજીને પકડીને આ પાંજરામાં પૂરીશ !

એ વખતે શિવાજી વાઈની નજીક રહેતો હતો. ખાને પોતાનો દૂત મોકલી શિવાજીને મળવા આવવાનું કહેણ મોકલ્યું. શિવાજી મળવા આવે તો એને પકડવાનો ખાને મનસુબો રાખ્યો હતો. શિવાજીની પાછળ ડુંગરાઓમાં રખડવા કરતાં આ રીતે એ હાથ આવતો હોય તો શું ખોટું ?

પણ શિવાજી કયાં કાચો હતો ! પોતાના જાસુસો મારફત એણે ખાનની ચાલાકીની ખબર મેળવી લીધી હતી, અને ખાને ખોદેલા ખાડામાં ખાનને પોતાને જ પાડવાની એણે પેરવી કરવા માંડી હતી.

ખાનના દૂતને માન સહિત પાછો મોકલી એણે પોતાના પ્રતિનિધિ મારફત કહેવરાવ્યું કે ખાનસાહેબ મને મળવા ઠેઠ બિજાપુરથી અહીં સુધી આવ્યા છે તો તેઓ કૃપા કરીને અહીં આવે કે જેથી મને એમની મહેમાનગીરી કરવાનો અવસર મળે. એમની ઇચ્છા પ્રમાણે અમે બંને એક બીજાને એકાંતમાં મળીશું અને એને લગતી સઘળી ગોઠવણ કરવાનું હું માથે લઉં છું.

અફઝલખાન પોતાની બહાદુરીના ઘમંડમાં મસ્ત હતો. એણે શિવાજીને ત્યાં જવાનું અને મળવાનું કબૂલ કર્યું; અને પ્રતાપગઢના કિલ્લાની બહાર શમિયાનામાં બંનેએ પરસ્પર એકલા જ મળવું એમ નક્કી કર્યું.

એ ગોઠવણ પ્રમાણે શિવાજીએ બાદશાહી શમિયાનો ઊભો કરાવ્યો અને પૂરતી તૈયારી કરીને એ ખાનને મળવા ચાલ્યો. એણે ઉપર તો સોનેરી બુટ્ટાવાળું અંગરખું પહેર્યું હતું, પણ અંદરની બાજુ પાણીદાર બખ્તર ધારણ કરેલું હતું; માથા પર પાઘડીની નીચે લોખંડનું શિરકવચ રાખ્યું હતું અને હાથમાં વાઘનખ પહેર્યા હતા. વાઘનખ એવા ખુબીદાર હતા કે મુઠી બંધ કરે તો હાથે વીંટી પહેરી છે એમજ સામાને લાગે ! અંગરખાની નીચે એક કટાર પણ કમરબંધમાં છૂપાવીને રાખી હતી. આ રીતે બહારથી સાદો દેખાતો શિવાજી અંદરખાનેથી પૂરી રીતે શસ્ત્રોથી સજ્જ થએલો હતો.

પોતાના સૈનિકોને પણ છૂપી રીતે તૈયાર રાખ્યા હતા, અને સંકેત થતાં ખાનના લશ્કર ઉપર તૂટી પડવાની સૂચના આપી હતી.

અફઝલખાન પોતાના સિપાઈઓ સાથે મળવા આવ્યો. એણે પણ દરબારી પોષાક પહેર્યો હતો, અને પોતાની કેડે તરવાર તથા ભેઠમાં કટાર ખોસી હતી.

શિવાજી મળવા આવશે તે વખતે એને જખમી કરીને પકડી લઈશ એવો એણે મનસુબો કર્યો હતો. એ પોતે ઊંચો, ભરાઉ તથા બળવાન હતો. એની સરખામણીમાં શિવાજી નીચો તથા શરીરે પાતળો હતો એટલે પોતાના બળ ઉપર અફઝલખાન મુસ્તાક રહે એમાં નવાઈ ન હતી.

શિવાજીના પ્રતિનિધિએ ખાનના સિપાઈઓને દૂર ઊભા રહેવા કહ્યું. શમિયાનો ખુલ્લો હતો અને શિવાજી એકલો જ બેઠો હતો એટલે ખાન પણ આગળ વધ્યો.

બંને મળ્યા. એકબીજાને ભેટ્યા.

ભેટતી વખતે ખાને તરવાર ખેંચી અને શિવાજી ઉપર ઘા કર્યો; પણ તે બખ્તરને લીધે શિવાજીને લાગ્યો નહિ. શિવાજી પણ સાવધ હતો.

એણે ખાનનાં પેટમાં વાઘનખ ઘુસાડી દીધા અને તેનાં આંતરડાં ખેંચી કાઢ્યાં ! ખાનના હાથમાંથી તરવાર પડી ગઈ. એ નીચે ફસડાઈ પડ્યો અને તરફડવા મંડ્યો. થોડી વારે એ મરણ પામ્યો.

ખાન પડ્યો કે તરત જ શિવાજીના સૈનિકો ખાનના લશ્કર પર તૂટી પડ્યા. એમની સંખ્યા ઓછી હતી પણ તેઓ બહાદુર હતા. ખાનના સિપાઈઓ સાવધાન ન હતા અને એકાએક હુમલો થવાથી ઘણાખરા માર્યા ગયા, તેમ જ કેટલાક કેદ પકડાયા.

અફઝલખાનના વધથી શિવાજીની કીર્તિ ચારે તરફ ફેલાઈ. આ વખતની જીતમાં એને ઘણું ધન મળ્યું. તે એણે પોતાના સૈનિકોને વહેંચી આપ્યું.

અફઝલખાનની તરવાર હજી પણ શિવાજીના વંશજો પાસે છે, અને એ પ્રસંગની સાક્ષી આપે છે.

અફઝલખાનના વધના સમાચાર બિજાપુર પહોંચ્યા ત્યારે સુલતાનને પારાવાર દુઃખ થયું. બહાદુર સરદાર આ રીતે દગાનો ભોગ થઈને મરાયો એ જાણીને સુલતાન બહુ દિલગીર થયો.

નાગરદાસ ઇ. પટેલ

# દેશ દેશનાં હરણો

મૃગસભામાં ખાસ આમંત્રણ આપીને મને લઇ જવામાં આવ્યો હતો એ શરૂઆતમાં મારે કહી દેવું જોઇએ.

દેશ દેશનાં હરણો એમાં એકઠાં થયાં હતાં ને એનું પ્રમુખ સ્થાન એક મોટા સાબર રાજે શોભાવ્યું હતું. શરૂઆતમાં કાળીઆર મૃગે પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

કાળીઆર મૃગના જવા પછી પ્રમુખ પોતે જ ઊભા થયા, અને બોલવા લાગ્યા: ' કાળીઆર મૃગ તમારી આગળ જે વાત કરી ગયો તે ઉપરથી તમે એટલું સમજ્યા હશો કે આપણા હરણની જાતના મુખ્યત્વે બે ભાગ પાડી શકાય. એક મૃગ અથવા હરણ, અને બીજી સાબરની જાત. સાબર મોટાં હોય. સાબરને માથે ઝાડની ડાળી જેવડાં ભરાવદાર નક્કર શિંગડાં હોય અને એ દર વર્ષે નવાં ઊગે અને પછી ખરી પડે. મૃગ અથવા હરણની જાતને પોલાં સીધાં શિંગડાં હોય. બંને જાતની માદાઓને શિંગડાં નથી ઊગતાં–માત્ર નરને જ ઊગે છે.

' મેં ઉપર કહ્યું કે મૃગની જાત સાબર કરતાં નાની હોય છે, પણ એની જાતમાં મોટામાં મોટું એક પ્રાણી થાય છે તે અમારા સાબરની જાતને મળતું આવે છે. એ પ્રાણી હિંદનું વતની નથી પણ આફ્રિકાનાં જંગલોનું વતની છે. એને ઇલાંડ કહે છે. મૃગની જાતમાં એ સૌથી મોટું પ્રાણી છે. મૃગની જાતમાં માંદાને શિંગડાં નથી ઊગતાં એ મેં ઉપર કહ્યું, પણ આ મૃગ તેમાં યે અપવાદ રૂપ છે. છીંકારાની જેમ ઇલાન્ડની જાતમાં નર અને માદા બંનેને શિંગડાં ઊગે છે. એ પ્રાણીને તમારી ઓળખાણ માટે અહીં રજુ કરું છું. '

પ્રમુખે એમ બોલી ઇસારત કરી એટલે ઇલાન્ડ મૃગ અને એની માદા બંને શરમાતાં શરમાતાં પ્રમુખ પાસે આવીને ઊભાં. એ વિચિત્ર પરદેશી પ્રાણીને બધાં હરણોએ ધારી ધારીને જોયું.

' હવે મૃગની જાતના એક બીજા પણ પ્રાણીની તમને ઓળખાણ કરાવું છું. એ મૃગ આપણા હિંદુસ્તાનનું જ વતની છે અને એને નીલગાય કહે છે. એ પણ ખાસ્સું મોટું છે. એનું નામ નીલગાય છે તે ઉપરથી તમને સહેજ તો ખ્યાલ આવશે કે લગભગ કાળાશ પડતા રંગની ગાય જેવો આ મૃગનો દેખાવ હોવો જોઇએ. તમારા પ્રત્યક્ષ પરિચય માટે એ પ્રાણીને પણ તમારી સમક્ષ રજુ કરું છું. ચાલો, નીલગાય અહીં આવી જાય.

[illegible] આજ્ઞા થતાં જ નીલગાય મૃગ એમની પાસે આવીને ઊભું. એની ઓળખાણ [illegible]. પ્રમુખશ્રીએ કહ્યું: ' નીલગાય મૃગના ગળે મજાની દાઢી ઊગે છે તે જરા જુઓ. [illegible] દેખાવનું જોગીરાજ જેવું લાગે છે ! '

[illegible] ખડખડાટ હસી રહી.

[illegible] જવાનું [illegible] ' અંતે જાતમાં નરને નાની શિંગડીઓ હોય છે. એના

બંનેએ પરર [illegible] નકોં ને પૂંછડીના વાળ કાળા રંગના હોય છે. '

નીલગાયને પ્રમુખે ઇસારત કરી એટલે એ પોતાની જગાએ જઇને બેસી ગયું. પ્રમુખે હવે એક નવા મૃગની ઓળખાણ આપતાં કહ્યું: ' હવે હું તમારી આગળ મૃગની જાતના એક બીજા નાનકડા પ્રાણીની ઓળખાણ કરાવું છું. એને ચોસિંગા કહે છે. ચોસિંગા અહીં હાજર થાય. '

પ્રમુખના હુકમ અનુસાર ચોસિંગા ત્યાં હાજર થઇ ગયું.

એનું ઓળખાણ આપતાં પ્રમુખ બોલ્યા: ' આ મૃગની જાતનું પ્રાણી આપણા હિંદનું વતની છે. એ નાનકડું હોય છે. એની ઉંચાઇ આશરે ૨ા ફૂટથી વધારે નથી હોતી. એને માથા ઉપર શિંગડાં હોય છે. બધાં મૃગને બે શિંગડાં હોય છે ત્યાં માથા ઉપર, પણ જરા છેક ઊંચેની બાજુએ હોય છે અને બે નાનકડાં શિંગડાં એની આંખની ઉપરની બાજુ હોય છે. આ રીતે એને ચાર શિંગડાં હોવાથી એ ચોસિંગાના નામે ઓળખાય છે. તમે સૌ જોઇ શકો છો કે એનાં મોટાં શિંગડાં ૩ા થી ૪ ઈંચ ઊંચાં છે જ્યારે નાનાં શિંગડાં ૧ાા થી ૨ ઇંચનાં છે. '

' એ હિંદના કયા ભાગનું વતની છે ? ' એક નાનકડા મૃગબાળે પૂછ્યું. '

' એ હિંદના ઉત્તર પ્રદેશનું વતની છે. હિમાલયના તળપ્રદેશમાં પંજાબથી નેપાળ લગીના ભાગમાં અને બીજા ગીચ ઝાડીવાળા પ્રદેશમાં એ મળી આવે છે. ચોસિંગાની આથી વિશેષ ઓળખાણ આપવાની રહેતી નથી. હવે તમારી આગળ મૃગની જાતનું એક સૌથી અગત્યનું પ્રાણી રજુ કરૂં છું, અને તમે બધા એને જોઇને ખૂબ ખુશ થશો એવી મારી ખાતરી છે. ચાલો, કસ્તુરીમૃગ આગળ આવી જાય. ' પ્રમુખ બોલ્યા.

પળ વારમાં જ પ્રમુખની પાસે કસ્તુરીમૃગ આવીને ઊભું રહ્યું.

' આ મૃગની નાભિમાં કસ્તુરી થાય છે. કસ્તુરી સુગંધનો એક સૌથી ઉત્તમ પદાર્થ છે. એ બહુ જ ગરમ છે અને દવામાં એ બહુ અસરકારક થઇ પડે છે. આ કારણથી કસ્તુરી મેળવવા આ મૃગની શોધમાં માણસજાત ફર્યા જ કરે છે અને એનો શિકાર કરે છે. કસ્તુરી આખા જગતમાં માત્ર કસ્તુરીમૃગની નાભિમાં જ થતી હોવાથી એ બહુ મોંઘી મળે છે. અલબત્ત, બજારમાં બનાવટી કસ્તુરી વેચાય છે, પણ સાચી કસ્તુરી તો અતિશય કિંમતી હોય છે.

' તમે જુઓ છો તેમ કસ્તુરીમૃગ બહુ જ નાનું હોય છે, અને એના માથે શિંગડાં હોતાં નથી. એને આકાશમાં ઊડતાં ગરુડ, સમળી વગેરે પક્ષીઓ પજવે છે, અને એ કારણે એના રક્ષણ માટે ઇશ્વરે એને બે દંતૂશળ આપેલા હોય છે. એ દંતૂશળ વતી એ આકાશના પંખીઓના હુમલા સામે પોતાનું રક્ષણ કરી શકે છે. '

' ત્યારે શેમોઇસ હરણ કયી જાતનું ? ' મને જિજ્ઞાસા ઉત્પન્ન થવાથી મેં એને વચમાં પૂછ્યું.

' એની જાત ત્રિશંકુ જેવી છે. કેટલાક પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રીઓ એને બકરાના વર્ગનું ગણે છે, કારણ એ કાંઇક અંશે બકરાને મળતું આવે છે. પણ ખરી રીતે એ હરણના વર્ગનું જ પ્રાણી છે અને એને અમારૂં જાતભાઇ કહેવામાં અમે ભૂલ કરતાં નથી. '

' શેમોઇસ મૃગમાં શિંગડાં જુઓ. એ નાનકડાં છે. માથાની ટોચથી એ સીધાં ઊગે છે અને પછી પાછળની બાજુ વળાંક લે છે, અને છત પર ભરવેલા હૂક જેવો એનો દેખાવ લાગે છે. '

' આ શેમોઇસ હરણ હિંદ કે આફ્રિકાનું વતની નથી. એ અમેરિકામાં પણ વસતું નથી. યુરોપ ખંડના સ્વિટ્ઝર્લૅન્ડના પ્રદેશ નજીકની આલ્પ્સની ગગનચુંબી ગિરિમાળામાં એનો વાસ છે. યુરોપના બીજા પણ કેટલાક પ્રદેશોમાં એ વસે છે, પરન્તુ ખાસ કરીને એ આલ્પ્સ પર્વતના ઊંચા ભાગોમાં શીત પ્રદેશમાં વસે છે. '

' એની ખૂબી એ છે કે એ એટલા સીધા ચઢાણવાળા પહાડની ટોચો ઉપર આસાનીથી ચઢી શકે છે કે એને જોનાર અજાયબીથી દાંતમાં આંગળાં નાખી જાય છે. બીજાં પ્રાણી જ્યાં ચડતાં તરત જ નીચેની ઊંડી ખીણોમાં ગબડી પડી મોતને ભેટી લે ત્યાં આ પ્રાણી જાણે ખુલ્લા મેદાનમાં ચાલતું હોય એમ લહેરથી હરીફરીને મજા કરે છે. '

' ત્યારે એનો કોઇ શિકાર કરી શકતું નહિ હોય ને ? ' એક નાનકડું હરણનું બચ્ચું વચ્ચે બોલી ઊઠ્યું.

પ્રમુખ જરા નિસાસો નાખીને બોલ્યાઃ ' અફસોસ ! કાળા માથાના માનવીની કરામતને આ જગતમાં કોઇ પહોંચી શકતું નથી. આલ્પ્સ પર્વતની એ ગગનચુંબી ગિરિમાળાઓ ઉપર પણ છાતીધડા શિકારીઓ શેમોઇસ મૃગનો શિકાર કરવા ચડે છે; અને ઘણી યે વાર એ લોકો એને મારવામાં સફળતા મેળવે છે. આ પ્રાણીને મારવાનું કામ જોખમભર્યું છે એટલે એનો શિકાર કરનારા માણસો શેમોઇસ-શિકારીઓ ( Chamois hunters )ના નામે ઓળખાય છે. '

' શેમોઇસ મૃગનું ચામડું અત્યંત સુંદર બદામી રંગનું, અને બહુ જ મુલાયમ હોય છે. માણસજાત એમના કિંમતી પદાર્થો સાફ કરવામાં શેમોઇસ મૃગનું ચામડું વાપરે છે, અને એ કારણે એના ચામડાની માગ બહુ મોટા પ્રમાણમાં હોય છે. આ કારણથી આટલે ઊંચે એ વસે છે તો પણ આ પ્રાણીનો શિકાર કરવામાં આવે છે. અલબત્ત, એનો શિકાર કરવામાં શિકારીઓને વેરાન બરફમય પહાડો ઉપર ખૂબ રખડવું પડે છે અને બારે વિટંબણાઓ સહન કરવી પડે છે. '

' શેમોઇસ મૃગ આટલે ઊંચે વસે છે ત્યારે એ ખાતું શું હશે ? ' મેં પ્રશ્ન કર્યો.

' પહાડ ઉપર જે લીલોતરી ઊગે છે તેની ઉપર આ મૃગનો પેટગુજારો ચાલે છે. શિયાળામાં જ્યારે પહાડ આખો બરફથી ઢંકાઇ જાય છે ત્યારે કાંઇક અંશે સુગંધીદાર હોય એવાં ફર, પાઇન અને જુનિપર વૃક્ષની કુણીકુણી કુપળો ખાઈ મૃગ પોતાની જિંદગી નભાવે છે.'

' શેમોઇસ મૃગ વિશે આપણી વાત પૂરી થઇ. હવે હું કળીઆર અને ટીંકારની જ જાતના પરદેશમાં વસતાં એ મૃગને તમારી આગળ રજુ કરું છું. '

પ્રમુખે ઇસારતથી એક મૃગને બોલાવ્યું. આપણા કાળીઆરને એ મળતું આવતું હતું. પ્રમુખ એની પીછાણ કરાવતાં બોલ્યાઃ ' આ પ્રાણી દક્ષિણ આફ્રિકાનું વતની છે, અને

એને સ્પ્રિન્ગ–બોક ( Spring-bok ) કહે છે. એ જબ્બર કૂદકા મારનાર હરણ છે. જ્યારે કોઈ ઓચિંતો ભય આવી પડયો છે એવું એને લાગે છે ત્યારે એ જમીનથી અદ્ધર કૂદકો મારી એકદમ દોડે છે. જમીનથી છ થી સાત ફૂટ લગી ઊંચો કૂદકો મારવો એ એને મને તદ્દન સહેલ છે. કોઈક વખત ખરેખરું પ્રાણસંકટ આવી પડ્યું હોય ત્યારે એ જમીનથી ૧૨ થી ૧૩ ફૂટ જેટલો ઊંચો ઠેકડો પણ મારી શકે છે. એ આવી રીતે કૂદે છે ત્યારે એની પીઠનો પાછળનો ભાગ ગોળ બની જાય છે. '

' આ મૃગ દક્ષિણ આફ્રિકાના વિશાળ મેદાનોના પ્રદેશમાં ટોળાબંધ રહે છે. ત્યાં એમની વસ્તી બહુ મોટા પ્રમાણમાં છે. કોઈક વાર વધારે સારા ખોરાક અથવા રહેઠાણની શોધમાં એ હજારોની સંખ્યામાં ઊપડી જાય છે ત્યારે જોવાજેવો દેખાવ થાય છે. એમના રસ્તામાં આવતાં ખેતરોનો ઊભો પાક આ હરણનાં હજારોનાં ટોળાં સાફ કરી નાખે છે. કેપ્ટન કમીંગ નામનો એક પ્રવાસી લખે છે કે મેં આ જાતનાં સ્પ્રિન્ગબોક મૃગનું ટોળું એક વાર રસ્તામાંથી પસાર થતું જોયું તે અર્ધો માઇલ જેટલું પહોળું હતું અને એને પસાર થતાં પૂરાં બે કલાક લાગ્યા હતા ! આ ઉપ થી આ જંગી ટોળામાં કેટલાં બધાં હરણો હશે એનો તમને ખ્યાલ આવશે. '

' હવે આપણા દેશના કાળીઆર મૃગને મળતું ઉત્તર આફ્રિકાના પ્રદેશનું ગેઝલ મૃગ તમારી સમક્ષ રજુ થાય છે. '

પ્રમુખની દરખાસ્તથી એ મૃગ આવીને ઊભું રહ્યું.

પ્રમુખ એની ઓળખાણ આપતાં બોલ્યાઃ ' તમે જોઈ શકો છો કે એ ઘણી રીતે આપણા કાળીઆર મૃગને મળતું આવે છે. એ ખૂબ મોટાં ટોળામાં રહે છે. જંગલી હિંસક પશુઓ અને માણસો એનો શિકાર પણ મોટા પ્રમાણમાં કરે છે. '

' આ હરણ પોતાનો બચાવ પોતાના દુશ્મનો પાસેથી શકય હોય ત્યાં જોરથી નાસી જઈને જ કરે છે. દોડવામાં એ એક નંબરનું છે. ચીત્તા, સિંહ, વગેરેની સામે થવાનું તો એનામાં જોર હોય જ કયાંથી ? એટલે ઇશ્વરે એને પાતળાં મજબૂત પગ, અને ભય સામે સદાય સાવધ રહેવાની જે શક્તિ આપી છે તે વતી એ પોતાની પ્રાણરક્ષા માટે પ્રયત્ન કરે છે.'

' કોઈક વાર નાનાં હિંસક પ્રાણી એમની ઉપર હલ્લો કરે અને નાસવાનો માર્ગ ન હોય તો આ હરણ પોતાના ટોળાનો મોરચો રચી દુશ્મનની સામે થાય છે. પોતાના શિંગડાં વતી તેઓ લડી લે છે. આવી વખતે સશક્ત અને છાતીધડા નરમૃગ ટોળાની આગલી હરોળમાં ગોળ કુંડાળાના આકારે મોરચો રચીને ઊભા રહે છે, જ્યારે તેઓ વચમાં પોતાની માદાઓ અને નાનાં બચ્ચાંઓને રાખે છે. પરન્તુ ઉપર જણાવ્યું તેમ ખાસ કરીને તો તેઓ તેમનો બચાવ નાસી જઈને જ કરે છે. '

પ્રમુખને નમન કરી આ પ્રાણી જતું રહ્યું અને લાંબાં શિંગડાંવાળું એક સેબલ મૃગ નામનું મૃગ પ્રમુખની સૂચનાથી હવે આગળ આવ્યું.

એની ઓળખાણ આપતાં પ્રમુખ બોલ્યાઃ ' આ જાતના મૃગને સેબલ મૃગ ( Sable antelope ) કહે છે. એ દક્ષિણ આફ્રિકાનું વતની છે. એ બનતા લગી માણસોની વસાહતથી દૂરદૂર નિર્જન પ્રદેશમાં રહે છે. એ બહુ બીકણ અને શરમાળ છે. માણસને જોતાં જ બહુ ઝડપથી દૂર નાસી જવાની કળા એણે હાથ કરેલી છે. એ ૧૦ થી ૧૨ ના ટોળાંમાં વસે છે. એમાં આગેવાન તરીકે પુખ્ત ઉમરનો નર સેબલમૃગ હોય છે અને બીજી બધી એની માંદાઓ હોય છે. બસ, આ હરણ વિશે આથી વિશેષ કાંઈ કહેવાનું નથી. '

પ્રમુખના શબ્દો પૂરા થાય તે અગાઉ તો એમને નમન કરી ઠેકડો મારી આ મૃગ નાસી ગયું, અને પ્રમુખની સૂચનાથી એની જગાએ જેમ્સ-બોક ( Gems-bok ) નામનું હરણ આવીને ઊભું.

ખૂબ લાંબાં, સોટા જેવાં વળદાર શિંગડાંવાળા આ મૃગની ઓળખાણ આપતાં પ્રમુખ કહેવા લાગ્યાઃ ' આ પ્રાણી પણ આફ્રિકાનું વતની છે. એનું નામ જેમ્સ-બોક છે. એને કૂકામ ( Kookaam ) પણ કહે છે. એ મૃગની જાતિમાં મોટું અને બળવાન ગણાય છે. એ લગભગ ગધેડા જેવડું મોટું છે એ તમે જોઈ શકો છો. ખભા લગીની આ પ્રાણીની ઉંચાઈ આશરે પોણાચાર ફૂટની હોય છે. એની ચામડીના રંગ કાબરચીતરા અને આગળ પડતા ઘેરા હોઈ એ દેખાવે સોહામણું લાગે છે.

' એનાં શિંગડાં તરફ તમારું ખાસ ધ્યાન ખેંચવાનું છે. તમે જુઓ છો કે શિંગડાં મોટાં, સીધાં, અને અણીદાર છે. આ જુસ્સાદાર મૃગનું એ અગત્યનું બચાવનું સાધન છે. સિંહ કે ચીત્તા સિવાય બીજાં નાનાં જંગલી હિંસક પશુઓ આ મૃગ ઉપર હલ્લો કરવાની હિંમત કરે ત્યારે પોતાનાં શિંગડાં ડાબી અને જમણી બાજુ ઊંચાંનીચાં અને આડાંઅવળાં હલાવી એના દુશ્મનને એ એવો તો સ્વાદ ચખાડે છે, કે એનો શિકાર કરવા આવનાર એનાથી ત્રાસીને નાસી જાય છે. '

' સાબાશ ! સાબાશ ! ' સભામાં ઉત્સાહજનક અવાજો થયા. તાળીઓના ગડગડાટથી વાતાવરણ ખળભળી ઊઠ્યું.

બે-ત્રણ મીનીટમાં સભાજનો શાંત થયા એટલે પ્રમુખે આગળ ચલાવ્યું: ' તમે બધા ખુશી થયા તે જાણી મને આનંદ થયો; પણ એના પરાક્રમો તો એથી પણ વિશેષ છે. કોઈક વાર જંગલનો રાજા અને આપણા સૌનો કાળ-શત્રુ સિંહ આ મૃગ ઉપર હલ્લો કરે, તો આ મૃગ પોતાનાં શિંગડાં વતી એની સાથે પણ લડે છે. કેટલીકવાર એ સિંહને પણ ભગાડી મૂકવાને શક્તિવાન બને છે !

' કોઈક વાર સિંહના હાથે હરણનું મૃત્યુ થાય છે તો પણ એ વીરનું મૃત્યુ હોય છે. અમુક વખતે તો સિંહ અને હરણ, બંને સાથે મરણ પામે છે.

' એક વાર આ જાતના એક જેમ્સ બોક મૃગ ઉપર એક સિંહે હલ્લો કર્યો. મૃગ શિંગડા નમાવી સિંહનો સામનો કરવા તૈયાર જ ઊભું હતું. સિંહે જેવી તરાપ મારી તેવાં જ એનાં ભાલા જેવાં અણીદાર શિંગડાં સિંહના શરીરમાં પેસી ગયાં ! સિંહ ભારે પીડા અનુભવવા લાગ્યો અને બળપૂર્વક શિંગડાં કાઢવા મથામણ કરવા લાગ્યો. એની કોઈ પણ યુક્તિ કામ લાગી નહિ. બંને વચ્ચેની ખેંચમતાણીમાં જેમ્સ-બોક મૃગ મરણ પામ્યું એ ખરી વાત, પણ સાથે સાથે સિંહ પણ મરણ પામ્યો. ને મૃગનાં શિંગડાં એની દેહમાં પરોવાયેલાં જ રહ્યાં. પાછળથી મરણ પછી એમને છૂટાં પાડવા માટે એક માણસે ખૂબ મહેનત કરી; પણ શિંગડાં સિંહની દેહમાં એટલાં ઊંડાં ખૂંપી ગયાં હતાં કે તેનાથી પણ શિંગડાં બહાર નીકળી શક્યાં નહિ. આખરે બીજા વધારે માણસો એકઠાં મળ્યાં ત્યારે જ સિંહના શરીરમાંથી એ મૃગનાં શબનાં શિંગડાં બહાર નીકળી શક્યાં. આ મૃગ આવું બહાદૂર છે ! '

પ્રમુખની ઇસારતથી સૌને નમન કરી એ પોતાની જગાએ બેસી ગયું, અને એના પરાતનની કહાણી સાભળી હરણોની સભામાં એના માટે વખાણના અવાજો થઈ રહ્યા.

[ અપૂર્ણ ]

ચી. રમણલાલ નાનાલાલ શાહ

આ માસિક વડોદરા-રાવપુરામાં શ્રી લુહાણામિત્ર પ્રિ. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું તા. ૩૦-૪-૪૩

# દરેક લાયબ્રેરીમાં ખાસ વસાવવા લાયક ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ભા. ૧-૨-૩ | ૧૧- ૦-૦ |
| ૨ રાજયોગી યાને પરમાર ધારા વર્ષાદેવ ભા. ૧-૨ | ૮- ૦-૦ |
| ૩ બલહઠ બંકા દેવડા ભા. ૧-૨ | ૬- ૮-૦ |
| ૪ મહાત્મા ગાંધીજીનું જીવન | ૪- ૦-૦ |
| ૫ વિશ્વભારતી | ૧- ૦-૦ |
| ૫ ફૂલવાડી | ૦- ૪-૦ |

## શ્રી સયાજી સાહિત્યમાળા

| | |
|---|---|
| ૧ ઋગ્વેદ સંહિતા ભા. ૧ થી ૫ | ૨૦- ૪-૦ |
| ૨ વેપારની ચાવી | ૧-૧૨-૦ |
| ૩ વિદ્યુત | ૧-૧૨-૦ |
| ૪ વિજ્ઞાનના વિધાયકો | ૧-૧૨-૦ |
| ૫ મારૂં જીવન અને કાર્ય ક્ષેત્ર | ૧-૧૨-૦ |
| ૬ ઇત્સીંગના સમયનું હિંદ | ૧-૧૦-૦ |
| ૭ જુવાનીની ચાવી | ૧- ૮-૦ |
| ૮ કેનેડાનું જવાબદાર રાજતંત્ર | ૧- ૮-૦ |
| ૯ કેળવણી | ૧- ૮-૦ |
| ૧૦ ભારતીય સમાજશાસ્ત્ર | ૧- ૬-૦ |
| ૧૧ આપણું પ્રાચીન રાજતંત્ર | ૧- ૪-૦ |
| ૧૨ ઉદ્દભીજોની ઉત્ક્રાંતિ | ૧- ૪-૦ |
| ૧૩ ફળ ઝાડનો બગીચો | ૧- ૨-૦ |
| ૧૪ ભાષા વિજ્ઞાન પ્રવેશીકા | ૧- ૧-૬ |
| ૧૫ મહીપતરામ | ૧- ૧-૦ |
| ૧૬ નેલ્સનનું જીવન ચરિત્ર | ૧- ૦-૦ |
| ૧૭ વલ્લભ | ૧- ૦-૦ |
| ૧૮ ઇંગ્લાંડ અને હિંદુસ્તાન | ૦-૧૫ ૦ |
| ૧૯ ખેતીના ઉપદ્રવો | ૦-૧૪-૦ |
| ૨૦ સરોવરના જીવો | ૦-૧૩-૦ |
| ૨૧ ગર્ભ વિદ્યા | ૦-૧૨-૦ |
| ૨૨ સૂર્ય | ૦-૧૨-૦ |
| ૨૩ મનુષ્ય ભ્રમણ | ૦-૧૨-૦ |
| ૨૪ પ્રાચીન પૂર્વ | ૦-૧૨-૦ |
| ૨૫ હિંદુસ્થાનમાં જુદા જુદા શક | ૦-૧૨-૦ |
| ૨૬ નરસિંહ મહેતા | ૦-૧૧-૦ |
| ૨૭ સામાજીક સુખરૂપતા | ૦-૧૧-૦ |
| ૨૮ નૌકાબળ | ૦-૧૧-૦ |
| ૨૯ ધન વિદ્યા | ૦-૧૧-૦ |
| ૩૦ હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ | ૦-૧૧-૦ |
| ૩૧ પરિવર્તનવાદ | ૦-૧૦-૦ |
| ૩૨ હિંદુસ્તાનના લોકો | ૦-૧૦-૦ |
| ૩૩ પ્રાણીઓનાં શુભાશુભ લક્ષણો તથા વય વિજ્ઞાન | ૦-૧૦-૦ |
| ૩૪ સ્થાનીક સ્વરાજ્યની સંસ્થાઓ | ૦- ૯-૦ |
| ૩૫ જગતની રાજનીતી અને હિંદ | ૦- ૮-૦ |
| ૩૬ મેગેસ્થીનીસના સમયનું હિંદ | ૦- ૮-૦ |
| ૩૭ રેડીઓ અને ટેલીવીઝન | ૦- ૮-૦ |
| ૩૮ કળા વિષે પ્રવચન | ૦- ૭-૦ |
| ૩૯ તરવાની કળા | ૦- ૭-૦ |

## શ્રી સયાજી બાલજ્ઞાન માળા

| | |
|---|---|
| ૧ પંચતંત્ર વાતો ભા. ૧-૨ | ૧- ૦-૦ |
| ૨ સૂર્ય નમસ્કાર | ૦- ૮-૦ |
| ૩ સીતા | ૦-૬-૦ |
| ૪ બુદ્ધ ભગવાનની વાતો | ૦- ૬-૦ |
| ૫ મહમદ બેગડો | ૦- ૬-૦ |
| ૬ વાઘેલાઓનું ગુજરાત | ૦- ૬-૦ |
| ૭ આર્યોનું આદિ નિવાસ સ્થાન | ૦- ૬-૦ |
| ૮ કરોળીઆનાં કાવત્રાં | ૦- ૬-૦ |
| ૯ મીલની મુલાકાત | ૦- ૬-૦ |
| ૧૦ પચાસ પ્રેરક પ્રસંગો | ૦- ૬-૦ |
| ૧૧ છોડવાનું જીવન | ૦- ૪-૦ |

આજેજ લખોઃ—

**વ્યવસ્થાપક : લુહાણામિત્ર પ્રેસ, રાવપુરા—વડોદરા**



સ્વ. શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્મા.

| | |
|---|---|
| જન્મ | અવસાન |
| ૨૬-૫-૧૮૯૪ | ૫ ૫-૧૯૪૩ |



પુસ્તક ૪૦મું   જુન : ૧૯૪૩   અંક ૪થો

# ગુજરાતની ગુણસુન્દરીઓનો 'ભાઈ' ચાલ્યો ગયો

'ગુણસુન્દરી'ના આદ્યતંત્રી અને સંસ્થાપક, ગુજરાતના જાણીતા સાહિત્યકાર અને સમાજસુધારક અને લુણાવાડા રાજ્યના દિવાન, શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્માના બુધવાર તા. ૫મી મેની મોડી રાત્રે, સુરત મુકામે, તેમના બનેવી શ્રી. ચૈતન્યલાલ સેવકરામ ઠક્કરનાં નિવાસસ્થાને થયેલાં અકાળ અવસાનનાં સમાચાર આપતાં અમને ભારે શોક થાય છે. શ્રી. વર્માનાં અવસાનથી 'ગુણસુન્દરી'એ પોતાની જનેતા ગુમાવી છે. ગુજરાતની અનેક બહેનોએ પોતાનો વ્હાલસોયો ભાઇ ગુમાવ્યો છે.

શ્રી. જયકૃષ્ણ વર્મા, મુંબઇની વડી અદાલતમાં વર્ષો સુધી, વકીલાત કરતા હતા. અને તેની સાથોસાથ, 'ગુણસુન્દરી' દ્વારા અને બીજી રીતે, ગુજરાતી સાહિત્યની પણ સેવા કરતા હતા. ગુજરાતની બહેનોમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર કરીને, તેમને તેમની સ્થિતિનું અને તેમના અધિકારોનું ભાન કરાવવાનો પરમ ધર્મ શ્રી. વર્માએ સ્વીકાર્યો હતો અને એ દિશામાં 'ગુણસુન્દરી' દ્વારા, તેમજ મુંબઇના શ્રી. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ અને બીજી અનેક સંસ્થાઓ દ્વારા, તેમણે સ્તુત્ય કાર્ય કર્યું હતું.

સમાજસુધારાની પ્રવૃત્તિમાં, શ્રી. વર્માને, ઘણો રસ હતો અને એ દિશામાં બનતું કાર્ય કરી છૂટવાના હેતુથી, તેમણે જ્ઞાતિસેવાનું ઘણુંજ પ્રશસ્ય કાર્ય કર્યું હતું.

સાહિત્યની, જ્ઞાતિની, તેમજ બીજી અનેક સંસ્થાઓ સાથે તેમને સબંધ હતો અને એ સંસ્થાઓમાં તેમણે અગત્યના હોદ્દાઓ ભોગવી, ઘણી કીમતી સેવા કરી હતી. ૧૯૩૬માં તેઓ લુણાવાડાના દિવાનપદે ગયા હતા. ત્યાં સુધી 'ગુણસુન્દરી'નું તંત્રસંચાલન તેમને જ હસ્તક હતું. તંત્ર છોડયા પછી પણ તેમણે 'ગુણસુન્દરી' પ્રત્યે પોતાનું મમત્વ ચાલુ જ રાખ્યું હતું. લુણાવાડાના દિવાન તરીકેનો તેમનો કારોબાર, એક સુશિક્ષિત સજ્જનને શોભાવે એવો હતો.

છેલ્લા થોડાક માસથી શ્રી વર્માની તબિયત નાદુરસ્ત રહેતી હતી તેમનું હૃદય નબળું પડતું જતું હતું. તબીબી સારવાર ચાલુ જ હતી અને આરામ લેવાના ઇરાદાથી, ડુમસમાં બંગલો રાખીને તેઓ રહ્યા હતા. દરમ્યાન, મુંબઇ જઇને, અવસાનને આગલે જ અઠવાડિએ તેમણે તબીબી તપાસ કરાવી હતી. તબીબોએ તેમને સંપૂર્ણ આરામ લેવાનો આગ્રહ કર્યો હતો અને તેઓ પોતાનાં કુટુંબીજનો સાથે ડુમસમાં આરામ લઇ રહ્યા હતા.

પણ, વિધિનું નિર્માણ કંઇ જુદું જ હશે એટલે ડુમસમાં તા. ૩-૪થીએ તેમની તબિયત વિશેષ બગડી. તેમને પ્રાણવાયુ-ગેસ પર રાખવા પડયા અને હૃદય વધુ ને વધુ નબળું પડતાં તેમની તબિયત ચિંતાજનક બની ગઇ. એમાંથી કંઇક સ્વસ્થતા મળતાં, તા. ૫મીને

બુધવારે સાંજે, વધારે સારી સારવાર મળી શકે અને, થોડીક સ્વસ્થતા મળતાં, મુંબઈ લઈ જઈ શકાય તે માટે, તેમને સુરત ખસેડવામાં આવ્યા.

પણ, તેમને માટે પ્રભુનું તેડું આવી રહ્યું હતું એટલે સુરત આવ્યા પછી, તેઓ થોડાક કલાકોમા જ વધુ અસ્વસ્થ બન્યા અને આ દુનિયા છોડીને, સ્વજનોને તજીને, ચાલ્યા ગયા.

તેમનાં અવસાનથી, તેમના વયોવૃદ્ધ પિતા શ્રી. નાગરદાસ ઈશ્વરદાસ વર્મા, તેમનાં વયોવૃદ્ધ અને અત્યારે બિમારી ભોગવતાં માતુશ્રી શ્રીમતી નંદકુંવરબા પર તેમના જીવનની આખરી અવસ્થામાં આવી પડેલો આઘાત અસહ્ય છે અને તેમનું કલ્પાંત જોયું જાય એમ નથી. તેમનાં યુવાન પત્ની, શ્રીમતી કુંજલીલા પર આવી પડેલું દુઃખ કલ્પનાતીત છે અને ચાર નાનાં બાળકો, બિચારાં અણસમજુ આજે પિતાવિહોણા બની ગયાં છે. તેમનાં બહેનો, શ્રીમતી વિદ્યાદેવી ઠક્કર અને શ્રીમતી સ્નેહલીલા ઠક્કરની યાતના પણ દુઃસહ છે અને એ ઉપરાંત, શ્રી. વર્માના વયોવૃદ્ધ સસરા શેઠ રતિલાલ ઠક્કર અને અન્ય સર્વ કુટુંબીજનો પર પણ ભારે દુઃખ આવી પડ્યું છે. શ્રી. વર્માના કુટુંબીસમા બની ગયેલા અનેક સ્નેહીઓની યાતનાનો પણ કંઈ પાર નથી. એ બધાંને, આવી પડેલું દુઃખ સહન કરવાનું પ્રભુ બળ આપો અને શ્રી. જયકૃષ્ણ વર્માના આત્માને પ્રભુ ચિરંતન શાન્તિ આપો એજ પ્રાર્થના.

## જીવન ઝરમર

શ્રી. જયકૃષ્ણ વર્માનો જન્મ ભરૂચમાં, ૧૮૯૪ના મે માસની તા. ૨૬મીએ થયો હતો ભરૂચ અને વડોદરામાં અભ્યાસ કરીને તેઓ મેટ્રિક થયા હતા અને તે પછી, મુંબઈની વિલ્સન કોલેજમાંથી બી. એ. થયા હતા.

એ પછી વધુ અભ્યાસ માટે, તેઓ વિલાયત ગયા હતા અને બેરીસ્ટર થવા ઉપરાંત, તેમણે લંડન યુનિવર્સિટીની અર્થશાસ્ત્રની એમ એસસી. ની પદવી પણ પ્રાપ્ત કરી હતી.

હિંદ પાછા ફર્યા પછી તેમણે મુંબઈની એક બે મિલોમાં સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. પરંતુ તે પછી તેમણે મુંબઈની વડી અદાલતમાં વકીલાત શરૂ કરી હતી અને તે ૧૯૩૧માં લુણાવાડાના દિવાનપદે જતાં સુધી, તેમણે ચાલુ રાખી હતી.

શ્રી. વર્મા એક પત્રકાર અને સાહિત્યકાર પણ હતા. શ્રી. લોટવાળાનાં 'હિંદુસ્તાન' પત્રના તંત્રીપદે તેમણે કામ કર્યું હતું. 'પ્રજામિત્ર કેસરી'ના તંત્રવાહનમાં પણ તેમનો હિસ્સો હતો. લંડનથી મુંબઈના 'સાંજવર્તમાન' પત્ર પર તેમણે લંડનનો પત્ર, વર્ષો સુધી લખ્યો હતો.

૧૯૨૧માં તેમણે, 'હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ' લખ્યો હતો. એ બે ભાગમાં પ્રગટ થયેલો છે. 'મહાત્મા ગાંધીજીનું જીવન' તેમણે લખ્યું હતું. 'વર્માની વિવિધ વાર્તાઓ' અને 'લક્ષ્મીની સાડી' નામના તેમના વાર્તાસંગ્રહો પણ પ્રકટ થયેલા છે.

૧૯૨૩માં તેમણે, સ્ત્રીસમાજની સેવા કરવાના આશયથી 'ગુણસુન્દરી'ની સ્થાપના કરી હતી. એ દરમ્યાન, 'ગુણસુન્દરી' કાર્યાલય તરફથી અનેક પુસ્તકોનું પ્રકાશન પણ કર્યું હતું. લુણાવાડાના દિવાનપદે જતાં સુધી, તેમણે 'ગુણસુન્દરી'નું તંત્ર સંભાળ્યું હતું.

કાયદાનો તેમનો અભ્યાસ, સારો હતો. એટલે, મુંબઈની સીડનહામ કોલેજમાં થોડોક વખત પર્યંત તેઓ 'મર્કેન્ટાઇલ લૉ'ના અધ્યાપક નિમાયા હતા. 'કૉન્સ્ટીટયુશનલ લૉ ઑફ ઇન્ડિયા એન્ડ ઇંગ્લાંડ' નામનું અંગ્રેજી પુસ્તક પણ તેમણે શ્રી. પારેખાન સાથે લખ્યું હતું.

શ્રી. વર્મા અનેક સંસ્થાઓ સાથે જોડાયલા હતા. તેમના અવસાનથી ગુજરાતે એક મરકારી સજ્જન ગુમાવ્યો છે.

# બંગાળની સ્ત્રીઓ

લેખક :
શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી
તંત્રી "નવચેતન"

સ્ત્રી એટલે સમાજનું સર્વથી મહત્વનું અંગ. સ્ત્રી એટલે માતા, પત્ની, પુત્રી, બ્હેન. સ્ત્રી એટલે સમાજની ભાવિ આશા સમાં બાળકોનું માનસિક અને શારીરિક ઘડતર કરનાર સામાજિક વિધાત્રી. સમાજની ઉન્નતિ કે અવનતિ મોટે ભાગે સ્ત્રી પર જ અવલમ્બે છે. જે સમાજમાં ઉન્નત અને પ્રગતિશીલ નારીરત્નો પાકે છે એ સમાજ પ્રગતિને પંથે અચૂક પ્રયાણ કરવાનો. સમાજનાં જુદાં જુદાં અંગોને મણકાઓની ઉપમા આપીએ તો એ સર્વ મણકાને ધારણ કરી સમાજરૂપી માળાને સૂત્રબદ્ધ કરી રાખનાર દોરીની ઉપમા સ્ત્રીને આપી શકાય.

હિંદ અતિ વિશાળ દેશ છે–લગભગ ખંડ સરખો. એમાં અનેક જાતિઓના, અનેક ધર્મના, અનેક ભાષા બોલનારા અને વિવિધ પ્રકારના સામાજિક રિવાજોને આધીન થનારા લોકો છે. પ્રાંત પ્રાંતની ભાષા જુદી, રિવાજ જુદા, સમાજઘડતર જુદું અને માનસ પણ કંઇક અંશે જુદું. સમાજના એક અંગ રૂપે પ્રાંતપ્રાંતની સ્ત્રીઓનાં માનસ અને સ્વભાવ પણ જુદાં. આ લેખમાં હું બંગાળ પ્રાંતની સ્ત્રીઓ વિષે બંગાળના મારા અનેક વર્ષના વસવાટ દરમ્યાન મને મળેલી માહિતી ટૂંકમાં રજૂ કરીશ.

હિંદના કોઈ પણ પ્રાંતની સ્ત્રી કરતાં બંગ મહિલા એક બાબતમાં અનોખી છે–સહનશીલતાના ગુણમાં. બંગ નારી જેવી સહનશીલ નારી તમને હિંદના કોઇ પણ પ્રાંતમાં નહિ મળે. નારી પુરુષની 'દાસી' થવા સરજાયેલી છે એ સંસ્કાર બંગકન્યા ગર્ભમાંથી જ લઇને આવે છે. પતિ અને કુટુમ્બની સેવા કરવા જ પ્રભુએ સ્ત્રીને જન્મ આપ્યો છે એવી બંગ મહિલાની માન્યતા છે. પોતાનો હાથ ઝાલીને પતિએ પોતાને આ ભવસાગરથી તારી દેવાનો પોતાના ઉપર ઉપકાર કર્યો છે એવી ભાવના બંગાળી સ્ત્રીવર્ગનો મોટો ભાગ હજી યે સેવે છે. પત્નીનો તારણહાર પતિ છે અને સ્ત્રી જાતિનો ઉદ્ધાર કરનાર પુરુષજાતિ જ છે એ માન્યતા બંગ નારીસમાજમાં પરાપૂર્વથી ચાલતી આવી છે. પતિની કૃપા પામનાર બંગ મહિલા પોતાના સંસારને સ્વર્ગ ગણે છે અને પતિની ચરણરજને બંગ નારી પોતાનું મહાસૌભાગ્ય લેખે છે.

મુગ્ધાવસ્થામાં પ્રવેશ્યા પછી બંગકન્યા–સાધારણ રીતે લગ્ન થઇ ગયા પછી–ખુલ્લે મોંએ ફરી શકતી નથી. બંગાળમાં પડદાનો રિવાજ છે. કેવળ બાલ્યાવસ્થામાં બંગાળી કન્યા "ફ્રૉક" પહેરીને કે બંગાળી સાડી પહેરીને બજારમાં ફરતી નજરે ચઢે છે. પોતાની મા કે ઘરની સ્ત્રી સાથે નહિ પણ પોતાના બાપ, વડીલ, વાલી અથવા ઘરના કોઇ પુરુષ સાથે તે બજારમાં જાય છે સાધારણ રીતે બંગાળનો મધ્યમ વર્ગ પડદો રાખે છે શ્રીમંત વર્ગની સ્ત્રીઓ મોટરોમાં કે ગાડીઓમાં બજારમાં આવે છે અને કદી કદી ખરીદી કરે છે. છેક નીચલા થરની સ્ત્રીઓ જેમાં ચાકરડી, રાંધનારી સુયાણી, મજુરણો વગેરેનો સમાવેશ થાય છે તેમને પડદો રાખવો પાલવે તેમ ન હોવાથી તેઓ પડદો રાખતી નથી. એકાદશી કે પૂર્ણિમાને દિવસે ગંગાસ્નાન માટે બંગાળી સ્ત્રીઓ વધારે પ્રમાણમાં ફરતી પડે છે. એ વખતે કેટલીક વાર મધ્યમ વર્ગની સ્ત્રીઓ પણ કામચલાઉ રીતે પડદાને દૂર કરે છે,

બંગાળી કન્યા મુગ્ધાવસ્થાને આરે પગ મૂકે ત્યારથી જ પોતાનાં લગ્ન માટેની ચિંતા એના મનમાં પ્રવેશે છે. બંગાળમાં વરવિક્રય-ની પ્રથા હોવાથી કન્યાના બાપે વરવાળાઓને રોકડ રકમ આપવી પડે છે. મધ્યમ અને ગરીબ વર્ગના બંગાળી બાપ માટે આ કામ અતિ કઠીન હોય છે. કેમ કે એટલા પૈસા એણે ભાગ્યે જ બચાવ્યા હોય છે. આથી બંગાળી બાપ પોતાની કન્યાને ઠેકાણે પાડવા માટે સદાય ચિંતાતુર રહે છે. છાની રીતે એ ચિંતા કન્યાને પોતાને પણ કોરી ખાતી હોય છે. વરવિક્રયની આ પ્રથા બંગાળનાં સર્વ સામાજિક અનિષ્ટોની જનેતા છે એમ કહી શકાય.

વરવાળાઓ કન્યાને જોવા આવે છે અને કન્યા પસંદ પડ્યા પછી બેઉ પક્ષ વચ્ચે ઘરેણાંની અને રોકડ રકમની વાતચીત ચાલે છે. સાદું પાર ઉતરે તો યથાસમય લગ્ન થાય છે. અને નવવધુ સ્વજનોનો ત્યાગ કરી અજાણ્યા કુટુમ્બમાં પ્રવેશે છે.

નવી આવનાર કુલવધુએ સાસરામા ઘણી મર્યાદા જાળવવી પડે છે. પડદો તો ખરો જ. ઉપરાંત લાજમર્યાદા જાળવીને ઘરનાં દરેક જણ જોડે વાત કરવી પડે છે. ઉંચે સાદે તે બોલી શકતી નથી.

પણ વખત જતાં એ નવા ઘરમાં એને ગોઠવા માંડે છે. શ્વસુરપક્ષની વ્યક્તિઓ તેને સ્વજન જેવી લાગવા માડે છે. પતિના એ ઘરની માયા ધીરે ધીરે તેના હૃદયને આવરે છે અને પછી તો એ ઘરને જ તે પોતાનું ઘર માનતી થઇ જાય છે.

હવે બંગ ગૃહિણીની દિનચર્યા જોઇએ. સવારે વહેલી ઊઠી એ સ્નાનાદિ અને પૂજાથી વહેલી પરવારી લે છે. એ પછી તેણે ઘરમાં ધૂપ દેવાનો હોય છે. સામાન્ય રીતે દરેક બંગાળીના ઘરમાં સવારસાંજ ધૂપ દેવાનો રિવાજ છે. ધૂપ દીધા પછી શ્વસુરપક્ષના માણસો જુના વિચારના હોય તો તેમની પૂજા માટે બધી સામગ્રી તૈયાર કરી દીધા પછી અને સવારનાં “જલપાન” (નાસ્તો) કે ન્હાપાણીની વ્યવસ્થા કર્યા પછી તે “ભાત કરવાના” (બંગાળીમાં રસોઇ કરવાને “ભાત કરવા” કહે છે) કામમાં લાગે છે. મધ્યમ વર્ગનો બંગાળી ગૃહસ્થ સાધારણતઃ ઑફિસ-માં કારકુન જ હોય છે. અગિયાર વાગ્યે તેને ઑફિસે જવું પડે છે. આથી બંગ ગૃહિણી દશ-સવા દશ વાગ્યે પતિ અને છોકરાંઓ માટે “ભાત કાઢે છે” (પીરસે છે).

પતિ અને બાળકો જમીને ગયા પછી ઘરમાં વાનપ્રસ્થ સેવતાં બીજાં વડીલો હોય તેમને ગૃહિણી જમાડે છે અને પછી પોતે જમે છે. એ પછી રસોડાને ચોકખું કરી અજીઠાં વાસણ ચાકરડીને માંજવા આપે છે (બહુ ગરીબ હોય તો પોતે જ માંજી નાખે છે). પછી બપોરે સ્હેજ આડે પડખે થાય છે. ત્રણ ચાર વાગ્યે આડોશપાડોશની સ્ત્રીઓ જોડે મોટે ભાગે સામાજીક વાતો કે પોતાનાં સુખદુઃખની વાતો કરે છે અથવા મહાભારત, રામાયણ કે એવાં જ અન્ય ધાર્મિક પુસ્તકોનું વાચન કરે છે. સાંજે રસોઇ ચઢાવ્યા પછી દીવાબત્તી પહેલાં ઘરમાં ફરી ધૂપ દે છે. ઑફિસેથી પતિ ઘેર આવે તેને પગ ધોવા પાણી આપે છે અને તેના “જલપાન”ની વ્યવસ્થા કરે છે. આ “જલપાન” એટલે હળવો નાસ્તો. કંઇ પણ ખાધા વગર પાણી ન પીવું એવી જૂની રૂઢીને અંગે સાધારણ નાસ્તો કરવાને બંગાળી ભાષામાં “જલપાન કરવું” કહે છે. આ જલપાનમા હવે તો ચ્હા પણ ઘુસી ગઇ છે એટલે મોટે ભાગે હળવા નાસ્તા જોડે ચ્હા પણ પીરસાય છે. પતિદેવ એ પછી ઘરમા હુક્કો ગગડાવતા મિત્રો જોડે ગપ્પાં મારે છે કે નમતી સંધ્યાએ

ક્યાંક લટાર મારવા જાય છે. તે રાત્રે આઠેકને સુમારે ઘેર આવે છે ને નવેક વાગ્યે સૌ જમે છે. જમી પરવારી પુરુષવર્ગ પોતાના દળમાં અને સ્ત્રીવર્ગ પોતાના દળમાં ગામગપાટા ચલાવે છે.

આ રીતે બંગાળી ગૃહિણી આજીવન કુટુમ્બસેવા કરતી, કુટુમ્બમાંનાં સર્વને સંતોષવા મથતી, પતિકૃપા ને પતિની ચરણરજની સદા વ લાલસા રાખતી જીવન વ્યતિત કરે છે. ઉપર જે દિનચર્યા આપી છે તે આર્થિક નજરે મધ્યમ વર્ગની અને મધ્યમ સામાજિક વિચારો ધરાવનાર કુટુમ્બની બંગાળી ગૃહિણીની છે. શ્રીમંત બંગ ગૃહિણીની દિનચર્યા આપણી શ્રીમંત ગુજરાતી ગૃહિણીની દિનચર્યાને ઘણી મળતી આવે છે અને ગરીબોની દિનચર્યા તો એ બિચારાંની આર્થિક દશા અનુસાર પલટાતી રહે છે.

અતિથિસત્કારમાં બંગ મહિલા પાવરધી હોય છે એટલું જ નહિ પણ અતિથિસત્કારને તે ગૃહજીવનનો અને કુટુમ્બ જીવનનો એક લ્હાવો માને છે. પોતાનાં જ ગામ કે શહેરનો માણસ પતિને કે કુટુમ્બીઓને મળવા આવ્યો હોય તો તેને હાથપગ ધોવા પાણી આપ્યા પછી પીત્તળની એક અતિ સ્વચ્છ થાળીમાં રસગુલ્લા, સંદેશ, ગુલાબજાંબુ કે એવી જ બીજી મીઠાઈ અને ફરસાણમાં "સીંગોડાં" કે "નિમકિન" મૂકે છે. હવે તો સાથે ચ્હાનો એક પ્યાલો પણ આપવાનો. સ્હેજ સુધરેલું કુટુમ્બ હોય તો ચ્હા અને કેકથી અતિથિસત્કાર કરે છે. બ્હારગામથી થોડા દિવસ માટે આવેલા અતિથિની દરેક સગવડ સાચવવા બંગ ગૃહિણી ઉત્સુક રહે છે. અતિથિસેવા એ

## વિદ્યાવિલાસી વીર

લેખિકા : શ્રીમતી દિવાળીબાઈ રાઠોડ

રજવાંડાનું દીવાનપદું કરવું એ એક સોનાની શૃંખલામાં જકડાવા સમાન છે. ગમે તેટલી વિદ્યા હોય, પ્રખર જ્ઞાન હોય અને ચાણક્ય બુદ્ધિ હોય તો પણ કોઇક જ ભાગ્યશાળી નર રાજાનું અને પ્રજાનું ભલું કરી શકે છે. આવા ભાગ્યશાળી નર તરીકે શ્રી જયકૃષ્ણ વર્મા હતા. તેમણે પોતાની ૬-૭ વર્ષની ટુંકી મુદતની લુણાવાડાની દીવાનગીરીમાં પ્રજાની કંઇક સેવા બજાવવાના પ્રયત્ન કર્યા છે. લુણાવાડાની પ્રજામાં વિદ્યા છે, સંસ્કાર છે; પણ એની પીછાણ કરનાર કોઈ ન હોતું. આ ખોટ શ્રી. વર્માએ પૂરી કરી પ્રજામાં વિદ્યાનો પ્રેમ પ્રકટાવ્યો અને લાયક પ્રજાજનોમાં સ્રીપુરૂષોને પદવીઓ, સર્ટિફીકેટો અને નામદાર મહારાજા વીરભદ્રજીના મોહરાના ચંદ્રકો એનાયત કરી નગરવાસીઓને સન્માની, લુણાવાડાના મહારાજાને પણ ગૌરવ અપાવ્યું.

આ ઉપરાંત તેમણે નાનાં મોટાં ઘણાં કામો પ્રજા માટેનાં હાથ ધર્યાં હતાં. તેમાં મુખ્ય કાર્ય પાણીની તંગી દૂર કરવાનું હતું. લુણાવાડામાં પાણીનું ભયંકર દુઃખ છે. હાલ માત્ર એક જ તળાવ છે. તેને માટે ઠેર ઠેર તળાવો અને કુવાની ઘણી જરૂર છે, પણ આ કાર્ય તેઓ પાર પાડે તે પહેલાં તો કરાળ કાળે તેમને ઝડપી લીધા. આ ક્ષણભંગુર દેહ તો કોઇ ને કોઇ દિવસ પડવાનો જ છે પણ શ્રી જયકૃષ્ણ વર્માના અકાળ અવસાનથી લુણાવાડાની પ્રજાએ એક વિદ્યાવિલાસી વીર ગુમાવ્યો છે, અને બહેનોએ એક ભાઇ ગુમાવ્યો છે. તેની ખોટ કોઈથી પૂરી શકાશે નહિ. પ્રભુ એમના આત્માને ચિર શાંતિ આપો અને તેમના કુટુંબને દુઃખ સહન કરવાની શક્તિ આપો એવી પરમાત્માને મારી દીન ભાવે પ્રાર્થના છે.

ઘરસંસારી ફરજોમાંની એક મહત્વની ફરજ લેખાય છે.

બંગાળમાં બ્રાહ્મસમાજનાં સ્ત્રીપુરુષો સુધરેલાં અને મોટે ભાગે શ્રીમંત વર્ગનાં હોય છે. બ્રાહ્મસમાજની સ્ત્રીઓ પડદો રાખતી નથી. તેઓ બજારમાં, નાટક-સિનેમામાં કે ફરવાનાં જાહેર સ્થળોએ વગર સંકોચે જાય છે. બ્રાહ્મસમાજિસ્ટ ન હોય એવી શ્રીમંત ઘરની સ્ત્રીઓ પણ પડદો રાખતી નથી. પચાસ વર્ષ પહેલાં બંગાળમાં પડદાની સુરત પ્રથા હતી તે હવે ધીરે ધીરે શિથિલ થતી જાય છે. હવે તો મધ્યમ વર્ગની સ્ત્રીઓ પણ કેટલીક વાર નાટકમાં કે સિનેમામાં પુરુષવર્ગ જોડે બેઠેલી નજરે પડે છે. બંગાળમાં પડદો હોવાને કારણે કલકત્તામાં તો ત્રણચાર પાર્ક (બગીચા) ખાસ સ્ત્રીઓ માટે જ રાખવામાં આવ્યા છે. ઉંચી દિવાલોથી ઘેરાયેલા આ બગીચાઓમાં સાંજ ટાણે સ્ત્રીઓ જ ફરવા આવે છે અને ખુલ્લી હવામાં ફરીને સ્વાસ્થ્ય મેળવે છે. નાટક અને સિનેમામાં સ્ત્રીઓ માટે ખાસ જુદા વર્ગો હોય છે અને એ વર્ગો આડો ચક નાખીને પડદાની પ્રથા ત્યાં પણ જાળવવામાં આવે છે. કેટલાક સ્ટોરોમાં ખાસ "જનાના દિવસ" રાખવામાં આવે છે. તે દિવસે કેવળ સ્ત્રીઓ જ એ સ્ટોરમાં ખરીદી કરવા જઈ શકે છે. કલકત્તામાં "જનાના સ્ટોર"ને નામે ઓળખાતા બેએક ખાસ સ્ટોર કેવળ સ્ત્રીઓ માટે જ છે. એ સ્ટોરમાં સ્ત્રીઓને ખપતી જ ચીજો રાખવામાં આવે છે અને માત્ર સ્ત્રીઓ જ એ સ્ટોરમાં પ્રવેશી ચીજો ખરીદી શકે છે. એ સ્ટોરમા "સેલ્સમેન" ("સેલ્સવૂમન" કહેવું યોગ્ય છે) પણ સ્ત્રીઓ જ હોય છે.

બંગાળમાં સ્ત્રીકેળવણીનું પ્રમાણ ગુજરાત કરતાં ઓછું છે. બેચાર ચોપડી ભણી બંગાળી ભાષાનું સાધારણ અક્ષરજ્ઞાન મેળવ્યા પછી સાધારણત. દશ-બાર વર્ષની વયે બંગ કન્યાની કેળવણી પૂરી થઇ જાય છે. છતાં બંગાળમાં ઉંચી કેળવણી છેક નથી એમ નથી. હાઇસ્કૂલોમાં ને કોલેજોમા પણ "બાંગલાર મેયે" (બંગભૂમિની કન્યા) નજરે પડે છે. સ્ત્રીઓ માટેની કેટલીક જુદી હાઇસ્કૂલો અને બેથુન કોલેજ કલકત્તામાં છે. ધીરે ધીરે જૂના વિચારો દૂર થતા જાય છે અને કેળવણીનું પ્રમાણ વધતું જાય છે એટલે એ દિશામાં ભાવિ આશાસ્પદ છે. સારા ઘરના તેમ જ કેળવાયેલા યુવકો હવે ભણેલી કન્યા પસંદ કરતા હોવાથી બંગાળી બાપ પોતાની કન્યાને હવે ઉંચી કેળવણી આપવા તેમ જ શક્ય હોય તો લલિત કળાઓ શીખવવા ઉત્સુક રહે છે. બંગાળનાં ગામડાંઓમાં હજી કેળવણીની બાબતમાં બહુ પ્રગતિ થઇ નથી એ કબુલ કરવું તરી આવે છે.

યુવાવસ્થા વટાવીને બંગ ગૃહિણી જ્યારે પ્રૌઢા બને છે ત્યારે પડદો અને ઘુમટો સ્વાભાવિક રીતે જ એનાથી ધીરે ધીરે અળગાં થતાં જાય છે. અનુભવે રીઢી બનેલી, ઘરની માયાનું સુખામૃત પી પીને તૃપ્તિ પામેલી અને કુટુમ્બીઓમાં પોતાના બોલનું વજન પાડતી પ્રૌઢા બંગ ગૃહિણી ઠરેલા નેત્રે આખા ઘરને જુએ છે. જે ઘરમાં એકવાર અતિ સંકોચપૂર્વક પોતે પગ મૂક્યો હતો તે ઘરમાં હવે બીજાંનો સંકોચ દૂર થાય એવું કરવા એ તત્પર રહે છે. ઘરનાંને સુખી જોઇ પોતે સુખી થવું અને તેમને દુઃખી જોઇ પોતે દુઃખી થવું એ હવે તેના હૃદયનો એકમાત્ર ધ્વનિ હોય છે.

અને વૃદ્ધા? તેના જીવનમાં તો પ્રભુભજન અને પારકાંની પંચાત એ બે જ અવશિષ્ટ રહ્યાં હોય છે. કેવળ પોતાનાં કુટુમ્બનો જ નહિ પણ આખા બંગાળી સમાજનો ભાર પોતાને માથે હોય એમ એ બંગાળી વૃદ્ધાને લાગે છે. જેમ જેમ એ વધારે વૃદ્ધ થતી જાય છે તેમ તેમ પ્રભુભક્તિનો તેનો ડોળ અને તેની જીભની લંબાઇ વધતાં જાય છે.

પોતાની જુવાનીના વખતમાં પોતે જાળવેલી લાજમર્યાદાને યાદ કરી કરીને આજની વહુવારુઓની નફટાઈ સાથે તે એની તુલના કરે છે. જૂના આચારવિચારોનો ધ્વંસ અને સુધારાનો મજબૂત થતો જતો પગદંડો એને બહુ સાલે છે. અંગ્રેજી ભણતરે જ એ બધું સત્યાનાશ વાળ્યું છે એમ એ "ડોશીમા" માનતાં હોય છે.

બંગાળી વિધવા કાં તો અતિ સુખી હોય છે કાં તો અતિ દુઃખી હોય છે. શ્વસુરપક્ષનું કુટુંબ સારું હોય તો જુવાન વિધવા તરફ કરુણા અને સહાનુભૂતિની નજરે એ જુએ છે. અને તેને ઓછું ન આવે એ માટે એ કુટુમ્બની ઉંમરે પહોંચેલી દરેક વ્યક્તિ કાળજી રાખે છે. વિધવા ઉંમરે પહોંચેલી હોય તો એ કુટુમ્બનું દરેક જણ તેને સન્માને છે અને પોતાના તેના પ્રત્યેના પૂજ્યભાવથી એ પ્રૌઢ કે વૃદ્ધ વિધવાના અંતરનું દુઃખ ભૂલાવી દે છે. લગભગ દરેક સામાજિક કામમાં એ અનુભવી અને રીઢી વિધવા બાઇની સલાહ લેવાય છે.

પણ કુટુમ્બ અભદ્ર હોય તો તો વિધવાની દશા બુરી થાય છે. ખાવાપીવામાં અને પહેરવા ઓઢવામાં તેને ચુસ્ત સંયમ પાળવો પડે છે. એ તો કદાચ એ સહી લે પણ એ ઉપરાંત આખું કુટુમ્બ તેના તરફ તિરસ્કારની નજરે જુએ છે. એના વિધવા થવાથી જાણે એ આખા કુટુમ્બનું સત્યાનાશ વળી જવાનું હોય તેમ એના તરફ ક્રૂર વર્તન દાખવવામાં આવે છે. એનાં આંસુ લૂછનાર, એના અંતરની વ્યથા સમજનાર કદાચ એકાદ વ્યક્તિ એ કુટુમ્બમાંથી કે આડોશીપાડોશીમાંથી નીકળી આવે તો આશ્વાસન મેળવી જેમતેમ એ જીવન પુરું કરે છે. કેટલીક વાર અસહ્ય ત્રાસથી જુવાન વિધવા ઘર છોડી નાસી જાય છે.

પ્રૌઢા કે ઘરડી વિધવાનું કુટુમ્બમાં સન્માન થતું હોય તો એ કુટુમ્બની સલાહકાર જેવી બની રહે છે. પછી એને ચોવટ કરવી ઘણી ગમે છે-ઘરની, કુટુમ્બની, સમાજની અને ગામની. ખાસ કરીને ગામડાંઓમાં પ્રૌઢ કે વૃદ્ધ વિધવાઓ-બીજું કશું કામ ન હોવાને લીધે-પોતાનો ઘણો સમય પારકી પંચાતમાં વીતાવે છે.

સ્ત્રીઓ માટે સામાજિક સેવાનું ક્ષેત્ર બંગાળમાં ઠીકઠીક વિકસેલું છે સેવિકાઓ (નર્સ) સારા પ્રમાણમાં બંગાળનાં શહેરોમાં મળી આવે છે. કેટલીક વિધવાઓ કુટુમ્બનો આશ્રય ન મળતાં નર્સનું કામ શીખી પોતાનું શેષ જીવન સેવામાં વીતાવે છે. બંગાળમાં કેટલાક નારી-આશ્રમો તેમ જ સ્ત્રીઓ માટેની કેટલીક જાહેર સંસ્થાઓ છે. બંગાળની શિક્ષિત મહિલાઓ ઉપરાંત હવે તો મધ્યમ વર્ગની બંગ નારી પણ આવા આશ્રમોમાં અને આવી સંસ્થાઓમાં ભાગ લેવા લાગી છે.

કલાના વિષયોમાં હજી પણ બંગાળનાં ગામડાંઓમાં બંગ નારી કલા અને સપ્રમાણતાનું અદ્ભુત પ્રમાણ આપતી રંગોળી (જેને બંગાળી ભાષામાં 'અલ્પના' કહે છે) પૂરે છે. વાર તહેવારે, શુભ પ્રસંગોએ અને પૂજાના તહેવારોમાં બંગ મહિલાની ગૃહકલા વિકસી ઊઠે છે. ધૂપદીપ, અલ્પના, ભીંત પર પૌરાણિક ચિત્રોનું અંકન, દેવ કે દેવી માટેનાં આસનો, મંગલકુંભ, ગૃહશણગાર, વસ્ત્રપરિધાન વગેરે વિષયોમાં એ અવસરે બંગ નારી પોતાની કલાપ્રિયતા અને સંસ્કારપ્રિયતા દાખવે છે. ભારતની ને બંગાળની સંસ્કૃતિ હજી પે એ સાચવી રહી છે.

અંતમાં બંગાળી મહિલાની વિશિષ્ટતા માટે "ધૈર્યવતી બાંગલાર મેયે" (ધીરજવાળી બંગભૂમિની પુત્રી) એ સંબોધન જ મને યોગ્ય લાગે છે.

# ગોપી વિરહ

ઘેલી કીધી હો ! મુજને ઘેલી કીધી હો !
મધુર મોરલીએ મુજને ઘેલી કીધી હો !
પ્રકૃતિ નિદ્રા ખોળે સરી
શાંતિ નિરવ જગે પ્રસરી;
વેણુંનાદે નિદ્રા મારી હરી લીધી હો !...મુજને

નિશાભ્ર કોરે દિપે ચંદ્રલેખા
રશ્મિ ઢળી શ્વેત યમુના સુહાય
અનિલ આહ્લાદક શિત પ્રેરે
લહર લહરીઓ તટ ઉભરાય !
ઉભો વાલમ વૃંદાવને
ધરી બંસી કોમળ કરે !
કાનુડાએ રસસાગરની ઘેલી કીધી હો !..મુજને.

ભર્યાં માનવીઓ વ્રજ સુન્ય ભાસે !
ગિરી કંદરે ઔષધ સુન્ય ભાસે !
કર્ણે ફૂંકે ના રવ કોકિલા ના
જગે હૃદય ક્યાં સુર બંસરી ના ?
આજે યમુના ધિમે સરે !
આહ ઉર નિસાસા ભરે !
નંદબાળ શાને ગોપી ત્યાગી દિધી હો !...મુજને.

શ્રી. નારાયણ સોલંકી

卐

# સ્વાતંત્ર્ય-ઉષા

: ગઝલ :

નભમંડપે હસે છે ઉષા-સ્વતંત્રતાની
અંધાર દૂર ખસે છે ઉષા-સ્વતંત્રતાની
મીઠી સમિર લહેરો,
સંદેશ ક્રાન્તિનો દે,
હૈયામાં વ્યોમરંગો, ચેતનની એ નિશાની
નભમંડપે૦

જોવા નભે દિવાકર
ઉરમાં તમન્ના નવલી..
જાગોને (૨) હિંદવાસી સૌ ભેદને વિસારી
—નભમંડપે૦

શ્રી વિબુધ મહેતા

# શ્રીમતી સુલોચનાબહેન દેસાઈના જીવનની ટૂંકી રૂપરેખા

લેખિકા : શ્રીમતી પદ્માવતી દેસાઈ, બી. એ.

વનિતા વિશ્રામનું નામ હિન્દભરમાં સ્ત્રીજગતની સેવા માટે જાણીતું છે અને એ નામ સાથે શ્રીમતી ન્હાનીબહેન ગજ્જર, સ્વ. શ્રી. બાઈજીબહેન મુનશી અને શ્રીમતી સુલોચનાબહેન દેસાઈ એ ત્રણ બહેનોનાં નામ પણ એટલાંજ સુપ્રસિદ્ધ છે. આમાંય શ્રી. સુલોચનાબહેન થોડા બોલાં-મુંગાં કાર્યકર્તી છે. એમણે એમના જીવનધ્યેયનું નાવ બહુ પાછળ રહીને, છુપાયલાં રહીનેજ હંકાર્યું છે; છતાં હોશિયાર ખલાસી ઢાંકયો રહેતો નથી. સંસાર સાગરમાં અનેક તોફાનો અને વાવાઝોડા વચ્ચે પણ કુનેહથી નાવને કિનારે લાવનાર કુશળ ખલાસી જણાઈ આવ્યા વગર પણ કેમ રહે ?

શ્રી. સુલોચનાબહેન એમ જણાયાં છે. એમણે જાતે કોઈ દિવસ જાહેરમાં આવવા ઇચ્છયું નથી. અને એથી તો નગરની કે દેશની અનેકવિધ પ્રવૃત્તિઓમાં ઇચ્છાનુસાર-ઇરાદાપૂર્વક-ભાગ ન લેતાં માત્ર પોતાની એક પૂરી સંસ્થામાં જ એકાગ્રચિત્તે ડૂબી રહેતાં.

આવી એક પૂર્ણ સેવાભાવી પૂનિત વ્યક્તિના બાહ્ય તેમજ આંતરિક જીવનને જોવું સમજવું એ સહજ વિકટ છતાં આવશ્યક છે.

શ્રીમતી સુલોચના બહેનનો જન્મ આજથી ત્રેપન વર્ષ ઉપર એટલે સંવત ૧૯૪૫ના જેઠ સુદ ત્રીજને દિવસે વડોદરા મુકામે એમના નાનાજી ( માતુશ્રીના પિતાજી ) સ્વ. દિ. બ. અંબાલાલ સાકરલાલને ત્યાં થયો હતો. એ પોતે જાણીતી અને આગળ વધેલી બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિના છે. એમનાં માતુશ્રીનું નામ રૂકમણી બહેન અને પિતાશ્રીનું નામ જાદવરાય છે. એમના પિતાનું અસલ વતન તો ભરૂચ પણ અભ્યાસાર્થે અને પછી ધંધાર્થે ઘણા ભરૂચ છોડી વડોદરા અમદાવાદ વગેરે સ્થળોએ જઈ વસેલા તેમ એમના પિતાશ્રી પણ અમદાવાદમાં જ પાછળથી સ્થિત થયેલા.

એમને એમનાથી મોટા બે ભાઈ છે માતાનું છેલ્લું સંતાન અને કન્યા તરીકે તો એકલાંજ હોઈ માતાનો એમના પર વધારે સ્નેહ હોય એ સ્વાભાવિક છે. તેમાંય એમની પછી બનેલી સ્થિતિથી તો એમનાં માતા એમને સદાય વીંટળાયલાં જ રહ્યાં છે.

બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિમાં દિ. બ. નું કુટુમ્બ સુધરેલું અને બે પૈસે સુખી હતું. તેથી અન્ય ગૃહોમાં કન્યાનો જન્મ ભારરૂપ મનાતો ( અને હજીય કયાં નથી મનાતો ? ) તેમ શ્રી. સુલોચના બહેનનો જન્મ નહિ મનાયો હોય એમ લાગે છે.

પહેલેથીજ નાગર ક્ષત્રીયનાં બૈરાં સાધારણ તો ભણતાં. તેમાં શ્રી. સુલોચના બહેનનો જમાનો જરી આગળ એટલે એમને થોડું વધારે ભણવાનું મળેલું. એમનો ગુજરાતી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ વડોદરાની સરકારી શાળામાં થયેલો. ત્યાર પછી અમદાવાદ રહેવાનું થવાથી અત્રેની ગવર્નમેન્ટ ગર્લ્સ સ્કુલમાં અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. આ આ સમયમાં એમની જ્ઞાતિમાં છોકરીઓને અંગ્રેજી ભણાવવાની પ્રથા નવીસવીજ હતી અને જાણ્યા પ્રમાણે તો અમદાવાદની એમની જ્ઞાતિમાં શ્રી. સુલોચના બહેન જ પ્રથમ હતાં.

એમને એ પ્રમાણે માધ્યમિક શાળાનો ઉચ્ચ અભ્યાસ કરાવવા માટે એમના માતુશ્રીના શિક્ષણ પ્રેમ અને મક્કમતાને ધન્યવાદ ઘટે છે.

છતાં એમનો એ અભ્યાસ પૂર્ણ થઇ શકયો ન હતો કેમકે તે વખતના રિવાજ પ્રમાણે એમની ૧૩ વર્ષની ઉમ્મરે એમનાં લગ્ન કરવામાં આવ્યાં. ઈ. સ. ૧૯૦૪ની તા ૩જી એપ્રિલે આમોદના વતની શ્રી. બળવંતરાય બાપાલાલ દેસાઇના નાના પુત્ર શ્રી કનૈયાલાલ દેસાઇ સાથે એમનાં લગ્ન થયાં. આમોદમાં શ્રી. બળવંતરામનું કુટુંબ જાણીતું ખાનદાન અને કેળવાયલું હતું. શ્રી. કનુભાઇ લગ્ન વખતે ગ્રેજ્યુએટ થયેલા હતા અને બહુ આશાપ્રદ યુવક હતા. લગ્ન પછી શ્રી. કનુભાઇએ કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. પણ શ્રી. સુલોચનાબહેનનું શાળા–ભણતર ત્યારથી અટકયું. અભ્યાસ દરમ્યાન શ્રી. સુલોચનાબહેનની કારકીર્દી બહુ સારી હતી અને શાળાનું ભણતર બંધ થયું તો પણ ઘેર સંસ્કૃતનો અભ્યાસ તો ચાલુ હતો જ. એમના સમગ્ર જીવનમાં જે એકનિષ્ઠાનો ગુણ જોવામાં આવે છે તેનું બીજારોપણ એમના ગર્ભ-સંસ્કારથી જ થયેલું જણાય છે. દિ. બ. અંબાલાલ સાકરલાલ પ્રખર શિક્ષણપ્રેમી હતા તેથી એમની માતા દ્વારા એમનામા એ વલણ સહજે આવ્યું. તે ઉપરાંત દિ બ. નું કડક શિસ્તપાલન પણ એમનામાં ઉતરી આવ્યું છે. નાનપણમાં સામાન્ય ઘરના બાળકો સારી કે ખોટી રમતો રમી ટોળાએ જમાવે છે ને પોતામાં કંઇક તોફાન–મઝાહ કરે છે તેની કોઇ જાતની પ્રવૃત્તિઓ એમણે નહિ કરી હોય એમ લાગે છે. એમને કોઇ બહેનપણીઓ હોય એ જાણમાં નથી તેમજ મોસાળ પક્ષની છોકરીઓમાં વયે મ્હોટાં હોવાથી નાનપણથીજ એ "મોટીબહેન" બન્યાં છે ! એટલે મારા બાલપણથી જ હું એમને ગાંભીર્યની મૂર્તિ સમાન જોતી આવી છું.

આમ એમના એકાકી સ્વભાવનું બીજારોપણ નાનપણથીજ થયું છે. એ સ્વભાવે બાળપણમાં એકાંતિક અભ્યાસી બન્યાં અને જ્યારે કાર્ય કરવા માંડયું ત્યારે એકાંતિક કાર્યકર્તા થયાં. જેમ ઝાઝા ફેરફાર અને નવિનતા એમનામાં નથી જણાતાં તેમ કોઇ પણ જાતની જાહેરાત, ધમાધમ કે ટોમટોમ પણ નથી જ દેખાયાં.

શ્રી. સુલોચના બહેને શાળા છોડી પણ અભ્યાસ નહોતો છોડયો. એમના પતિ પણ કાયદાનો અભ્યાસ કરતા હતા. બન્નેમાં સમાન ખાનદાન લોહી હતું. બન્ને સુશીલ, બુદ્ધિશાળી અને સુઘ્ન હતાં. ઇશ્વરે જોડી બહુ સારી જોડી હતી. એ યુગલ જો યુગલ રહ્યું હોત તો એમનું દામ્પત્યજીવન સામાન્ય રીતે વ્યતીત ન થયું હોત, પણ વિધિનું વિધાન, કંઇ જુદું જ હતું એ સુશિક્ષિત દંપતીના જીવનમાધુર્યના ઝરણને ઉગમતાં જ ક્રૂર કાળે વિલાવી દીધું. શ્રી. સુલોચનાબહેનનાં ભાગ્યમાં દામ્પત્યસુખ નહોતું. ફક્ત ૧૫ વર્ષની એમની વય અને ૨૦ વર્ષના એમના સ્વામી. કાચી કેળના ગર્ભ જેવાં કુમળાં ને સુકુમાર બન્નેય; કોને ખબર કે પૂર્ણચંદ્ર સમો પ્રગટવા નિર્માયલો આત્મા બીજની રેખામાં બંધાતો બંધાતો જ આથમી જશે ને ખીલતી ચન્દ્રિકાને રોળી નાખશે ? કોને ખબર કે કુમળા ઝાડ પર વિજળી પડી ઉગતી વેલને વિચ્છિન્ન ખરી નાંખશે ? કોને ખબર ? કોઇ કશું સમજ્યું નહિ. ૨૦ વર્ષની કુમળી વયમાંજ કનુભાઇનો દેહ છુટી ગયો. સુલોચના બહેન વિધવા થયાં. જો ખબર હોત તો ફક્ત બે વર્ષ માટે લગ્ન જ શું કામ કરત ! નૈતિક બ્રહ્મચારિણી રહેવાને સરજાયેલ સંસારની એ સહજ ઝાંખીયે શું કામ કરત ? પણ જીવન મરણની કોઇને ખબર હોતી જ નથી. ત્યાં વૈદકીય વિજ્ઞાનના હાથ હેઠા પડે છે. ખગોળ-

વેત્તાઓ અને જ્યોતિષીઓ માત્ર હકીકતના આંકડા જ માંડે છે. તત્ત્વદર્શીઓ આત્માના અમરત્વનાં દર્શન-કરી કરાવી સંતોષ માને છે.

શ્રી. સુલોચના બ્હેન પર આવી પડેલા આ દુઃખથી એમનાં સગાં સંબંધીઓને પ્રચંડ આઘાત થયો અને એમના માતાજીને તો જાણે આભ તુટયું જણાયું ! પણ શું થાય ? એમના માતા જો સામાન્ય સ્ત્રી હોત તો રડી કકળીને જીવન પુરૂં કરત.

જો કેવળ જુની ઘરડમાં ચાલનાર હોત તો છોકરીને પણ રોતી કુટતી કરી મુકત. એની પાસે વ્રત ઉપવાસો કરાવી કથા વાર્તા અને દેવદર્શનમાં જીવ વળાવી સામાન્ય દુઃખી વિધવાઓ જેવું જીવન એમનું બનાવત. જો પ્રખર સુધારક હોત તો પાછા કોલેજમાં મોકલત કે પુનર્લગ્ન કરાવત. કેમકે શ્રી. સુલોચના બ્હેનની વય ત્યારે ન્હાની હતી. બે વર્ષના ટૂંકા પરિણીત જીવનમાં સ્વામીનો સહવાસ ભાગ્યે જ એમણે માસ-બે માસ ભોગવ્યો હશે પણ એ જમાનાની દૃષ્ટિએ એમના માતા સુધારક હોવા છતાં પ્રખર સુધારક નહોતાં. તેમ અત્યંત જુના વિચારનાં પણ નહોતાં. નાનપણમાં માતાનું મૃત્યુ થવાને લીધે પિતાના ગોઆદાર ઘરનો વહીવટ કરતાં કરતાં ઠરેલ અને ગંભીર બનેલાં પૂ. શ્રી. રૂક્ષ્મણીબ્હેન સ્વભાવે મક્કમ હતાં અને હજુય છે. દિકરીના દુઃખનો ઘા કારી હોવા છતાં એમણે

**को नाम पाकाभिमुखस्य जन्तो !**
**द्वाराणि दैवस्य पिधातु मिष्टे ॥**

એ ભગવતી ભાગીરથીના અનુવાદ સમી ભાવિ નિર્માણની ભાવનાથી એ દુઃખ સહી લીધું. શ્રી. સુલોચનાબ્હેનને એ દુઃખનો ખ્યાલ જેમ બને તેમ ઓછો રહે એની એમણે કાળજી રાખી અને પુત્રીવત્સલ માતાએ ઝેરનો કટોરો પોતાને ગળે ઉતાર્યો. ઉચ્ચ કોમના હિન્દુઓમાં દિકરીનું વૈધવ્ય માતાનું અર્ધું ગણાય છે. આ માતાએ પણ એમ જ કર્યું. દિકરીને વૈરાગ્યને માર્ગે વાળવા પોતે પણ ભેખ લીધો.

દિ. બ. અંબાલાલભાઇ દૌહિત્રીના આ દુઃખમાં દુઃખી તો ઘણા થયા પણ એમની કર્મણ્યતા વિદ્યા અને સેવાભાવે એમની પાસે બોલાવ્યું કે, "બ્હેન હવે એકની મટી અનેકની સેવા કરે, એનું જીવન હવે એમ વાળો."

આ અરસામાં પૂ. રૂક્ષ્મણીબ્હેનના વાંચવામાં "શોભના" નામની એક નાની વાર્તા આવી. એમાં એક બ્હેન કોઇ ઉચ્ચ આદર્શથી પ્રેરાઇ એક આશ્રમ ખોલે છે અને અનેક દુઃખી અને નિરાધાર બ્હેનોને આશ્રય આપી તેમનાં જીવન ઉચ્ચ માર્ગે દોરે છે.

પિતાશ્રીના ઉપરોક્ત વચનો અને આ વાર્તાએ એમની વિધવા પુત્રીને નિમિત્તે એક આશ્રમ ખોલવાની એમને પ્રેરણા કરી. પરંતુ તે દરમ્યાન અત્રેના તળીઆની પોળના વતની જ્ઞાતિએ રાયકવાળ બ્રાહ્મણ પરમસુત શ્રી રાજેશ્વર શાસ્ત્રીની પાસે શ્રી. સુલોચનાબ્હેનનું સંસ્કૃત ભાષાજ્ઞાન અને ધાર્મિક વાચન શરુ કરાવવામાં આવ્યું.

મુશ્કેલીમાં માણસને સહજે ઈશ્વર ભક્તિથી આશ્વાસન મળે છે. તેમાં મનનશીલ ભક્ત હૃદયોને અને જીજ્ઞાસુઓને માટે તો મુસીબત-દુઃખ એ એક આધ્યાત્મિક ઉન્નતિનું સાધન બને છે. એ અરસામાં જે જ્ઞાન સંસ્કાર પડે છે તે સ્ફાટિક સમા સ્વચ્છ હૃદયમાં સીધા ઝીલાઈ જાય છે અને પછી સમગ્ર જીવનનું ઘડતર એ આધ્યાત્મિક સંસ્કારના બળ પર ઘડાય છે.

શ્રી. સુલોચનાબ્હેનને દુઃખના દિવસોમાં ને નિર્દોષ કુમળી વયમાં યોગ્ય ધાર્મિક-આધ્યાત્મિક સંસ્કાર રેડનાર જો એમના

જેવીજ સહૃદય એકાંતિક સ્વભાવવાળી વ્યક્તિ મળી તે સ્વ. પૂ. રાજેશ્વર શાસ્ત્રી. છતાં નવાઇ જેવું એ છે કે બન્ને વચ્ચે ગુરુશિષ્ય ભાવ કદિ થયોજ નથી. સ્વ. પૂ શાસ્ત્રી મહારાજ પાસે ત્યાર પછી ઘણાય ભાઇ-બહેનોએ આધ્યાત્મિક પ્રેરણાઓ મેળવી છે. ઘણાના જીવનઘડતરમાં એમનો હાથ છે આ લેખિકાને પણ પ્રથમ ધાર્મિક સંસ્કાર એમના તરફથીજ મળ્યા છે પણ કોઇ તરફ કદિયે એમણે ગુરુભાવ રાખ્યો નથી. એ બધાને પોતાનાં ભાઇબહેન માનતા અને શ્રી. સુલોચનાબહેનને તો એ ખાસ પોતાની નાની બહેનજ ગણતા. ઘણીવાર પાછળથી શ્રી. સુલોચનાબહેનની વાત કરતાં વાત્સલ-ભાવથી એમની આંખમાં આંસુ આવી જતાં અમે ઘણાંએ જોયાં છે.

સહૃદય સ્વામીના વિયોગમાં સહૃદય જનની છાયા નીચે, સહૃદય ગુરુ પાસે શિક્ષણ લેતાં શ્રી. સુલોચનાબહેનની સહૃદયતા ખૂબ ખૂબ વિકસી અને અસંખ્ય દુઃખી બહેનોની તથા સામાન્ય સ્ત્રી જનતાની સેવા કરવાની માતાસહજ સહૃદયતા એમનામાં આવી.

આ અરસામાં ખાડિયામાં જેઠાભાઇની પોળની સામેના મહાદેવના ઓટલા પર પૂ. રૂક્ષ્મણીબહેને પાણીની પરબ બેસાડી અને પાણી પાનારં તરીકે દિવાળી નામની એક ગરીબ બ્રાહ્મણ બાઇને નિયુક્ત કરી. આ દિવાળીને જીવી નામની એક ૧૩ વર્ષની વિધવા છોકરી હતી. તેને એમણે શ્રી. સુલોચનાબહેન પાસે રાખી. એવામાંજ રેવા નામની એક વિસનગરા નાગર જ્ઞાતિની ગરીબ વિધવા છોકરી એના સંબંધીઓ તરફથી સોંપવામાં આવી. બન્ને બાળાઓને માટે પણ સામાન્ય જ્ઞાન અને ધાર્મિક શિક્ષણનો પ્રબંધ થયો. ધીમે ધીમે છોકરીઓની સંખ્યા વધવા માંડી કેમકે પોતાની પુત્રીના વૈધવ્યથી પૂ. રૂક્ષ્મણી બહેનની દૃષ્ટિ દુઃખી વિધવાઓ તરફ વધારે વળવા માંડી હતી અને એમના ઉદ્ધાર માટે કંઇક કરવાની એમને પ્રેરણા જાગી હતી.

સ્વ. નિલકંઠરાય છત્રપતિ ૭૫ વર્ષની ભર યુવાવસ્થાએ અંધ બન્યા અને "આંધળો દળે ને ગાય" એ કહેવત પ્રમાણેની અવ-સ્થામાં પોતે આવી પડયા. પણ એમના પ્રબળ આત્માએ એ કહેવત ખોટી પાડવાનો નિશ્ચય કરી મુંબાઇમાં વિક્ટોરિયા બ્લાઇન્ડ સ્કુલ કાઢી. ગુજરાતીમાં બ્રેઇલ લીપી ઉતારી, પોતાનું અને અસંખ્ય અંધોને કામ કરતા કરી, ભણાવી, લખતા વાંચતા કરી તેમનું જીવન ઉદ્યમી–જીવવા યોગ્ય બનાવ્યું. સ્વ. પ્રાણશંકર, લ. દેસાઇના બ્હેરા–મુંગા પુત્રે એમના અંત-રાત્માને સાદ કર્યો ને અત્રે બ્હેરા–મુંગાની શાળા ખુલી બરાબર તેમજ શ્રી. સુલોચના બહેનના વૈધવ્યે પૂ. રૂક્ષ્મણીબહેનના હૃદયમાં દુઃખી વિધવા બ્હેનોના દુઃખોનો પોકાર સંભળાવ્યો ને શરુઆતમાં આમ દસ બાર બાળાઓને તો પોતાના ઘરમાં જ આશ્રય આપ્યો અને એનું ખર્ચ પોતે ઉપાડ્યું.

ઉપરોક્ત પ્રથમ બાળા જીવીને મેળવીને જ એમણે સંવત ૧૯૬૨ ના અષાડ શુક્લ એકાદશીએ આશ્રમની સ્થાપના કરી ને એનું 'શ્રી સરસ્વતી મંદિર' નામ આપ્યું. આશ્ર-મની શરુઆત ઘરમાં થઇ હતી અને લેડી ચીનુભાઇને હાથે એની સ્થાપના કરવામાં આવી હતી.

એવામાં વડોદરે શ્રી નૃસિંહાચાર્યના ઉત્સવ પ્રસંગે શ્રી. સુલોચનાબહેન ગયાં અને શ્રી. ઉપેન્દ્રાચાર્ય પાસે ધર્મદિક્ષા લઇ એમને ગુરુ સ્થાપ્યા. આ વખતે એમને–મન્દિરમાંજ– શ્રી બાજીગૌરીબહેન અને શ્રી. નાનીબહેનનો મેળાપ થયો. એમના આગ્રહથી ઇ. સ. ૧૯૦૭ માં એ સુરત વનિતાવિશ્રામમાં ગયાં અને ત્યાં એ બે બહેનો સાથે વાત થતાં પોતાના

" સરસ્વતી મંદિર "ને " વનિતાવિશ્રામ " નામ આપવાનો નિર્ણય કર્યો; તદનુસાર સં. ૧૯૬૪ માં જેઠ સુદ ૮ ને રોજ શ્રી. નાનીબ્હેન ગજ્જરને હાથે વનિતાવિશ્રામ ખુલ્લું મુકવામાં આવ્યું.

શરુઆતમાં પૂ. શાસ્ત્રીજી કથા કરતા અને સંસ્કૃત શીખવતા. કોઇ કોઇ વખત જુદી જુદી વ્યક્તિઓ પાસે વ્યાખ્યાન પ્રવચનો કરાવવામાં આવતાં. પછી ધીમે ધીમે ગુજરાતી ભાષાજ્ઞાન લેખન વાચનદ્વારા અપાવવા માંડયું અને થોડુ ઘરગથ્થુ ગણિત પણ શિખવાતું. આ પદ્ધતિ અત્યારના પ્રૌઢ શિક્ષણની તથા રાત્રીશાળાઓમાં ચાલતી શિક્ષણયોજના અને ક્રમને અનુસરતી હતી. આજે ગુજરાતી સાહિત્ય જેટલું વિપુલ થયું છે તેટલું તે અરસામાં ન હતું. ગુજરાતી વાચનમાળાના પુસ્તકો છેક અત્યાર સુધી પ્રાથમિક શાળાઓમા અને મીડલ સ્કુલ સુધી ચાલતાં. ગુજરાતી ભાષાને શિક્ષણના વહન તરીકે ગણવાનો પોકાર પૂ. મહાત્માજીએ કર્યો તે પહેલાં શ્રી. સુલોચના બ્હેનને હસ્તે સ્ત્રીજગતમાં ભાષા શિક્ષણનો પ્રચાર શરુ થઇ ચુકયો હતો. ત્રણેક માસમાં સાધારણ વાચતાં અને લખતાં બ્હેનો શીખી જવા માંડી. બીલકુલ નં ભણેલી ગામડાની બ્હેનો તથા મ્યુનિસિપલ કન્યાશાળાઓમાં અલ્પ અભ્યાસ કરી બાળપણમાં ઉઠી ગયેલી બહેનો વનિતા વિશ્રામમાં અભ્યાસાર્થે આવતી.

આ બધાંને શિક્ષણ આપવાનું કામ પણ શ્રી. સુલોચનાબ્હેન કરતાં અને આરંભના એ વર્ષોમાં તો વીણવા સુંટવાનું અને કેટલીક વખત ઝાડુ કાઢવાનું કામ પણ એમને કરવું પડતું !

દુઃખી વિધવાઓને અને ગૃહસ્થ કુટુમ્બની બહેનોને બહાર કાઢવા, પહેલાં કદિયે સાધારણ જનતા સાથે નહિ ભળેલાં એ માતાપુત્રી, સામાન્ય કુટુંબોમાં ભળવા લાગ્યાં. લોકોને ઘેર જઇ જઇ બહેનોને બહાર કાઢી આવ્યાં. આ લેખિકા એના દુઃખના દિવસોમાં વારંવાર પાસે આવી એ પૂજ્ય વ્યક્તિઓએ આશ્વાસન આપ્યું છે અને ઉન્નત જીવનની 'લાઇન દોરી ' દેખાડી છે.

અત્યારસુધીનું શ્રી. સુલોચનાબ્હેનનું સેવા અને શિક્ષણનું કાર્ય એમની શક્તિ, જ્ઞાન અને ધ્યેયને અનુરુપ હોઇ એમાં એમને ખૂબ આત્મસંતોષ રહેતો. પોતે પોતાની આધ્યાત્મિક પ્રગતિ અર્થે ધ્યાન, જપ અને શાસ્ત્રાધ્યયનમાં સારો સમય વ્યતીત કરતાં છતાં પણ બહેનોની આ પ્રકારની સેવા અર્થે પણ એ ઠીક ઠીક સમય હોંસથી આપી શકતાં. એટલું જ નહિ પણ આ સેવાકાર્યે એમને જનમાનસનો બહોળો અનુભવ કરાવ્યો. એથી એમના એકાકી સ્વભાવને લઇને વિરાટ દર્શનમાં જે ન્યૂનતા રહી જાત તે દૂર થઇ. આ કાર્યે એમને કંઇ કંઇ પ્રેરણાઓ પાઇ, ચિત્તશુદ્ધિમાં વધારો કર્યો. દઢતા ને મક્કમતા વધીને આત્મશક્તિની સારી પીછાન થઈ.

આ અરસામાં સ્ત્રીઓની જ્ઞાનભુખ કંઇક વધવા માંડી હતી. પુરુષો સારી સંખ્યામાં ભણી ગણી ધંધે લાગતા એટલે એમને સ્ત્રી કેળવણીની ઉણપ સમજાવા માંડી હતી. કેટલાક પિતા પોતાની કન્યાઓને અને કેટલાક પતિઓ પોતાની યુવાન પત્નીઓને અહીં " કાંઇક " શિખવા મોકલવા લાગ્યા. કેટલીક માતાઓ પોતે પોતાની બાલિકાઓને સાથે લઇ અહીં શીખવા આવવા માંડી. આથી વનિતાવિશ્રામનું ધ્યેય વિધવા ઉદ્ધારના સંકીર્ણ ક્ષેત્રમાંથી બહાર નીકળી વિસ્તૃત થવા લાગ્યું. આખા સ્ત્રીજગતની સેવા કરવાની એને તક મળી. વનિતા વિશ્રામનું વસતિગૃહ પણ માત્ર વિધવાઓનું ન રહી શકયું. એમાં માતાઓ અને કન્યાઓને દાખલ કરવી પડી. કારણ કે અનુભવે જણાયું કે વિધવાઓ કરતાં

પણ વધારે દયનીય દશા "સધવા" ત્યક્તાઓની છે. સંતાનવતી વિધવા કે ત્યક્તા માતાની કે નિર્ધન માતાની એથી પણ કરુણ હાલત છે. એટલે વસતિગૃહમાં કન્યા સધવા વિધવા બધાંને લેવા માંડયાં. જો કે આર્થિક કારણોને લઇને વસતિગૃહ-નિવાસિનીઓની સંખ્યા ખૂબ વધારાઇ શકી નહિ પણ એકંદરે સ્ત્રીજગતની સેવામાં વનિતા વિશ્રામ દિવસે દિવસે પ્રગતિ કરવા લાગ્યું.

આ સમયમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણમાં સહશિક્ષણને સ્થાન ન હતું. કૉલેજમાં થોડી કન્યાઓ જતી. માધ્યમિક શિક્ષણ માટે કેટલાક આગળ વધેલા અને શ્રીમંત કુટુંબોની બાળાઓ ગવર્નમેન્ટ ગર્લ્સ સ્કુલમાં જતી—એ સ્કુલ સિવાય કન્યાઓને માધ્યમિક શિક્ષણ આપનારી એક પણ શાળા અમદાવાદ જેવા મોટા શહેરમાં હસ્તી ધરાવતી ન હતી.

ઉપર જણાવ્યા પ્રમાણે કોઇ ખાસ વ્યવસ્થા પદ્ધતિનું નામ આપ્યા વિના શ્રી. સુલોચના બ્હેન સ્ત્રીઓમાં શિક્ષણ પ્રચારનું કામ કરી રહ્યાં હતાં પણ કન્યાઓને પદ્ધતિસર માધ્યમિક શિક્ષણ મળે એટલા માટે શ્રી. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇના આગ્રહ અને સતત પ્રયાસથી વનિતા વિશ્રામે કન્યા વિદ્યાલયની ઇ. સ. ૧૯૧૬ ના જીન માસની તા. ૧ લીથી શરુઆત કરી. આ અરસામા પુનામા પ્રો. ડી. કે. કર્વેએ અખિલ હિન્દ સ્ત્રી વિદ્યાપીઠ સ્થાપી સ્ત્રીશિક્ષણનો એક નવો સફો ખોલ્યો તેની મહારાષ્ટ્ર અને ગુજરાતમાં સારી અસર થઇ.

આ વિદ્યાલયમાં કન્યાઓને માધ્યમિક શિક્ષણ આપવાની પદ્ધતિસર યોજના થઇ.

આ અરસામાં ચૌદ પંદર વર્ષની ઉમ્મરની થતાં થતાં તો બાળાઓને પરણાવી દેવામાં આવતી ને એમનો બૌદ્ધિક વિકાસ અટકી પડતો. આથી આ વિદ્યાલયનો અભ્યાસક્રમ શરુઆતમાં પાંચ વર્ષનો રાખ્યો હતો અને કેળવણીનું વાહન માતૃભાષા—ગુજરાતી રાખ્યું તેથી એટલા થોડા વખતમાં પણ માધ્યમિક શાળાના શિક્ષણના પૂરેપૂરા સંસ્કારો બાળાઓને મળે એવી ગોઠવણ થઇ.

આ મહિલા વિદ્યાલયનું શિક્ષણ વિષયક સુકાન જાણીતાં કેળવણીકાર અને સેવાભાવી ગુજરાતનાં પ્રથમ ગ્રેજ્યુએટ બ્હેન શ્રીમતી શારદાબહેનને સોંપવામાં આવ્યું. પાંચ વર્ષ સુધી એમણે આ સંસ્થાને પોતાની નિષ્કામ સેવા આપી એમને શ્રી. ચંદુલાલ કા. દવે જેવા સેવાભાવી ભાઇ મુખ્ય શિક્ષક તરીકે મળી આવતાં સંસ્થાનું કામ ધમધોકાર આગળ વધવા માંડયું. વિદ્યાલયને અમદાવાદના 'ગુજરાત કેળવણી સ્ત્રીમંડળ' સાથે જોડવામાં આવ્યું અને એની શાલાંતની પરીક્ષા બે વર્ષ સુધી એ મંડળ તરફથી નિમાયેલ વિદ્વાન કેળવણીકારો પાસે લેવડાવવામાં આવી.

ઇ. સ. ૧૯૨૦થી શાળા પુનાની અખિલ હિન્દ મહિલા વિદ્યાપીઠ સાથે જોડાઇ અને એણે પહેલાની પરીક્ષાઓ માન્ય રાખી.

શ્રીમતી શારદાબહેન વગેરેના પ્રયાસથી કન્યાઓના ઉચ્ચ શિક્ષણ માટે પણ પ્રબંધ કરવામાં આવ્યો અને અખિલ હિન્દ મહિલા વિદ્યાપીઠના ધોરણે પાઠશાળાના વર્ગો શરુ કર્યા. આથી મહિલા વિદ્યાલયમાં ભણતી બહેનોનો ઉત્સાહ વધ્યો અને એમાંથી ઘણી કૉલેજમા પણ જવા લાગી.

આમ વનિતા વિશ્રામનું કાર્યક્ષેત્ર દિનપ્રતિદિન વિસ્તૃત થતું ગયું પણ તે માટે શ્રી. સુલોચનાબ્હેનને ઘણોજ પરિશ્રમ કરવો પડયો. શ્રી. કેશવપ્રસાદભાઇ અને શ્રી. શારદાબહેન જેવાં સહાયકો હોવા છતાં સંસ્થાની વ્યવસ્થા અને સૌથી કડવો, શુષ્ક અને મુશ્કેલીભર્યો આર્થિક બોજો તો શ્રી. સુલોચનાબ્હેનના શિર ઉપરજ આવી પડયો, અત્યાર સુધીનું ખર્ચ તો થોડા ફાળાથી—કરકસરથી

નભાવવામાં આવતું પણ હવે તેમ ચાલે એમ નહતું. મોટા પગારના શિક્ષકો અને શિક્ષિકાઓ રોકવા પડયાં. એમના પગારો, શાળાનું બીજું ખર્ચ અને વિશ્રામનું ચાલુ ખર્ચ તો હતું જ. ત્યાં મકાનની અગવડતા પડવા માંડતા તે માટે ઝોળી ફેરવવી પડી. આજે તો જ્ઞાતિ–ઉદ્ધારમાં, કેળવણીના પ્રચારાર્થે, સામાજીક, રાજકીય કાર્યો માટે ઠેકઠેકાણે ફંડ ફાળા ઉઘરાવાય છે એટલે દાતાઓના દાનની રકમ વહેંચાઇ જવાથી પૈસા ભેગા કરનારને મોટી રકમ ભેગી કરતાં બહુ મહેનત પડે છે. પહેલાં સંસ્થાઓ થોડી હોવાથી તેને સારી રકમ મળતી ને કામ સરળ બનતું–એવી એક માન્યતા છે અને એ માન્યતામાં સત્ય પણ છે છતાંયે આજે જે દાનના પ્રકારો બદલાયા છે તેવા તે સમયમાં બદલાયા નહોતા. સ્ત્રી કેળવણીની જરુર સ્વીકારનારો વર્ગ ધનિક નહતો અને ધનિકોને સ્ત્રી કેળવણી સમજાતી નહોતી. તરવારની ધાર પર રહી આ કામ કરવું પડતું. જરીક પણ ઉણપ દેખાય તો તેને મોટું રૂપ આપવામાં આવતું. છોકરીઓને બહુ ભણવાની જરુર નથી. સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય હોઇ શકે - નહિ. ભણેલ બહેનો ઉચ્છૃંખલ બને છે–જે જમાનામાં જનસામાન્યનો આવો મત હતો તે સમયમાં સ્ત્રી કેળવણી માટે દાતાઓને ગળે વાત ઉતારી પૈસા કઢાવવા કઠણ હતા. અમદાવાદ મુખ્યત્વે વ્યાપારીઓનું નગર છે. એના શહેરીઓ પૂરો વિચાર કર્યા વિના કશું પગલું ભરે નહિ અને પૈસાની બાબતમાં તો ચોકસાઇ વ્યાપારીઓ સિવાય કોઈ રાખી શકેજ નહિ.

આવી પરિસ્થિતિમાં શ્રી. સુલોચનાબહેનને ફંડ ભેગું કરવામાં ઘણી ઘણી મુશ્કેલી વેઠવી પડી છે. તેવામાં ભીખ માંગવી પણ કોઇને ગમતી નહિ. તેમાંય ઉચ્ચ કોમના ગર્ભ શ્રીમંત કુટુમ્બમાં જન્મેલાં, હાથ લાંબો કરેલો પણ કદિયે ધરવાની ટેવ ન ધરાવતારાં, સ્વભાવે એકાંતપ્રિય, શરમાળ, થોડાબોલાં શ્રી. સુલોચનાબહેનને દાતાઓને આંગણે ધક્કા પર ધક્કા ખાવા પડયા હશે ત્યારે એમને કેટલી મુઝવણો ઉભી થઇ હશે તે તો એ પરિસ્થિતિમાં મુકાયાં હોય તેમને જ સમજાય એમ છે. અને વળી એમની સેવાનો લાભ ઉઠાવનારાઓ પણ બેજવાબદારીભર્યું વર્તન બતાવે ત્યારે તો સેવા કરનારની ધગશ શાંત ન પડી જાય તો શું થાય?–આવુંયે ઘણી વખત બનતું.

છતાં એક દાનવીર શેઠ મળ્યા અને એમણે રૂ. ૩૦૦૦૦)ની નાદર રકમ મકાન માટે આપી. આ શેઠ તે અમદાવાદના વતની શેઠ સોમનાથ રૂપજીદાસ. એમનાં પત્ની શ્રીમતી જીવકોરબહેનનું નામ સંસ્થા સાથે જોડવાની શરતે એ રૂપિયા મળ્યા તેથી ત્યારથી આ સંસ્થા "શ્રી જીવકોર વનિતાવિશ્રામ" નામ પામી. આ રૂપિયા અપાવવામાં શ્રીમાન શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઇવાળા અને શ્રીયુત ગિરિજાશંકર હરિશંકર જોષી–"જોષીજી" ને નામે અત્રેના સુપ્રસિદ્ધ નાગરિકની સહાય શ્રી. સુલોચનાબહેનને બહુ સારી મળી. સંસ્થા તેમની ઋણી છે.

પરંતુ આટલી રકમ મકાન માટે પૂરતી ન હતી. મકાન, સંસ્થા કે તેના વિભાગોને કોઇ કોઇનું નામ આપી દીધા પછી તેમાં ખુટતી રકમ મેળવવા માટે તો વળી વધારે મુશ્કેલી ઉભી થાય છે. કારણ કે થોડી રકમ આપી નામ મેળવનાર દાતાની શક્તિ જોઇ નવા આવનાર એમ કહે છે કે, એમણે પૂરી રકમ કેમ ન આપી? અને સહજે પ્રસિદ્ધિ ન મળે એવી રીતે–કેવળ ગુપ્તદાન અથવા નિષ્કામભાવે દાન કરનારાઓ બહુ થોડા મળે છે. આથી બીજી રકમ મેળવવા શ્રી. સુલોચના બહેનને પાછો પ્રયત્ન કરવો રહ્યો અને એ માટે એમને અમદાવાદ બહાર હાથ લંબાવવો

પડયો. મુંબાઇ, કલકત્તા, રંગુન અને મોલમીન વગેરે સ્થળોએ ફરી રૂ. ૧૫૦૦૦) ભેગા કર્યા. મુંબાઇમાં શ્રીમાન શેઠ ચુનીલાલ ચીનાઇવાળા તરફથી મદદની શરૂઆત થઇ, અને અમદાવાદ પાછા ફર્યા પછી સ્વ. શ્રીમાન શેઠ મંગળદાસ ગીરધરદાસે રૂ. ૧૦૦૦૦) આપ્યા. પછી તો પ્રયત્ન ચાલુ રહ્યો. બીજી મદદ આવતી રહી અને લગભગ રૂ. ૮૦૦૦૦) જેટલું મકાનફંડ થતાં સંસ્થાના મકાનની શરુઆત થઇ. મકાનનું ખાતમુહૂર્ત પૂજ્યપાદ મહાત્મા ગાંધીજીને હસ્તે કરાવવામાં આવ્યું છે અને એની ઉદ્દઘાટન ક્રિયા શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઇને હાથે થઇ છે. સંવત ૧૯૭૫ ના અષાડ શુકલ દ્વિતીયા, રવિવાર તા. ૨૯ મી જુન ૧૯૧૯ ને દિવસે ખાતમુહૂર્ત થયું અને સંવત ૧૯૭૮ ના ચૈત્ર શુકલપંચમી, રવિવાર તા. ૨-૪-૨૨ ને દિવસે એનું ઉદ્દઘાટન થયું.

આ ત્રણ ચાર વર્ષના ગાળામાં તો શ્રીમતી સુલોચનાબહેનને ખૂબ જ પ્રવૃત્તિશીલ રહેવું પડયું હશે.

મકાન શ્રીમાન ચીનાઇવાળા શેઠની દેખરેખ નીચે બંધાયું. એ પરોપકારી સજ્જન પોતાની વૃદ્ધવયે પોતાની ધંધાદારી રોકાણોને ભોગે પણ રોજ આવી બાંધકામ પર ધ્યાન આપતા. શ્રી. સુલોચનાબહેનને એટલી રાહત મળતી તેમ જ શિક્ષણ વિષયક જવાબદારી શ્રી શારદાબહેન અને શ્રી. ચન્દુલાલ દવેએ ઉપાડેલી હોવાથી એ તરફ પણ કામ રાહે પડવા માંડયું હતું પણ તમામ વ્યવસ્થાનો બોજો તો એમને શિરે જ હતો

નિઃસ્વાર્થી અથવા તો વેતનદાર છતાં પ્રમાણિક સાચા દિલના સેવાભાવી સહકાર્યકરો મેળવવા એ પૈસા મેળવવા કરતાં સહેલું કાર્ય નથી. એ મેળવવા, એને સમજવા અને અને એમની સાથે મળીને કામ કરવામાં મુખ્ય કાર્યકર્તાની ઘણી શક્તિ ને સમય ખરચાઇ જાય છે. ઘણીવાર પોતાના આદર્શોના ભોગે બાંધછોડની નીતિ ગ્રહણ કરવી પડે છે. સ્વમાનનો ભોગ આપવો પડે છે અને કેટલીક વાર તો જે કાર્ય માટે આ બધું કરવામાં આવે છે તે કાર્ય તો કર્યાનું ક્યાં રહી જઇ ખાલાવિધિઓ જ મુખ્ય થઇ પડે છે. આ દુઃખદ છતાં હકીકત છે. જે માણસ કરે તેને કામજ કરવાનું હોય છે, બીજાને માન આપી તેને અપયશનો પોટલો ઉપાડવો પડે છે. છતાં સાચા સેવાભાવીએ આથી ગભરાવવાની જરૂર નથી. સાચી સેવાની કદર કોઇ તરફથી પણ વહેલી મોડી થાય છે જ. આવી સેવાને પરિણામે સમાજમા એક યુગ પરિવર્તન થાય છે એજ સેવાનું મહાન દશ્ય ફળ છે-પછી સેવક એ ફળ ચાખે કે ન ચાખે; એના દર્શન કરવા ન પામે-પોતાની હયાતી દરમ્યાન-તો યે શું ?

ચાલુ યુગ પરિવર્તનમાં શ્રી. સુલોચના બહેન જેવી વ્યક્તિઓનો પણ મ્હોટો ફાળો છે. એમની સેવાને પરિણામે અનેક વિધવા બહેનો પગ પર ઉભી રહેતી થઇ પોતાનું નૈતિક અને ધાર્મિક જીવન ઉજ્જવળ બનાવી રહી છે. અનેક કન્યાઓ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં અભ્યાસ કરી પોતાના શિક્ષણને શોભાવી રહી છે. ઘણી તેમાંથી સેવાકાર્ય કરે છે. ઘણી તેમાથી પત્ની અને માતા બની પોતાનું શિક્ષણ દીપાવી રહી છે. સંસ્થામાંથી સંસ્કાર મેળવેલી કેટલીયે માતાઓની ત્રીજી પેઢી-દૌહિત્રીઓ કે પૌત્રીઓ અત્યારે આ સંસ્થામા સસ્કાર મેળવી રહી છે.

જ્યારે શ્રી. સુલોચના બહેને પોતાના કાર્યની શરૂઆત કરી ત્યારે સારે માઠે પ્રસંગે પણ ઉચ્ચ વર્ણની બહેનો એકલી બહુ બહાર ફરી શકતી નહિ. સ્ત્રીઓ માટે જાહેર જીવન જેવું કશું ન હતું. ધર્મ નિમિત્તે આપેક

અને વયોવૃદ્ધ બૈરાં બહાર નીકળતાં પણ કન્યાઓ અને યુવતીઓ તો નહિજ. વનિતા વિશ્રામે જાહેર હરિફાઈઓ અને ઉત્સવોને નિમિત્તે બ્હેનોને બહાર જતી કરી ને જાહેર જીવનની ઝાંખી કરાવી. આજે થીએટરોમાં જાહેર જલસા કરનારાને તે વખતની સ્ત્રીઓની પરિસ્થિતિનો ખ્યાલ ન આવે પણ પ્રેમાભાઇ હૉલ સુધી પણ બ્હેનો કોઇનું ભાષણ હોય તો સાંભળવા જઈ શકતી નહિ.

આ રીતે સ્ત્રીઓને કેળવણી આપી એમનો બૌદ્ધિક વિકાસ કરવામાં, એમનો આર્થિક પ્રશ્ન હલકો કરવામાં અને એમને નાગરિક જીવન જીવતી કરવામાં વનિતા વિશ્રામનો ફાળો ન્હાનો સુનો નથી. ખરી રીતે કહીએ તો વનિતાવિશ્રામને એનું પ્રથમ માન ઘટે છે.

વનિતા વિશ્રામે જે ધોરણે કામ કર્યું એ હવે આજે ઘણાને માન્ય નથી. ઘણાને વનિતા વિશ્રામોનો યુગ આથમી ગયો જણાય છે કેમકે આજે જનતા વેગવન્ત પ્રગતિ કરી રહી છે પણ સેવાને કદિ વૃદ્ધત્વ આવતું નથી. સેવાનું કાર્ય જો જીવંત હોય, આત્મપ્રગતિ સાધતું હોય તો એનો યુગ કદિ આથમતો જ નથી. આથમતો જણાય કે આથમે તોય નવા લોહીમાં એના જ સંસ્કારોના કણ હોય નવા યુગમાં પુનઃ એજ બાલપણ ધારીને આવે. અને ધ્યેયોને ભાવનાઓનું સારાખોટાપણું તો સાપેક્ષ

## વસંત આવી

વસંત આવી ફુલ ગુલાબી,
બાગ મહીં વરસાવે આજે.
વસંત આવી પ્રેમ પસારી
ધૂપ દિપક પ્રગટાવી આજે.
વસંત આવી આભ અટારી
સ્વચ્છ બની હરીઆળી આજે
વસંત આવી પ્રેમ કહાણી
લલકારે મદમાતી આજે.
વસંત આવી કોયલ રાણી
ટહુકહુ કરતી બોલે આજે.
વસંત આવી કલી ખીલાવી
વનવગડા બહલાવે આજે.
વસંત આવી આમ ચમેલી
પ્રેમ થકી પરણાવો આજે.
વસંત આવી પ્રેમ પસારી
ફુલ કલીના બનશે આજે.

શ્રી. હીરાલાલ નરભેશંકર ત્રિવેદી

શ્રી. સુલોચનાબહેને કોઇ શું કહેશે તેનો વિચાર કર્યા વિના એમની શક્તિ અનુસાર સેવા કરી અને તે સંગીન કરી. નિત્ય નવનવા તરંગોમાં ઉછળી પરપોટીઆ ખાતાંએ ઉભાં કરી અનેક સ્થળે સેવાની નોંધ રખાવવાને બદલે એમણે એક ધીમું સંગીન કાર્ય કર્યું છે. લગભગ પોણાચાર દસકાની સ્ત્રીજગતની એમની સેવા છે.

આ સંસ્થાનો રજતમહોત્સવ ખૂબ ધામધૂમથી ઉજવાયો હતો. શ્રીમતી સુલોચનાબહેન અને એમનાં માતુશ્રી શ્રી. રૂક્ષ્મણીબાને પોતાની હયાતીમાં જ આ પ્રસંગ જોવાનો મળ્યો તેથી એમને અનુપમ આનંદ થાય એ નિર્વિવાદ છે. વનિતા વિશ્રામોનો રજતમહોત્સવ એ સ્ત્રીજીવનના વિકાસનો રજત મહોત્સવ ગણાય એમ કહીએ તો પણ અતિશયોક્તિનો દોષ લાગે એમ નથી. એ સમયે અહેવાલ રજુ કરતાં શ્રીમતી સુલોચનાબહેને કહ્યું હતું કે, ' દરેક કાર્યમા નિરાશા ન હોય તેવું તો બને જ નહિ. સંસ્થાના નાનકડા આરંભથી તે આજ સુધી કંઇ કંઇ મુશ્કેલીઓ અમને પણ નડી જ છે. સમાજની સાથે રહેવું, તેમની કન્યાઓને ભણાવવી, તેમનો પૈસો લેવો; એકના વિચાર સંતોષાય તો બીજાનાં દુભાય. નાણાંની મુસ્કેલીઓ તો હોય જ છતા શ્રદ્ધા-અમારા

કાર્યમા શ્રદ્ધા અને મિત્રોની સહાનુભૂતિથી નિરાશામા નભી રહ્યા છીએ ××× સંસ્થામા ઘણુંયે ઉણપો રહી હશે કેટલીક ઉણપો અમારી અણઆવડતને લઇને પણ રહી હશે, કેટલીક અનુકૂળ સંજોગોના અભાવને લીધે રહી હશે "

આ એમના નિખાલસ હૃદયના ઉદ્‌ગારોમા એમના માનસ દર્શન થાય છે. શ્રી સુલોચના બહેનનુ હૃદય ભક્તહૃદય છે અને આત્મા ધાર્મિક છે. ઇશ્વર દર્શન એમનું ધ્યેય છે ને નિવૃત્તિ તરફ એમનુ વલણ છે. ન્હાનપણથી જ એકાકી સ્વભાવના બીજ એમનામા રોપાયા છે વૈધવ્યથી વૈરાગ્યની ભાવના પોષાતા એ સ્વભાવ વધારે દૃઢ થતો ગયો છે એમના જીવનની સાડાત્રણ-પોણાચાર દસકાની એમની પ્રવૃત્તિ તે નિવૃત્તિની તૈયારી માટેની જ હતી એ ઘણી બહેનોને કહેતાં કે કોઇ મારૂ આ કામ ઉપાડી લ્યો ને મને છુટી કરો. હું થાકી છું પણ કોઇ એમનો ભાર ઉપાડવા તૈયાર થયુ નહિ આખરે ચાલુ વર્ષમા દૃઢ નિશ્ચય કરી એમણે નિવૃત્તિ લઇ લીધી છે. એમના યુગનું કાર્ય એમણે પુરૂ કર્યું છે. છતા જ્યા સુધી શરીર વ્યવહાર સહજ પણ કરતા રહેશે ત્યા સુધી સંસ્થાને દોરવણી આપે એમ સર્વની ઇચ્છા રહે એ સ્વાભાવિક છે.

જે મહાન કાર્ય માટે એ જન્મ્યા ને જીવ્યા ને જેમ સફળતા પામ્યા તેમ જે દિવ્ય હેતુ માટે એ નિવૃત્ત થયા છે તે હેતુ પણ એમનો આ દેહે જ સિદ્ધ થાઓ એવી સહૃદય પ્રાર્થના છે

---

# સૃષ્ટિની શોભા

સૃષ્ટિની શોભા છે સુંદરી રે લોલ—
સુખની એ શીળી છાંય જો;
સુંદરી વિનાનુ વિશ્વ કલ્પતાં રે લોલ—
નયનો બીડાઈ જાય જો સૃષ્ટિની
સુખની વેળાએ સુખ માણતી રે લોલ—
દુખમાં એ દેતી સહાય જો;
સ્નેહીઓની સેવાની મૂરતિ રે લોલ—
સેવા કરીને રિઝાય જો...સૃષ્ટિની
અમીની ભરેલ એની આંખડી રે લોલ—
હિયે દયા ઉભરાય જો;
મૃત્યુ તે લોકે સંજીવની રે લોલ—
સીંચતી અમૃત ધાર જો. સૃષ્ટિની
મોંઘા માનવફળ વેલડી રે લોલ—
ગાંધી - જવાહર માત જો;
તરવા ભવાબ્ધી મ્હેલથી રે લોલ—
સુંદરી તારક નાવ જો . સૃષ્ટિની
પીગળ ધરિત્રી ધારીને રે લોલ—
ઝીલી જગતના ઘાવ જો;
ગુણીયલ એ ગૃહસુંદરી રે લોલ—
સ્વર્ગ કરે સંસાર જો ..સૃષ્ટિની.

શ્રી. ગંગાશંકર લલ્લુરામ પંડ્યા



# આમ્ર પાલી

કર્તા : રામચંદ્ર ઠાકુર એમ. એ, ભાગ ૧-૨ મૂલ્ય રૂા. ૭

* આમ્રપાલી એટલે સૌન્દર્યમૂર્તિ—આમ્રપાલી એટલે નૃત્યાંગના. આમ્રપાલી માટે અનેક રાજાઓ તથા હજારો યુવાનો મરી ફીટતા. દેશ દેશાવરમાં આ નૃત્યમૂર્તિની તેમ જ તેના અપૂર્વ શૃંગારની પ્રશંસા થતી.
* આવી તેજોમય તારિકાની આસપાસ ભારતવર્ષના ભૂતકાલીન સુવર્ણયુગના ઇતિહાસની એક ઝળહળતી રસકથા ગૂંથવામાં આવી છે અને તે એકી બેઠકે વાંચવી ગમે તેવી સરસ છે.
* શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી આમ્રપાલીને આવકારતાં લખે છે કે "એમણે પસંદ કરેલો વિષય બૌદ્ધકાલીન હોઇ મોહક છે. એમની શૈલીમાં સચોટતાનાં લક્ષણો છે. એમની વાર્તા કહેવાની કલામાં શક્તિ છે અને આખું ય પુસ્તક રસથી વંચાય એવું છે. ગુજરાતી સાહિત્યમાં એમને આવકાર દેતાં મને આનંદ થાય છે."

આમ્રપાલી માટે આથી વિશેષ કહેવું તે સોના પર ઢોળ ચઢવવા બરાબર છે.

**તમારી લાયબ્રેરી માટે આજે જ મંગાવો.**

આમ્રપાલી ભાગ ૧-૨ કિંમત રૂા. ૭ વી પી. ખર્ચ બાર આના.

**એન એમ ઠક્કરની કું.** : બુકસેલર્સ : પબ્લીશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨.

# શ્રૃંગી

લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોશી

ઉમવાડી એક નાનું સરખું ગામડું હતું તેમાં ઉજળીઆત વસ્તી ઝાઝી ન હતી. મોટો ભાગ દૂબળા કાલીપરજ લોકોનો હતો; અને ખાસ સંસ્કારી વર્ગ તરીકે જોવા જઇએ તો એક ડાક્ટર નદીકાંઠે બંગલાધાટના નાનકડા મકાનમાં કુટુંબસહ રહેતો હતો એ માફ. તેજ ગામનો શિષ્ટ સુધારક અને સલાહકાર સર્વ કાંઇ હતો !

તે ગામમાં હરિદાસ આવ્યો તે દહાડે આખું ગામ ચકવે ચડયું હતું કેમકે તેને પોતાના એક યુવાન પુત્ર સાથે આ ગામમાં એકાંતવાસ કરવાનો વિચાર હતો ! તેણે સારા સંસ્કારી માણસ સબંધી પૂછપરછ કરતાં એક ખેડૂતે તેને ડાક્ટરનુ મકાન બતાવ્યું. હરિદાસ પુત્ર સહિત ત્યાં જવા ઉપડયો.

પિતા પુત્ર ત્યાં જતા જ ડાક્ટરે તેમનું સારૂં સ્વાગત કરી જણાવ્યું ચાલો મજેનું થયું, આપના જેવા સજ્જનના સહવાસની અમારે ખોટજ હતી—પ્રભુએ તે પૂરી પાડી ! અને ધ્રાયદા મકાનનું ઠેકાણું પડતા સુધી ડાક્ટરનીજ મેમાનગીરીનો લાભ હરિદાસે લીધો.

પરંતુ તેના બે ચાર દિવસના સમાગમમાં તેનું વર્તન જોઇ ડાક્ટરને ભારે આશ્ચર્ય ઉપજ્યું; હરિદાસે પોતાનો કાંઇ વિશેષ પરિચય તો આપ્યો જ નહિ—પોતે કોણ હતો, ક્યાંથી આવ્યો હતો અને આવા નાના ગામમાં કાંઇપણ કામધંધા વિના શા માટે રહેવાનું પસંદ કર્યું હતું—તે બાબત કાંઇપણ જણાવ્યું જ નહિ ! તેમ છતાં ડાક્ટરને તેનો સહવાસ કેમ જાણે ગમી જ ગયો—હરિદાસ થોડા દિવસ ભેગો રહ્યો તે દરમ્યાન શરુઆતથી જ તેણે માગી લીધું હતું કે મારી ઇચ્છા થાય તે વખતે મને જુદા રહેવાની તમારે છૂટ આપવી પડશે—હું કોઇના હાથની રસોઇ નહિ જમું—મારા હાથેજ બનાવી લઇશ—મને કોઇ પણ સ્રીનો સંસર્ગ નહિ ખપે

ડાક્ટર સ્રી તથા બાળકોવાળો પાકો ગૃહસંસારી હતો, છતાં હરિદાસની ઇચ્છા મુજબ તેને પુત્રસહિત રહેવા માટે પોતાના મકાનમાં એક છેલ્લો ધ્રાયદા ખંડ કાઢી આપ્યો.

હરિદાસને ગામમાં આવ્યે એકાદ માસ થઇ ગયો હતો, હવે તે પોતાના સ્વતંત્ર ભાડે રાખેલા મકાનમાં રહેતો હતો, મકાન ગામની વસ્તીથી કંઈ દૂર હતું અને ત્યાં તે અને તેનો પુત્ર શ્રૃંગી શાંતિથી રહેતા હતા. ગામના લોકોની તેમને કાંઇ ઝાઝી પરવાજ ન હતી !

શ્રૃંગી મુંબાઇ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હતો; એને અત્યારે વીસમું વર્ષ ચાલતું હતું; પણ એ હાઇસ્કૂલમાં હતો ત્યારથીજ પિતાના વર્તનની એના પર અપૂર્વ છાપ પડી હતી; કોલેજના ચાર વર્ષ દરમ્યાન તે કોઇ પણ વિદ્યાર્થીના નિકટ પરિચયમા આવ્યો ન હતો ! સ્વભાવે બહુ ઓછા બોલો અને ગંભીર હતો. અને છેલ્લાં બે વરસથી તો હરિદાસે તેની પાસે પ્રતિજ્ઞા લેવડાવી હતી કે કોઇ પણ સંજોગોમાં તેણે કોઇ પણ સ્રી કે બાલિકાના સંસર્ગમાં આવવું નહિ ! પોતાના વર્તન અનુસાર પુત્રની રહેણી કરણી તે જોતો આવ્યો હતો, પરંતુ એ કોલેજમાં દાખલ થયો ત્યારથી હરિદાસના મનને જરા ચટપટી પેઠી હતી—કે રખેને કોલેજ જીવનમા તે કોઇ

કુમારિકાના પ્રસંગમાં આવી જાય-પરંતુ અત્યાર સુધીનો તેનો ટેક ઇશ્વરે ગમે તેમ પણ જાળવ્યો હતો એવી તેની ખાત્રી હતી; તેણે શ્રૃંગીના મગજમાં ચોક્કસ ઠસાવવા પ્રયત્ન કર્યો હતો કે દુનીઆમાં કોઇ પણ જાતના પ્રેમનું અસ્તિત્વજ તેણે ભૂલી જવું. કેમકે તે પોતે પ્રેમ જેવી કોઇ પણ ચીજને માનતો જ ન હતો! ભોગજોગે શ્રૃંગી એના વાંચન અભ્યાસના પરિણામે પ્રેમ કે ભક્તિની સહજ પણ વાત કાઢતો તો હરિદાસ તેને બેપાંચ સ્વસ્તિવાચન સંભળાવી દેતો!

( ૨ )

આવી પરિસ્થિતિમાં શ્રૃંગી પિતા સાથે જરૂર પૂરતું જ બોલવાનું રાખતો. એનાં એમ. એ. નાં તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો લાગ્યો હતો તેમાં ઘણો વખત મગ્ન રહેતો. તેમ છતાં યુનિવર્સિટીની કેળવણી પામેલા શ્રૃંગીના હૃદયમાં ઉંડે ઉંડે પણ સ્વાતંત્ર્ય કે સ્વમાન જેવી કોઇક વસ્તુ મૌજુદ હતી! અને તેથી દરેક વખતે પિતાના અભિપ્રાયને ઝાઝું વજુદ આપતાં તે અચકાતો હતો!-કચવાતો હતો. ઓછા બોલો હોવા છતાં કેટલીકવાર પિતા સાથે દલિલો કરતાં વાદવિવાદમાં ઉતરી પડતો; પરંતુ આખરે તો તેને પિતાની આગળ પોતાની હાર જ કબૂલ કરવી પડતી-તેમાં તેનું એમ. એ. નું તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્ર કંઇ જ કામમાં આવતાં નહિ!

હરિદાસને કાંઇ પણ ગુપ્ત વેદના હતી એમ વારંવાર શ્રૃંગીને તેના વર્તન પરથી અનુમાન થતું; પણ પિતાનો સંયમ એટલો જબરજસ્ત હતો કે બીજાને તો શું પણ ખુદ પોતાના પુત્રને પણ તેની માનસિક વેદનાનો ખ્યાલ આવવા દેતો નહિ! પરંતુ તે જેમ એ બાબત વધુ છૂપાવવા પ્રયત્ન કરતો તેમ તેમ શ્રૃંગી આગળ તે વધુ ખુલ્લો પડી જતો હતો!

હરિદાસ બળાત્કારે એમ બતાવવા માગતો હતો કે પિતા અને પુત્ર વચ્ચે પણ પરસ્પર કર્તવ્યપરાયણ રહેવા વિના બીજા કોઇજ વ્યવસાયની જરૂર નથી. પ્રેમ એ ભલે કર્તવ્યનોજ એક અંશ ગણાતો હોય પરંતુ તે મને માન્ય નથી." હરિદાસની ઉમર સાઠ ઉપર થઇ ગઇ હતી. છતાં તે પરાણે અક્કડ ચાલવા મથતો; પરંતુ બહારથી ફાવે તેટલો ડોળ કરવા છતાં ચોકખું માલુમ પડતું હતું કે અંદરખાનેથી તે મન અને શરીર બન્ને રીતે થકી જતો હતો-હાંફી જતો હતો. સામાન્ય આઘાત થતાં પણ તે ઘણી વાર પટકાઇ પડતો!

ગામની ભાગોળે એક નાની નદી વહેતી હતી; સામેના એક શિવાલયના સ્થાન આગળ એક ઝરણામાંથી પાણી ઉંચેથી નીચે ઉતરી આવતું હતુ! ત્યાં અસંખ્ય નાનાં નાનાં માછલાં જળમાં રમતાં હતાં ત્યાં બેસી એક સોળેક વર્ષની મુગ્ધ બાલિકા માછલાંની તે મુગ્ધ રમત જોતી હતી; પાસે રાખેલા થોડા મમરાના દાણા અવારનવાર નાખતી હતી અને ક્વચિત્ પાણીમાં હાથ નાખવાની ગમત કરી તેમને ભગાડતી હતી! અચાનક તેને જળ પર કોઇક અપરિચિત મુખની છાયા દેખાઇ. બાલિકાએ પાછું ભાળીને જોતાં આગંતુક વ્યક્તિએ શરમાઇને નીચું જોયું.

તે શ્રૃંગી હતો. ઉર્મિ આવતાં ફરતો ફરતો તે આજે અચાનક આ તરફ આવી ચડયો. પણ બાલિકાને જોતાંજ પાછા ફરવું કે તેની પાસે જઇ તેના જળવિહારમાં ભાગ પડાવવો એના વિચારમાં તે ગુંચાઇ ગયો હતો. તેને આજે એકલો જોઇ બાલિકાને કાંઇક અજાયબી લાગી!

યુવાવસ્થાના ધર્મનો પરિચય મેળવવાની પ્રબળ ઇચ્છા શ્રૃંગીને તેના તરફ ખેંચવા લાગી. પણ લજ્જા અને સંકોચથી તે પાછા ફરવાનું કરતો હતો. એવામાં પાછળથી કોઇનો

અવાજ આવ્યો, " કોણ ! શૃંગીભાઈ, તમે ગ એકનવાસમાંથી બાપાએ બવા તમને આજ બહીના મૂક્યા ? "

શૃંગીએ ડોકું ફેરવી જોયું તો ડાક્ટર સાહેબ જણાયા, પણ તેના પ્રશ્નનો તે કાંઇ જ ઉત્તર આપી શક્યો નહિ

આથી ડાક્ટરે કહ્યું " આ મારી પુત્રી કલિકા, તમે તો નહિ ઓળખતા હોય ! તમારા બાપા તમને આવાસ ઘરમાં ગોંધી રાખે છે, હો ! ચાલો થોડું ફરી આવીએ "

ડાક્ટર, કલિકા અને શૃંગી ત્રણે જણ ફરતા ફરતા ખૂબજ વાતોએ ચડેલા કલિકા અને શૃંગી પણ ડાક્ટરને વચમાં રાખી પ્રસંગોપાત વાર્તાલાપ કરવા લાગ્યા !

( ૩ )

તે દિવસથી શૃંગી અને કલિકા વચ્ચે પરિચય વધવા લાગ્યો પરસ્પર આકર્ષણ પણ વધ્યું-છતાં અત્યંત હરિદાસ ન જાણે એમજ ! ઉભયને અપૂર્વ સહવાસનો લાભ મળતાં એકના અટૂલા જીવનનું દુ:ખ ઓછું થયું ! કલિકા દરરોજ જિદ લેતી કે શૃંગી ભાઈ, તમારું ઘર તો એકવાર બતાવો ! પણ તે વખતે શૃંગી ભારે વિમાસણમાં પડી જતો અને ગમે તેમ કરી બહાનાં બતાવતા કલિકાની વાત ઉડાવી દેતો સૂર્યાસ્ત થવાની તૈયારી હોય તે વખતે તેઓ બહાર ફરવા નીકળી પડતા આમ હરિદાસથી છૂપી રીતે તેઓ અરસપરસ દરરોજ મળતા છતાં શૃંગીને હમેશા ડર રહેતો-શંકા થતી કે રખેને પાછળથી હરિદાસ તેમને જોઇ તો નહિ લે ? જોઇ જાય તો તેની પોતાની તો કમબખ્તીજ હતી-પણ વખતે કલિકાને પણ તેનું પ્રાયશ્ચિત્ત ભોગવવું પડે ! તેથી ચાલતાં ચાલતાં એકાદ શબ્દ કાને પડતાં પણ તે ચમકી ઉઠતો " બાપા તો નહિ હોય ! " એમ થતાં તેનું કાળજું બેસી જતું. કલિકા તેની આવી ચેષ્ટા જોઇ ખડખડાટ હસી પડતી અને તેવી તે વધુ અકળાઇ જતો કલિકા આમ થવાનું કારણ પૂછતી તો શૃંગી ખેદભરી નજરે તેના સામું જોઇ રહેતો. કલિકા પણ ખસીઆણી પડી જઈ હસતી બંધ થઇ જતી પ્રશ્નનો ખુલાસો મેળવવાની ઇચ્છા અનાયાસે તેના હૃદયમાંથી નીકળી જતી

શૃંગીને દરરોજ મનમાં થતું કે કલિકાને બધી વાત કહી દઉં-પણ પિતાની આવી ઉગ્રતાભરી માન્યતા અને ધૂની વિચારનું પ્રદર્શન કરતાં તે શરમાતો હતો, અને તેટલાજ કારણથી કલિકા સર્વ રહસ્યથી જવટ સુધી અજાણુજ રહી

એકવાર શૃંગી અને કલિકા તેમના પ્રથમ મિલનના સ્થળે ઝરણાના પાણીમાં માછલાંઓની નિર્દોષ ક્રીડા જોતા હતા-તેમાં ઉભય તલ્લીન બની ગયા હતા એટલામાં અચાનક તેઓએ ચમકી ઉઠયા-પાણીપર કોઇનો પડછાયો પડેલો લાગ્યો કલિકાએ ચકિત થઇ આગંતુક વ્યક્તિ સામે જોયું-પણ શૃંગી તો પૂર્વવત્ નીચું મો કરી બેસીજ રહ્યો

પાણીના પ્રવાહમાં હરિદાસનો પડછાયો પડયો હતો ફરતો ફરતો તે પણ આજે આ તરફ આવી પહોંચ્યો હતો ! શૃંગીના કાર સ્થાન જોઇ તે આશ્ચર્યચકિત થઇ ગયો, પ્રથમ તો એ આશ્ચર્યના આવેગમાં કેટલીકવાર સુધી તેનાથી બોલાયું નહિ ! ' પુત્રની બધી હિંમત હશે ? તે વિશ્વાસઘાતી, બેવફાની નીવડશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો ! છતાં ધીમે ધીમે ચિત્ત ઠેકાણે લાવી તે ગંભીર સ્વરે બોલ્યો, " શૃંગી ? ચાલ ભાઈ, ઉઠ તો ! "

પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન શૃંગી ન કરી શક્યો ! તે આગ્નેથી ઉઠીને ઉભો થયો હરિદાસે કલિકા સામે એક તીવ્ર દૃષ્ટિપાત

કર્યો અને શ્રૃંગીને ઉદ્દેશીને કહ્યું " ભાઇ, મારા ગળે હાથ મૂકી પ્રતિજ્ઞા કર કે ફરીથી કદિ આ છોકરી સાથે મેળાપ કરીશ નહિ, બલ્કે એની સાથે તારે કાંઇ પણ પરિચય હતો એ વાત જ ભૂલી જજે. ક્રોધાવેગમાં પિતા હજી પણ કાંઇક કડવું બોલી જશે એવા ભય અને શંકાથી–તેમ જ કલિકાને આ શરમભરેલા પ્રસંગથી બચાવવાને માટે શ્રૃંગીને અનિચ્છાએ પણ પિતાના કહેવા મુજબ પ્રતિજ્ઞા કરવી પડી!

આખરે હરિદાસે આજ્ઞાભર્યા અવાજે જણાવ્યું " ચાલ, શ્રૃંગી ! આગળ થા—"

પિતાપુત્ર ચાલ્યા જતા કેટલીકવારે દૃષ્ટિ બહાર નીકળી ગયા તોપણ કલિકાને આ બધા ગોટાળામાં કાંઇ સમજણ પડી નહિ ! તે કેટલીકવાર સુધી દિગ્મૂઢ થઇ ત્યાં જ બેસી રહી.

( ૪ )

બહાર અસ્ખલિત વરસાદ પડતો હતો. આખી રાત કાળાં વાદળાંથી આકાશ છવાઇ ગયું હતું. હરિદાસ પથારીવશ હતો. કેટલાક દિવસથી તેનું ખડતલ શરીર લથડયું હતું. તે શરીરને અદમ્ય મનોબળથી આટલા દિવસ ટકાવી રહ્યો હતો, પણ અત્યારે તે બીલકુલ અશક્ત બની ગયો હતો! તેના હૃદયની ગુપ્ત વેદનાની માફક છાતીમાં ક્ષયરોગ પણ છૂપાઇ બેઠો હતો ! તેના હૃદયની સર્વ વ્યથા આજ લોહીના ગળફા સાથે બહાર નીકળતી હતી. છતાં તે મૃત્યુથી જરા પણ ડરતો ન હતો એમ બતાવવાને મોં પરનું ફિક્કું હાસ્ય હજી તેણે કાયમ રાખ્યું હતું.

હરિદાસની એક બાજુ શ્રૃંગી અને બીજી બાજુ કલિકા બેઠાં હતાં. ડાકટર તેની તબીઅત જોવા આવી ગયો હતો પણ તેને તો હરિદાસે આગ્રહ કરી પાછો જ વિદાય કરી દીધો હતો !

શ્રૃંગી અને કલિકા વિસ્મય અને ઉદ્વેગથી સ્તનમૂન થેઇ ગયાં હતાં. હરિદાસ આંખો મીંચી સૂતો હતો. કેટલીક ક્ષણ પછી એક ઉંડો નિશ્વાસ નાખી શ્રૃંગી અને કલિકાના હાથ પોતાની છાતી પર દબાવી–ક્ષણવાર ચૂપ રહી હરિદાસ બોલ્યો " તમને બંનેને મારું આજનું વર્તન જોઇ આશ્ચર્ય થતું હશે, નહિ ? પણ તમને એથી પણ વધારે આશ્ચર્ય હવે પછી ઉપજશે" એટલું કહી તે પાછો ચૂપ થઇ ગયો.

શ્રૃંગી અને કલિકા અજાયબીમાં ગરકાવ થઇ જિજ્ઞાસુ નજરે તેના સામું જોઇજ રહ્યાં.

ધીમે ધીમે હરિદાસે હોઠ ખોલ્યા, "ભાઇ, તારી બા કુંજની સાથે મારું લગ્ન બહુ નાનપણમાંજ થયેલું. અમારા વચ્ચે અંતર કાંઇ ઓછું ન હતું ! તેનામાં પણ અનેક સદ્ગુણ હતા પણ, ખામી માત્ર એટલીજ હતી કે તે એક-મતિયણ હતી. પોતે જે છેઃ પકડે તે છોડેજ નહિ તેથી વખતો વખત અમારે તકરાર થતી. પણ તે ઝાઝી વાર ટકતી નહિ. એકંદર રીતે અમે સુખી જીવન ગુજારતાં હતાં ! પણ તે સુખ ઝાઝા દિવસ ટક્યું નહિ. " આટલું કહી હરિદાસ પાછો શાંત થઇ ગયો.

સહજ શ્વાસ લઇ પાછું તેણે બોલવાનું શરુ કર્યું. " તે વખતે ભાઇ શ્રૃંગી ! તું તો બેએક વરસનો હશે; અને તેજ અરસામાં તેણે મારી નજીવી કસુર માટે મારા સંસારની ધુળધાણી કરવા માંડી. પછી તો હું કુછંદમાં પડતાં નીશાખોર અને દુરાચારી બની ગયો. કુંજ મારો મન માન્યો તિરસ્કાર કરતી, ઠપકો આપતી પણ તે કોઇ રીતે મને સુધારી શકી નહિ ! મને તે વખતોવખત દારૂડીઓ અને દુરાચારી કહી તિરસ્કારતી. હું તેથી ઘણોજ તપી જતો. સાધારણ રીતે નિશાખોર લંપટ માણસને કોઇ તેનો કહે તો તેનાથી તે સહન થતું નથી–મારાથી પણ તે સહન

થતું નહિ ! હું તેને ગમે તેમ ગાળો ભાંડતો અને તે એટલે સુધી કે તેના ચારિત્ર્ય વિરુદ્ધ પણ હું ફાવે તેવું બોલી જતો એટલાથી પણ નહિ ધરાતાં આખરે મેં તેને એક વાર ખૂબ માર મારી અંધારી રાત્રે ઘરની બહાર કાઢી મૂકી. તે વખતે બહાર વરસાદ વરસતો હતો. પણ મેં એક વાર પણ વિચાર ન કર્યો કે બહાર તેની શી દશા થઇ હશે ! લોકો વરસાદમાં રાત્રે તેમનાં પાળેલાં કે બીનપાળેલાં કૂતરાં બિલાડાંને પણ ઘરની બહાર કાઢી મુકતાં નથી પણ મેં તો કુંજને ગુસ્સામાં કાઢી જ મુકી-મારા મનની તે વખતે એટલી બધી ખરાબ સ્થિતિ થઇ ગઇ હતી !

નિશા ઉતરી ત્યારે મેં તેની તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. લોકો કાંઇ કાંઇ વાતો કરતા; પણ તેમના બોલવા પર મને વિશ્વાસ ન આવ્યો; કારણ કે હું કુંજને સત્ય સ્વરૂપમાં ઓળખતો હતો ! તે કોઇ .ગુ અઘટિત પગલું ભરેજ નહિ. એમ હું નિરાધાર બની જવા છતાં મારી સંપૂર્ણ ખાત્રી હતી. મારી કુંજ આ સંસારની જાગતી જ્યોત દેવી હતી ! એ પારસમણીની કીંમત હું પત્થર ન કરી શક્યો. " તેનાથી આગળ બોલાયું નહિ.

( ૫ )

હરિદાસને ઉધરસ આવતાં પાછો એક લોહીનો ગળફો પડયો. ક્ષણવાર આંખો મીંચી તે પડી રહ્યો. અને સહજ પાસું મરડી તે પુનઃ બોલ્યો " ભાઇ શ્રૃંગી ! તેના એ બધા ગુણોનું અત્યારે તારી આગળ ગાણું ગાવા છતાં મારા પાપનું પ્રાયશ્ચિત્ત મને ઓછું જ ગણી જવાનું છે ? બાઈ, તે મને છોડીને જતી રહી તે તો ઠીક, પણ તને છોડીને જતાં તેનો કેમ જીવ ચાલ્યો ? તું તો તેને શ્વાસ અને પ્રાણ વહાલો હતો ! ખેર, પછી તને મારી છાતી પર રાખી હું તેની શોધમ નીકળ્યો. ઘણા દિવસ બાદ તેનો પત્તો લાગ્યો તે વખતે તે મરણ પથારીએ હતી. ..મારા ચરણે વળગી તેણે સર્વ વાત કરી. પોતાના જિદ્દી વર્તણુકથી તેણે પોતાનું ને મારૂં જીવ- ધૂળધાણી કર્યું હતું તે માટે તેને સંપૂર્ણ પશ્ચાત્તાપ થયો હતો ! ઘર છોડીને ગયા પછ તે સમજી ગઇ હતી કે તેણે સંસારમાં અ મોટી ગંભીર ભૂલ કરી હતી-મને અવળે રસ્તે ચડાવવામાં તેજ કારણભૂત બની હતી તે પણ તેણે કબુલ કર્યું ! ઘરથી છૂટયા પછી આશ્રય મેળવવા તેણે ઘણે ઠેકાણે પ્રયત્ન કર્યાં હતા. ઘણી લાલચોમાંથી તે છૂટી હતી. પણ એ બધાના પરિણામે તેણે તેની જાત ઘસી નાખી હતી. તેણે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું હતું-તેણે જે જે વાતો મને કહીં તે મેં સાચી જ માની-તેના હાથે કોઇ પણ હીન કૃત્ય થાય નહિ-એ ચિરસત્ય વાત હતી ! આજ તો મૃત્યુને પસંદ કરી તે ક્યારની પરલોકમાં સીધાવી ગઇ છે ! તેની બીમાર અવસ્થામાં પણ તેને ઘેર લઇ આવ- વાની હું ઇચ્છા કરતો હતો; પણ તે તેમ કરવા ખુશી ન હતી. મારા માથા પર લોકા- ચારના મિથ્યા પાપનો બોજો પડેયો જોવા તે માગતી ન હતી ! એક દિવસે આખરે સર્વ પાપમાંથી મુક્ત થઇ ~તેનાં પોતાનાં તેમજ મારાં પાપનું પ્રાયશ્ચિત્ત ખતમ કરતાં સર્વ પાપ પુણ્યનો જવાબ આપવા તે પ્રભુના દરબારમાં ચાલી ગઇ. "

શ્રૃંગી અને કનિકાના હાથ પુનઃ છાતી પર દબાવી રાખી હરિદાસે કહ્યું. " તે દિવ- સથી એ સ્ત્રી જાતિનો મને ઘણો શ્રમ લાગે છે-જો કે હું તેમના તરફ ઘણા માનની નજરે જોઉં છું; કારણ કે તેઓ ઘણીજ ભાવનાશીલ હોય છે ! તેમનો પ્રેમ સ્વાભા- વિક રીતે એટલો ગંભીર હોય છે કે તેઓને

માટે દરેક વખતે અચલિત રહી શકતી નથી ! કાચના પ્યાલાની માફક એકજ ફટકો પડતાં તૂટી જાય છે—અને તે પુનઃ સાધી શકાતો નથી ! તેટલાજ માટે તેની સાથે બહુજ સાવચેતીથી રહેવાની જરૂર છે; એમનો મહિમા અનન્ય છે; માટેજ એને શક્તિ કહેવામાં આવે છે; સ્ત્રી એ ખરેખર શક્તિજ છે ! તે આપણને સજા પણ કરી શકે છે-ને પાછી સંરક્ષણ પણ કરી શકે છે ! માટેજ આટલા દિવસ હું મારી જાતને એમના સંસર્ગથી ભારે કઠોરતાપૂર્વક દૂર રાખી રહ્યો હતો; પણ તેમ કરવાનો શો અર્થ ! એ તો માયાવી જાત. એક ક્ષણવારમાં તે માણસને વગ કરી નાખે છે. મને પણ આખરે તેણે વશજ કરી દીધો !

એટલું કહી ધ્રુજતે શરીરે તેણે કલિકાના માથે હાથ ફેરવ્યો. તેની આંખમાંથી અશ્રુ સરી પડતાં, પછી શ્રૃંગીને ઉદ્દેશીને તે બોલ્યો,

" ભાઇ, આ કલિકા પર પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ રાખજે; ભૂલ્યે ભટક્યે પણ એની કદિ અવગણના કરીશ નહિ-એટલા આશીર્વાદ વિના મારી પાસે તને આપવાનું બીજું કાંઇજ નથી-એટા કલિ, મારા શ્રૃંગીને નભાવી લેજે. "

શ્રૃંગી અને કલિકાએ વિસ્મય અને આનંદથી ઉછળતા હૃદયે તેના ચરણમાં મસ્તક નમાવ્યાં.

હરિદાસ વિશેષ કાંઇ બોલી શક્યો નહિ. ક્ષણવાર થોભી તેણે ઉભયના હાથ પોતાના ધ્રૂજતા હાથે મેળવ્યા—ડાક્ટર કેટલીકવારથી સામો આવી ઉભો હતો તેના તરફ એની અચાનક નજર પડી—અને એ દૃષ્ટિમિલનમાં સંતોષનું હાસ્ય તરવર્યું. ડાક્ટરની આંખમાંથી આંસુ સરી પડ્યાં અને હરિદાસે એ નવયુગલ પર એક સ્નિગ્ધ દૃષ્ટિપાત કરતાં તેનો અમર આત્મા પરલોકમાં સીધાવી ગયો !

# નિવાપાંજલિ

[ સ્વ વડીલબંધુ જયકૃષ્ણભાઇ વર્માને— ]

બંધુ તું ગયો છોડી ખરેખર અમ સર્વને એકલાં,
એ શું ત્હારા ઉરને ઉચિત કેમ લાગ્યું અરે !

ભલા ! મૃત્યુની સુખદ સૃષ્ટિમાં વિહરતાં જતું,
એ જ શું સ્નેહની ઘેલછાની અવધિ હશે શું ?

નહિ નહિ બંધુ ! ત્હારા વિરહે દુઃખદ અટૂલો થયો,
જગમાં મમ હૃદયની મૂક લાગણી પ્રેરક શું રૂઠયો ?

ખરે ! ત્હારા જ હૃદયે મમ ઉત્કર્ષ ભાવના નિરાળી,
પણ હાવાં ન ભાળું તવ હાસ્ય મુખડું ન ક્યાંએ.

અરરર ! તવ વિના મમ જીવન મુશ્કેલ જીરવવું,
તું જ મમ જીવન પ્રાણદાતા-પ્રણેતા હતો એ ન ભૂલું.

મારી અંતિમ અભ્યર્થના ત્યાં રહી સ્વીકારજે,
ત્હારી મમ મત્યેની લાગણીને પ્રેરણાબળવડે સીંચજે;

સ્વર્ગના આહ્લાદક સંગીતની વહાણ કો'ક દિ' સૂણાવજે
તવ આત્મને શાંતિ અર્પતા સુજને ઉપકૃત કરજે.

શ્રી. શરદ વર્મા



# આરણ્ય રુદન

હું તો એકલ થઇને આજ ફરૂં
જરા રડતું હૈયું શાંત કરૂં.

નયન મુઝાતા દિલથી મારા
વ્યક્ત કરી શકતા કંઈ ના
રૂદન કરે તો વસમા પડતા
. જખમો દિલના દર્દભર્યા...એકલ૦

મન અધીર કંઈ ઝંખી રહ્યું
મૂક નિર્વેદ બતાવી રહ્યું
દુઃખ અંતરના અંતર રાખી
મુખડું મલકાવી જ રહ્યું...એકલ૦

જીવન નૈયા નાવિક હીણી
પંથ ભૂલેલી ને ભટકતી
ઝંખી રહ્યું દિલ રડાવું શાથી
કોઇ મળો સુજને સંગાથી. . એકલ૦

શ્રી. ભાનુકુમારી ભટ્ટ

તો, અન્ય સાથે લગ્નગ્રંથીથી જોડાવાશે નહી. અણગમતા બંધને બંધાવું તેના કરતા હું એ બંધનમાંથી મુક્તી ઇચ્છું છું અને તેય મૃત્યુથી. મૃત્યુ !......અને તેય સ્વહસ્તે ! જ્યોતિના આત્મઘાતનો નિશ્ચય સાંભળી દીપકના શરીરમાં ધ્રુજારીનું સખ્ત લખલખુ આવી ગયુ.

દેહથી અળગો થતો આત્મા કેવી રીતે કયાં જાય છે એ કોઈનાથી પણ સમજાતું નથી આપણે માત્ર એટલું જ જાણીયે છીયે કે આત્મા પંચ મહાભૂતોમાં મળી જાય છે. ચંદ્રલોકમાં પહોંચવાની ધગશવાળો વિજ્ઞાનશાસ્ત્રી અનેક યોજનાઓ કલ્પી શકશે પરંતુ આત્મા કયા અને કેવી રીતે જાય છે તે તો સદાને માટે કોયડો જ રહેશે.

જાઉં છું દીપક...

દીપક નિરુત્તર રહ્યો. એ કંઇ જ ન બોલી શકયો. એની આંખોમાં અશ્રુ ઉભરાયાં.

જ્યોતિ પળવારમાં પાછી ફરી. આ ચાલમાં છટા ન હતી પરંતુ સમસ્ત જગતને છેલ્લી વિદાય દેતો મંદ પદધ્વનિ હતો

જ્યોતિ અદ્રશ્ય થઇ ગઇ. મહાન સાગરના ઊંડાણમાં દીપક ધ્રુસકે રડયો. આખુ વાતાવરણ રડી રહ્યુ. નદીના નીર ઝીલવાને કોઇ મહાન સાગર આતુર હતો. જ્યારે દીપકના આંસુ ઝીલવાને આતુર માત્ર એક શિલા જ હતી.

હજુ પણ હંમેશાં દીપક એ જ શિલા પર આંસુનું સિંચન કરે છે.



એટલે થોડા સમય
તરફ કોઇએ આંગળી ચીંધી નહીં ?
વીત્યાં તથાપી જનતાએ એ સહચારમા
જોઇ ત્યારે આ બંન્ને માટે જુદો જ
પ્રાય બંધાયો. જનતા ફક્ત અભિપ્રાય બાંધી
કયારે નિરાતે બેસી રહે છે ? દીપક અ
જ્યોતિના સબંધ વિષે કંઇક અવનવી અટકળો

# રત્નાકરના રત્નો

: હરીગીત :

ઘૂઘૂ કરીને ઘુઘવતા, ઉદધિ અરે તુજ પેટમાં,
શું શું ભર્યું છે, કે' મને, ગંભીર ઓ તું સાગરા !
મોતી રૂડાં કંઇ ચળકતાં ને છીપલી બહુ રંગની,
ખાલી નકામી, ચમકતી, તુજ પેટ માંહી પડી પડી.

જા રાખ તું. જા રાખ તું, એ દ્રવ્ય સઘળું શાંતિથી,
નહિ માંગીયે કૈં એ અમે સૌ, કરવો ઉદાસી ઉદધિ
છે વધુ કૈં છે વધુ, સાગર તણા ઉંડાણમાં,
કૈં અખુટ લક્ષ્મી ચમકતી, તેની તળે છે શાંતિમાં.

તારલાસમ હીરલા, અગ્નીસમું સુવર્ણ કૈં
લુંટી લીધેલું તેં અરે, વ્યાપારી જનની પાસથી.
મગ્તાન ને મગરૂર સાગર, તે પરે આળોટજે,
કો માનવી તુજ પાસથી, પાછું ન માંગે કાંઇએ.

છે વધુ, કૈં છે વધુ, ઓ જલનિધિ તારી કને,
પૃથ્વીતણો ઇતિહાસ સાબિત આ બધું નિશ્ચે કરે.
દુનિયાતણા પ્રાચીન શહેરો ને મહેલો તે તણા,
તુજ રેતી ને મોજાં મહિં ઢંકાયલાં છે સર્વથી.

આનંદ કેરી રંગભૂમિની સપાટી પર સહુ,
ઉગી ગઇ છે તારી આ હ્યાં, વેલીઓ ખારી બહુ.
ગર્વ લાવી કર ભલે તું ધમપછાડા તે પરે,
ગણકારશે ના માનવી, જો નાશ તેનો તું કરે.

પણ છે વધુ કૈં છે વધુ, ઓ સાગરા ! તુજ પેટમાં,
બહાદુર ને ઉદારવૃતિના હા, બધાં હૈયા રૂડાં,
ના સાંભળે જેઓ કદી, તુજ જલતણા ઘૂઘવાટને,
સંગ્રામના ધ્વનિ તોડશે ના, તેમની ચિરશાંતિને.

શ્મશાનવત ઓ સાગરા ! સૌ હેમ હીરા રાખ જા,
પણ અમોને આપ પાછાં, હૃદય સાચાં ને શૂરાં.
પાછા અમારાં આપ તું, વ્હાલા વિયોગી તે બધાં,
જેઓ વીના આનંદ-શોભન, દીસતાં સૂનાં સદા.

મધરાત્રીની પણ શાંતિમાં, એ પ્રેમીજનને માટ હા !
આશીર્વચનો નીકળે છે, હૃદયમાંથી અવનવાં.
વસંત ઋતુ રમ્ય ના, આનંદ ને ઉત્સવ સમે,
બહુ હોંશથી સંભારીયે, સૌ, તે વિયોગી જન અમે.

દાટી દીધેલા દ્વીપ સૌ ને, મ્હેલ, મંદીર જે બહુ,
તે રાખ તારૂં માની પણ, બીજું નથી તારૂં બધું.
કૈં ધીર ગંભીર માનવીના શીર્ષની ઉપર અને,
મોહક યુવકના વાળની સુંદર લટાની ઉપરે,
વળી સુંદરીની પુષ્પમય કાયા પરે સઘળે અરે,
અફળાય છે તુજ ક્રુર મોજાં, જોરથી ઓ જલનિધે !
આખીર પાછાં માંગશે એ, મનુજ તારી પાસથી,
અણમુલ રત્નો તે બધાં, પાછાં અમારા આપ ને.
તું સાંભળે જો, સાંભળે જો, દાદ મારી સાગરા !
તો આપ પાછાં, આપ પાછાં, એ અમારાં મૃત સગાં.
જે જેનું તે તેને મળે છે, ઈશનો એ ન્યાય છે,
તે ન્યાયની અનુસાર પાછું, આપ જનનું સેણું જે.*

શ્રી. અમૃતલાલ હ. પટેલ

## મૃત્યુનો રાસ

[ ઢાળ : " સરોવર પાણીડાં ગઈ'તી સાહેલડી. " ]

માંડ્યો શો ક્રૂર ખેલ આવો હે વિશ્વનાથ,
અકળ કળા નહિ કળાતી રે લોલ;
જગનો આધાર હતો નિત્યે તું વિશ્વનાથ,
રીત હવે શું એ ભૂલાતી રે લોલ.

( સાખી )

જગત જનનીના સહુ. પ્યારા આ તુજ બાળ;
નિજ સુખે રહેવા મથે, ક્રૂર ભયંકર કાળ.
વિશ્વશાંતિ સ્થાપવાને બદલે હે વિશ્વતાત,
મૃત્યુનો રાસ રહ્યો ખેલી રે લોલ;
પરાર્થે જીવન તેં દીધું"તું વિશ્વતાત,
કરુણા હવે ક્યાં વસેલી રે લોલ.

( સાખી )

ક્રૂર યુદ્ધ-રમતો થકી નિર્દોષો પીડાય,
ઉગારી લે પ્રેમથી એ જ અરજ ઉરમાંય.
ધાર્યું શું ધરણી ઉદ્ધારવા હે વિશ્વરાજ,
કે પૃથ્વી રસાતલ કરવા રે લોલ;
દુઃખે પોકારતી ધરતી આ આ વિશ્વરાજ,
યુદ્ધ-દુઃખમાંથી ઉગારવા રે લોલ.

શ્રી. રતિલાલ ચાંપાનેરી

---

* આંગ્લ કવિ મીસીસ હેમન્સના "Treasure of the Deep" નામના કાવ્ય ઉપરથી સુચીત



## [ ૧ ] કલકત્તામાં ૫૦૦૦ માતાઓ, બહેનો, દીકરીઓની ભૂખ-કૂચ

અનાજની અછત એટલી બધી વધી ગઇ છે કે કલકત્તાના સેંકડો લોકોને અર્ધે પેટ યા તો સાવ ભૂખે પેટ દિવસો ગુજારવા પડે છે. મધ્યમ વર્ગ ને કામદાર વર્ગને માટે તો એક ટંક ભૂખ્યા સુઇ રહેવું એ એક સામાન્ય નિયમ બની ગયો છે.

બીજી બાજુ અનાજના ભાવોએ બધી મર્યાદાઓ તોડી ફોડી દાવે વધવાનું ચાલુ જ રાખ્યું છે વરસ પહેલાં ચોખા ૮ રૂા મણ (બંગાળી) મળતા હતા. એ જ ચોખાના ભાવ થોડા મહિનાઓ પહેલા ૧૬ રૂા. સુધી આવ્યા હતા આજે એ જ ચોખા ૨૬ રૂા. મણ મળે છે ભાવબંધી પ્રમાણે અનાજ વેચતી સરકારી દુકાનોની સંખ્યા ૫૦ જેટલી છે. ૨૨ લાખની વસ્તીવાળા શહેરમાં આ ૫૦ દુકાનો ૨૦,૦૦૦ જેટલા માણસોની જરૂરિયાતો ય માંડમાંડ પૂરી શકે છે ! મૂઠી દાણાની આશાએ દુકાનો આગળ જામતી લોકોની લાંબી ને લાંબી કતારોનું દૃશ્ય પથ્થરી દિલમાં પણ કરુણા પેદા કરે તેવું હોય છે. આ ભૂખ્યા લોકોની ગિરદીમાં કદીક ધક્કા મુક્કી જામે છે, ત્યારે તો ને અફડાતફડીમાં માણસ ગભરાઇ, કચડાઇ મર્યાના બનાવોની ય કંઇ નવાઇ રહી નથી.

પાંચમી કતારિયાઓ લોકો ને પોલિસ વચ્ચે પલીતો ચાંપવા સદા ખડે પગે તૈયાર જ હોય છે એક કરતા વધારે વખત જાપાન વિમાનો આવી કલકત્તાના આ માનવસમુદાય પર મોતની આગ ઓકી ગયાં છે. પરદેશી હુમલાખોરોનો ભય તો હજી ય એમના પાંજરાં જેવાં હૈયાને ત્રાસથી ધબકાવી રહ્યો છે પરિસ્થિતિ રોજ વધુ ને વધુ વીફરતી જાય છે.

જનતા સરકાર પાસે અનાજ માગે છે અને પૂછે છે: અમારું ભૂખનું દુઃખ ક્યારે ભાગશે ? સરકાર ઘૂંટીઘૂંટીને એક જ જવાબ આપે છે: " ધીરજ રાખો, પરિસ્થિતિ તમારી જરૂર સુધરશે, પણ ક્યારે, તે કંઇ અમે કહી શકતા નથી "

ધૈર્યમૂર્તિ સમી બંગ ગૃહિણી પણ હવે તો રાહતની રાહ જોઇ જોઇ અકળાઇ ઊઠી હતી. ઘરનાં માણસોને, બાળબચ્ચાંને રોજ એના રસોડામાંથી ભૂખ્યા ઊઠતા એ વધુ વખત સહી શકી નહીં.

માર્ચની ૧૮ મીએ કલકત્તાની કામદાર મા, બેનો, ને દીકરીઓ કલકત્તાના રસ્તાઓ ભરી દેતી, રસોડા છોડી બહાર નીકળી આવી.

શહેરને ખૂણેખૂણેથી, ઉત્તર અને દક્ષિણના છ છ માઇલ દૂરના પરાંઓમાંથી ભેગી મળી ૫૦૦૦ સ્ત્રીઓએ બંગાળના પ્રધાનોને મળવા ભૂખે પેટ ધારાગૃહ તરફ કૂચ કરી. પોતાનાં જીવનની કઠિનાઇઓને દિવસે દિવસે વધતા જતા અન્નસંકટની કહાણી બંગાળના પ્રધાનો આગળ રજૂ કરી. એમાંથી રાહત માગવા આજે જુવાન અને વૃદ્ધ હિંદુ ને મુસ્લિમ સ્ત્રીઓ એક બીજાનો હાથ પકડી આગળ વધી રહી છે, કોઇના હાથમાં બાળકો છે, કોઇ ઘરડી માડી ચાલતા થાકી જાય છે, કેટલાયના પેટમાં તો બે ત્રણ દિવસથી ધાનનો દાણો ય પડ્યો નથી. ને રસ્તે ચાલતા તમ્મર આવે છે. સૌના મોં તપીને રાતાંચોળ થઇ ગયા છે.

તોપીગંજની ૮૦૦ મુસ્લીમ સ્ત્રીઓ પણ આજે પડદા મૂકી બહાર આવી છે. એ જ મુસ્લિમ

સ્ત્રીઓ સરઘસની વ્યવસ્થા જાળવવા સ્વયંસેવિકાઓ બની છે. સરઘસમાંથી પોકારો ઊઠે છે, "હિન્દુ–મુસ્લિમ એક હો." "કોન્ગ્રેસ લીગ એક હો." "રાષ્ટ્રીય સરકાર કાયમ કરો." "જપાનીઓને રોકો."

આ સ્ત્રીઓએ ધારાસભ્યો જોગા એમની માગણીઓના ખરડામાં કહ્યું છે: "હિંદુ ને મુસલમાન, છૂત અને અછૂત, અમે સૌ આજે એકસરખાં છીએ. કારણ કે ભૂખે અમને સૌને એક કર્યાં છે. દુશ્મનના આક્રમણનો ભય આજે અમને બધાંને એકસરખી રીતે ઘેરી વળ્યો છે. આ બધા સાથે લડવા ને ઝુઝવા માટે અમારે બધાંએ જીવવું છે, ને જીવવા માટે પેટપૂર અન્ન પણ અમને મળવું જ જોઇએ. ને એટલે જ બધી કોમો અને પક્ષોના પ્રતિનિધિઓ ભેગાં મળી અમે બધાં તમારી પાસે આવ્યાં છીએ. તમે પણ નફાખોરો અને અનાજચોરોનો સામનો કરવામાં અમને સહકાર આપો. સરકારી ગોટાળાઓ અને કાળાં બજારોને ખુલ્લાં પાડવામાં અમને સાથ આપો. આપણે સૌ એક થઇશું તો જપાનીઓ તથા આપણા બધા દુશ્મનોને આપણે હરાવી શકીશું."

મુસ્લિમ સ્ત્રીઓની આગેવાની લીધી હતી નજમુન્નિસા નામની ૧૯ વર્ષની કમ્યુનિસ્ટ છોકરીએ. કલકત્તાની મુસ્લિમ સ્ત્રીઓની સ્વરક્ષા-સમિતિની એ મંત્રી છે.

વિદ્યાર્થી સ્વયંસેવકો પણ સરઘસની સેવા માટે એમની બે ય બાજુ ચાલી રહ્યા હતા. ટ્રામવે કામદારોના સ્વયંસેવક દળે પણ સરઘસની મદદ માટે પોતાની સેવાઓ નોંધાવી હતી. આ ટ્રામવે કામદારોએ તો બોમ્બમારા વખતે ય પોતાના કામ પર ટકી રહી કલકત્તાની પ્રજાને એમનું ખમીર બતાવી આપ્યું હતું.

સરઘસ આખું ખુબ વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ ચાલતું હતું. ૫૦૦૦ સ્ત્રીઓનું સરઘસ રાહદારીઓનો માર્ગ રૂંધ્યા વિના ચાલી રહ્યું હતું. આ કૂચકદમ કરતી સ્ત્રીઓનો ઉત્સાહ ને સંગઠનમાંનો વિશ્વાસ પણ કંઇ અદ્ભૂત હતો. "જો સમિતિના સંગઠનને આપણે મજબૂત બનાવી શકીએ તો આપણે ધારીએ તે ચીજ પામી શકીએ." સરઘસની કતારોમાંથી અવાજ સંભળાતો હતો કેટલીક ઘરડી સ્ત્રીઓ આપણા બિરાદરોને કહી રહી હતી: "અમે તો જરૂર સરઘસમાં આવવાનાં. એમને અમારા પર ગોળીબાર કરવા હોય તો ય ભલેને કરે."

કલકત્તાના લોકો આ સરઘસનું દૃશ્ય આશ્ચર્યચકિત નયને જોઇ રહ્યા હતા. સૌની સહાનુભૂતિ આજે આ લોકો તરફ ઢળી રહી હતી. અજાણ્યા ને અણધાર્યા લોકોના મોંમાંથી સહાનુભૂતિના શબ્દો નીકળતા હતા. એક એંગ્લો ઇન્ડિયન પોલિસ સારજંટે એક ફેડનાર્ડને કહ્યું: "તમે જે કરો છો તે બરાબર જ છે એ વિષે કંઇ શંકા નથી." એક બિહારી પોલિસ કોન્સ્ટેબલે કહ્યું: "અમે ક્યાં નથી જાણતા અમારા લોકોના દુઃખ? અમારા કુટુંબો ય ઘેર ભૂખે મરે છે. આ રાજના કારભારીઓ વાતો તો કંઇ અલકમલકની કરે છે પણ કામ કશું જ કરતા નથી."

ધારાસભાગૃહ આગળ સરઘસ આવીને ઉભું રહ્યું. સરઘસના પ્રતિનિધિઓ સરકારના અનાજ અધિકારીઓને મળવા અંદર ગયા.

૧. અમારે માટે અનાજ પૂરવઠાની સગવડ કરો.
૨. શહેરમાં ને ખાસ કરીને કામદારોની વસ્તીવાળા લત્તાઓમાં સસ્તા અનાજની વધુ દુકાનો ખોલો.
૩. પહેલાના મુકરર કરેલા ભાવ મુજબ ૧૩–૪–૦ બંગાળી મણના ભાવે ચોખા મળવા જોઇએ.
૪. સંરક્ષણ સમિતિઓને માન્ય કરો ને ફક્ત ને ભેદકર સિવિક ગાર્ડોની જગાએ સમિતિના સ્વયંસેવક દળને અનાજની કતારોની વ્યવસ્થા કરવા દો.

બંગાળના વડા પ્રધાન મિ. હકે તો પોતાની લાચારી બતાવતાં કહ્યું: "હવેથી હું ય એક જ ટંક ભોજન કરીશ." એથી વધાર એ કંઇ કહી શક્યા નહિ. નાગરિક સંરક્ષણ ખાતાના પ્રધાન મિ. સંતોષ બસુએ વધુ સ્પષ્ટતા કરતા કહ્યું: "જ્યાં સુધી હિંદી સરકાર કંઇ કરે નહિ, ત્યાં સુધી બીજા પ્રાંતોમાંથી અમે અનાજ લાવી શકીએ જ નહિ. અમે અમારાથી બનતું કરીશું પણ આજે એને માટે અમે કોઇ જાતનું વચન આપી શકીએ નહિ."

બંગાળમાં અનાજની આવી કારમી કટોકટી છે તેવે વખતે હકક પ્રધાનમંડળ અસહાય ને લાચાર દશામાં છે. લોકો ભૂખે મરે છે, પણ પ્રધાનમંડળ એને માટે કંઇ જ કરી શકતું નથી.

શહેરી પૂરવઠા માટેના એક ખાસ અમલદાર મિ. પિનેલને બોલાવવામાં આવ્યા. એમણે આવીને પ્રધાનોની હાજરીમાં જે કાંઇ કહ્યું તે આ છે:

—ગામડામાં ખેડૂતોએ અનાજનો સંઘરો કર્યો છે:

—સંઘરો કરનારને પકડવા એ પણ એટલું જ અઘરું છે કારણ કે એકને પકડવાની ખબર પડતાં જ બીજા લોકો માલ બીજે સંતાડી દે છે.

—અનાજ સંઘરનાર માણસ પોતાનો જથ્થો સરકારમાં નોંધાવી દે એટલે એ સંઘરો કરનાર મટી જાય છે !

ને આ ખાસ અમલદાર સાહેબ પણ લોકોને તાત્કાલિક રાહત આપવા માટેનું કોઇ વચન આપી શક્યા નહિ

'પ્રજાકીય સરકાર'ને નામે કારભાર ચલાવનાર હકક પ્રધાનમંડળ દ્વારા જ નોકરશાહી નીતિનો અમલ બંગાળમાં આ રીતે થઇ રહ્યો છે !

પણ, ૫૦૦૦ સ્ત્રીઓએ કોઇ પણ જાતની સાફ ખાત્રી લીધા વિના ત્યાંથી પાછા જવાની સાફ ના પાડી કૉન્ગ્રેસ, મુસ્લિમ લીગ, હિંદુ મહાસભા તથા બીજા પક્ષોના ધારાસભ્યો પર દબાણ લાવવામાં આવ્યું. સંરક્ષણ સમિતિના પ્રતિનિધિઓ અને ધારાસભ્યો વચ્ચે ખુબ ચર્ચા થઇ. જનતાના આ દબાણને લીધે ધારાસભ્યોને વચન આપવાની ફરજ પડી: 'સરકાર આ બાબતમાં જરૂર પગલાં લેશે ને લોકોને મદદ કરશે.' ને તાત્કાલિક મદદ માટે ધારાસભ્યો તરફથી ભૂખકૂચ કરનારાંઓને ૧૦૦ મણ અનાજની ભેટ આપવામાં આવી હતી.

૧૦૦ મણ અનાજ એ બહુ નજીવી ચીજ છે. પણ ધારાસભ્યોની એ ભેટ એક પ્રતિક રૂપ છે. સરઘસમાંથી આત્મવિશ્વાસભર્યો અવાજ ઊઠયો, "અમને અમારી રોટી નહિ મળે ત્યા સુધી અમે ફરીફરીને અહીં આવવાના છીએ"

પાંચમી કતારના કરફેરણી ઓરોને પોલિસના વાહનો કંઈક અશુભની રાહ જોતાં સરઘસની બાજુમા જ ઊભાં હતાં. પણ એમને બેઉને સ્ત્રીઓની ચીવટભરી ને સચેત વ્યવસ્થા અને શિસ્તપાલનની તાકાતે નિરાશ કર્યાં.

કલકત્તાના રાજકીય બનાવોમા સ્ત્રીઓની આ ભૂખકૂચ તો એક ઐતિહાસિક બનાવ બની ગયો. કેટલાયે છાપાંઓના પ્રતિનિધિઓએ આ સરઘસના અનેક તરેહના ફોટાઓ લીધા હતા. સ્ત્રીઓની આત્મ-સંરક્ષણ સમિતિ વિષેની અનેક માહિતીઓ ભેગી કરી હતી. નોકરશાહી તો આ બનાવથી ખૂબજ ડઘાઇ ગઇ કે એણે કલકત્તાના છાપાંઓને આ બનાવ વિષે એક પણ અક્ષર છાપવાની મનાઇ ફરમાવી છે.

બીજે દિવસે ધારાસભાના સભ્યોએ સભામાં પૂછેલા અનેક પ્રશ્નોને લીધે ધારાસભાની કાર્યવાહીનો હેવાલ પણ છાપવાની મનાઇ ફરમાવવામાં આવી.

આ રીતે કોઇ પણ જાતના સમાચાર બહાર ન આવવાને કારણે પાંચમી કતારિયાઓએ ને બીજા પક્ષોએ આજુબાજુના ગામડાંઓમા તરેહ-તરેહની અફવાઓ ફેલાવી. "'ફૂડ'સાબના પત્નીએ તો કૂચમાં આવેલાં બધાં માણસોને લૂગડાં ને દાણાની લહાણી કરી, તમે પણ બધાં જાઓ એમના મહેલે. તમનેય દાણા ને લૂગડાં આપશે" કેટલાંક ગામડાંઓમાં તો કરફેરણીઓએ ઢોલ પીટીને લોકોને ભેગા કર્યાં ને આ વાત જાહેર કરી.

બીજા જ દિવસથી પડોશનાં ને ચોવીસ પરગણાંનાં ગામડાંઓમાંથી સેંકડો લોકોનાં નાનાં નાનાં ટોળાં કલકત્તા આવવા નીકળી પડ્યાં. કલકત્તામા આવી ગવર્નર સાહેબને બંગલે રોટી માટે ધા નાખવા ચાલી નીકળ્યાં ! નોકરશાહીએ તો મહેલના રક્ષણ માટે લાઠીધારી પોલિસની વ્યવસ્થા કરી મૂકી હતી.

રોટીરમખાણ અને પોલિસ આક્રમણની રાહ જોતા પાંચમી કતારિયાઓ ઑગસ્ટના બનાવોની જોવા માટે ટાંપીને બેસી રહ્યા હતા.

પણ કમ્યુનિસ્ટ પાર્ટી વખતસર સચેત બની: કલકત્તા જિલ્લાનો ને ચોવીસ પરગણાંની પાર્ટીનો એકે એક સભ્ય-સ્ત્રી અને પુરૂષ, પરાંના ને બજારના એકે એક રસ્તા પર વેરાઇ ગયાં. એ લોકો દિવસભર રસ્તાઓ પર ઉભાં રહી નાનાં નાનાં ગામડેથી ચાલ્યાં આવતા લોકોનાં અસંખ્ય ટોળાઓને પકડી પકડી સમજાવવા લાગ્યાં: અવ્યવસ્થિત અને અસંગઠિત ટોળાંઓમાં ગવર્નરને બંગલે જવું એ કેટલું જોખમભર્યું છે ? વ્યવસ્થિત અનાજ મેળવવા માટે સંગઠન અને તાકાત ભેગી કરવાની જરૂર છે. પહેલાં એને માટે તમારે ઝુંબેશ ચલાવવી જોઇએ. ત્યારબાદ ૧૭ મી માર્ચની ભૂખકૂચનો દાખલો આપી એમને સમજાવતા ને કોઇની 'કરફેરણીનો ભોગ બની પોલિસના દમનનો ખોરાક નહિ બનવા સમજાવી એમને પાછા વાળતા.

અંધાધુંધી ફેલાવીને ૧૭મી માર્ચના વ્યવસ્થિત સંગઠન પર પાણી ફેરવવા માગતા પાંચમી કતારિયાઓને આ રીતે બરાબર જવાબ આપવામાં આવ્યો. કલકત્તાની ભૂખ-કૂચે કામદાર વર્ગની ગૃહિણીને પણ સંગઠન અને એકતાની તાકાત માટે જાગૃત બનાવી દીધી છે. રસોડાની અસહ્ય હાડમારીએ અને કમ્યુનિસ્ટ બેનોની સખત જહેમતે આજે કલકત્તાની સ્ત્રી શક્તિને જાગૃત કરી દીધી છે. વર્ષોની રાષ્ટ્રીય ચળવળ જે જાગૃતિ સ્ત્રીઓમાં નહોતી આણી શકી એ આજે આ બેનોમાં આવી છે. કામદાર સ્ત્રીઓની આ ભૂખ-કૂચ એમની મધ્યમ વર્ગની બહેનોને જાગૃત કરી દેશાભિમાની ચળવળમાં આગેકૂચ કરવા હિંમત અને ઉત્સાહભરી પ્રેરણા આપે છે. આજસુધી દેશનાં કામોમાં નિરુત્સાહી રહેલા પુરૂષવર્ગને પણ બંગાળની આ સ્ત્રીશક્તિએ સચેત કરી દીધા છે. બંગાળની આ જાગૃત અને સંગઠિત તાકાત સામે ઊભા રહેવાની હિંમત કોણ કરશે ?

("જ્યોતિર્ધર")



—ડીસા હૉસ્પીટલમાં નોકરી કરતી એક નર્સની કમળા નામની પુત્રીએ પોતાની મરજી વિરુદ્ધ વેવિશાળ કરવામાં આવતાં કુવામાં પડી પોતાના જીવનનો કરૂણ અંત આણ્યો હતો.

—કુ. વીમળાબ્હેન ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ ૨૭ વર્ષની ઉંમરે ગઇ તા ૨૧ મીએ અવસાન પામ્યાં છે.

—અમદાવાદનાં જાણીતા સ્ત્રી કાર્યકર શ્રીમતી ઇન્દુમતી ચીમનલાલ શેઠનો સાબરમતી જેલમાંથી બીનશરતી છુટકારો થયો છે.

—કુ. મણીબ્હેન પટેલ તથા કુ મૃદુલા સારાભાઇ એ બન્નેની યરોડા જેલમાંથી મુંબાઇની આર્થરરોડ જેલ ખાતે બદલી કરવામાં આવી છે.

—વડોદરામાંથી પકડાયેલાં શ્રી. પુષ્પાબ્હેન ચો. પટેલ, અને શ્રી. સુકન્યા ૨. પટેલને છોડી મૂકવામાં આવ્યાં છે.

—સુરતમાં સરઘસ કાઢવા અંગે પકડાયેલા ગાઢુંગાના કુમારી રતનબેન નારણજી તન્નાને હિંદ રક્ષણ ધારા હેઠળ ત્રણ માસની કેદ અને રૂપીયા ૫૦ નો દંડ અથવા વધુ એક માસની કેદની સજા થઇ છે.

—લખનૌની જેલમાંથી ગયા ઓગસ્ટમાં હિંદ ધારા પ્રમાણે અટકમાં લેવાયેલા શ્રી. એસ. કે. કીચલુ, શ્રીમતી આશાલતા ત્રિપાઠી અને બીજા ૭ જણાને બિનશરતે છોડી મૂકવામાં આવ્યા છે.

—અમેરિકન લેખિકા પર્લબક ચીન જવા માટે ગોઠવણ કરી રહ્યાં છે થોડા સમયમાં ચીન પાછા જતાં મેડમ ચાગ કાઇ શેક જોડે તેઓ ચીન જશે. ચીનની મુલાકાતેથી પાછા ફરતાં તેઓ હિંદુસ્તાનની મુલાકાત લેશે એમ જણાયું છે.

—નીમાવરમમાં શ્રીમતી વેન્કાયામ્મા અને શ્રીમતી સુભદ્રાને ગયા ફેબ્રુઆરીમાં હિંદ સંરક્ષણ ધારા હેઠળ થયેલી બબ્બે વર્ષની સખત કેદની સજા ઘટાડીને સરકારે તે ત્રણ ત્રણ માસની કરી છે

—અમેરિકન પ્રમુખ રૂઝવેલ્ટે અમેરિકામાં જનની દિન પાળવા માટે આ અઠવાડીએ નીચેનો ઢંઢેરો પ્રગટાવ્યો છે:

લાખો અમેરિકન માતાઓ વિશેષ કરીને સમરાંગણમાં ઝૂઝનારા અમેરિકન યોદ્ધાઓની જનનીઓ અને અન્ય વિયોગી યુવતી માતાઓ, જેમના પતિ દૂર દેશાવરમાં છે, તેઓ યુદ્ધકાળના વિયોગની આકરી વેદનાઓ અને યાતનાઓ ભારે ખામોશીથી સહન કરી રહી છે: ઉપરાંત આપણા દેશની માતાઓ ખાસ કરીને વિજયને અર્થે આપણા સર્વાંગી યુદ્ધ પ્રયાસોમાં સહકાર આપી રહી છે અને પૂરી નિષ્ઠાથી યુદ્ધના ઉત્પાદનમાં સાથ આપે છે. એટલે હું, ફ્રેંકલીન ડી. રૂઝવેલ્ટ તે અમેરિકાનો પ્રમુખ આથી રાજ્યના અમલદારોને ફરમાવું છું કે ૯ મી મે ૧૯૪૩ ના રોજ સમસ્ત અમેરિકન જનની દિને તમામ સરકારી મકાનો પર અમેરિકાના ધ્વજ ચઢાવે; આ સાથે અમેરિકન પ્રજાને પણ મારું સૂચન છે કે સૌ પોતપોતાને ઘેર યા બીજા અનુકૂળ સ્થાને તે દહાડે ધ્વજ ફરકાવે અને એ રીતે અમેરિકાની જનનીઓ પ્રત્યેનો માતૃપ્રેમ અને તેમના પ્રત્યેનો આપણો આદરભાવ વ્યક્ત કરે. આપણી માતાઓ પ્રત્યેની આપણી સન્માનની લાગણી તે દહાડે યથાર્થ રૂપમાં બતાવી આપવાનું સૌ કોઇને મારું સૂચન છે.

### લગ્ન પ્રસંગ પર આફત

સુરતમાં વાડીફળીઆ પગથીઆ શેરીમાં લગ્ન પ્રસંગે જ એક મકાનનો માળ બેસી ગયો હતો. તેના પર આ વખતે પચીસેક સ્ત્રી-પુરૂષો અને બાળકો એકઠા થયેલાં તે તમામ પણ નીચે ગબડી પડયા હતા તે પૈકી બે સ્ત્રીઓ, એક બાળક અને એક પુરૂષને ઓછીવત્તી ઇજા થઇ હતી. તેમની તત્કાળ સારવાર કરવામાં આવી હતી.

આ બનાવ વેળાએ ત્યાં લગ્ન નિમિત્તે સારૂં જેવું લોક એકઠું થયું હતું અને તેમનામાં એકાએક બનેલા આ બનાવથી ગભરાટ ફેલાયો હતો. લગ્નવિધિ પણ એકાએક બંધ કરી દેવામાં આવી હોવાનું જણાય છે.

### હિન્દુ લગ્ન અને વારસા બિલોનો વિરોધ

હિન્દુ લગ્નોની અત્યારની અનિષ્ટ પ્રથામાં ફેરફાર કરીને બહુપત્નીત્વને નાબૂદ કરવા માટેના તથા પુત્રીઓની અવગણનાને બદલે પુત્રો જેટલો જ વારસાનો તેમનો અધિકાર માન્ય રાખવા માટેનાં જે બિલો વડી ધારાસભામાં લાવવામાં આવ્યાં છે તેનો વિરોધ કરવાને કેટલાક ધાર્મિક હિન્દુઓ ગીતામંદિરમાં શુક્રવારના રોજ શેઠશ્રી બાલાભાઇ ગીરધરલાલના પ્રમુખપદે એકઠા થયા હતા અને એ બિલોને ધર્મમાં દખલગીરીરૂપ ગણાવીને પ્રો. જયેન્દ્રરાય દફતરીએ તેમનો વિરોધ કરતો ઠરાવ રજુ કર્યો હતો

# નોંધ



'ગુણસુન્દરી'ના આદ્યતંત્રી અને સંસ્થાપક, ગુજરાતી બહેનોના પરમ સેવક, ગુજરાતના સુપ્રસિદ્ધ સાહિત્યકાર અને સેવાભાવિ સજ્જન, લુણાવાડાના દિવાન, શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્માના ગઇ તા. ૫ મીની મોડી રાત્રે, સુરતમાં થયેલાં અકાળ અવસાનના સમાચારથી 'ગુણસુન્દરી'નો વાચકવર્ગ ભાગ્યે જ અજ્ઞાત હશે.



**દુઃખદ વિદાય**

૧૯૩૬ ના જુન માસમાં, લુણાવાડાનું દિવાનપદ સંભાળવા માટે શ્રી જયકૃષ્ણભાઇએ-જેઓ મોટે ભાગે તો 'વર્માભાઈ'-ના વ્હાલસોયા નામે જ પરિચિત હતા-' ગુણસુન્દરી'નો તંત્રભાર પોતાને માથેથી ઉતારી નાખીને, ' ગુણસુન્દરી 'ના વિશાળ વાચક સમુદાયની વિદાય લીધી હતી. તે વેળા, અતિ દુઃખદ છતાં, એ વિદાય સહ્ય હતી. પણ, એ ભાર માથેથી ઉતાર્યા પછી, ગણતરીના જ વર્ષોમાં, જીવનનો સમગ્ર ભાર ઉતારી દઇને, આપણને બધાને છોડી દઇને, શ્રી. વર્માભાઇ, ચાલી જશે, એવી સ્વપ્ને પણ કલ્પના ન હતી. સાચે સાચ, એમ બન્યા પછી પણ, એ માનવાને મન માનતું નથી.

છતાં કાળની લીલા ગહન છે. એનાં ચક્રો સતત ગતિમાન રહે છે અને એમાં એની અડફેટમાં જે કોઇ આવી જાય તેને કાળ ભગવાન પોતાના જડબામાં ઝડપી લે છે. એ વખતે નથી જોવાતી વય, નથી જોવાતી જરૂરીયાત કે નથી જોવાતું માનવીનું મહત્વ. ઈશ્વરે કરેલું નિર્માણ, સૌએ ભોગવવાનું જ હોય છે. એ વાત સમજાતી હોવા છતાં, શ્રી. વર્માભાઇ માટે વિધિએ કરેલાં નિર્માણ સામે, દિલ, બળવો પોકારવાને તત્પર બની જાય છે.

**હજી મનાતું નથી**

વર્માભાઇ નથી એ વાત હજી માન્યામાં આવતી નથી. અને છતાં, એ હકીકત છે જેનો ઇન્કાર કોઇથી કરી શકાય એમ નથી.

માત્ર ૪૯ વર્ષની વયમાં ઘણી ઘણી મહત્વાકાંક્ષાઓને, અપૂર્ણ છોડીને જ, વર્માભાઇ ચાલી ગયા છે. એમના જવાથી, એમનાં વયોવૃદ્ધ માતાપિતાએ, જીવનની આખર અવસ્થામાં પોતાનો એકનો એક પુત્ર,-પોતાનું અમોલ ધન-ગુમાવ્યો છે; એમનાં યુવાન પત્નીએ, સૌભાગ્ય અને તેની સાથોસાથ સર્વસ્વ ગુમાવ્યું છે: બહેનોએ વ્હાલસોઇ હુંફ ગુમાવી છે. બાળકોએ, માથાં પરનું છત્ર ગુમાવ્યું છે અને અમારા જેવા અનેક સ્નેહી-સંબંધીઓની મોટી હુંફ ચાલી ગઇ છે.

**ગુજરાતની ખોટ**

અને ગુજરાતે કાંઇ ઓછું નથી ગુમાવ્યું. ગુજરાતની 'ગુણસુન્દરી'ઓએ તેમના હિતને માટે, પોતાનાથી બની શકતી મદદ આપનારો એક વીર ગુમાવ્યો છે. અનેક સંસ્થાઓએ પોતાનો એક પરમ શુભેચ્છક ગુમાવ્યો છે અને એ બધા ઉપરાંત, ગુજરાતે એમના દ્વારા એક સંસ્કારી સજ્જન ગુમાવ્યો છે લુણાવાડાના દિવાનપદના થોડાંક વર્ષોનો જ એમનો કારભાર, તેમનાં રાજા-પ્રજા ઉભય પ્રત્યેનાં કર્તવ્યની સુવાસ પમરાવી ચૂક્યો છે આમ એક વર્માભાઇ જતાં, અનેકની આંખો આજે ચોધાર આંસુ સારી રહી છે. એ આંસુઓ સાથે, 'અમે અમારાં

આંસુઓ પણ મેળવીએ છીએ અને વર્માભાઇના વયોવૃદ્ધ માતાપિતા તથા યુવાન પત્ની પ્રત્યે, અમારી ઊંડી સહાનુભૂતિ વ્યક્ત કરવા સાથે, તેમની સાથે આંસુ સારનારો પણ મોટો સમૂહ છે એમાંથી આશ્વાસન મેળવવાને તેઓને વિનવીએ છીએ.

**અમારી ખોટ**

વર્માભાઇના જવાથી, ' ગુણસુન્દરી ' પાંગળું બન્યું છે. તેમની ઓથ અને હુંફથી, કપરા કાળમાં પણ, આ પત્રે ગુજરાતી બહેનોની બની શકતી સેવા કરવાની ચાલુ રાખી હતી. તેમનાં સલાહ, સૂચના, હંમેશાં, એના સંચાલનમાં માર્ગદર્શક બન્યાં હતાં. ' ગુણસુન્દરી ' તેમનું બાળક હતું અને એક પિતા જેટલો જ સ્નેહ તેમણે આ અપત્ય પ્રત્યે દાખવ્યો હતો. એ સ્નેહ, એ પ્રેમ અને એ વાત્સલ્ય હવે મળશે નહિ, એ વાત ' ગુણસુન્દરી 'ને પરમ શોકમાં મૂકી દે છે.

પણ ' ગુણસુન્દરી 'નું કર્તવ્ય એટલેથી પૂરું થતું નથી. ' ગુણસુન્દરી 'ને આજની સ્થિતિએ લાવવા માટે વર્માભાઇએ તન, મન અને ધનનો ભોગ આપેલો છે, એ વાત ભૂલાય એવી નથી. એટલે ' ગુણસુન્દરી 'નું શ્રી. વર્માભાઇ પ્રત્યે ચોક્કસ કર્તવ્ય છે. એ કર્તવ્યનું પાલન કરવાનો ધર્મ ' ગુણસુન્દરી ' ચૂકશે નહિ.

**વર્મા સ્મારક અંક**

એટલે જ, એ કર્તવ્યનાં પાલન માટે, ' ગુણસુન્દરી ' ઉદ્યુક્ત થયું છે. અને 'ગુણસુન્દરી'નો આવતો-જુલાઇ અને ઓગસ્ટ માસનો સંયુક્ત અંક ' વર્મા સ્મારક અંક ' તરીકે તા. ૧ લી ઓગસ્ટે પ્રકટ કરવાનો અમે નિરધાર કર્યો છે. એ ખાસ સ્મારક અંકમાં બે વિભાગો રાખવાની યોજના કરવામાં આવી છે. એક વિભાગમાં શ્રી. વર્માભાઇ વિષેના જ, તેમનાં કાર્ય સ્વભાવ, સ્મરણ વગેરેને લગતા તેમ જ જુદાં જુદાં ક્ષેત્રોમાં તેમણે કરેલી સેવાઓનું ગુણદર્શન કરાવતા લેખો સ્થાન પામશે. બીજા વિભાગમાં સાહિત્યકૃતિઓને સ્થાન આપવામાં આવશે. શ્રી. વર્માભાઇ પોતે સાહિત્યકાર હતા અને વર્ષો સુધી ' ગુણસુન્દરી ' દ્વારા અને બીજી રીતે તેમણે સાહિત્યની સેવા કરી હતી, એટલે ગુજરાતના સાહિત્યકારો તરફથી તેમના પ્રત્યે બંધુકૃત્ય બનાવવામાં આવે એવી અપેક્ષા અમે રાખી છે. આમ બીજા વિભાગમાં વાર્તા, કવિતા, નિબંધ, વિવેચન, નાટિકા વગેરે સાહિત્યનાં અનેક અંગોપાંગોને સ્થાન મળશે. આ રીતે ' વર્મા સ્મારક અંક 'ને વર્માભાઇનાં જીવન અને કાર્ય ઉપરાંત સાહિત્યની દૃષ્ટિએ પણ વાચનીય અને સંગ્રહણીય બનાવવાની ઇચ્છા, અમે સેવીએ છીએ.

આ હેતુને લક્ષમાં રાખીને, અમે, આ અંકમાં, શ્રી. વર્માભાઇ વિષે કંઇ લખાણ પ્રકટ કરતાં નથી. તેમનાં જીવનની ઝાંખી રૂપરેખા આપીને અમે આજે સંતોષ લઇએ છીએ.

**સહકારનું આમંત્રણ**

શ્રી વર્માભાઇના સંબંધમાં આવનારી અનેક વ્યક્તિઓને, તેમ જ તેમના પ્રત્યે સદ્ભાવના ધરાવનાર, સૌ કોઇને અમે આ અંકમાં સહકાર આપવાનું આગ્રહભર્યું આમંત્રણ કરીએ છીએ. ' વર્મા સ્મારક અંક 'નું ખાસ સંપાદન કાર્ય, તેમના વર્ષોના સાથી અને ' ગુણસુન્દરી 'ના આગલા તંત્રી શ્રી ચંદ્રશ ઠ. શુક્લને સોંપવામાં આવ્યું છે. તેમણે શ્રી વર્માભાઇ પ્રત્યેનું કર્તવ્ય સમજીને, જ એ કાર્ય સ્વીકાર્યું છે. તેમને સર્વ રીતનો સહકાર આપવાની અમે સૌને વિનતિ કરીએ છીએ.

**સતત કાર્યરત**

વર્માભાઇનું જીવન હમેશાં કાર્યરત હતું. કોઇ પણ ઘડીએ તેમને નકામા બેઠેલા કોઇએ જોયા નહિ હોય. સતત કર્તવ્યપરાયણ રહીને તેમણે તેમની શક્તિ અનુસાર જનસમાજની, જ્ઞાતિની, સાહિત્યની સેવાઓ કરી છે. એમની એ સેવાઓનું સ્મરણ કરીને તેમણે ચીંધેલા ચીલા પર આગળ વધવાને કર્તવ્યશીલ બનવાનું આપણું કર્તવ્ય છે.

વર્માભાઇના અવસાનથી તેમનાં વયોવૃદ્ધ માતાપિતા, યુવાન વિધવા, બહેનો, બાળકો પર આવી પડેલા આઘાત પ્રત્યે અમે ઊંડી સહાનુભૂતિની લાગણી દાખવીએ છીએ. એ આઘાત સહન કરવાનું પ્રભુ સૌને બળ આપો એવી અમે પ્રાર્થના કરીએ છીએ.

**કેળવણીનો વણખેડયો પ્રદેશ :**

આજની કેળવણી અનેક વિષયોનું સમર્થન કરાવે છે. વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, તથા બીજા અનેક શાસ્ત્રો તરફ તેણે રોકાવ્યું છે. પણ એનો એક પ્રદેશ આજ વર્ષો થયા પણ વણખેડયો જ રહ્યો છે. એ વણખેડયો પ્રદેશ અતિ સૂક્ષ્મ છતાં મહાન છે. સામાન્ય માણસો સમજી શકે છે કે જીવન આચાર અને વિચાર પર જ અવલંબી રહ્યું છે, આચાર ને વિચારને છૂટા ન પાડી શકાય, તેવા જીવનના અતિ સુક્ષ્મ ભાગો છે. કોણ જાણે આજની પ્રગતિશીલ કેળવણીમાં આ બંને કેવી રીતે ભિન્ન રહી શકયા છે તે વિચારવા જેવી વાત છે ? અને આજે તો કેળવણીએ વિચારજીવન ઉપર એટલો બધો ભાર મૂકયો છે કે આચારજીવન પણ હોઇ શકે એ વાત ઘણી વખત ધૂમ્મસ જેવી લાગવા માંડે છે. પણ મનુષ્યત્વના સંપૂર્ણ વિકાસ માટે એના જીવનમાં આ બન્ને વસ્તુની આવશ્યક્તા છે. કેવળ વિચાર ગમે તેવા ભવ્ય હોય પણ તેની ભવ્યતા આચારમાં મૂકવાથી જ સ્પષ્ટ જણાઇ આવે છે; આચારને પરિણામે જીવન ક્રીયાવંતુ બને છે, એટલે આજે જે Actual actions-જેને વૈજ્ઞાનિકો Experiments કહે છે તેવા પ્રયોગો કેળવણીનાં ક્ષેત્રમાં ખૂબ જ આવશ્યક છે. કદાચ વિજ્ઞાન જેવા વિષયમાં સ્થૂલ પદાર્થો કે રસાયણશાસ્ત્રમાં બે chemicalsનું mescture કરતાં શિખવે, પરંતુ એક સુંદર વિચારને સારી રીતે રજુ કરવાની શક્તિ ખિલવી ન શકાય ત્યાં સુધી તેની કિંમત કેવી રીતે અંકાય ? વ્યક્તિત્વની પ્રબળ ભાવના વિચાર અને આચાર ઉપર જ અવલંબે છે. હા; એ ભાવનાને મૂર્તિમંત કરવા માટે વ્યક્તિની આસપાસના સંજોગો જેવા કે સામાજિક રાષ્ટ્રીય અને ધાર્મિક કારણો હોય એમ આપણે કબુલ કરીએ પણ કેળવણી માત્ર વિચારજીવન ઉપર જ ભાર મૂકે તે સર્વાંશે ઉત્તમ ન જ કહી શકાય. આજે ઇતિહાસો શિખવાય છે; સ્વાર્પણની વાતો કરવામાં આવે છે. પુસ્તકોમાંથી બલિદાનોની ગાથાઓ ઉકેલાય છે. પણ 'સાહિત્ય અને જીવન' એ બે તદ્દન ભિન્ન જ છે એટલે કે સાંભળવાનું, સમજવાનું, અને જીવનમા ઉતારવાનું એ તદ્દન નિરાળી જ વાતો હોય. તેમ આજે મોટા ભાગના બનેલાં માની બેઠા છે. એનો દોષ એકલો વ્યક્તિને માથે નથી પણ સમસ્ત કેળવણીને માથે છે. ખરી રીતે સાહિત્ય એ જીવન છે અને જીવન એ સાહિત્ય છે એમ સમજી; સમજીને આગળ ધપવાનું છે. શિવાજી આપણા જેવો જ કાળા માથાનો માનવી હતો. પણ તેનો રાષ્ટ્રપ્રેમ કેટલો બધો તીવ્ર હતો કે તેણે મોટા મોગલ સામ્રાજ્ય સામે જેહાદ જગાવી અને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું. આપણે એના જ કાળા માથાનાં માનવી છીએ. કરીએ તો આકાશનાં કુસુમો પણ નીચે લાવી શકીએ, જો બધા જ આવી રાષ્ટ્રપ્રેમની ભાવનાઓને આચારમાં મૂકવા માંડે તો જરૂર સ્વરાજ્ય એની મેળે પ્રાપ્ત થાય. આવા અનેક ભાવનાઓ યુવકો સેવે છે પણ તે મૂર્તિમંત કરી શકતા નથી. તેનું મુખ્ય કારણ બીજા આવડત જ. વિચાર કરે છે પણ આચારમાં મૂકતાં જ નથી ફાવતું. પ્રખર કેળવણીકારોએ આ વસ્તુ પર વિચાર કરવો ઘટે છે. ને આ વણખેડયા વિષયને હાથમાં લઇ વિચારજીવન સાથે મેળવી દેવો જોઇએ.

---



---

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી - નાગરદાસ ઇ. પટેલ, મલાડ
વર્ષ ૧૩ : અંક ૬ | પુસ્તક ૧૩ | જુન : ૧૯૪૩

# ચાકર રાખોજી!

મને ચાકર રાખોજી!
ગિરધારીલાલ! ચાકર રાખોજી!

ચાકર રહસું, બાગ લગાસું,
નિત ઉઠ દરસણ પાસુંજી,
બ્રિંદ્રાબન કી કુંજ ગલનમેં
તેરી લીલા ગાસુંજી—ચાકર૦

ચાકરીમેં દરસણ પાઉં
સુમિરણ પાઉં ખરચી.
ભાવભગત જાગીરી પાઉં
તીનો બાતાં સરસી—ચાકર૦

મોર મુગુટ પિતાંબર સોહે
ગલ વૈજન્તી માલા.
બ્રિન્દાબનમેં ધેનુ ચરાવે
મોહન મુરલીવાલા—ચાકર૦

મીરાં કે પ્રભુ ગહિરગંભીરા
સદા રહોજી ધીરા
આધી રાત પ્રભુ દરસન દે હૈં
પ્રેમ નદી કે તીરા—ચાકર૦

મીરાંબાઇ

# ભગવો ઝંડો

શિવાજીના ગુરૂ સમર્થ રામદાસ સ્વામી હતા. એમણે શિવાજીને ગુરૂમંત્ર આપ્યો હતો અને હિંદુ ધર્મનો પુનરુદ્ધાર તારા હાથે થશે એવો આશીર્વાદ પણ આપ્યો હતો.

એક વખત રામદાસ સ્વામી ફરતા ફરતા શિવાજીની રાજધાની રાયગઢમાં આવ્યા. મહેલને દરવાજેથી ' ભિક્ષ ન્દેહી ' એમ બોલી બુલંદ અવાજે ભિક્ષા માગી. શિવાજીએ એમનો સાદ સાંભળ્યો.

આવા સમર્થ પુરુષને શું આપવું ? શિવાજીએ તરત જ વિચાર કરી દીધો અને એક કાગળમાં સહી શિક્કા સાથે પોતાનું આખું રાજ્ય રામદાસ સ્વામીને અર્પણ કર્યાનો લેખ લખીને એ કાગળ રામદાસ સ્વામીની ઝોળીમાં નખાવી દીધો, અને પોતે માથું નમાવી ઊભો રહ્યો.

રામદાસ સ્વામીએ કાગળ જોઇને કહ્યું: ' આને તે હું શું કરૂં ? મને તો પાશેર ચોખા જોઇએ. '

' જે હતું તે હું આપી ચૂકયો ' શિવાજીએ નમ્રતાથી જણાવ્યું. ' મારી પાસે હવે કૈં નથી. '

સ્વામીજીએ ધ્યાન દઇને કાગળ વાંચ્યો અને શિવાજીના કહેવાનો અર્થ સમજ્યા એટલે એ હસીને બોલ્યાઃ ' તેં તો બધું યે આપી દીધું ! હવે તું શું કરીશ ? '

' આપના ચરણકમળની સેવા ! ' શિવાજીએ નમ્ર ભાવે જવાબ આપ્યો.

એ સાંભળી રામદાસ સ્વામી ખૂબ પ્રસન્ન થયા અને બોલ્યાઃ ' બેટા ! તારી ભિક્ષા હું સ્વીકારૂં છું. પણ મારે એ માયા ન જોઇએ. મારી વતીનું આ રાજ્ય તું ચલાવ અને હિંદુ ધર્મનું ગૌરવ વધાર. '

શિવાજીએ ગુરુની આજ્ઞા માથે ચડાવી અને રાજગાદી પર ગુરુની પાવડી પધરાવી એમના વતી રાજકાર ચલાવવા માંડયો, અને પોતાનું રાજ્ય સાધુની પ્રસાદી છે એના પ્રતીકરૂપે એણે મરાઠી રાજ્યનો વાવટો ભગવા ઝંડાનો રાખ્યો.

નાગરદાસ ઇ. પટેલ

# લાડુભટ્ટ

o

મારૂં નામ લાડુભટ્ટ
મારી વાત સીધી સટ. મારૂં.

ગોળ ગોળ લાડુની ગોળી, ગળતો હું ઝટપટ;
ગોળફાંદ પર હાથ ફેરવી, ઘોરું ઘરરર ઘટ્ટ. મારૂં. ૧
દાળશાકની સામે ન જોઉં, લાડુ કરતો ચટ્ટ;
ભાત અથાણાં ભાળીને હું, ખીજાઇ કહું જા હટ્ટ. મારૂં. ૨
લચપચતા લાડુ જમવાની, મને પડી છે લત,
લાડુની જપમાળ જપું હું, બીજી ન કંઇ નિસબત. મારૂં ૩
લાડુ ગોળી ગળી ગળીને, થયો શરીરે લટ્ટ;
ધીંગું ઘડણું શરીર મારૂં, સૌ પર પાડે વટ. મારૂં. ૪
સુરજ ચાંદો મુજને જોતાં, છુપાય વાદળ પટ;
ભુલથી ભટજી ગળી જશે, તો પડશે મહાઆફત. મારૂં. ૫

શ્રી. મહીપત જોષી

o o o

# મીંડાંની મોટાઈ

| | |
|---|---|
| અક = દુઃખ | અંક = ખોળો |
| અગ = ઝાડ, પર્વત | અંગ = શરીર |
| અચલ = સ્થિર | અંચલ = પાલવ |
| અડ = આડાઇ, આંટ | અંડ = ઈંડું |
| અધ = અધું | અંધ = આંધળું |
| અજલ = પાણી વિનાનું | અંજલ = દાણા પાણીનું નિર્માણ. |
| અબ = અત્યારે | અંબ = પાણી |
| અત્ર = અહીં | અંત્ર = આંતરડું |
| અહ = દિવસ | અંહ = ખુમારીનો ઉદ્ગાર |
| અબુ = અણુસમજુ | અંબુ = પાણી |

શ્રી. મહીપત જોષી

# દેશ દેશનાં હરણો

( ગયા અંકથી ચાલુ )

જેમ્સ-બોકના જવાને થોડી વાર થયા પછી પ્રમુખની આજ્ઞાથી એક ઊંચાં વળેલાં વળદાર શિંગડાંવાળું બીજી જાતનું હરણ ત્યાં આવીને ઊભું. એની ઓળખાણ આપતા પ્રમુખ બોલ્યાઃ ' આ હરણ પણ આફ્રિકાનું વતની છે એને હાર્ટબીસ્ટ (Hartebeest) કહે છે. એ મોટે ભાગે દક્ષિણ આફ્રિકા બાજુ વસે છે '

' આ પ્રાણીનાં શિંગડાંની તમે નોંધ કરો. માથા આગળથી તે જાડાં અને વજનદાર તેમ જ વળદાર છે. ત્યાંથી વળાંક લઇ વળી પાછાં ઊંચા ઊગ્યાં છે, અને વળી એણે પાછલી બાજુ વળાંક લીધો છે. એનાં વાંકાં શિંગડાંના છેડાઓ અણીદાર છે એ તમે જોઇ શકો છો.'

' મૃગની જાતનાં બીજાં પ્રાણીઓમાં જે ચપળતા હોય છે તેનો આ પ્રાણીમાં સામાન્ય રીતે અભાવ છે. એનામાં બીજાં હરણ જેટલી ગતિ નથી. હરણની દોડ, જે જગતભરમાં વખણાય છે, તે નજરે જોતાં આપણું આ જાતભાઇ પછાત ગણાય. એમ છતા એ લાંબા અંતર સુધી જરૂર પડે તો પ્રાણરક્ષા માટે દોડી શકે છે, એની ના નહિ. એ સિવાય અરેખરી આફત આવી જ પડે, અને નાસવાનો માર્ગ ન રહે તો આગળના ઢુંટણ ઉપર શરીર ટેકવી પોતાના શિંગડાનો ઉપયોગ કરી એ વીજળીની ઝડપથી પોતાના દુશ્મન ઉપર જોરદાર હલ્લો કરે છે અને એને હંફાવી દે છે. આ પ્રાણી વિષે બીજી ખાસ વાત કહેવા જેવી નથી. '

પ્રમુખની આજ્ઞાથી હાર્ટબીસ્ટ સર્વને નમન કરી પોતાની જગ્યાએ બેસી ગયું.

એના જવા પછી એક નવીન વિચિત્ર જાતનું પ્રાણી પ્રમુખની નજીક આવ્યું. આ વિચિત્ર પ્રાણીને બધા ધારી ધારીને જોઇ રહ્યાં.

પ્રમુખે કહ્યું ' તમને આ પ્રાણીને જોઇને નવાઇ લાગે છે. તમારામાના ઘણાને તો એમ પણ થતું હશે કે આ આપણું જાતભાઇ હશે કે કેમ ? તમને એમ પણ શંકા થતી હશે કે આ તે ઘોડો છે, પાડો છે, આખલો છે કે હરણ છે ? ખરી વાત તો એ છે કે એની દેહરચના આ બધાં જૂદા જૂદાં પ્રાણીઓને ઘણે અંશે મળતી આવે છે.

' આ પ્રાણી આપણું જાતભાઇ છે. એ સાબરના વર્ગનું ગણી શકાય. એ દક્ષિણ આફ્રિકાનું વતની છે. એને નૂ ( Gnoo ) કહે છે. દક્ષિણ આફ્રિકાના વિશાળ મેદાનોમાં નૂ મૃગ ટોળાબંધ રહે છે નૂની ઘણી જાતો છે. આ પ્રાણી દેખાવમા ખૂબ વિચિત્ર છે. એનું માથું જુઓ. ખૂબ વિકરાળ અને ઝનૂની દેખાવનું છે. એના શિંગડા જુઓ. તદ્દન વિચિત્ર છે. વચ્ચેથી કમાન માફક વળેલા છે અને આગળથી ખંજર માફક અણીદાર છે. એનુ નાક આપણા બીજા જાતભાઇઓ જેવું નથી પણ ખૂબ મોટું ને ચપટું છે. એની પૂંછડી જુઓ. એ લાંબી ને મોટામોટા વાળથી ઢંકાયેલી છે. આ પ્રાણીઓ ટોળાબંધી રહે છે એ વાત મેં ઉપર જણાવી છે. ટોળાબંધી રહેવા ઉપરાંત તેમનાં ટોળા આફ્રિકામા વસતાં ઝીબ્રા,

શાહમૃગ, જીરાફ વગેરે પ્રાણીઓની સાથે પણ વસે છે. આપણી હરણની આખી જાતમાં અનેક પ્રકારની વિચિત્રતાઓથી ભરેલું આ 'નૂ' પ્રાણી ખાસ નોંધપાત્ર છે.'

એની ઓળખાણ પૂરી થઇ એટલે નૂ એની જગાએ જઇને બેસી ગયું.

પ્રમુખે એક બીજા મૃગને નજીક બોલાવ્યું અને એની ઓળખાણ આપતાં કહ્યુંઃ 'એક ખૂબ દેખાવડા અને દમામદાર મૃગની હવે હું તમને ઓળખાણ આપું છું. આ મૃગ પણ દક્ષિણ આફ્રિકાનું વતની છે. એને કૂડૂ ( Koodoo ) કહે છે. આ પ્રાણી પગથી ખભા લગી લગભગ ચાર ફૂટ ઊંચું હોય છે. એના શરીરની ચામડી ઉપર વીજળીના ઝબકારા જેવા સુંદર પટ્ટા હોય છે. આ પટ્ટાને લીધે એની શોભા અને ગૌરવ વધી જાય છે. તમે જુઓ છો કે એનું શરીર પણ માંસલ અને ભરાવદાર છે. આ કારણથી એ બળવાન અને હૃષ્ટપુષ્ટ તેમ જ દમામદાર જણાય છે.

'એના શરીરની શોભા એના શિંગડાથી પણ સારી રીતે વધે છે. એનાં શિંગડાં ખાસ્સાં ૩ ફૂટ જેટલાં લાંબાં છે. આ શિંગડા વળાંકવાળા હોવાથી કૂડૂ વિશેષ દમામદાર દેખાય છે.'

'કૂડૂ મોટે ભાગે મેદાનોમાં વસતું નથી પણ ગીચ ઝાડીવાળા પ્રદેશમાં વસે છે. તમને નવાઇ લાગશે કે ઝાડીમાં વસવાટ કરવાથી ઘણી વાર એનાં શિંગડાં ઝાડમાં ભરાઇ જતાં હશે અને એ ભારે સંકટમાં આવી પડતું હશે; પણ ખરી રીતે એમ નથી. એ જ્યારે ઝાડીઓમાં ચાલે છે ત્યારે માથું એવી રીતે ઊંચું રાખે છે કે એના શિંગડાં એની પીઠ ઉપર ફેલાય છે. આ રીતે શિંગડાં ઝાડીમાં ભરાઇ જવાનો ભય એને રહેતો નથી.',

કૂડૂ પણ પ્રમુખની ઇસારતથી પોતાની જગાએ જઇને બેસી ગયું. ( સંપૂર્ણ )

**શ્રી. રમણલાલ નાનાલાલ શાહ**

卐

# હ્રસ્વ અને દીર્ઘ

| | |
|---|---|
| કુલ = એકંદર | કૂલ = કિનારો |
| ગુણ = ગુણ સદ્‌ગુણ ધર્મ | ગૂણ = થેલો, કોથળો |
| અસુર = દૈત્ય | અસૂર = મોડું |
| પુર = શહેર | પૂર = પૂરેપૂરું |
| બુંદ = ઘી | બૂંદ = ( રમતમાં ) છેલ્લું ઘર |
| મુરત = શુભ સમય | મૂરત = મૂર્તિ |
| રુખ = ચહેરો | રૂખ = વિચાર, અટકળ |
| તુક = બીજ | તૂક = કવિતાની કડી |

**શ્રી મહીપત જોષી**

# કાળીઆરની કહાણી

મીઠાશભર્યા સાદે કાળીઆર કહેવા લાગ્યું: ' એક વાત જાણવા જેવી છે, અને તે એ કે સરજનહારની આ સૃષ્ટિમાં માત્ર ઓસ્ટ્રેલિયા ખંડ બાદ કરીએ તો જગતનો એક પણ દેશ એવો નથી કે જ્યાં એક અથવા બીજી જાતનાં હરણની વસ્તી ન હોય. આફ્રિકાના ગરમ મુલકની વાત કરો, અથવા ઉત્તરના શીત પ્રદેશની વાત કરો–એક યા બીજી જાતનો હરણ તમને જરૂર મળશે. આ રીતે તમે જોઈ શકશો કે જગતમાં આપણી વસ્તી ખૂબ વિશાળ પ્રમાણમાં છે.

' આપણે ખડ ખાનાર વર્ગનાં પ્રાણીઓ છીએ એ વાત તો તમે બધાં સારી રીતે જાણો છો. હરણનું ખરૂં બળ એમના પગમાં છે. આપણી નાત ખૂબ જ ચપળ અને તેજીલી ગણાય છે. ભયની સામે આપણે મોટે ભાગે આપણું રક્ષણ ખૂબ ચપળતાથી નાસી જઈને જ કરીએ છીએ. બનતા લગી આપણે સામા થઈને યુદ્ધ કરતાં નથી. આપણે ખૂબ ઝડપથી લાંબાલાંબા ઠેકડા મારી શકીએ છીએ, અને આપણી જોડે દોડવાની હરીફાઈમાં ઘોડો પણ ઊતરી શકે એમ નથી. '

' હરણમાં ઘણી જાતો છે, અને એ વિશે તમને હવે પછી જણાવવામાં આવશે. હું મારી પોતાની વાત કરૂં છું. હું કાળીઆર નામથી ઓળખાઉં છું. અમારી જાતનાં હરણોમાં નરને શિંગડાં ઊગે છે—માંદાને ઊગતાં નથી. '

' બીજી વાત એ છે કે અમે ૨૦–૨૫ ના ટોળામાં રહીએ છીએ. અમારામાં એક નરને અનેક માંદાઓ હોય છે. અમે ટોળાબંધ સાથે રહીએ છીએ છતાં અંદર આપસ આપસમાં લડાઈ–ટંટો કરતાં નથી. જંગલમાં ઘાસ–ચારો, અથવા ખેતરમાં લાગ મળે તો પેસી જઈ ખેડૂતનો પાક અમે ખાઈએ છીએ. અમારૂં માંસ બહુ જ સ્વાદિષ્ટ હોવાને લીધે અમારો શિકાર કરવાની માણસોને ભારે મજા પડે છે.

' માણસોએ વળી બીજી પણ યુક્તિ શોધી રાખી છે. આપણે નાસવામાં એટલાં બધાં ચપળ હોઈએ છીએ કે માણસ એની બંદૂક અને બીજી સવડ હોવા છતાં આપણને પહોંચી વળી શકતો નથી.

' આ કારણથી એ ચીત્તાનો ઉપયોગ કરે છે. માણસો ચીત્તાને પાળે છે. એને ખવડાવી પીવડાવી મોટો કરે છે. એની આંખે ચામડાના ડાબલાના આકારના પાટા બાંધી રાખે છે. જ્યારે શિકાર કરવાનો હોય ત્યારે માણસો ચીત્તાને લઈ જંગલમાં આવે છે. ત્યાં ગૂપચૂપ એક જગાએ માણસો ચીત્તાને પકડીને ઊભા રહે છે. પછી

આજુબાજુથી હાકોટા કરી મૂકે એટલે હરણો દોડાદોડ કરી મૂકે છે. એ વેળા ચીત્તાની નજીકથી હરણ પસાર થાય એટલે માણસો ચીત્તાની આંખેથી પાટા કાઢી લે છે અને એને હરણ ઉપર છોડી મૂકે છે.

'હરણ ગમે એટલી ઝડપથી દોડે છે છતાં ચીત્તાને જોઇ એ ગભરાઈ જાય છે, અને ઘણી વાર એનો શિકાર બની જાય છે. ચીત્તાની દોડ બહુ જ જબરી અને વેગીલી હોય છે, અને હરણને પકડી પાડવામાં એ ભારે ચાલાકી વાપરે છે.'

'આ રીતે ચીત્તો અમારી જાતનો સૌથી મોટો શત્રુ છે. એમ છતાં એક વાત નોંધવા જેવી છે. તે એ કે જો હરણ હિંમત રાખી બહુ જ જોરથી દોડયે જ જાય તો આખરે ચીત્તો થાકી જાય છે. એની શરૂઆતની ગતિ જેટલી વેગવાળી હોય છે એટલી પાછળની હોતી નથી. વળી હરણને તો પોતાનો પ્રાણ બચાવવા દોડવાનું છે, જ્યારે ચીત્તાને પોતાના માલિકોના મનરંજનને માટે દોડવાનું હોય છે. એટલે વખતે એમ પણ બને છે કે હરણ જો હિંમત રાખી દોડે જ જાય તો ચીત્તો હારીને ઊભો રહે છે અથવા પાછો ફરે છે.'

'ચીત્તો ગળા આગળથી હરણને પકડીને મારી નાખે છે, પણ પછી માણસો એને પકડી લે છે, અને હરણને પોતાના ઉપયોગમાં લે છે.'

'હરણની જાતમાં અમે ખૂબ દેખાવડાં ગણાઇએ છીએ. અમારી આંખો બહુ જ સુંદર અને મધુરતાભરી ગણાય છે, અને એ કારણે માણસજાત પોતાની સૌથી સુંદર સ્ત્રીઓની આંખની સરખામણી હરણની આંખો સાથે કરે છે. તેઓ સુંદર આંખવાળી સ્ત્રીને મૃગનયની કહે છે.'

'હૂ–હૂ–હૂ–હૂ'–વચ્ચે વળી પાછો ઘુવડનો અવાજ આવ્યો અને એ બોલવા લાગ્યું. 'માણસજાતમાં સંસ્કૃત કવિઓએ પ્રાચીન સમયમાં આફ્રિકામાં વસતા જીરાફ નામના પ્રાણીને કદી જોયું નહિ હતું. જો જોયું હોત તો એ લોકોએ સુંદર સ્ત્રીને મૃગનયનીની જે ઉપમા આપેલી છે તેના બદલે જીરાફનયનીની ઉપમા આપત, કારણ, જગતમાં જીરાફના જેટલી સુંદર અને કોમળ આંખો બીજા કોઇ પ્રાણીની નથી એમ હાલના પ્રાણી વિજ્ઞાનશાસ્ત્રીઓએ જાહેર કર્યું છે.

'કાળીઆરને પોતાની વાત આગળ શરૂ કરવા સૂચના કરું છું.' વિષયાન્તર થતો જોઈ પ્રમુખ વચ્ચે પડીને બોલ્યા.

'આંખની વાત ઉપરાંત શિંગડાંની વાત પણ નોંધવા જેવી છે. ખરીવાળાં ઘાસ

ખાનારાં પ્રાણીઓ પૈકી ગાય-ભેંસ વગેરે જનાવરોનાં શિંગડાં અંદરથી પોલાં હોય છે જ્યારે આપણી હરણની જાતને જે શિંગડાં હોય છે તે નક્કર હોય છે. એ શિંગડાં પણ અંદરથી પોલાં નથી હોતાં, પણ નક્કર હોય છે.

' એ સાબરનાં શિંગડાંને ઘસી એનો રસ દમ અને ખાંસીનાં દરદોમાં માણસો પીએ છે અને એમને સારો ફાયદો કરે છે, વળી કાળીઆર મૃગને મારી નાખ્યા પછી એનાં લગભગ સીધાં વળદાર મજાનાં લાકડી જેવાં શિંગડાંને ત્રણની સંખ્યામાં ગોઠવી માણસો એની સુંદર ટીપાઇ પણ બનાવે છે. સાબરનાં શિંગડાંમાંથી ભસ્મ પણ દવાના કામ માટે માણસો બનાવે છે. '

' હરણને મારી નાખ્યા પછી માણસો એનું માંસ ખાવાના ઉપયોગમાં લે છે, અને શિંગડાંનો ઉપર મુજબ અને બીજા પણ ઉપયોગ કરે છે. એ ઉપરાંત હરણની ચામડી પાથરવાના કામમાં માણસો વાપરે છે. જંગલમાં પ્રાચીન કાળમાં વસતા ઋષિમુનિઓ મૃગચર્મ ઉપર જ પોતાનાં આસનો રાખતા. આજે પણ અનેક સાધુસંતો મૃગચર્મ વાપરે છે. વળી કેટલાક સુધરેલા લોકો આરામખુરશી ઉપર મૃગચર્મ પાથરી તેની ઉપર બેસે છે કે લેટી જાય છે. એ ચામડાની કુમાશ એમના દેહને આપે છે. માણસો દિવાનખાનામાં પણ મૃગચર્મ શોભા ખાતર આકર્ષક રીતે ગોઠવે છે.'

' વળી મૃગચર્મને કોઇક કોઇક વાર વસ્ત્રો તરીકે પણ ઉપયોગમાં લેવાના દાખલા મળી આવે છે સીતામાતા દંડકારણ્યમાં ગોદાવરી તટે રામ સાથે પર્ણકૂટી બાંધીને રહેતાં હતાં ત્યારે એમને ભોળવવા મારીચ અત્યંત સુંદર મૃગનું રૂપ ધારણ કરીને આવ્યો હતો. એ મૃગની બહુ જ ચમકદાર અને વેલબુટ્ટાવાળી ચામડી જોઈ સીતાને એને મારી એના ચામડાની કાંચળી સીવરાવવાની રઢ લાગી હતી, અને આખરે એમાંથી જ સીતાહરણનો પ્રસંગ રચાયો હતો એ જગજાહેર વાત છે.'

' આ રીતે હરણની ચામડી, શિંગડાં, માંસ, વગેરે બધી ચીજનો માણસજાત અનેક રીતે ઉપયોગ કરે છે. '

( અપૂર્ણ )

શ્રી. રમણલાલ નાનાલાલ શાહ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું તા. ૩૧-૫-૪૨

સંસ્કૃત સાહિત્યની અમર કલાકૃતિ.......

પુસ્તકનાં પાનાં પરથી રૂપેરી પરદા પર...

બાણભટ્ટે કલ્પેલી

સ્વપ્ન સુંદરી સજીવન થાય છે

# કાદંબરી

*લક્ષ્મી પ્રોડક્શન્સનું ભવ્ય સર્જન

દિગ્દર્શક : નંદલાલ જશવંતલાલ

- શાંતા આપ્ટે
- વનમાલા
- પહાડી સન્યાલ
- જીવન
- હરિશ

વગેરે



રૂપેરી પરદાની તેજસ્વી તારિકા

## નલિની જયવંત

નવા લીબાસમાં

એક નવી જાતની નટખટ ભુમિકામાં

# આદાબ-અર્ઝ

અમર ચિત્ર



સાથે

કરણ દિવાન, મુકેશ

આનંદપ્રસાદ, નૂરજહાં

નાગેન્દ્ર વગેરે

બુકીંગ—સુપ્રીમ ફીલ્મ ડીસ્ટ્રીબ્યુટર્સ, ૮૫ દાદર મેનરોડ મુંબઈ ૧૪

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રીઓ :
સૌ. જયવતી દેસાઈ
કુ. વનબાળા દેસાઈ બી. એ.

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૧ મું ] જાન્યુઆરી : ૧૯૪૪ [ અંક ૫

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ આઠ આના



પુસ્તક ૪૧મુ જાન્યુઆરી · ૧૯૪૪ અંક ૫ મો


શ્રી. અ. સૌ. મહારાણી શાન્તાદેવી સા

# આપણું સંસ્કાર ધન

કલાપ્રદર્શન એ આપના પરિષદ સંમેલનનો એક મુખ્ય વિભાગ છે. એનું ઉદ્ઘાટન કરતાં મને બહુ આનંદ થાય છે.

વડોદરામાં આ રીતે સાહિત્યકારો તથા કલાકારો ભેગા થાય, જુદે જુદે સ્થળે વેરાયલા કલાનમૂનાઓ એકત્ર કરવામાં આવે, અને આજની કલારૂચિનો આપણને પ્રત્યક્ષ પરિચય થાય એ ખરેખર આવકારપાત્ર છે.

અહીં થએલા વિવેચન અનુસાર આ પ્રદર્શનમાં આપણને ઘણું ઘણું જોવા જાણવાનું મળશે. એમાં ચિત્રકલાના નમૂના તો હોયજ, ઉપરાંત અન્ય કલાઓના નમૂના તેમજ ઇતિહાસના અવશેષો પણ મૂકવામાં આવ્યા છે. આ બધી કલાસામગ્રી આપણું સંસ્કારધન છે.

જનતા એ નિહાળી ઉચ્ચ પ્રેરણા મેળવે એમ હું આશા રાખું છું અને પ્રદર્શન ખુલ્લું મુકાયલું જાહેર કરુ છું.*

શ્રી. અ. સૌ. મહારાણી શાન્તાદેવી સાહેબ

* સાહિત્ય પરિષદ સંમેલનના ૧૫ મા અધિવેશન પ્રસંગે કલાપ્રદર્શનના ઉદ્ઘાટન વખતે આપેલું પ્રવચન.

# હવે તો તમે આવો સખી!

મારા હૈયાને આમ કાં સતાવો?
વિ યો ગ માં ત પા વો?
હવે તો તમે આવો સખી!

સૂનું સૂનું મંદિર, શાન્ત શેરી
નિસ્તેજ શોકઘેરી;
હવે તો તમે આવો સખી!

સૂર બંસીના શૂળ સમા વાગે,
નિઠૂર કુંજ લાગે;
હવે તો તમે આવો સખી!

મધુ પૂનમનાં તેજપૂર સોહે
છતાં ન ઉર મોહે;
હવે તો તમે આવો સખી!

ફૂલફૂલી પગલીઓ લાલરંગી
ઢૂંઢી બધેય ઝંખી;
હવે તો તમે આવો સખી!

ગૌર કાયા, સુરેખ ઓષ્ઠ શોભા
અધીરું બનું જોવા;
હવે તો તમે આવો સખી!

મારે જોવાં ભાવેઢળેલ પેલાં
સ દા મ ધુ ર નેણાં;
હવે તો તમે આવો સખી!

સ્મરું રેશમ શી કેશસેર લાંબી,
રસિક રમ્ય બાની;
હવે તો તમે આવો સખી!

સખી! સપનાંની રત્નમાળ ગૂંથી
તૈયાર છે અનોખી;
હવે તો તમે આવો સખી!

સખી! ઉર્મિનાં ગીત-અમી કેરી
વર્ષા કરીશ એવી!
હવે તો તમે આવો સખી!

ભલો વાયુ ને પંથ સાવ સીધો,
અનંગ સાથ મીઠો;
હવે તો તમે આવો સખી!

મારા જીવનનું એક બસ ગાણું
અજંપ વહી જાતું;
'હવે તો તમે આવો સખી!'

શ્રી. હસિત બુચ

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પ્રમુખપદેથી

# લેડી વિદ્યાગૌરીનું વ્યાખ્યાન

સને ૧૯૦૧ માં અમદાવાદ મુકામે સાહિત્ય પરિષદનાં મંડાણ અત્યંત સાદા સ્વરૂપમાં થયાં ત્યારથી આજ સુધીમાં તેનાં ચૌદ સંમેલનો થયાં, તેમાં વડોદરા શહેરમાં આજ બીજીવાર એનું અધિવેશન થાય છે. જે રાજ્ય ગુજરાતમાં ચારે દિશામાં વિખરાયેલું હોઇ પ્રાંતના સર્વ ભાગમાં જેની હકુમત છે, જે રાજ્યના સદ્ગત ચિરસ્મરણીય મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે પોતાની પ્રજાની ઉન્નતિનાં સ્વપ્નો સદાકાળ સેવી તેને અમલમાં મૂકવા ગુજરાત તેમ જ હિંદુસ્તાનભરમાંથી તેમજ પરદેશથી નરરત્નોને વીણી કાઢી રાજ્યતંત્રમાં દાખલ કરેલાં, જેઓ પોતે પ્રખર અભ્યાસી, વિદ્યા અને જ્ઞાનની ખરી કદર કરનારા હોઇ પ્રજાને વિદ્યાનું દાન કરવા જેમણે ફરજિયાત કેળવણી તથા જ્ઞાન પ્રચાર માટે પુસ્તકાલયોની સુદૃઢ યોજના કરાવી, પ્રજાના સુખ માટે જેમણે રાતદિવસ ચિંતન કરી પોતાના જીવનનું સાર્થક્ય કર્યું અને ઇશ્વરે જે મહાનપદ તથા સંપત્તિ તેમને બક્ષેલી તેનો સદુપયોગ કરી પોતાની કીર્તિ સર્વત્ર ફેલાવી, તે રાજ્યની છત્રછાયા નીચે આજે આપણે ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષની વિચારણા કરવા એકઠાં થયાં છીએ. આપણે સર્વ એવી ઉમેદ રાખીએ છીએ કે હાલના મહારાજા સાહેબ પોતાના મહાન પ્રતાપી વડીલને પગલે ચાલી તેમની ઉજ્જ્વલ કીર્તિમાં વધારો કરશે. વડોદરા રાજ્યમાં પાટણની આયુર્વેદિક પાઠશાળા, શિક્ષકો માટેની કોલેજ તથા કૉમર્સ કૉલેજ આ નવા મહારાજાના અમલ દરમિયાન આરંભાયેલી તેમ જ પુષ્ટિ પામેલી નવી વિદ્યા વિસ્તારની સંસ્થાઓ છે. ગુજરાતી ભાષા બોલનારી પ્રજાનો બહુ મોટો ભાગ વડોદરા રાજ્યની હકુમતમાં આવેલો છે. અને હજીપણ જ્ઞાનપ્રચારની સંસ્થાઓ જેવી કે મેડિકલ કૉલેજ, ખેતીવાડીની કૉલેજ, એન્જિનિયરિંગ અને ટેક્નોલૉજીની કૉલેજ આ રાજ્યમાં નીકળે એવી આપણે શુભેચ્છા રાખીએ તો અસ્થાને નહીં ગણાય.

## મારી મહેચ્છા

સાહિત્ય પરિષદના આ સ્થળે થયેલા અધિવેશન પ્રસંગે સ્વ. રા. બ. રણછોડભાઇ ઉદયરામ પ્રમુખ હતા. ગુજરાતી સાહિત્યમાં તેમણે પોતાના વ્યવસાયી જીવનમાં પુષ્કળ પુસ્તકો રચ્યાં છે. એવા પ્રખર સાક્ષરે જે સ્થાનેથી પોતાનાં અભ્યાસ, વિદ્વત્તા અને બુદ્ધિમત્તા વડે પરિષદનું સુકાન ધારણ કર્યું હતું તે સ્થાન લેતાં મારા જેવી અલ્પ વ્યક્તિને અતિશય સંકોચ થાય છે. ગોવર્ધન-રામ, કેશવલાલ ધ્રુવ, અંબાલાલ સાકરલાલ, નરસિંહરાવ દિવેટિયા, રમણભાઇ નીલકંઠ, આનંદશંકર ધ્રુવ, મહાત્મા ગાંધીજી, મુનશીજી, ઝવેરી આદિ ગુર્જરીના મહાન સાક્ષરો અને સાહિત્યકારો ક્યાં અને હું ક્યાં ? આ વર્ષની પ્રમુખની વરણીમાં મારા કરતાં અનેક રીતે વિશેષ લાયક એવાં નામો સૂચવાયેલાં અને તેમાંથી કોઇની પસંદગી થઇ હોત તો મારા જેટલો હર્ષ કોઈને પણ થયો નહોત. **પરંતુ કાર્યકર્તાઓની ઇચ્છાને શરણે** થઇને મહાન જવાબદારી ભરેલું પદ મેં **આનાકાની સાથે સ્વીકાર્યું** છે અને ડગલે ને પગલે મારી ત્રુટિઓનું મને ભાન રહે

છે. ગુજરાતી સાહિત્યમાં મારો ફાળો નહીં જેવો છે. છતાં એટલું કહેવાની હિંમત કરું છું કે **ગુજરાતી ભાષા માટે મારી પ્રીતિ કોઈનાથી ઊતરે તેમ નથી. એ ભાષાના સાહિત્યની ચઢતી કેમ થાય એ મારો રાત્રિદિવસનો** વ્યવસાય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથેની પંદર વર્ષથી વધારે સમયના ગાઢા સંબંધને લીધે ગુજરાતી ભાષા, સાહિત્ય વિશે સતત ચેતનવંતાં રહેવાનો મને સુયોગ પ્રાપ્ત થયો છે જેથી કરીને આપણી ભાષાના સાહિત્ય પ્રત્યેનો મારો અનુરાગ દઢતર થયો છે. **કોઈપણ પ્રકારે એ સાહિત્યની સેવા થાય**–પુસ્તકો રચીને નહી તો ગમે તે માર્ગે–તો તે કરવા માટે મારી અતિ ઉત્કટ ઇચ્છા છે. મારી અલ્પ શક્તિઓનો ઉપયોગ બને તેટલો એ દિશામાં કરવા મારો સંકલ્પ છે. સાહિત્યના અતિ નમ્ર ભક્ત, ઉપાસક, પ્રશંસક, પ્રેમી, શુભેચ્છક તથા શ્રદ્ધાવાન હોનાર જો સાહિત્ય સંમેલનના પ્રમુખ માટે લાયક ગણાય તો હું પોતાને લાયક માનું છું,

## વડોદરા સાહિત્યની વૃદ્ધિનું સ્થાન

વડોદરા સહેર અને રાજ્યમાં આપણા સાહિત્યના અગ્રણીઓ થઈ ગયા છે તેમાં પ્રેમાનંદ અને દયારામ એ બે જૂના કવિઓનાં નામ અગ્રસ્થાને છે. સાહિત્યના ઉત્કર્ષ માટે રાજ્ય તરફથી જુદી જુદી ગ્રંથમાળાઓ રચવાનું જે કાર્ય થઇ રહ્યું છે અને જે દ્વારા આપણા સાહિત્યમાં સંગીન ઉમેરો થયો તેનો નિર્દેશ કરવો આવશ્યક છે. આજે એવે સ્થળે આપણે મળીએ છીએ કે જ્યાં ગુજરાતી ભાષના ઉત્કર્ષ માટે પુષ્કળ કાર્ય ચાલી રહ્યું છે; સાહિત્યનાં સર્વ અંગો ખીલવવા માટે વ્યવસ્થિત યોજનાઓ ચાલુ છે અને રહેશે જ એમ માનીએ છીએ.

## સાહિત્યના અનેકશાખીય વિકાસની આવશ્યકતા

નર્મદ અને દલપતરામના યુગ પછી યુનિવર્સિટીના ગુજરાતી ગ્રેજ્યુએટોએ માતૃભાષામાં ગ્રંથો લખવા માંડયા અને ત્યારથી નવીન ગુજરાતી સાહિત્ય રચાવા માંડયું એ સર્વવિદિત છે. પરંતુ તેમાં વેગ અને ચેતન તો મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી આવ્યાં એ નિર્વિવાદ છે. દેશ પ્રેમની હાકલ સાથે સ્વભાષાપ્રેમની છોળો આવી જેથી સંખ્યાબંધ નવજુવાનોનાં દિલમાં સ્વભાષા પ્રત્યે માન અને પ્રેમ ઉત્પન્ન થયાં. પોતાની બુદ્ધિશક્તિ સ્વભાષાને ચરણે અર્પણ કરવાના કોડ તેમનામાં જાગ્યા અને એમાં જ પોતાનું ગૌરવ છે એવી માન્યતા વધારે ને વધારે પ્રસરી એ તો આપણે જોઇ શકીએ છીએ. એ પ્રબળ વેગ કયાં કયા વહે છે તે સમીક્ષા અમદાવાદની ગુજરાત સાહિત્યસભા પ્રતિવર્ષ કેટલાંક વર્ષોથી કરાવે છે જેનાથી સમર્થ વિદ્વાનોને હાથે આપણા સાહિત્યનું વધતું જતું પ્રમાણ આપણી નજર આગળ રહે છે. નાની મોટી વાર્તાઓ, નવલકથાઓ, નાટકો, નિબંધો, વિવેચનો, કાવ્યગ્રંથો વગેરેનો પરિપાક પ્રતિવર્ષ વધતો જાય છે. તથાપિ સાહિત્યનાં ઘણાં અંગો હજી પૂરાં વિકાસ પામ્યાં નથી; ઇતિહાસ, જીવનચરિત્રો–જેમાં તે તે સમય અને પરિસ્થિતિનાં તાદર્શ ચિત્રો આવે તેવાં–ની ઊણપ પહેલી નજરે જણાઇ આવે છે. વિજ્ઞાનનાં પુસ્તકો ઘણા અલ્પ પ્રમાણમાં લખાય છે એમ સાહિત્યસભાના તે વિભાગના નિરીક્ષકે આ વર્ષ સખેદ જણાવેલું છે. ભૌતિકશાસ્ત્ર-ઉપરાંત સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, નાગરિકશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે વિવિધ શાસ્ત્રોના ગ્રંથો ગુજરાતી ભાષામાં રચવા જોઇએ એમ આ પરિષદના સુકાનીઓએ વારંવાર કહેલું છે; પરંતુ એ દિશામાં આપણી પ્રગતિ નહીં

જેવી છે. એ દિશામાં પ્રગતિ સાધવાનો એક માત્ર ઉપાય તે આપણા અભ્યાસક્રમમાં સ્વભાષાનો તમામ ઉપયોગ થાય તે જ છે. અને ૧૯૩૧ માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી માટે કરેલા મારા વ્યાખ્યાનમાં મેં એ જ વસ્તુ ઉપર ભાર મૂકેલો છે. અને જો અવિનય ન થતો હોય તો મારા વિચારો ફરી રજુ કરવાની રજા લઉં છું:—

### ઉચ્ચ અભ્યાસમાં સ્વભાષાથી લાભ

" જ્યારે યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાને પૂર્ણ સ્થાન મળશે ત્યારે તેના અભ્યાસીઓની સંખ્યા વધશે, દરેક વિષયનાં પાઠ્ય પુસ્તકો રચાશે અને તેના સાહિત્યમાં જોઇતો ઉમેરો અવશ્ય થશે જ. ઉચ્ચ અભ્યાસક્રમમાં સ્વભાષાને સ્થાન મળે તો જ તેનો અભ્યાસ કરનારા વધે, તો જ તેના ગ્રંથકારોને ઉત્તેજન મળે અને લેખકોની સંખ્યા પણ વધે. આપણું સાહિત્ય અભિવૃદ્ધ થાય એવો અભિલાષ ધરાવનાર સર્વ કોઇએ એ ભાષાનો અભ્યાસ સર્વથા વધારવા માટે સર્વ દિશામાં પ્રયત્ન કરવાની જરૂર છે. દરેક જણ સાહિત્ય સર્જી ન શકે પણ વાંચી તો જરૂર શકે. દરેક જણ પુસ્તકો ખરીદ ન કરી શકે પણ પ્રયત્ન કરી મેળવીને વાંચી શકે. આપણા સાહિત્ય તરફની આપણી બેદરકારીને પરિણામે આપણી ભાષા જોઇએ તેવી ખેડાઇ નથી; માટે તેવી બેદરકારી હવે એક ક્ષણ પણ વધારે ચલાવી લઇ શકાય તેમ નથી.

" આપણને જણાય છે કે સ્વભાષાનો અનુરાગ ઉત્પન્ન થઇ ચૂક્યો છે, સ્વભાષાના સાહિત્યમાં પોતાનો ફાળો આપવા તત્પર થયેલા લેખકો પણ ઉત્પન્ન થવા લાગ્યા છે અને ભાષાનો અભ્યાસ કરનાર પણ નીકળવા લાગ્યા છે. અભ્યાસ માટે સાધનસામગ્રી એક બાજુથી તૈયાર થાય છે અને બીજી તરફથી તે અભ્યાસનું ગૌરવ સમજનાર વર્ગ નીકળ્યો છે, એટલે એ સાહિત્ય અને એ અભ્યાસનું ભવિષ્ય ઉત્તમ છે એ નિઃસંદેહ છે. "

ઘણી ઘણી માગણીઓ પછી માધ્યમિક શિક્ષણમાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનું કેટલેક અંશે દાખલ થયું છે. પરંતુ તેથી વિદ્યાર્થીઓની દશા દુઃખદાયક થઇ છે, કારણ કે ઉચ્ચ શિક્ષણમાં સ્વભાષાનું માધ્યમ નથી. વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન જેવા વિષયો મેટ્રિક સુધી ગુજરાતીમાં શીખનાર વિદ્યાર્થી કૉલેજમાં દાખલ થાય ત્યારે એ સર્વ વિષયો અંગ્રેજીદ્વારા તેને શીખતાં અત્યંત મુશ્કેલી પડે એ દેખીતું જ છે અને એ મુસીબત ટાળવા માતૃભાષામાં શીખવાની છૂટ હોવાની સુગમતાનો લાભ છોડી દેવાનું ઘણા વિદ્યાર્થીઓ પસંદ કરે છે. અભ્યાસક્રમોના રચનારને અમારી નમ્ર વિનંતી છે કે એ ક્રમ ઉપર સળંગ નજર નાંખે અને વિદ્યાર્થીઓનું દૃષ્ટિબિંદુ લક્ષ બહાર ન જવા દે. પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને વિદ્યાર્થી જગતની પરિસ્થિતિનો સુમેળ સાધે.

### આપણી પોતાની યુનિવર્સિટી

આટલા પ્રસ્તાવ પછી જે મુખ્ય મુદ્દા સંબંધી આપ સર્વની સમક્ષ યથાશક્તિ અને યથામતિ રજૂ કરવા માગું છું તે બાબત તે આપણી પોતાની યુનિવર્સિટી છે. યુનિવર્સિટી એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે અને મધ્યયુગમાં યુરોપમાં હાલ જે અર્થમાં આપણે વાપરીએ છીએ તે કરતાં કાંઇક જુદા અર્થમાં વપરાતો–તેનો અર્થ કોઇપણ સંયુક્ત મંડળ એવો થતો. ત્યારપછી રાજ્ય તેમ જ ધર્મસંસ્થાએ માન્ય કરેલું અધ્યાપક મંડળ એ અર્થમાં શબ્દ વપરાવા લાગ્યો. વખત જતાં યુનિવર્સિટીનું ક્ષેત્ર વિશાળ થતાં તેના અર્થમાં વિશિષ્ટતા આવી અને હાલના અર્થમાં એ શબ્દ વપરાવા લાગ્યો. આપણી યુનિવર્સિટીનો ખ્યાલ મેળવવા થોડું ઘણું

ફૂલોના સોહે ઉરે, સુંદર કંઇ હાર;
ફૂલના તોરા છે શિરે, તેજનો અંબાર–ફૂલના૦
ફૂલડાંનાં ઝાંઝર પગે, પેર્યાં સુંદર શ્યામ;
મુક્તાનંદને વ્હાલે કીધું, ઘેલું ગોકુળ ગામ–
ફૂલના૦ ”

વસ્ત્ર શૃંગાર અને આભૂષણ એ ઋતુ, વય, વાન અને સ્થિતિને અનુસરીને સાદાં અને આછાં, છતાં શોભતાં સજવામાં કલા રહેલી છે. દેશ દેશની પરિધાનકલા જુદી હોય છે; તે ત્યાંની ઋતુઓને અનુસરીને જ નક્કી થયેલાં હોય છે. તેમાં સુંદરતા સાથે લાજ, મર્યાદ તથા સગવડ ઉપર દૃષ્ટિ રહેલી હોય છે; જેમ કાવ્યશાસ્ત્રમાં જેટલી સૂઝે તેટલી ઉપમાઓ અને અલંકાર સજવાથી કાવ્ય-શરીર વિશેષ ખીલી ઊઠતું નથીઃ તેથી, સો મણ સોનાનો ભાર વહેતી મારવાડણ જેવાં ઘરેણાં ખડકવા કરતાં, આછાં અને શોભતાં આભૂષણથી કુદરતી સૌન્દર્ય વધારે ખીલી નિકળે છે.

જેમ અલંકારનાં નામ અને વર્ણન જુદાં છે. તેમ તેને પહેરવાનો વખત પણ જુદો છે ઊનાળામાં અને ત્યાંસુધી સોનાના દાગીના પહેરવા ઠીક છે. કારણ કે તેનો ઠંડો સ્પર્શ શરીરને આનંદજનક છે. તેમ આ ઋતુમાં પહેરવાનાં ઘરેણાં, હલકાં અને પાતળાં હોય તો વધારે સારાં. ઊનાળામાં મોતીના ભરેલા દાગીના પહેરવા ઠીક નથી, કારણ કે તે ઘણુંખરું તે રેશમનાડે ગાંઠેલાં હોય છે તેથી રેશમ તૂટી જાય છે અને મોતી ખોવાઇ જવાનો સંભવ રહે છે.

હીરા માણેકના દાગીના રાતની વખતે પહેરવાથી વધારે શોભે છે. કારણ કે તેનો ચળકાટ દીવાના પ્રકાશમાં અનેકગણો ફેલાય છે. જેની પાસે જાતજાતના ઘરેણાંની જોડ હોય તેને માટે આ બધું છે; બાકી માંડમાંડ શરીરને આછાંપાતળાં ઘરેણાંથી નભાવી લેનાર માટે તો આ બધી ઝીણવટની જરૂર જ ભાગ્યે પડે છે.

પ્રાચીન હિંદી ચિત્રકલાના અભ્યાસને લીધે અજંટા વગેરેની ગુફાઓમાંનાં ચિત્રોના અલંકારોએ આજના યુગની સ્ત્રીઓનું મન જીતી લીધું છે. કાને લટકતાં ફૂલ એ ગુપ્તકાલીન ચિત્રો ઉપરથી આવ્યાં હોય એમ લાગે છે. આમાં કાંઇ ખોટું નથી. માત્ર આ નવા શૉખને લીધે, પરદેશી કાચકીડીયાં અને પથ્થરોનો ઉપાડ આપણે જાણ્યે અજાણ્યે થવા દઇએ છીએ તે આપણને ગોભારપદ નથી.

હિંદમાં આવતી પહેલાંની મડમો, કાચ કીડીયાં પહેરતી અને ઘરેણાંમાં કશું સમજતી નહી ઘરેણા પહેરેલી હિંદુ સ્ત્રીઓને તે જંગલી કહેતી; તે જ મડમો હવે હીરામોતી અને સોનાચાંદી પહેરતી થઇ ગઇ છે; અને આપણે માટે મોટા પ્રમાણમાં કાચ કીડીયાં તથા પથ્થરના આભૂષણોની આયાત કરાવ્યે જાય છે!

પહેલાંની સ્ત્રીઓને ઘરેણાં–લુગડાંની ટાપ-ટીપ કરવાની નવરાશ પણ ખુબ મળતી. તેમના મનને બહલાવવાનાં બીજાં સાધનો જુજ્જાજ હોવાથી ઘરેણાની વાતોમાં તે રાચતાં. કાઠીયાવાડનાં ઘણાં લોકગીતોમાં ઘરેણાં ઘડાવવાની આજીજી કરતી સ્ત્રીઓનો જ વિષય આવે છે. નાટકકાર ડાહ્યાભાઇ ધોળશાંજીના ‘ઉદયભાણ’ નાટકમાંના નીચેના ગીતમાં એનોજ પડઘો સંભળાય છેઃ—

“ સાહ્યબા સલૂણા ! નાની નણદલના વીરા !
વ્હેલા વ્હેલા સોનીડા તેડાવો,
મ્હારા સાહ્યબા !—
‘ સરખી સહિયર મળી હાંસી કરે છે, બ્હેન !
લાજી મરૂં છું બાઇ !
વ્હેલા વ્હેલા સોનીડા તેડાવો;
મ્હારા સાહ્યબા
નાનું શું નાથ ! એક ઝુમણું ઘડાવો,
માંહી નાના નાના હીરલા ટંકાવો;
મ્હારા સાહ્યબા ! ”

જેમ જેમ સ્ત્રીજાતમાં સંસ્કાર અને જ્ઞાનનો પ્રચાર વધતો જાય છે તેમ તેમ અલંકાર પહેરવાની હોસ ઘટતી જાય છે, પરંતુ આ વાત પૂરેપૂરી સાચી છે કે કેમ તે તો કોણ જાણે ? આ દેશ સદાય આભરણપ્રિય રહ્યો છે. કાલાનુક્રમે ફેર માત્ર એટલો જ પડતો રહ્યો કે આભૂષણ પહેરવાની વિધિ, સ્થાન, ઘાટ વગેરે બદલાતાં ગયાં છે.

નાકનું નથવેસર આર્ય સમાજમા જણાતુ નથી; પણ મુસલમાનો આવ્યા પછી, સ્ત્રીઓમા તો એ પણ સામાન્ય થઇ ગયું છે

પ્રાચીન સમયનાં ઘરેણાંમાં તેની શોભા કરતાં તેમા રહેલી સોનાની જ કિંમત વધારે હતી. તે વખતનાં સાંકળાં, તોડા તથા ચૂડા પહેરીને ઉપાડવાની શક્તિ આજની સ્ત્રીઓમાં નથી. તે વખતની સ્ત્રીઓ હાથમા ઝીણી એક તોલાની ચાર બંગડીઓ પહેરતી નહોતી એ કાળની સ્ત્રી, ગરબે ઘૂમતી વખતે, ગરબાના સ્વર સાથે રણઝણી ઊઠે તેવા નાકાદાર ઘુઘરીજડિત ઘરેણા પહેરતી. પગમા રૂપાના કડલા અને કાબીઓ પહેરતી; તેમા પ્રત્યેક ઠમકાની સાથે તેના પગનાં ઝાંઝરના રણકારનો સ્વર ગાજી ઊઠતો. આંગળીમાં અણવટ અને વીંછીઆ, માથે પહેરાતી દામણી, કાને ઝૉંચકતાં કર્ણફૂલ અને કંઠમાં હિસોળા સેતા હાર વગેરેનો સુમેળ થતો.

વર્તમાન કાળમા સ્ત્રીઓના ઘરેણાં લુગડાં અને સામાન્ય પહેરવેશની ઢબછબ ઉપર, નાટકની રંગભૂમિ અને હવે તો સિનેમાના ચિત્રપટોની પણ ખૂબ જ અસર થવા પામી છે. સિનેમાની નટીઓ અમુક પાત્ર તરીકે અમુક વેશ ભજવતી હોય અને તે વખતે અનુસરતો પહેરવેશ રાખ્યો હોય છે. તે વાત ભૂલી જાય, અમુકે અમુક પહેર્યું તેથી પણ, આપણામાં અનુકરણ થવા માડ્યુ છે.

કેટલીક વાર સ્ત્રીઓ એક એક પહોળી બંગડી (પાટલી) પહેરે છે, તો કેટલીકવાર આઠ દસ પણ પહેરે છેઃ તેને "ફેશન" કહો કે 'મેનિયા' કહોઃ પણ ગમે તેમ, વચ્ચાલકારની સજાવટમાં દસકે દસકે ભારે રૂપાન્તર થવા માંડ્યું છે.

'સુદામા ચરિત્ર'મા સુદામાની પત્ની સુદામા પાસે પોતાની ગરીબ સ્થિતિ બતાવતી ઉગ્ગરાળ કાઢે છે·

"હું તો દરિદ્ર સમુદ્રમા બૂડી,
મારે હેવાતણમાં એક જ ચૂડી !"

—તેમ આજની સ્ત્રીઓ હેવાતણની ચૂડીની નિશાની તરીકે જ માત્ર એક ચૂડી, બગડી કે પાટલી રાખી રહી છે. તેટલો તેમનો પાડ ! કવિ ન્હાનાલાલ લખે છે કે ગુજરાતણ નાં સૌભાગ્ય–ચિહ્ન માત્ર બેજ !

"ભાલ કુમકુમ, કર કંકણ સાર,
કન્યના સન્ધ્યા તેજ–શણગાર !"

અને ખરે, સૌભાગ્ય–કેન્દ્ર પતિ વડે જ સૌભાગ્યના સાધનો દીપે છે; કોણ મોટું ? સૌભાગ્ય, કે સૌભાગ્યનાં ચિહ્નો ?–આ ભાવનાએ અનેક ગરીબ ઘરોમાં સતોષના અખૂટ ઝરણો વહાવ્યાં છે. કાચની બંગડી અને કંકુને યાદને સોળે શણગારનો આનંદ માનતી આર્યાઓ હજી અનેક ગરીબ ઝૂંપડીને દીપાવે છે.

ગોવર્ધનરામભાઈની ગુણીયલ ગુણસુંદરી, વિદ્યાચતુરને પોતાના પલ્લાના દાગીના કુટુમ્બ-ખર્ચ માટે વાપરવાનો ખૂબ આગ્રહ કરે છે વિદ્યાચતુર તેમ કરવા ના પાડે છે. ત્યારે ગુણસુંદરી જે ઉત્તર આપે છે તેના ઉપરથી ઘણું જાણવાનું મળે છેઃ—

" તમે શું એવું જાણ્યું કે બીજી સ્ત્રીઓની પેઠે હું પણ સોના રૂપાની સગી છું ? ના, રંજ પણ નહિ; અલંકાર પહેરવા તે શું કરવાને ? લોક આપણને શણગારેલાં દેખીને સુખી થાય એટલા માટે ? ના; ત્યારે શું આપણા શણગાર આપણે દેખવા હતા ? ના; હું અલંકાર પહેરું તે મારામાં કંઈ રૂપગુણની ખામી હોય એટલા માટે, રૂપ ગુણ વગરની સ્ત્રીને રૂપની ખોટ પૂરી પાડવાને માટે જ અલંકાર છે."

સમાજમાં થતા ઘરેણાંના વાપરને ઉદ્દેશીને, તત્ત્વજ્ઞાનીઓને ઉપદેશ આપવાનું એક જાણીતું દૃષ્ટાંત મળી આવ્યું છે. બ્રહ્મ અને જગતનો સંબંધ સમજાવતાં નરસિંહ મહેતા કહે છે કેઃ—

" કનક-કુંડળ વિષે ભેદ ન્હોયે ;
ઘાટ ઘડિયા પછી નામ-રૂપ જૂજવાં;
અંતે તો હેમનું હેમ હોયે !"

રાવણ સીતાને ઉપાડી આકાશ માર્ગે ગયો ત્યારે માર્ગમાં એંધાણી તરીકે સીતાએ પગનું ઝાંઝર ફેંક્યું હતું. તે ઝાંઝર જટાયુએ રામ-લક્ષ્મણને બતાવતાં લક્ષ્મણે તેને બરાબર ઓળખી લીધું હતુ. પોતે એ ઝાંઝર શાથી ઓળખ્યું, તેનો ખુલાસો લક્ષ્મણે એવી રીતે કર્યો કે, સીતાનાં કેયૂર હું ઓળખતો નથી, તેમ તેમનાં કુંડલને પણ ઓળખતો નથી; પરંતુ તેમને રોજ પગે લાગતી વખતે પહેરેલાં ( નૂપુર ) ઝાંઝરને હું હમેશાં જોતો, તેથી હું તેને બરાબર ઓળખી શકું છું."

" नाहं जानामि केयूरे
कुण्डले कटकानि च ।
नूपुरं त्वेव जानामि
नित्यं पादाभिवंदनात् ॥"

ભોજાઈ સામે પણ ઊંચી નજરે ન જોનાર દિયર લક્ષ્મણનો પવિત્રભાવ કવિએ એ દ્વારા વ્યક્ત કર્યો છે. "જયા જયંતમાં" કવિ ન્હાનાલાલે આ પ્રસંગને એક સ્થળે ગૂંથી દીધો છે.

પ્રેમાનંદનાં આખ્યાનો, તથા શામળભટ્ટની વાર્તાઓ મધ્યકાલીન ગુજરાતના સામાજિક જીવનનો સારો ખ્યાલ આપે છે. ઘરેણાં અને વસ્ત્ર—એના સબંધમાં એમાથી ઘણું ઘણું જાણવાનું મળે છે; તેનો વિગતવાર અભ્યાસ કોઈ પ્રસંગે કરવા જેવો છે.

નરસિંહ મહેતાએ 'આભરણ'નું સ્થાન પ્રેમીઓના જીવનમાં ક્યાં અને કેટલું છે તે બતાવ્યું છે; તે જ માત્ર આ સ્થળે સંભારી લેવું ઠીક છે; ભાવ વગરના ભોગ-સાધનો ગળામાં ડહેરા જેવાં—બળબંધન જેવા છેઃ—

" આંખ અણીઆળી સોંકો આંજે,
આંજ્યામાં ઘણો ત્હેરો રે !
જ્યાં લગી પિયુ પ્રેમે ન બોલાવે,
આભરણ સઘળાં ડહેરો રે !"

યુગે યુગે બદલાતાં આભૂષણોની તરેહ, તેનાં નામ, ઉપયોગ, વગેરેનો ઊંડો અભ્યાસ ખરેખર રસિક થઈ પડે. ખાસ કરીને ગુજરાતના સાંસ્કૃતિક જીવનનું અવલોકન કરનાર ઇતિહાસકારે આ વિષય અવશ્ય વિચારવો પડશે.



# ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૫મું સંમેલન—વડોદરા

ઘણા દિવસો થયાં જે ભરાવાની જાહેરાત જોરશોરથી થઇ રહી હતી તે ગુજરાતી સાહિત્ય પરિષદનું પંદરમું અધિવેશન વડોદરાના ભવ્ય ન્યાયમંદિર હૉલમાં ચિક્કાર માનવમેદની વચ્ચે તા. ૨૫, ૨૬, ૨૭ ડિસેંબરના રોજ ઓશક્તિનાં સાચાં પ્રમુખ શ્રી. વિદ્યાબહેન નીલકંઠના પ્રમુખપદે ભરાઇ ગયું.

કેટલીક અવ્યવસ્થાને બાદ કરતાં પરિષદનું આ સંમેલન સફળતાને વર્યું છે એમ સહેજે કહી શકાય.

પહેલે દિવસે સવારમાં સંમેલન પ્રસંગે ખાસ ગોઠવાયેલા કલા પ્રદર્શનનો ઉદ્ઘાટન વિધિ શ્રીમંત અ. સૌ. મહારાણી શ્રી. શાન્તાદેવી સાહેબના હસ્તે થયો. ઉદ્ઘાટન પ્રસંગનું એઓશ્રીનું વક્તવ્ય ટૂંકું છતાં કલાકારોની વિવિધ કૃતિઓ પ્રતિ પ્રેરતું આપણા સાચા સંસ્કારધનની ઓળખ આપતું હતું.

આ હેતુ માટે મ્યુઝિયમ નજીક ખાસ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. એ ઉદ્ઘાટન સમારંભમાં પ્રવેશ મેળવવો મુશ્કેલ હતો, કારણ, માત્ર આમંત્રિતો માટે જ એ ખુલ્લો હતો.

*

એ જ દિવસે બપોરે અગાઉથી જાહેર થયા પ્રમાણે સંમેલનનો ઉદ્ઘાટન વિધિ શ્રીમંત મહારાજા સાહેબ હાજર રહી નહિ શકવાથી ને. ના. દીવાન સાહેબે, શ્રીમંતનો સંદેશો સંમેલનને અંગ્રેજીમાં વાંચી સંભળાવી કર્યો. આથી કંઇક અંશે, શ્રીમંતની દર્શનોત્સુક જનતા નિરાશ થયેલી જણાતી હતી. તે પછી સત્કાર સમિતિના પ્રમુખ શ્રી. ચતુર્ભુજદાસ શેઠે એમનું સ્વાગત વ્યાખ્યાન વાંચ્યું હતું.

ત્યારબાદ સંમેલનના વરાયેલાં પ્રમુખ શ્રેી વિદ્યાબહેને સંમેલનને માર્ગસૂચક અને ભાવિ યોજના માટેની વિચારણાને પ્રેરણા આપતું વ્યાખ્યાન વાંચ્યું હતું. (જે આ અંકમાં અન્યત્ર આપ્યું છે.)

*

બીજે દિવસે સવારે સ્વાગત ગીત, ગુર્જરી મહિમા ઇ. નિત્યક્રમ બાદ કલા વિભાગના પ્રમુખ શ્રી. કનુ દેસાઇએ તેમનું વ્યાખ્યાન વાંચ્યું હતું, જે અન્યત્ર આપ્યું છે. બાદ કેટલાક નિબંધો વંચાયા હતા જેમાં શ્રી. સરોજિની મહેતાનો ગુજરાતી સાહિત્યનાં સ્ત્રીપાત્રો વિષયક નિબધ ખૂબજ વખણાયો હતો. જેની નકલ આ વખતે નહીં મળવાથી આવતા અંકે છપાશે તેમજ સૌ. શ્રીમતીબાલા મજમુદારનો "આભુષણની કલા"નો નિબંધ પણ ઘણો સારો હતો જે આ અંકમાં છપાયો છે. સાંજે સાહિત્યવિભાગના પ્રમુખ શ્રી. ધૂમકેતુનું સમાજમાં સાહિત્યનું દર્શન કરાવતું મનનીય ભાષણ તેમણે વાંચ્યું હતું. (સ્થળ સંકોચને લીધે અમે એ આ અંકમાં આપી શક્યા નથી.)

બાદ ઠરાવોનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું.

*

સોમવારે સવારે નિત્યક્રમ બાદ વિજ્ઞાન-વિભાગના પ્રમુખે તેમનું વ્યાખ્યાન વાંચ્યું હતું જે વંચાઇ રહ્યા બાદ સ્થાનિક સાહિત્યસભાએ યોજેલી સંગીત હરીફાઇમાં પ્રથમ બે કક્ષાએ આવનાર હરીફોને ઇનામ આપવામાં આવ્યાં હતાં. તે પછી કેટલાક નિબંધો વંચાયા હતા. સાંજે, શ્રેષ્ઠ નવલિકા લેખકને આપવા માટે નિયત કરાયેલ મહીડા ચંદ્રકનો અર્પણવિધિ થયો હતો. જે જાણીતા સાક્ષર શ્રી. રામનારાયણ પાઠકને, તેમની શ્રેષ્ઠ વાર્તા માટે અર્પાયો હતો.

છેલ્લે પરસ્પર આભારદર્શનનો વિધિ થઇ નીચે પ્રમાણેના ઠરાવો પસાર થયા હતા.

## પસાર થએલા ઠરાવો

**ઠરાવ ૧ થી ૪**—સ્વર્ગસ્થ ડૉ. આનંદશંકર ધ્રુવ, સ્વ. શ્રી. અંબાલાલ બુ. જાની, તથા ભિક્ષુ અખંડાનંદ, શ્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઇ અને સ્વ. શ્રી. કરુણાશંકર કુબેરજીના અવસાન પ્રત્યે ખેદ દર્શાવનારા પ્રમુખસ્થાનેથી રજૂ થઇ પસાર થયા હતા.

**ઠરાવ ૫ મો**—ગુજરાતી બોલતી પ્રજા માટે એક વિદ્યાપીઠ સ્થપાય એ આકાંક્ષા ગુજરાતીઓ ઘણા વર્ષો થયાં સેવતા આવ્યા છે, અને સંમેલને પણ અગાઉ આ વિષયમાં ઠરાવો કર્યા છે.

હાલમાં સંયોગો જોતાં આ આકાંક્ષા કેવી રીતે પરિપૂર્ણ થાય તેનો વિગતવાર વિચાર કરવા અને તેને અંગે જરૂર પડતો લોકમત કેળવવા પરિષદને આ સંમેલન સૂચના કરે છે.

આ ઠરાવ શ્રી. દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીએ રજૂ કર્યો હતો અને તેનું ન્યા. મૂ. હરસિદ્ધભાઇ દિવેટીઆ, ડૉ. હરિપ્રસાદ દેસાઇ, ડૉ. રમણલાલ યાજ્ઞિક, તથા શ્રી. શંકરપ્રસાદ શુકલે સમર્થન કર્યું હતું.

**ઠરાવ ૬ ઠ્ઠો**—હિન્દની પ્રાન્તીય ભાષાઓની પરિષદો વચ્ચે નિકટનો સંબંધ થાય એ ઇષ્ટ છે, અને તેથી હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખ શ્રી. મખ્ખનલાલ ચતુર્વેદી, રાજપૂતાના સાહિત્ય સંમેલનના પ્રમુખ આચાર્યશ્રી જિનવિજયજી મુનિ અને ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી શ્રી. કનૈયાલાલ મુનશી વચ્ચે ત્રણે સંસ્થાઓને નિકટ લાવવાને થયેલા પ્રયાસોને આ સંમેલન આવકાર આપે છે અને પરિષદને સૂચના કરે છે કે એ પ્રયાસોને સફલ કરવા પ્રવૃત્તિ યોજવી.

આ ઠરાવ શ્રી. કનૈયાલાલ મુનશીએ રજૂ કર્યો હતો અને પ્રો. કેશવલાલ કામદાર, શ્રી. હરિરાય બુચ શ્રી. વીરેન્દ્રરાય મહેતાએ એનું સમર્થન કર્યું હતું.

**ઠરાવ ૭ મો**—મ. ગાંધીજીના ચાલુ બંધનથી સાહિત્ય અને સંસ્કારનો અવરોધ થાય છે તે પ્રત્યે ઉગ્ર અસંતોષ વ્યક્ત કરવાનો.

**ઠરાવ ૮ મો**— ગુજરાતી બોલનારાઓએ હિંદી-હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી અપનાવવા,

**ઠરાવ ૯ મો**—ગુજરાત, કચ્છ, કાઠીઆવાડના સર્વ સંગ્રહોનું પુનરાવર્તન કરવા જે તે સરકારોને સુચનાનો—આ ત્રણે ઠરાવો પ્રમુખસ્થાનેથી મુકાઇ પસાર થયા હતા.

**ઠરાવ ૧૦ મો**— યુનિવર્સિટીએ હિંદની ભાષાઓ દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની ગોઠવણ કરવાનો પ્રો. જોશીની ગેરહાજરીમાં તેમના વતી સુરતના પ્રો. મોહનલાલ દવેએ મુકયો હતો તેને શ્રી જ્યોતિંદ્ર દવેએ હાસ્ય શૈલિએ ટેકો આપ્યા બાદ પસાર થયો હતો.

**ઠરાવ ૧૧ મો**—કવિ પ્રેમાનંદનું વડોદરામાં સ્મરણ નિત્યતાનું રહે તે માટે અભ્યાસ સંશોધનની સંસ્થાપન તેનું નામ પ્રેમાનંદ સાથે જોડવા, ને કવિની શિલ્પાકૃતિ કૉલેજમાં ઊભી કરવા, પ્રેમાનંદ ગ્રંથમાળાનું સંપાદન કરવા અને ભંડોળ ઉભું કરવાનો ઠરાવ શ્રી. રામનારાયણ પાઠકે મુકતાં તેને શ્રી રમણલાલ દેસાઇ, ઉમાશંકર જોશી, ઝીણાભાઇ દેસાઇ, શ્રી. રાવજીર અને શ્રી. કનૈયાલાલ મુનશીએ સબળ શબ્દોમાં ટેકો આપ્યા પછી ઠરાવ પસાર થયો હતો.

ત્રણે દિવસે રાત્રે 'રંજન' કાર્યક્રમની યોજના થઇ હતી. તેમાં પહેલે દિવસે બહેનોના ગરબા ઇત્યાદિનો કાર્યક્રમ થઇ બીજે દિવસ સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇ રચિત **"શાકુંત-સંભવ"** નાટિકા રજૂ કરાઇ હતી. એમાં બે બહેનો—શ્રી. વીણા ગૌતમ અને શ્રી. રમણલાલ દેસાઇનાં પુત્રીએ હૂબહૂ તાદૃશ્ય દશ્યોનો સુંદર અભિનય વ્યક્ત કર્યો હતો. નાટિકા પ્રાસંગિક હોઇને સ્થળે સ્થળે મનોરમ કટાક્ષ વેરાતાં પ્રેક્ષકોમાં હાસ્યના ફુવારા છૂટતા હતા.

આમ સાહિત્યપરિષદના આ સંમેલનમાં સાક્ષરો—લેખકોનું સુભગ મિલન થઇ, (જો કે કેટલાકોને પ્રવેશદ્વારપાસે નહિ ઓળખી શકવાથી કંઇક કચવાટને બાદ કરતાં) આખુંય સંમેલન સફળ થઇ ગયું, એમ નિર્વિવાદ કહી શકાય.

આમ હવે, સાહિત્ય પરિષદને પ્રમુખપદે બિરાજેલાં વિદ્યાબહેન સાહિત્ય પરિષદનાં ભિન્ન ભિન્ન બળોને એકત્ર કરી, તેમના ઐક્યને મજબૂત બનાવી આપણા સાહિત્યને ઉન્નતિના માર્ગે લઇ જશે એવી આશા જરાય અસ્થાને નથી.

# દિલમાં:-તોય દૂર, દૂર!

લેખક : શ્રી રામમોહનરાય જસવંતરાય

"સુન્દર ! સુન્દર, તને ક્ષણેક તો મેં ઓળખી પણ નહિ ! ત્રણ વર્ષમાં આટલો બધો ફેર ?"

શીતળ જળની રંગબેરંગી ઝરણીઓ ઉછાળી રહેલ, વિશાળ ફૂવારાના બંધને અઢેલીને એક તરુણી ઉભી હતી. તેની નજર મારા તરફ વારંવાર આવતી દેખાઈ; અને એનો ચહેરો પણ પરિચિત હોય એમ લાગ્યું. તેથી એ કોણ છે તે જાણવાને પાસે જતાં, હું આશ્ચર્યચકિત થઈ બોલી ઉઠ્યો: "સુન્દર ! તું દિલ્હીમાં ક્યાંથી,–ક્યારથી છે ? મધુરબહેનની સાથે જ આવી હોઈશ."

સુન્દરે મંદ સ્મિત કર્યું. એ હસતી ત્યારે એની મનોહર આંખો પણ હસતી, એના સુરમ્યવદનમાં અનન્ય ઝળકાટ વિલસતો અને કોમળ ગલોમાં નાનકડા સુમોહક ખાડા પડતા.

"મનુભાઈ, તમે ગામડિયણ સુન્દરને ભૂલી જાઓ; પણ સુન્દર તમને કેમ વીસરે ? હું તો જીવીશ ત્યાં સુધી તમને અને તમારો મધુર સદ્‌ભાવ કદિય ભૂલી શકવાની જ નથી, મારા બચપણના સાથી, દિલના દોસ્ત અને સ્નેહાળ મિત્રગુરુ !" સુન્દરે કહ્યું. "હું તમને ક્યારની જોઈ રહી હતી. તમારું ધ્યાન આ તરફ ખેંચાયું ન હોત, તોપણ તમને મળ્યા વિના તો હું ન જ જાત. આપણે છૂટાં પડ્યે ત્રણ વર્ષ થયાં તમે કહો છો; પણ મને તો ત્રણસો વર્ષોય થઈ ગયાં હોય, એમ લાગે છે !"

ગઈ કાલની સુન્દર અને આજની સુન્દરમાં અજબ ફેર દેખાતો હતો. આગળની સુન્દર બાલિકા–બાલા હતી; અત્યારની નવયુવતી દેખાતી હતી. પહેલાંની સુન્દરને કાંઈ કહેવું હોય, તો એ શરમમાં ને શરમમાં મૂંઝાયાં કરે,–અને માંડમાંડ બોલતી હોય તેમ, દૃષ્ટિ જમીન ઉપર રાખીને કહે. અમે બંને સાથે ઉછરેલાં અને સાથે રહેલાં, તેથી મારી સાથે બોલવાની એને છૂટ હતી, છતાં આમ થાય, ત્યારે, બીજાંનું તો કહેવું જ શું ? આજની સુન્દરનું રૂપ, દેખાવ, એના ખીલતા યૌવનને લઈને આકર્ષક અને મનોરમ સવિશેષ દીસતાં હતાં. આવું તો દરેક તરુણીના પ્રસંગમાં સ્વાભાવિક રીતે બને; પરંતુ અત્યારનો સુન્દરનો યૌવન વિકાસ અસામાન્ય ખૂબસુરતી ખીલાવી રહ્યો હતો. એની બોલવાની ઝિણી ઢબમાં, શબ્દોની સુરસ પસંદગીમાં, વસ્ત્રો અને વાળની સુરમ્ય રચનામાં, અલંકાર સુઘટિત શિષ્ટતામાં, સુન્દર હતી તો એની એ; છતાં, આજ એનામાં અસાધારણ ફેરફાર જણાતો હતો હજીયે. એ બોલતી ત્યારે એના મોં પર શરમના સહેજ શેરડા તો પડતા, એની આંખો જરાજરામાં જમીન તો શોધતી: તથાપિ એનું પ્રથમનું અતિ શરમાળપણું ગયું હતું અને એનો દેખાવ તથા એની વાત કરવાની રીત, કાંઈક વધારે છૂટભર્યાં, કાંઈક વધારે વ્યક્તિત્વમય, કાંઈક વધારે સંસ્કારશીલ બન્યાં દેખાતાં હતાં.

સુન્દરની આંખોમાં મને આંસુની ઝીણી ઝરણી દેખાઈ. હું તો જાણતો હતો જે એમાં બધો દોષ મારો જ હતો અને એના હૃદયનો ઉંડો ભાવ પણ કેટલેક અંશે તો હું સમજતો હતો ! તેથી મને ય દિલમાં તીવ્ર ગ્લાનિ થઈ આવ્યા વિના રહી નહિ; છતાં ઉપલક્રિયા રમૂજનો દેખાવ કરી, વાત ફેરવતાં હું બોલ્યો:

" સુન્દર, જો ત્રણસોને બદલે ત્રીસ વર્ષ પણ આપણને જૂદાં પડયે થયાં હોત, તો તો આપણે ક્યારનાં ય સહેલાઇથી ડોસાંડગરાંની પંક્તિ પાવન કરતાં હોત !–કયેમ ખરું કની ?" મેં હસવાનો દેખાવ કર્યો.

સુન્દર પણ સમજી ગઇ. એણે રૂમાલ આંખે લગાડયો, પોતાનું પીગળતુ મન કાબૂમાં લીધું અને વાત ફેરવતાં કહ્યું: " ના. મધુર-બહેન મારી સાથે નથી. હું બે દિવસથી જ અહીં આવી છું. " જરા અટકીને એણે પૂછ્યું: " કુસુમબહેન તમારી સાથે જ હશે. અમને મેળવશો તો ખરાને ? "

એ પાછી સહેજ હસી. પણ એના મન્દ હાસ્યમાં, એની સ્નેહભરી આંખોમાં, કાંઇક ઉંડો ખેદ કે વિષાદ જેવું દેખાયું હતું, તે તો ગયું નહોતું,–ત્યાં હતું જ !

હું સોનાપુરમાં મારે મોસાળ ઉછર્યો હતો. એ એક નાનું તાલુકદારી ગામ હતું. મારા મામા ત્યાંના દરબારી રાજવૈદ્ય હતા; [illegible]વે એમને ઘણી સગવડ મળતી. અહીંથી [illegible] માઇલ ઉગાર આવેલ રાજગઢની શાળા-ઓમાં હું ભણ્યો હતો, જ્યાં દરરોજ જવા-આવવાની મારે માટે ખાસ ગોઠવણ ઠાકોર સાહેબના હુકમથી કારભારીએ કરી આપી હતી. કારભારીનું મકાન મારા મોસાળની પડોશમાં હતું; એમનાં પત્ની તે મધુરમતિ અથવા મધુરબહેન અને એમની ઓરમાન નાની બહેન તે અત્યારે મારી સાથે વાત કરી રહેલ સુન્દરમતિ. સુન્દરનાં માબાપ એના બાલ્યકાળમાં મરણ પામેલ હતાં; તેથી મધુર-બહેને એને પુત્રીવત્ ગણી, પોતાને ઘેર રાખી, એનું લાલન પાલન કર્યું હતું. કારભારી સુન્દરને શાળામાં અભ્યાસ માટે દરરોજ રાજ-ગઢ જેટલે દૂર મોકલવા તો ખુશી ન હતા; પણ અમારાં મકાને એ બાલિકા મારી પાસે શિક્ષણ લેવા આવે, તેમાં એમની સંમતિ મધુરબહેન મેળવી શકયાં હતાં. સુન્દરમાં ભણવાનો, એટલે વાંચવાનો, નવું નવું જાણ-વાનો શોખ બહુ હતો. તેથી મારાં અભ્યાસનાં પુસ્તકો ઉપરાંત પણ દરબારી પુસ્તકાલયમાંથી ય અમને ઉપયોગી થાય અથવા રસ પડે, એવી ચોપડીઓ તથા પત્રો મંગાવીને, મારી સાથે તે ઉમંગથી વાંચતી. પરિણામ એ આવ્યું કે એ મારાથી ત્રણ ચાર વર્ષે નાની હતી, છતાં મારી જેમ એનો વિદ્યાભ્યાસ પણ બહુ આગળ વધતો ચાલ્યો. સુન્દરનો બાંધો નાજુક હતો; એટલે હતી તેનાથી ય તે નાની દેખાતી; પણ અમારા અભ્યાસક્રમમાં એની પ્રગતિ બહુ પ્રસંશનીય હતી; મારા પ્રશ્ન-પત્રોના ઉત્તર એ સહેલાઇથી આપી શકતી તથા મારા જેટલી જ સફળતા એણે નિબન્ધો વગેરેના લેખનમાં મેળવી હતી,–જો કે હું પણ મારા વર્ગમાં સામાન્ય રીતે પહેલો નંબર રાખતો.

અમારા આવા નિત્યનાં વિપુલ સહવાસને લઇને, અમારા બંને વચ્ચે સ્નેહભાવ થયો, વધ્યો, દૃઢ બન્યો. છતાં–મારો પ્રેમ તે સમયે કદાચ સુન્દરના જેટલો દૃઢ કે ઉંડો બન્યો નહિ હોય, અથવા તે કેટલો ગાઢ હતો, તે હું પૂરું સમજી શક્યો નહિ હોઉં, એમ હવે મને દીસે છે; નહિ તો પાછળથી જે બન્યું તેમ થવા ન પામત !

મારી માતા મને નાનો મૂકી સ્વર્ગવાસી થઇ હતી. તેથી બાલ્યકાળથી હું મારાં મામા મામીની પાસે જ ઉછર્યો હતો. મારા પિતાજી પૂર્વ આફ્રિકામાં રાજ્યની નોકરીમાં મોટે દરજ્જે ચડયા હતા અને ત્યાં એમણે પૈસો તેમજ સન્માન પણ સારાં મેળવ્યાં હતાં. છતાં સ્વદેશ આવવાની બહુ અનુકૂળતા એમને નહતી એટલે લાંબે સમયે જ તેઓ આવી શકતા, અને તે પણ ખાસ કારણ હોય ત્યારે. એમની ઇચ્છા મૂળથી મને વિદ્યાભ્યાસ અર્થે વિલાયત રાખવાની હતી, પરન્તુ મારાં મામી નિ:સન્તાન અને મને જ પુત્રરૂપ ગણતાં હોવાથી, મારી ઉમ્મર તથા બુદ્ધિ પાકટ થયા પછી તેમ કરવા દેવાના એમના આગ્રહને પરિણામે, મારા બાપુનો એ

વિચાર મુલતવી રહ્યો હતો. અન્તે, હું બી એ. ની પરીક્ષામાં માન સાથે પસાર થયો; એટલે એમને પણ હવે મારા વિલાયત જવા માટે સંમતિ આપવી પડી.

પરન્તુ આ દરમિયાનમાં મધુરબ્હેનની ઇચ્છા અને પ્રેરણાથી અમારા કારભારીએ, મારા મામાની પાસે, મારૂં સુન્દરની સાથે સગપણ કરવાનું માગું કર્યું. આ વાત આમ જ બનશે, એમ તો બધાંય ધારી બેઠાં હતાં. અને બંને કુટુમ્બને એ વસ્તુ અનુકૂળ હતી. પણ હવે મારે વિદેશ જવાનું પાસે આવ્યું એટલે આ સમ્બન્ધમા ચોકસ નિર્ણય કર્યા પછી જ મને જવા દેવો, એવા નિશ્ચયમાં પણ એ બંને કુટુંબ એકમત થયાં.

અમારો મારો અને સુન્દરનો–અભિપ્રાય પૂછવામાં આવ્યો અમે તો એક બીજાંને એટલું બધું ચ્હાતાં હતાં કે " એમાં મને પૂછવાનું હોય નહિ. તમે જે ઠરાવશો તેને હું અનુકૂળ જ છું. " એવો મેં ઉત્તર આપ્યો. પણ સુન્દર ચોક્કસ જવાબ આપતાં ઘણી મુંઝાતી હતી,–એટલી બધી એ વિચારવન્ત અને મર્યાદાશીલ હતી. છેવટે મેં ખાનગી વાતચીતમાં એના ઉપર દબાણ કર્યું અને કહ્યું કે " તારી સંમતિ નહિ મળે, ત્યાંસુધી આપણા વિવાહનું નક્કી ગણાશે નહિ અને મારાથી વિલાયત જવાશે નહિ ! " તેથી છેવટે એણે પોતાનું દિલ ખોલીને એક જ પ્રકારનો ઉત્તર મધુરબ્હેનને તથા મને લખી આપ્યો.

એણે જણાવ્યું કે " મધુર બ્હેન કહે અને હું ના કહું, એવી આ દુનિયામાં કોઇ ચીજ નથી. મારાં સાચાં મા એજ છે. અને ગોઠવણમાં તો મારૂં પરમહિત એ સાધી રહ્યાં છે. વળી, હું મનુભાઇને ખરા જિગરથી

ચ્હાતી આવી છું. એમની સાથે મારું લગ્ન થાય, એમાં હું મારી જિન્દગીનું ખરું કલ્યાણ માનું. ઉપરાન્ત, એમના સ્નેહ અને ઉપકારને વશ હું એટલી બધી છું કે હું સદાય એમની ઇચ્છાને વશ રહેવા ચ્હાઉં. એમની સાથેના લગ્નમાં હું સુખી જ થઇશ, એ વિશે મને જરાય સંશય નથી. કારણ કે અમારા, એક બીજાંના, સ્વભાવ પણ ઘણી રીતે મળતા છે.

" પરન્તુ તેઓ હવે બ્હારની દુનિયામાં જવાના-ફરવાના છે. મારા જેવી સાધારણ ભણેલી, સામાન્ય દેખાવવાળી, ગામડામાં ઉછરેલી છોકરીના કરતા એમને વધારે સારી બાલા મળતી હોય અને તેની સાથે એમનું મન વધારે મળે, તો તેની સાથે લગ્ન માટે પસંદગીની છૂટ એમને રહેવી જોઇએ. તેથી એ પાછા ન આવે અને બીજી કન્યા સાથે લગ્ન ન કરે, ત્યાંસુધી મારે એમની રાહ જોવી, એવી ગોઠવણ હું વધારે યોગ્ય માનું છું એમનું પરમસુખ સધાય, એ માર્ગમાં હું અંતરાયરૂપ ન બનું; એટલા ખાતર પણ એમને અત્યારથી બાંધી લેવા ન જોઇએ. "

સુન્દરનો આ જવાબ મળ્યો, તે પહેલાં મારા બાપુનો વિચાર ખાસ પૂછવામાં આવ્યો હતો. એમનો અભિપ્રાય તો એક જ હતો, તેમણે લખ્યું: " લગ્નની વાત એવી છે, જેમાં તમે બધાં ત્યાં હાજર હોઇ, સુયોગ્ય પસંદગી માટે ચોકસ- તપાસ તથા નિર્ણય કરી શકો એમ છો. હું દૂર હોવાથી તેટલા પૂરતો સાવ નકામો છું. પરન્તુ ચિ. મનુભાઈ હવે લાયક ઉમ્મરનો થયો છે, તેથી એની પૂરેપૂરી ઇચ્છા તથા સંમતિ હોય, એમ જ કરવું. " પરિણામ એ આવ્યું કે મારું અને સુન્દરનું સગપણ નકકી થયું અને મારે બનતી અનુકૂળતાએ વિલાયત જવાનું પણ ઠર્યું. પરન્તુ આ ભાંજગડમાં એટલો બધો વખત ગયો, મારા પિતાજી દૂર દેશમાં-અને કારભારીને વખતો વખત દિલ્હી જવાનું થતું હોવાથી, પત્ર વ્યવહારમાં સ્વાભાવિક રીતે વિલંબ થાય; એટલે આ દરમિયાનમાં મેં એલએલ. બી. ની પરીક્ષા પણ પ્રથમ વર્ગમાં પસાર કરી તથા સુવર્ણ ચન્દ્રક અને પારિતોષિક પ્રાપ્ત કર્યાં હતાં. મારી અને સુન્દરની મૈત્રી તેમજ અમારું સહવાંચન તો ચાલુ જ હતાં. અમારું સગપણ જાહેર થયું નહોતું; છતાં સુન્દરને થોડો સમય, શરમને લઇને, મુંઝવણ નડી; પણ મારા, મારાં મામી તથા મધુરબેનના આગ્રહને વશ થઇને, એણે ધીમે ધીમે મારી સાથેનું વર્તન, પહેલાંની જેમ ચાલુ રાખ્યું હતું.

હું વિલાયત ગયો અને બેરિસ્ટરની પરીક્ષામાં પણ મેં ઉત્તમ સફળતા મેળવી. આ દરમિયાન મારો અને સુન્દરનો પત્રવ્યવહાર ચાલુ જ હતો, પરંતુ પાછાં ફરતાં સ્ટીમર પર અમારી જ્ઞાતિના એક ઉત્તર હિંદુસ્થાનના કુટુંબના વિશેષ પરિચયમાં હું આવ્યો; ત્યાર પછી, સુન્દરના કાગળો તો મને નિયમિત મળ્યે જતા હતા પણ મારા પત્રોમાં વધતી વધતી મંદતા આવવા લાગી ! કારણ કે એ કુટુંબની એકની એક પુત્રી કુસુમ, જે વિલાયતમાં ઉંચી કેળવણી માટે રહેલી, તે પોતાનાં માતાપિતા સાથે સ્વદેશ પાછી ફરતી હતી, તેની સાથેના મારા અંગત પ્રસંગો વધતાં, એની મોહજાળ મારા હૃદય ઉપર અધિક અધિક છવાતા લાગી હતી. એ તરુણીની ખૂબસુરતી, એની બોલવાની ચાતુરી તથા એણે સંપાદન કરેલ વિદ્યાકળાની કુશળતા, એના ઝળકાટથી હું તત્કાળ ઘણો આકર્ષાયો અને સાચું કહું તો એની પાછળ ગાંડા જેવો જ થઇ ગયો ! એણે વિલાયતી સંસ્કાર પૂરેપૂરા મેળવેલા મને દેખાયા અને સામાન્ય રીતે એ યુરોપીય રીતરિવાજ પસંદ કરતી હતી. મારા કુદરતી મન્તવ્યની આ મદ્દ વિરૂદ્ધ હતું; છતાં કુસુમનું સઘળું, એના પશ્ચિમ રંગ્યાવિચાર અને વિદેશી આચાર,

મને અત્યારે સરસ, સર્વશ્રેષ્ઠ લાગતા. આ વખતે તો હું, કુસુમના મોહમાં, બધુંય એની નજરે જ જોવા લાગ્યો હતોઃ અને મારી સુશીલ, સ્નેહાળ સુન્દરને તો લગભગ ભૂલી જ ગયો ! વળી, હવે તો મને એમ પણ સમજાવા માંડયું કે મારા જીવન સંસારનું સાર્થક્ય માત્ર કુસુમ ાા સાથેના લગ્નથી જ થઇ શકે. અને કુસુમ પણ મને બહુ ચ્હાતી હોય,, એમ સહજ દૃષ્ટિએ ય દેખાતું હતું.

મારા બાપુ અમારી જ્ઞાતિમાં શ્રીમંત ગણાતા અને સુપ્રસિદ્ધ હતા. ઉપરાંત, મારી વિદ્યાભ્યાસની સિદ્ધિ પણ જાણીતી હતી. તેથી કુસુમનાં વડીલોને અમારો પરસ્પર સ્નેહ તથા અમારૂં લગ્ન થાય, એ ઘણું અનુકૂળ જ હતું. એટલે મારો અને કુસુમનો પરિચય વધે, તે ખાતર એમણે ખૂબ સગવડ આપી હવે, જો સુન્દરની સાથે મારા વિવાહનું માગું પણ કર્યું હોત ! છતાં કુસુમનું અને મારૂં મન એવાં એકરૂપ થઇ ગયાં હું માનતો હતો કે મારી એ મુશ્કેલ પરિસ્થિતિથી મેં એને વાકેફ કરી, પરંતુ મારા હૃદયની ગૂચ કે મુંઝવણ એને તો જરા ય સકારણ અથવા કઠિન ન દેખાઇ. એનો દૃઢ અભિપ્રાય એ હતો કે " દરેક મનુષ્યે પોતાનું જીવન સુખ સાધવું, એ કર્ત્તવ્ય માત્ર હતું: એટલે એમાં ઇતર વ્યક્તિ સાથેનું બંધન હાનિકારક હોઇ, તે દૂર કરવામાં કોઇ સિદ્ધાંત આડે આવી શકે નહિ વળી, અહીં તો ફક્ત સગપણ જ કરવામાં આવેલ હતું, જેનો અર્થ એ હતો કે બંનેને ફરી વિચાર માટે અવકાશ રહે; નહિ તો સગપણને બદલે લગ્નજ કેમ ન કરે ? "

આ વખતે હું પૂર્ણ રીતે કુસુમમય જ થઇ ગયેલ. મને મુગ્ધ કહો કે ગાંડો કહો, હું એનામાં એવો તો તલ્લીન થઇ ગયો હતો કે તેના આ સત્યાભાસ ભર્યા, ભ્રમજનક વિચાર મને બહુ ડહાપણ ભરલ લાગ્યા; અને પરિણામે મેં મારાં વડીલોને અને સુન્દરને અમારૂં થયેલ સગપણ રદ કરતા પત્ર લખી દીધા. વળી. એમાં પણ જણાવ્યું હતું કે હું અન્યત્ર વિવાહ સંબંધ કરવાના વિચારમાં છું ! આ મૂર્ખાઇભર્યા વિચાર પરિવર્તનને લઇને લખેલા કાગળોના ઉત્તર પણ મારા મુંબાઇ આવ્યા પછી મળી ગયા. મારા બાપુનો તટસ્થતા દર્શાવતો, મામીનો અત્યંત શોક ભર્યો અને મધુરબ્હેનનો ક્રોધપૂર્ણ પત્ર હતો. સુન્દરે તો એટલુંજ લખ્યું હતું કે " તમારા જીવનસુખની યોગ્ય સાધનામાં હું કોઇ રીતે અંતરાય કે વિઘ્ન રૂપ થવા ઇચ્છું નહિં–અને ઇચ્છતી પણ નથી. પ્રભુ તમારૂં સર્વ પ્રકારે શુભ કરો, એ મારી અંતઃકરણની પ્રાર્થના છે."

આ પછી તો મેં સોનાપુર જવાનું માંડી વાળ્યું; અને મારૂં તથા કુસુમનું સગપણ નકકી થયું એટલે હું એનાં પિતૃગૃહે અલાહાબાદ ગયો મારા પિતાજીને લખી દીધું કે અમારૂં લગન એમના દેશમાં આવવા ઉપર મુલતવી રાખવામાં આવ્યું છે. આ હકીકત મારાં મામામામીને પણ મેં જણાવી. પણ મધુરબ્હેનને કે સુન્દરને તો એમના કાગળોનો જવાબ લખવા જેટલો વિવેક પણ મને ન સૂઝયો; તો પછી એમની પાસે મારા રૂક્ત અપકૃત્ય માટે દિલગીરી દર્શાવવાની તો વાત જ કયાંથી હોય ?

હું સોનાપુર ગયો નહિ; અને અલાહાબાદ ગયો એ મારાં વડીલોને ખૂંચતું હતું. તથાપિ —

" કુપુત્રો કંઇ દીઠા,
કદિયન કુમાતા નહિ સુણી: "

એ સૂત્ર અનુસાર, થોડાક સમય વીત્યા પછી, મારાં મામામામીએ મને મળવા ચાહ્યું અને યાત્રા નિમિત્ત તેઓ મથુરાં આવ્યાં. ત્યાં મને બોલાવ્યો અને અમે મળ્યાં. કુસુમને પણ લેતાં આવવાનો આગ્રહ એમણે કર્યો હતો, પરન્તુ અલાહાબાદની એક પ્રસિદ્ધ કલબનો 'ફેન્સીફેટ' ( ઉત્સવ ) હતો, તેમાં પોતાને ભાગ લેવાનો તેની તૈયારી કરવાની હતી, એવું બ્હાનું કહાડીને એ ન આવી.

કુસુમનું માનસ, એના વિશેષ અને નિકટ પરિચય પછી, મને હવે કાંઇક કાંઇક ઓછું સમજાય, એમ તો દેખાવા લાગ્યું હતું. છતાં, હજી મારાં દિલ અને લોચન ઉપરનાં મોહનાં પડળ ગયાં તો નહોતાં !

મામીએ વિચિત્ર દેખાતા મારા વિચાર વર્તન સંબંધી મને સ્નેહ ભાવે પણ સખ્ત ઠપકો આપ્યો–અને સુંદરની અતિ મુશ્કેલ પરિસ્થિતિનો પણ લાગણીભર્યો ચિતાર રજુ કર્યો. મેં નમ્રહૃદયે એમનાં ઉગ્ર વચન સહન કરી લીધાં. તથાપિ સુન્દરની બાબતમાં મને મારો બહુ દોષ દીસતો ન હતો. હજી હું કુસુમની સ્વાર્થપૂર્ણ દલીલો પર રાચતો હતો, અને દરેક મનુષ્યને પોતાનું સુખ સાધી લેવાનો પૂરો હક્ક છે, એમ માની પોતાને હૃદયમાં નિર્દોષ જ ગણતો હતો. વળી મારાં મામીને તો હું પુત્ર કરતાં ય અધિક હતો; એટલે મારા અનેક દોષો પણ માફ કરવાને એમનું માતૃપ્રેમથી છલકાતું દિલ તત્પર જ હતું. આથી અમે ઘણા ભાવથી છૂટાં પડયાં.

મેં આગળ સહજ ઉલ્લેખ કર્યો છે તેમ, ધીમે ધીમે હવે મને કુસુમની પ્રકૃતિ મારી સાથે અનુગુણ છે કે નહિ, તે વિષેની શંકા વધવા લાગી. તે ઉષ્ણ લાગણીવાળી, છતાં એનો સ્વભાવ બહુ તરલ હતો; અને વિદેશમાં ઉંચી કેળવણી પામેલ, છતાં હિન્દુસંસ્કૃતિથી બહુ અપરિચિત–અને અનીતિવાન તો નહિ પણ નીતિનાં ધોરણ જરૂર પૂરતાં તે માનતી હોય, એમ વધતું વધતું દેખાતું હતું. આ સિવાય, તે પણી જિદ્દી, મનમોજી અને મિજાજી હોઇ, પોતાની સગવડને ખાતર જ સંસારનું ચક્ર ચાલતું હોય એમ વર્તતી; અને પોતાના જ અભિપ્રાયને સર્વશ્રેષ્ઠ માની, એને અનુકૂળ થવું એ સહુની ફરજ હોય, એમ એના દલીલોનો જોમ હતો. અન્તે ધીમે ધીમે એનું સંસાર સુખનું ધ્યેય, જાણે મારા કરતાં જૂદું જ હોય એમ પણ મને સમજાવા લાગ્યું હતું. [ અપૂર્ણ ]

# નાવ

લેખિકા : ગં. સ્વ. કનકકુંવર, રાણી સાહેબ ઓફ માલીઆ

:: ભૈરવી ::

ભવ દરિયે મારી નાવ, પ્રભુ પાર ઉતારો;
ડુબું છું હવે નાથ, તમે આવી ઉગારો.
તેંજ રાખી લાજ, પ્રભુ ભક્ત મીરાંની,
તેંજ પત્થરની પ્રભુ અહલ્યા બનાવી.
તારો છે આધાર મને પ્રાણથી પ્યારો,
તેંજ સુદામાની ઝુંપડીનો મહેલ બનાવ્યો.
તેંજ પાંડવ દુત બની દુશ્મનને હરાવ્યો,
છો દીન દયાળુ નાથ, હાથ ઝાલીને તારો.
તેંજ ધના ભક્તના ખેતરને તાર્યું,
હવે ધીરજ નથી રહેતી પ્રભુ તારો કે મારો.
ભક્ત[1] માટે તેંજ વિભૂ છાપરૂં ચાયું,
લીલાવતીના[2] નાવને તેં ડુબતું બચાવ્યું.
કનકના તમો સાચા સ્વામી, આવી ઉગારો.

O

# સ્વ. મનુબ્હેન દેસાઈને નિવાપાઞ્જલિ

વદન પર સૌમ્યતા હોઠ પર મૃદુ સ્મિતા,
દર્શને પ્રથમ જે દ્વય હાથ જોડતાં;
વિનય વિવેકથી પ્રૌઢ શાં, તોય શક્તિ યુવાની,
આજ ના એ મળે થઇ ગયાં અમર એ સ્વર્ગમાંહીં.

યાદ મૂકી ગયાં, નિત્ય કાર્યો તણી, ક્ષણક્ષણે યાદ એ આજ આવે,
ના મળે મૂર્તિ માધુર્યની, એ છટા વહી ગઈ શું હંમેશ માટે ?
અર્ઘ્ય અર્પું ત્હને બાલ હું ન્હાનડો, પુષ્પ ને જલ વડે તર્પું તમને;
સ્વીકૃત કરો અલ્પ એ અંજલિ અર્પું હું ના'નડી ફૂલ–પાંદડી શી.

શ્રી. બાબુલાલ હિરાલાલ શાહ

1. ભક્ત નામદેવ. 2 સત્યનારાયણની કથામાં આવે છે તે.

# ચર્ચાપત્ર

શ્રી તંત્રી, 'ગુણસુંદરી'

ગુણસુંદરી પત્રમાં નીચેના ચર્ચાપત્રને સ્થાન આપી આભારી કરશો એવી આશા છે.

'સ્ત્રીશક્તિ'ના તા. ૭–૩–૧૯૪૩ ના અંકમાં તંત્રી લેખમાં 'નારી અને સ્ત્રી' વિષે ચર્ચા કરી છે તેમાં જણાવ્યું છે કે "નારી ઉપરાંત પ્રમદા, સુંદરી, શ્યામા, ભામિની, કામિની, રમણી, લલના અને એવા બીજા બધાય શબ્દોનો અમે બહિષ્કાર કરેલો છે. જે છાપાને તંત્રીપદે સ્ત્રીઓ હોય અને સ્ત્રીઓને ખાતર જ જેનું આગટય હોય તે છાપામાં સુંદરી, શ્યામા, રમણી લલના વગેરે શબ્દો લખાઇ શકે કે કેમ? ન જ લખાય એમ નક્કી થયું. એ બધા શબ્દો તો લોલુપ પુરુષોએ સ્ત્રીઓ પ્રત્યેની લોલુપતાને લીધે ઉપજાવી કાઢેલા છે. નારી શબ્દ એવા જ પ્રકારના શબ્દનું એક સ્વરૂપ છે. નરને માટે સરજેલી, નરને સ્ત્રીનાં કપડાં પહેરાવીને બનાવેલી, નરને આધીન રહેનારી–એવા ભાવ નારી શબ્દમાં ગુંથાયલા છે. નારી શબ્દ સ્વતંત્ર નથી."

ઉપરના કથનમાં સ્ત્રી વિષે બીજા શબ્દો માટે હાલ હું કંઇ કહેવા ઇચ્છતો નથી, પણ નારી શબ્દમાં 'સ્ત્રીશક્તિ'ના તંત્રીશ્રીએ જે ભાવ માન્યો છે તે સંસ્કૃતના કોઇ શબ્દકોશમાં કે સાહિત્ય ગ્રંથમાં વ્યક્ત કરેલો છે કે કેમ, અને વ્યક્ત કર્યો હોય તો તે શબ્દકોશનું કે સાહિત્ય ગ્રંથનું નામ જાણવા ઇચ્છું છું. વળી 'નારી' શબ્દમાં એવો ભાવ છે તો 'દેવી' શબ્દમાં કેવો ભાવ છે તે પણ જાણવું ઠીક પડશે. સભાઓમાં ભાષણકર્તા પોતાનું ભાષણ શરૂ કરતાં 'સજ્જનો અને સન્નારીઓ' એમ સંબોધે છે ત્યાં 'નારી' શબ્દ પ્રત્યે 'સ્ત્રીશક્તિ'ને અણગમો કે વાંધો હોય તો સન્નારીને બદલે કયો શબ્દ વાપરવાની તે સુચના કરે છે?

વળી સંસ્કૃત સાહિત્યમાં શંકર ને અર્ધનારીશ્વર કહ્યા છે ત્યાં અને મનુસ્મૃતિ કહે છે કે યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા, એ વાક્યમાં નારી શબ્દમાં પુરુષની લોલુપતા, તેને આધીનતા કે કયો ભાવ સમાએલો છે? અને નરથી આધીન રહેનારી–એવા ભાવ નારી શબ્દમાં ગુંથાએલા છે, એમ 'સ્ત્રીશક્તિ' માને છે તો 'શિષ્ય'ની નારી જાતિ 'શિષ્યા'નાં અને 'છાત્ર'ની નારી જાતિ 'છાત્રા'માં કયા ભાવ ગુંથાએલા છે?

અને વ્યાકરણમાં 'નર જાતિ' 'નારી જાતિ' વગેરે શબ્દો વપરાય છે, તેમાં 'નારી જાતિ' એ શબ્દને માટે કયો શબ્દ વાપરવો જોઇએ એ પણ સુચવે છે?

હું તો માનું છું કે ભાષાના અનેક શબ્દોની પેઠે 'નારી' શબ્દ માત્ર નર શબ્દનો નારીજાતિ સૂચક શબ્દ જ છે, એમાં એથી વિશેષ બીજો કોઇ ભાવ નથી. જો મારૂં કહેવું ખોટું હોય તો એ પત્રના તંત્રીશ્રી સમજાવશે એવી આશા છે.

આ બધા પ્રશ્નોનો ખુલાસો 'સ્ત્રીશક્તિ' કરશે એવી આશા છે.

તા. ક. જે પત્રમાં મૂળ ચર્ચા પ્રકટ થઇ હોય તેમાં તે વિષેનું ચર્ચાપત્ર છપાય એ ઉચિત છે, માટે ઉપરનું ચર્ચાપત્ર 'સ્ત્રીશક્તિ'ના તંત્રીશ્રી ઉપર મોકલાવ્યું હતું, પણ ત્યાંથી એમ લખાઇને પાછું આવ્યું છે કે "આ ચર્ચા અન્ય પત્રોમાં શરૂ થાય તે ઘણું ઇચ્છનીય છે." માટે આ ચર્ચાપત્ર ગુણસુંદરી તરફ મોકલું છું.*

'પાટીદાર' મંદિર, આણંદ — નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ

* સંજોગાનુસાર આ ચર્ચાપત્ર મોડું પ્રસિદ્ધ થવા પામેલ છે.



## ગુણસુંદરી

" જગતને સુંદરીઓજ સુંદર રાખશે તેટલું તે સુંદર રહેશે. કુટુંબને કુલવંતી ગૃહીણી મેલ નહિ ચડવા દે તેટલા નહિ ચડે. સંસારને સ્ત્રીસમાજ નીમંળી છાંટશે તેટલો તે નિર્મળ રહેશે. "

—નાનાલાલ

મહાત્મા તુલસીદાસજીનાં ધર્મપત્ની એ એક આદર્શ કવિત્રી હતાં, તેમનું નામ રત્નાવલી હતું. બાલ્યાવસ્થાથીજ તે બહુ કુશાગ્ર બુદ્ધિવાળાં હતાં. તેમની પ્રકૃતિ સરળ અને મિલનસાર હતી. બાળપણમાંજ તેમણે વાલ્મીકિ રામાયણ, પિંગળશાસ્ત્ર તેમજ ધર્મનું અધ્યયન કર્યું હતું. શિવપાર્વતીની ઉપાસના તો તે નિત્ય નિયમપૂર્વક કરતાં હતાં.

વિ. સંવત ૧૬૦૯ માં ૧૨ વર્ષની ઉંમરે ગોસ્વામી તુલસીદાસજી સાથે તેમનું લગ્ન થયું. તે પતિભક્તાપરાયણ સ્ત્રી હતાં. તેમણે પતિને સહજ ઉપદેશ કર્યો કે " મારી કાયા નશ્વર છે. તેના પર આટલી બધી આશક્તિ શી ! પ્રેમ શો ! પ્રભુને ભજીએ તો મોક્ષ મળે. " આ વસ્તુ તેમને કાવ્યદ્વારા સમજાવી. તુલસીદાસને તેના પર અનન્ય પ્રેમ હતો, એટલે તેની વાત તરતજ ગળે ઉતરી. તેમનો નારીપ્રેમ ભગવત્ પ્રેમમાં પલટાઇ ગયો. અને જ્યાં પ્રવાહ બદલાયો કે તે બીજાજ બની ગયા. એક અંધારી રાત્રે કોઇ પણ ન જાણે તેમ ક્યાંના ક્યાં નીકળી ગયા. બિચારી રત્નાવલી તેથી ખૂબજ દુઃખી થઇ. આ પ્રસંગથી તુલસીદાસજી પણ અતિશય દુઃખી થયા પરંતુ તેમની લાગણીઓનું દર્શન તેમણે તેમના દુહામાં કર્યું છે. જે દુહાના પ્રતાપે અનેક સ્ત્રીઓને આશ્વાસન મળે જ્ઞાન મળે ને તેમાંથી ઉપદેશ મેળવે. આપણું સાહિત્યનું સંશોધન કાર્ય હજી કેટલો બધો પરિશ્રમ માગી રહ્યું છે તેનો સહજ ખ્યાલ રત્નાવલી જેવાં કવિત્રીને અંધકારમાં રાખ્યાથી થાય છે. હિંદી સાહિત્યમાં પણ તેમનું ' રત્નાવળી દુહા સંગ્રહ ' એ ન્હાનું પણ ઉત્તમ પુસ્તક છે. હું તેમાંથી બે ચાર દુહા વાંચકની સમક્ષ મૂકું છું. તેમણે પોતાનાં જીવનને લગતા દુહા લખ્યા છે ને તેની સાથે સાથે ઉપદેશાત્મક દુહા પણ છે.

( ૧ )

"હાય સહજ હી હોં કહી લહો બોધ હિરદેસ,
રત્નાવળી જંચ ગઇ પિહિય કોય વિસેસ.

( ૨ )

સુલહ વચન અપકૃતિ ગરલ રતન પ્રકૃત કે સાથ;
લો સોકહં પતિ પ્રેમ સંગ હંસ પ્રેમકી ગાથ.

( ૩ )

કહિ અનુસંગી વચન હું પરિનતિ હિયે વિચારી;
જો ન હોય પછિતાવ ઉરા રત્નાવળી અનુહારી.

( ૪ )

નાતિ પૈર કરું રજુ અહિ, કરું અહિ રજુ લખાવ;
રજુ રજુ અહિ અહિ કબહુ રતન સમયકી બાત."

આ ઉપરાંત સ્ત્રીઓને તેમણે ખૂબજ ઉપદેશ આપ્યો છે. બધાજ દુહા અહિં ઉતારવા શકય નથી. પણ આવા સ્ત્રીરત્નને આપણે કદી ભૂલવા જોઇએ નહિ. ઉપરનું નાનાલાલનું વાક્ય સર્વાંશે ખરૂં છે કે સ્ત્રીઓ ધારે તે કરી શકે છે ને જીવન સર્વાંગ સુંદર બનાવી શકે છે.



—અખિલ હિંદ હિંદુ મહિલા પરિષદની બેઠક અમૃતસર ખાતે હિંદુ મહાસભાના અધિવેશનની સાથેજ મળશે. પરિષદના પ્રમુખ તરીકે શ્રીમતિ જર્નાબાઇ જોશીની વરણી થઇ છે.

—અમદાવાદની મહિલા પાઠશાળા તરફથી એક રંજન કાર્યક્રમ સંસ્થાની આર્થિક ખોટને પહોંચી વળવા પ્રત્યેક વર્ષની માફક આ સાલ પણ પ્રેમાભાઇ હોલમાં શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાનજીના પ્રમુખપદે ઉજવવામા આવ્યો હતો.

—કલકત્તાની કેમ્પબેલ મેડીકલ સ્કુલ અને હોસ્પીટલમાંની ૧૦૦ જેટલી મહિલા વિદ્યાર્થીનીઓ કેટલાક હુકમો અને શાળાના રક્ષણની અપુરતી જોગવાઇને લીધે હડતાળ ઉપર ઉતર્યાં છે.

—અમેરીકાની વેસ્લી કોલેજમા અભ્યાસ કરતાં શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિતનાં પુત્રી કુ. ચંદ્રલેખા પંડિતને ન્યુયોર્કના સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ટાઇમ' સાથે જોડાવાનું નિમંત્રણ મળ્યું છે-હવે તેઓ હિંદની પરિસ્થીતિને લગતા વિષયો ઉપર લખશે.

—હિંદ, ચીન અને બીજા કેટલાય યુરોપીયન દેશોના નમુના રજુ કરતું સ્ત્રીઓનું આંતરરાષ્ટ્રીય પ્રદર્શન ન્યુયોર્કમાં ખોલવામાં આવ્યું છે.

—પટણામાં ડૉ. રાજેન્દ્રપ્રસાદની ૫૯મી જન્મ જયંતિ ઉજવવામાં આવી હતી-તેમાં પાંચ સ્ત્રીઓની આ સંબંધમાં સરઘસ કાઢવા માટે ધરપકડ કરવામાં આવી હતી.

—વડોદરાના શ્રી જૈન મહિલા ઉદ્યોગાલયનો ઇનામ સમારંભ સૌ. હીરાબ્હેન પ્રાણલાલ નાણાવટીના પ્રમુખપદે થયો હતો.

—વડોદરાની તમામ સ્ત્રી સંસ્થાઓ તરફથી લેડી વિદ્યાબ્હેન નીલકંઠને જાહેર માન આપવાનો એક મેળાવડો ગઇ તા. ૨૮મીએ વડોદરામાં યોજાયો હતો.

—વલસાડ મ્યુનિસિપાલીટીનાં માજી પ્રમુખ શ્રી. ગજરાબ્હેન નાથુભાઇ દેસાઇનું અવસાન થયું છે. સ્વ. બ્હેને પોતાના પતિ સાથે રહી વર્ષો સુધી જીલ્લાની સ્વતંત્ર સેવા કરી છે.

—વડોદરા ચિમનાબાઇ સ્ત્રી સમાજનાં એક વખતનાં મંત્રી અને પછી વ્યવસ્થાપક સભાના સભ્ય શ્રી. મનુબ્હેન દેસાઇ વડોદરા મુકામે અવસાન પામ્યા છે.

—શ્રી. સુભાષચંદ્ર બોઝ વગેરે સાત પુત્રોનાં માતા શ્રી. પ્રભાવતી બોઝનું કલકત્તામા તા. ૨૮મીના રોજ અવસાન થયું છે.

**પૂજ્ય કસ્તુરબા ગાંધી**

છેલ્લા કેટલાક સમયથી હૃદયરોગથી હેરાન થઇ રહ્યાં છે—જો કે હવે એ હુમલાઓ હળવા થઇ ગયા છે.

---

## સાભાર-સ્વીકાર

(૧) દીપમાલિકા—શ્રી. દીવાળીબ્હેન વાલજીભાઇ ભટ્ટ. (૨) આપણાં લગ્ન ગીતો—સંપાદિકાઓ : સૌ. ધનિષ્ઠાબ્હેન મજમુદાર, સૌ. નિર્મળાબ્હેન ભટ્ટ, સૌ. શ્રીદેવી મુદ્ર. (૩) રૂપ લાલસા—લે. રાજહંસ (૪) મારૂં બાળ—વિ. સ. ખાંડેકર. (૫) સંત કબીર—શ્રી. કિશનસીંહ ચાવડા. (૬) શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ત્રીજા ભા. ૧-૨—શ્રી. ચીમનલાલ મ. ડૉકટર. (૭) વડોદરા—ચંદ્રશંકર મણીશંકર ભટ્ટ. (૮) સૂરત : ભા. ૧-૨—શ્રી. મંગેશરાય જ. પાઠકજી. જેના રીવ્યુ હવે પછીના અંકમાં આવશે.

# નોંધ



**સાહિત્ય પરિષદનું સંમેલન :**

સાહિત્ય પરિષદનું સંમેલન ભરાઇ ગયું, સાક્ષરો, લેખકો, કવિઓ અને સાહિત્ય-રસિકોનો ભારે જમેલો વડોદરાના આંગણે જામી ગયો. સાહિત્યમાં પોતાને કંઇક પણ લાગેવળગે છે તેવું માનનારા સેંકડો જણ આ અધિવેશનમાં ગામ-ગામથી આવ્યા હતા. બહેનો પણ મોટી સંખ્યામા, પરિષદના પ્રમુખસ્થાને પોતા-નાંજ પ્રતીક સરખાં વિદ્યાબહેન છે એવી પોતીકી ભાવના અનુભવતાં આવી ગયાં હતાં.

*

એક દરે ઠરાવો જોતાં, પરિષદનો મુ-ખ્ય ઠરાવ ગુજરાતે પોતાની યુનિવર્સિટી સ્થાપવાને લગતો હતો.

ગુજરાતની સમસ્ત પ્રજાના ૧૦–૧૫ ટકાની વસ્તીની આસપાસજ પરિષદ અટવાયા કરે છે, એ ખરેજ દિલગીરી અને શોકની વાત છે. ભણેલા ગણેલાઓને માટે–યુક્તાહાર સામેલાઓને વધુ પુષ્ટિદાયક આહાર આપવા માટેનીજ જોગવાઇમાં એ અટવાયા કરે છે, એ સાચેજ ગુજરાતની બહુસંખ્ય પ્રજાને માટે કમનસીબ બીના છે.

આવાં પોતાની મેળે પોતાનો માર્ગ કરી શકે તેમાં શક્તિસંપન્નોની વહારે તો સૌ દોડી જાય છે, પરંતુ પોણોસો–એંશી કે પંચાશી ટકાની ગુજરાતી પ્રજા માટે પરિષદ કંઇ જ કરતી નથી, એ દિલગીરી નહિ તો બીજું શું? પરિ-ષદ વિદ્યાપીઠના ધ્યેય પાછળ પડી છે, પરંતુ અમે તો કહીએ છીએ કે ગુજ-રાતને એક વિદ્યા-પીઠ ક્યાં નથી? મહાત્માજીએ શિક્ષ-ણનો નવો ક્રમ યોજી સાબરમતીને કિનારે એક મહાન વિદ્યા-પીઠની સ્થાપના કરી છે. ત્યાં (ભલે થોડાઘણા) દેશના જુદા જુદા વિભાગોમાંથી તાલીમ લઇ ગયેલા વિદ્યાર્થી-ઓએ દેશમાં શું કરી બતાવ્યું છે તે આજે કોઇથી અજાણ નથી. એ બાબત, આ ઠરાવને સમર્થન આપવા ઊભા થયેલા ડૉ. હરિપ્રસાદ દેસાઇએ તેમની ઉત્તેજક વાણીમાં જણાવ્યું હતું. છતાં ભલે એક કરતાં વધુ વિદ્યાપીઠો

## પુરૂષોની નેતાગીરી નીષ્ફળ

પુરૂષોની નેતાગીરી નીષ્ફળ નીવડી છે એ અત્યાર સુધીના આપણા અનુભાવોથી જોઇ શકીએ છીએ. ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીઓ નેતૃત્વ લે તો જીવન સુખી થાય તે ખરૂં છે. તેઓશ્રી નેતૃત્વ લેઇ સાહિત્યની પ્રગતિ અને પ્રચારમા માર્ગદર્શન કરશે અને ગુજરાતને તેનો લાભ મળે છે એ ખ્યાલથી મને વધારે આનંદ થાય છે. આ કાર્યની સંપુર્ણ સફળતા માટે હું તો એમજ ઇચ્છું છું કે પુરૂષો મહેરબાની કરી થોડો વખત પ્રમુખસ્થાન લેવાની અપે-ક્ષાથી દુર રહે. ; —રમણલાલ વ. દેસાઇ

ગૂજરાતને આંગણે સ્થપાય, એ દષ્ટિબિંદુએ આ ઠરાવને અમે આવકારીએ છીએ.

*

બીજો અગત્યનો ઠરાવ ગાંધીજીની બંધનાવસ્થા પ્રત્યે ખેદ પ્રદર્શિત કરવાને લગતો હતો. આવા સાદા ઠરાવ પર ચૂંથણાં ચાલે એ ગુજરાતના ભણેલા ગણેલા વિદ્વાનોને માટે સાચે જ શરમજનક લેખાવું જોઇએ. છતાં પીઢ સાક્ષરોની એ મનોદશા પર જુવાન વર્ગે જે વિજય મેળવ્યો છે તે માટે અમે ગૌરવ અનુભવીએ છીએ. અને એ નવલોહિયા માનસને અભિનંદન અર્પીએ છીએ.

*

એવો જ અગત્યનો એક ઠરાવ પ્રેમાનંદનું સ્મારક રચવાને લગતો પરિષદે પસાર કર્યો છે. એને અમે અંતઃકરણપૂર્વક આવકારીએ છીએ. પ્રેમાનંદ હતો કે નહિ, એના નામે ચડેલાં નાટકો એનાં રચેલાં હતાં કે નહિ, એવા એવા વિવાદો હવે આપણા સાક્ષરો વેગળે ફેંકી દે તો વધારે સારું. એને બદલે, એ ( ભલે કહેવાતી ) પ્રેમાનંદની વાણીએ ગુર્જર ગૃહોમાં જે સ્થાન મેળવ્યું છે, ગુજરાતના નરનારીના અંતરમાંથી યાસે—અનાયાસે એની વાણી વખતોવખત વહે છે અને ચૈત્ર માસમાં તો એનાં આખ્યાનો ઘેર ઘેર આપણી બહેનોમાં ગવાય છે તે જોતાં એ આપણો જનતાનો કવિ છે. એ ભલે દવિવાણી ન હોય પરંતુ જનતાની વાણી છે, એ દૃષ્ટિએ જોતાં એ પ્રજાના કવિનું એને અનુરૂપ ભવ્ય સ્મારક રચાય. એનાં સર્જનોની સંશોધિત આવૃત્તિઓ પ્રસિદ્ધ કરાય તો એટલું પણ આમજનતા પ્રત્યેનું ઋણ પરિષદે અદા કર્યું લેખાશે, એવું અમારૂં નમ્ર મંતવ્ય છે. માત્ર એની શિલ્પાકૃતિ તૈયાર કરી વડોદરાના કોઇ જાહેર સ્થળે મૂકવાથી એ અર્થ સરવાનો નથી; પરંતુ એની સંશોધિત વાણી ગુજરાતમાં ઘરે ઘર પહોંચી જાય એવી યોજના કરવાનું પરિષદે હાથ ધરવું જોઇએ.

આમ એકંદરે આ મુખ્ય ઠરાવોમાંનો છેલ્લો ઠરાવ પણ જો પરિષદ સક્રિય રૂપે અપનાવશે તો તેણે ઘણું કર્યું લેખાશે. બાકી, મૂળરાજ શતાબ્દી સંબંધે બે વર્ષ થયાં પરિષદે ઠરાવ કર્યો છતાં કંઇ જ કર્યું નથી, તેમ જો એ ઠરાવ કાગળ પર જ રહેશે તો તો પરિષદનું આજે જે વગોવણું ઠેરઠેર થઇ રહ્યું છે તે ચાલુ જ રહેશે. શ્રી. વિદ્યાબ્હેનને આટલું તો કરવા અમારી નમ્ર વિનંતિ છે.

*

**શ્રી. કસ્તુરબા ગાંધી :**

શ્રી. કસ્તુરબા ગાંધીની અસ્વસ્થ તબિયતના સમાચારો જનતામાં પ્રસરતાં ઠેરઠેર ચિંતાની લાગણી વ્યક્ત કરવામાં આવે છે. મહાત્માજીનાં જીવનસાથી અને એમનાં કાર્યોમાં સદા સાથ આપનાર કસ્તુરબાને એમની એવી નાદુરસ્ત તબિયત વખતે પણ સરકારે તેમને જેલમુક્ત નહિ કરવાનું જાહેર કર્યું છે. ખરેખર, આવી નાદુરસ્ત તબિયત છતાં તેમને બહારની હવા નહિ લેવા દેવાનું નિર્માણ કરનાર સરકાર માટે અમે કંઇ જ નહિ લખતાં, અને માત્ર મૌન જ સેવીને બેસી રહીએ છીએ.

**ઘણું જીવો કસ્તુરબા**

*

**સાહિત્યકારો અને "રામરાજ્ય" :**

વડોદરામાં સાહિત્ય પરિષદનું સંમેલન ગળ્યું તેજ અરસામાં કલા અને સાહિત્યની સરિતાસંગમ સરખું એક ભવ્ય મિલન થયું હતું.

એના મૂળ કારણમાં સ્થાનિક પ્રભાત ટૉકીઝના સંચાલકો સાથે કેટલાક સાહિત્યરસિકોએ સાહિત્ય પરિષદને પોતાને આંગણે આમંત્રવા સૂચના કરતાં તેને વધાવી લેવામાં આવ્યું હતું અને તેજ અરસામાં પરિષદના નિકટ સંપર્કમાં રહેતા પ્રકાશ પિકચર્સના સંચાલકોએ એમના પ્રતિનિધિ શ્રી. યાજ્ઞિકને ખાસ મોકલ્યા હતા.

આમંત્રણ અનુસાર પરિષદમાં પધારેલા

સાક્ષરો, લેખકો, પત્રકારો વગેરેએ, આ પ્રસગે ખાસ યોજવામાં આવેલા ખેલમાં હાજરી આપી હતી. તેઓને આવકાર આપતું ટુંક પ્રવચન મધ્યંતરમાં સ્થાનિક સાહિત્યકારો શ્રી. નટવરલાલ શેઠ, શ્રી. હરિરાય બુચ, શ્રી. મણિભાઇ વ્યાસ તેમ જ શ્રી. ધૂમકેતુ અને શ્રી. યાજ્ઞિકે કર્યાં હતાં. અને "રામરાજ્ય" સરખી ભવ્ય સાહિત્ય અને કલાકૃતિ પરત્વે પ્રશંસાનાં પુષ્પો વેર્યાં હતાં.

છેવટે શ્રી. કનુ દેસાઇને ફુલહાર કલગી વગેરે થઇ ખેલ પૂરો થતાં "રામરાજ્ય"ની અદ્ભુત રચનાને વખાણતાં સૌ વિદાય થયાં હતાં.

## સુભાષબાબુનાં માતુશ્રીનું અવસાન :

આજે કહે છે કે, સુભાષબાબુ દુશ્મનને મળી ગયા છે. ભલે એ મળી ગયા હોય, પરંતુ એક વખતના રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખનું પદ શોભાવનારની લાયકાત ધરાવનારનાં જન્મદાત્રીનું ગઇ તા. ૨૯ મીના રોજ અવસાન નીપજ્યું છે.

આજના રાજદ્વારી આંધીના સમયે સુભાષબાબુ આજે ભલે રાજદ્રોહી છે, પરંતુ આવતી કાલે યુદ્ધ બંધ પડતાં અને સંજોગો સુધરતાં 'વા અન્ય પ્રકારે, એજ દ્રોહી રાજહિતૈષી બની જાય તો તે પણ બનવા જોગ છે. એવા નરનાં વીર જનનીના પરત્વે—એ સન્નારીના નિધન પ્રત્યે અમે હાર્દિક શોક અભિવ્યક્ત કરીએ છીએ.

*

## સ્વ. શ્રી. મનુબહેન દેસાઇ

સ્વ. શ્રી મનુબહેનનો અમે અત્રે શું પરિચય આપીએ ? સૌમ્ય, શિષ્ટ અને વિવેકી મનુબહેન મિતભાષી હતાં. સ્ત્રીસેવાનાં કાર્યક્ષેત્રમાં તેઓ એક અગ્રગણ્ય સેવિકા હતાં. વડોદરાની વિવિધ સ્ત્રીપ્રવૃત્તિઓમાં તેમનો અગ્રભાગ રહેતો.

એવાં એ ભાવનાશાળી મનુબહેન દેસાઇનું ગઇ તા. ૫મી ડિસેમ્બરના રોજ ત્રણ માસની બિમારી બાદ દુઃખદ અવસાન નીપજ્યું છે.

સ્વ. મનુબહેન વડોદરાનાં શ્રી ચિમનાબાઇ સ્ત્રીસમાજનાં એક વખતે મંત્રી હતાં અને વ્યવસ્થાપક મંડળનાં સભાસદ તરીકે એ પદે



રહીને સમાજની તેમણે મારી સેવા બજાવી હતી. અને ઘણાં વર્ષોથી તેમના અવસાન કાળ સુધી તેઓ એ સમાજનાં સભ્ય રહ્યાં હતાં.

એ સમાજે પણ એમના અવસાન પ્રત્યે પોતાની ઊંડી લાગણી વ્યક્ત કરતો નીચે પ્રમાણે ઠરાવ પસાર કર્યો હતો:

" શ્રી ચિમનાબાઇ સ્ત્રીસમાજ, વડોદરાની તા. ૫-૧૨-૪૩ ના રોજ મળેલી, આ સભા, સમાજનાં એક વખતનાં મંત્રી, તથા હાલ વ્યવસ્થાપક મંડળનાં સભાસદ, અને સમાજની ઘણા જ ઉત્સાહપૂર્વક સેવા કરતાં, એવા શ્રી મનુબેન દેસાઇના અકાળ અવસાન માટે, પોતાની ઊંડી શોકની લાગણી પ્રદર્શિત કરે છે.

પ્રભુ સ્વર્ગસ્થના આત્માને પરમશાંતિ આપો.

(સહી) સૌ. હીરાબેન નાણાવટી
પ્રમુખ, શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ, વડોદરા

ઉપરના ઠરાવના શબ્દો તેમની ઓળખ આપવા માટે પૂરતા છે. અમો એમના માટેનાં પ્રશસ્તિ વચનો અહીં વ્યક્ત કરવાને બદલે માત્ર ઉપરના ઠરાવ દ્વારા અમારી સ્વ. મનુબેન પ્રત્યેની ઊંડી લાગણી વ્યક્ત કરીએ છીએ અને "ગુણસુન્દરી"નાં વાચક બેનો સ્ત્રીસમાજનાં એક સેવાભાવી કાર્યકર્ત્રી બેન ગુમાવવા માટે ખરેખર, શોક અનુભવશે.

પ્રભુ સદ્ગતના આત્માને પરમશાંતિ બક્ષો, અને તેમનાં કુટુંબીજનો પર આવી પડેલી આ અણધારી આફત તેમને સહન કરવાનું બળ આપો એ જ અમારી તે પરમનિયંતા પ્રભુ પ્રત્યે એ બહેન માટે અંતિમ પ્રાર્થના છે.

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૧૨-૪૨.

# ગુણસુન્દરી

અને સ્ત્રીહિતોપદેશ

: : : : : : ફેબ્રુઆરી : ૧૯૪



## જીવન વસંત

ઉલ્લાસે સાગર શા ઉર ઉભરાય બ્હેન,
પ્રેમે રમિરણ લ્હેરાય;
બુલબુલ શાં ગાન મારા કંઠે ટહુકન્તા,
ફુલડાંની માળા ગુંથાય
મુખડે મલકન્તી ગુલાબ કેરી પાંખડીએ,
અણુય પરિમલ પ્રસરાય
આશાના તેજ ભરી ચમકન્તી આંખડીયે,
હૈયામાં પ્રેમ વિકસાય
મૃગમદની બિન્દી મારે ભાલે સુહાય બ્હેન,
જીવન વસંત પ્રફુલ્લાય;
મેંદીના પાન મારા ચરણોએ શોહે બ્હેન;
ચન્દ્રિકા અમૃત ઢોળાય.

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

તંત્રી :
સૌ. જયવતી દેસાઈ,
સહતંત્રી :
કુ. વનમાળા દેસાઈ, બી. એ.
સૌ. રમા ઠાકોર બી. એ

## આવે છે!

*

'જવાબ'ની સર્જક સંસ્થા

એમ. પી. પ્રોડક્શન્સ
સહર્ષ રજૂ કરે છે.

*

કાનનના

કલ કંઠની
સ્વર માધુરી
સહુના
અંતરમાં
શીતળ
સંવેદનો
જગાડી જશે.

*

# હૉસ્પીટલ

: સાથે :
જહર ગાંગુલી
અહીનચોધરી
કૃષ્ણા રબીન
પ્રમોદ તુલસી
સંધ્યા-પૂર્ણિમા
દેવબાલા વગેરે.

દિગ્દર્શક : સુશીલ મઝુમદાર
સંગીત : કમલ દાસગુપ્તા

*

મુંબઈનું
હૈયે હૈયું,
હ સી ને,
બી મા ર.
બની જશે.

*

સત્વર રજૂ થશે !....

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી:
સૌ. જયવતી દેસાઈ

# ગુણસુન્દરી

સહતંત્રી :
કુ. વનબાળા દેસાઈ બી. એ.
સૌ. રમા ઠાકોર બી. એ.

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૧ મું ] ફેબ્રુઆરી : ૧૯૪૪ [ અંક ૬

## અનુક્રમણિકા



### બાલવિભાગ

તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ દશ આના



પુસ્તક ૪૧મું | ફેબ્રુઆરી : ૧૯૪૪ | અંક ૬ ઠો

# વસંતનું યૌવન

ધરતી અનંગ રંગ ધારે,
ઋતુરાજ આજ યૌવનને આંગણે.
વેરૂં વેરૂં હું ઉરનો ગુલાલ,
ઋતુરાજ આજ યૌવનને આંગણે.

મનડાના મોર ધીરૂં ધીરૂં ટહૂકજો,
અંતરના કોડ કેરૂં વહેણ જરી રોકજો,

જોજે છલકે ના ઉરનો પરાગ;
ઋતુરાજ આજ યૌવનને આંગણે.
હલકે હલકે ના અંતરનો રાગ
ઋતુરાજ આજ યૌવનને આંગણે.

શાને ના હલકાવું અંતરના રાગને!
શાને ના છલકાવું ઉરના પરાગને!

રોક્યું રહેશે કયમ અંતરનું વહેણ!
ઋતુરાજ આજ યૌવનને આંગણે.
મનમોર કયમ મોકલે ના કહેણ!
ઋતુરાજ આજ યૌવનને આંગણે.

ધરતી અનંગ રંગ ધારે
ઋતુરાજ આજ યૌવનને આંગણે.
અંતર અનંગ રંગવારે!
ઋતુરાજ આજ યૌવનને આંગણે.

શ્રી. સારંગ

# વ સં ત

વસંતનો આ અવસર અમૂલો માનવી,
હૈયામાંથી કાઢો શીત ઉદાસ જો;
સ્થળ સ્થળ માંહે કેવાં ફૂલ હસી રહ્યાં !
હૈયામાં ઝીલાવો એવાં હાસ્ય જો.
વસંત વન ને મનમાં શોભા સીંચતો. ૧
કોયલડીના જાગ્યા સૂર અમોલડા,
જગવો મીઠા હૈયામાં એ સૂર જો;
એને લાધ્યું રૂપ અનૂપનું સોણલું,
ચિંતો, ચેતો, રૂપ અનૂપ ન દૂર જો
વસંત વન ને મનમાં શોભા સીંચતો. ૨
આ જ ધરામાં વાયા શીળા વાયરા,
આ જ ધરામાં ખરી પડયાં ફૂલ ઝાડ જો;
આ જ ધરામાં આજ ખીલે છે ફૂલડાં,
ફુલડે ફાલી વનરાવનની વાડ જો.
વસંત વન ને મનમાં શોભા સીંચત. ૩
પુષ્પ ધરાનાં, ધરણી કેરા આત્મનાં,
પ્રસન્ન છે કે આજે રૂપ વસંત જો;
એના સ્પર્શે જીવન મનની ચેતના,
એના કરમાં ધરણીધરનો તંત જો.
વસંત વન ને મનમાં શોભા સીંચતો. ૪
કેવાં હાસ્ય વહાવે ભોમ વધામણે !
કેવાં નાચે કુદરત કેરાં બાળ જો !
એક અત્યારે અવળે મોઢે માનવી,
ખીલે નહીં ને ખેલે જુદ્ધ કરાળ જો.
વસંત વન ને મનમાં શોભા સીંચતો. ૫
અવળી એના મનની ચાલે ચાલ ને
છાયો એને વદને ઘોર વિનાશ જો;
બળતો જળતો બાળે જગને માનવી,
પ્રભુએ જેમાં પૂરી મનની આશ જો.
વસંત વન ને મનમાં શોભા સીંચતો. ૬
આજે ગઇ તે કાલે શોભા ખીલશે,
પણ રૂઝાશે નહીં માનવને ઉર જો,
તોપ ધડાકે છો ને જગ સંતાપતો.
જગને રીઝવે કોકિલ કેરો સૂર જો.
વસંત વન ને મનમાં શોભા સીંચતો. ૭
અમર સદા છે સુંદર ફૂલનું ખીલવું,
અમર સદા છે કોયલડીનું ગીત જો;
ધ્વંસ મહીં માને છે મોટાઇ કંઈ માનવી,
જન્મ મહીં છે વસંત કેરી જીત જો.
વસંત વન ને મનમાં શોભા સીંચતો. ૮

શ્રી. મનુભાઇ ત્રિવેદી

# ઉર્મિલા

[ તુલસીકૃત અને વાલ્મિકી રામાયણ જેમણે વાંચી હશે તેમને લક્ષ્મણની પત્નિ ઉર્મિલા સંબંધી થોડો ઉલ્લેખ આવતો પુસ્તકોમા જોયો હશે પરંતુ રામાયણના આખા ઇતિહાસમાં ઉર્મિલાને મહત્વનું સ્થાન આપવામાં આવ્યું નથી. તટસ્થપણે આપણે વિચાર કરીએ તો આપણને જણાશે કે સીતાના ત્યાગ કરતા ઉર્મિલાનો ત્યાગ ઘણો મોટો અને કસોટી ભરેલો છે. હીંદી ભાષાના મહાન લેખક કવિ મૈથિલીશરણ ગુપ્તે " સાકેત " નામનું કાવ્ય લખ્યું છે જે એક આધુનિક લેખકે લખેલી રામાયણ છે. આ કાવ્યમા તેમણે ઉર્મિલાનું વ્યક્તિત્વ અને તેનું અપૂર્વ સૌંદર્ય અને આત્મત્યાગનું રોમાચક વર્ણન કર્યું છે આ કાવ્ય આપણે જ્યારે વાચીએ ત્યારે આપણને એમ જરૂર લાગે કે રૂષિ વાલ્મિકી અને તુલસીદાસે ઉર્મિલાને જાણેઅજાણ્યે ઘણો જ અન્યાય કર્યો છે. કવિશ્રી મૈથિલીશરણના " સાકેત " કાવ્યમાથી ઉર્મિલા વિષે જે ઉલ્લેખ છે તેનો અનુવાદ નીચે આપ્યો છે જેમાની સાત કડીઓ કવિશ્રીના કાવ્યનો આછો અનુવાદ છે અને બાકીની ચાર કડી જે કાવ્યના સાર રૂપે છે તે આ લેખકની છે. ]

.: : મિશ્ર છંદ–વસંતતિલકા અને ઉપજાતિ : :

આહ્લાદથી અરુણનું પટ પ્હેરી પ્રેમે
આ કોણ બાલા અહિંયા ઉભી છે ?
દેતી પ્રકાશ કિરણો થકી કાંતિ કેરાં,
ઉષા ઉભી શુ ! ધરી નારી દેહ ! ૧

શું હેમની સજીવ આ પ્રતિમા દીસે છે ?
સૌન્દર્ય પૂર્ણ વિધિએ રચેલી;
દીસે લતા, કુમળ કોમળના સમી જે,
છે ધન્ય શિલ્પી તણી આ કળાને. ૨

નેત્રો વિશાળ દીસતાં, મૃગ–નેન જેવાં,
હીરે જડયાં, નીલમ હોય જાણે;
ના બન્યા અધર સુંદર પદ્મ રાગે;
મોતીસમા દંત, દીસે રુપાળા. ૩

તું બન્યું હૃદય, કહેશો કહીંથી ?
યાથી હૈયું, બનીયું ખરે તે;
તું ભર્યું હૃદય કોમળ પ્રેમથી જે,
ા તુલ્ય તેની કંઇ વસ્તુ દીસે. ૪

રણે દીસે ધવલ કુંડળ ગોળ રુડાં,
પોલ રાતાં, વળી કેશ કાળા;
તિભરી દમકતી સુર–દામની આ,
નેથી જ્યારે નીરખે નવોઢા. ૫

તેના દીસે લટકતા કુમળા કરો બે,
સૌન્દર્ય રેલે કર – વલ્લીઓથી;
રત્ને જડયાં ભુષણ, દેહ લતા દીપાવે,
ને દેહ કાન્તિ દીસતી સુનેરી. ૬

મંદિરમાં દીસતી શું રમણીય દેવી ?
સૌન્દર્ય જેનું સઘળે ઝરે છે;
શું સ્વર્ગનું સુમન કો જગમાં ખીલ્યું આ ?
છે ઉર્મિલા નામ, મધુર જેનું ૭

સીતા મહા, જગતમાં સતી એ ગણાતી,
ના, ઉર્મિલાની જરી કિર્તિ ઓછી;
સીતા સહી શકી નહિ પતિનો વિયોગ,
શ્રી રામચંદ્રે વિનવી છતાં યે. ૮

સાથે ગઇ વન મહિં પિયુ સાથ રે'વા,
નારાજી વ્હોરી લઇ નાથની ને;
ને ઉર્મિલા વિરલ ત્યાગની મુર્તિ હા એ !
દુઃખે સહે હા ! પતિનો વિયોગ. ૯

લીધો ખરે સરળ મારગ નાથ કેરો.
ભ્રાતાની સેવા કરવા તણો જે;
સૌ રાજ્યવૈભવ તજી ધરી શ્વેત વસ્ત્રો,
ને રાજમાતા તણી કીધી સેવા. ૧૦

સીતા તણી શિયળકિર્તિ ભલે જગે હો,
છે ઉર્મિલાનું, વિરલું મતિત્વ;
સૌન્દર્ય ત્યાગ, શીલ તણી મુર્તિ દીસે તે,
રે ! ઉર્મિલા ! છે તુજ સ્થાન ન્યારૂં. ૧૧

ડૉ. અમૃતલાલ વ. પરેલ.

# સોનલ

:: દાદા એ દીકરી, વાગડમાં ન દેશો રે સહી—એ રાગ ::

સુણજો સાહેલડી, સુણજો સાહેલડી,
સોનલની  વાતલડી  રે  સહી,
આ દુનિયાંમાં કોટી સોનલશી બેનડી રે...સુણજો૦

મોટાં તે ગામમાં, મોટા તે શેઠની,
હવેલી  ઝગમગતી  રે  સહી
આજે છે કોડીલા કુંવરના લગનીયાં રે...સુ૦
કોડીલી સોનલ, મનમાં આનંદ ધરી,
મોટા  શેઠ  ઘેર  આવી રે સહી,
વિંટળાણી સૌ સરખી સાહેલડી ભાળવા રે...સુ૦
નાની તે નણુદી, ભાભીને ભાળતાં,
રાજી થઇ ખૂબ  સળતી રે સહી,
આવાં તો ભાભીની સંગાથે નીત રહું રે...સુ૦
સાસુ નણંદને, પાડા પાડોશમાં,
સોનલની  વાત ચાલી રે  સહી,
આવી વહુ તો પુણ્યશાળાને સાંપડે રે...સુ૦

× × ×

ના સંસારમાં, ફરની દુનિયાંમાં,
. . .  વખાણે  રે  સહી,
। નણુદી ને સાસુના મોચડાં રે...સુ૦
સાસુ સોનલની, સસરા પાસે જઇ,
મોટેથી  બડબડતી  રે  સહી,
લાવ્યા ક્યાંથી આવી કુભારજા શંખણી રે...સુ૦
કામ કરે ના મારૂં, કીધુ કરે ના,
એવી  વહુને  કરવી  તે  શી,
પીયરીએ જઇ કરતી વગોણાં આપણા રે...સુ
મારા નહીં આવશે, સુખના તે દહાડા,
ભોગવતી  જે  સાસુઓ  સહી,
આવી વહુ લાવીને કીધી મને દુઃખણી રે...સુ૦
નાની ચબરાકશી, કમળા દોડી જઇ,
બાપુજી  પાસ  બોલી  રે  સહી,
બાપુજી સાંભળજો  વાતલડી  માહરી રે...સુ૦
ભાભીજી બોલતાં, પીયર – ઘરમાં,
આપણાં  ઘરની  કહાણી રે સહી,
આવાં વગોવણાં ભાભીજી શા કામનાં રે...સુ૦

મોટા તે શેઠના, મનમાં ઠસાવીયું,
સોનલ વહુ નવ  સારી રે  સહી,
આજે ને આજે રે હું કહી દઉં કાન્તને રે–સુ૦
સાંઝે ફરી ફરી, આવ્યો જ્યાં કાન્ત ઘેર,
મોટા  તે  શેઠ  બોલે  રે  સહી,
સોનલને રાખે તો અમારાં ઘરમાં નહીં રે...સુ૦

× × ×

ઝાંખા ઝપટ એ, દીવાના તેજમાં,
મેડીએ કાન્તજી બેઠો  રે  સહી,
સોનલ રાણી મોડી રાતડીએ આવીયાં રે...સુ૦
દીવો ઉજવાળી, પલંગ પાસ જઇ,
સોનલ  રાણી  બોલે  રે  સહી,
આજે આવા શાને દીસો છો કાન્તજી રે...સુ૦
બોલે છે કાન્ત ત્યાં, રાણિ સાંભળજે,
માતાને  નવ  ગમતાં  રે  સહી,
આજે આપણે છેલ્લી વખતે બોલવું રે...સુ૦
કહીને આટલડું,  ધ્રૂજતાં ધ્રૂજતાં,
કાન્તે  હાથ  લંબાવ્યો  રે  સહી,
રૂપાનો  ઝળહળતો  પ્યાલો  ઝાલીઓ રે...સુ૦
કાં તો પીયે તું, પીવું હું અથવા,
જેથી  કંકાસ  નાશે  રે  સહી,
બોલીને મુખ આગળ પ્યાલો આણીયો રે...સુ૦
પ્યાલો ઝુંટાવી લઇ, સોનલ રાણીએ,
ઘટ ઘટ  કરતો  પીધો રે  સહી,
થોડી રે ઘડીયુમાં સોનલબા પોઢીયાં રે...સુ૦
પરણ્યાની ચુંદડી, સરખી ઓઢાડીને,
નીચે કાન્ત જઇ બોલ્યો રે સહી,
સોનલ ગઇ, માતાજી, અને હું જાઉં છું રે...સુ૦
સુખેથી રહેજો, મા બાપ બ્હેન સૌ,
સોનલ  સ્વર્ગે  વળાવી  રે  સહી,
હું તો મારે સોનલ–સ્મરણમાં ભમી રહું રે...સુ૦

વિનોદરાય લ. અંતાણી

# નૂતન નારીની નાજુકતા

લેખક :
શ્રી. કનૈયાલાલ જ. રાવળ

વર્તમાન યુગે અને વિજ્ઞાને પુરુષ કરતાં સ્ત્રીના જીવનને ભારે અસર કરી છે. અનેક પ્રકારનાં સગવડ અને મોજશોખનાં સાધનો વિકસી રહ્યાં છે. આધ્યાત્મિક વિષયમાં નાદારી દેખાય છે; શારીરિક શ્રમ માટેની તકલીફો નહિવત્ થઇ છે; ફક્ત બુદ્ધિના અખાડાની તાલીમ અનિવાર્ય થઇ પડી છે. વાણીની સજાવટ, વિચારોની કરામત, દલીલબાજીની આવડત અને અને વાણી વિલાસ અને વાગ્યુદ્ધની ચિવટ વધી ગઈ છે. અધ્યાત્મ વિષય ઉપર ચોકડી મૂકવાનું કારણ એ છે કે પુનર્જન્મની વાતોમાંથી આજે ઇતબાર ઊઠી ગયો છે. શરીર જીવન જીવવા અર્થે નિર્માયું છે; પણ જીવન નિભાવનાર બુદ્ધિ-મન છે. માટે શરીરની ઝાઝી ખેવના બીન જરૂરી ગણાઇ છે. ( કારણ, શરીર તો પશુને ય છે; પણ આપણે માણસ છીએ. ) વળી મનને અપરઆરામ જોઇએ; શરીરને તો અનેક સગવડો મળી રહે છે. વાત એવી છે કે બુદ્ધિ અને શરીરને શોક્યનો સંબંધ છે. બુદ્ધિ વિજ્ઞાનને રોજ-બ-રોજ પ્રગતિમાન રાખે છે. તેના બદલામાં વિજ્ઞાન શરીરને આરામ આપે છે. આથી શરીરનું ખડતલપણું ઓછું થયું; તેમાં નાજુકાઇ આવી.

વિજ્ઞાને આમ જીવનમાં ને ઘરમાં ક્રાંતિની જ્વાળા ચેતાવી. માનવની-અને ખાસ કરીને સ્ત્રીની કાયાનો ઓટલો વાળ્યો, પુરુષોને સહેજે કંઇક શ્રમ મળી રહે. પણ સ્ત્રીનું જીવન બેઠાડુ બન્યું અને એથી નાજુક થયું, કલા તરફ ઢળ્યું, એથી કોમળ થયું. અને અછો અછો વાના કરનારા અનેક જણા ખડે પગે હાજરાહજુર હોય ત્યાં જાતમહેનત ક્યાંથી થઇ શકે ? મોટરે અને ગાડીએ ગુડા ભાંગી નાખ્યા; ચાલવાની ત્રેવડ ન રહી, છતાં ચાલવા, જાય તો ગોટલા ચડી આવે, હાંફી જવાય, ને 'ટેમ્પરેચર' ( કળતર ) ભરાઇ જાય. દોડી શકાય જ નહિ. જે દોડી શકે એમ હોય તે સભ્યાચાર ('એટીકેટ') ની ખાતર દોડે નહિ. અને ધરતી ધ્રુજી ઊઠે એવી રીતે ધમધમાટ કરતા તો કેમ પગ પછડાય ? પણ ચાલવામાં કલા, છટા ને મંદતા આવી. સિનેમાતારિકાની ચાલે ચાલવા જાય છે, શહેરોમાં આવા અનેકરંગી દૃશ્યો જોવા મળે છે.

નળના આગમને કૂવે પાણી સીંચવાનું અળસાવ્યું. પાણીશેરડો ફક્ત એકલોતા ગામડાના ગૌરવરૂપ રહ્યો છે, પાણી ભરી જતી પનિહારીનો દેહવળોટ કે દેહહિંડોળ અને તેનું સ્ફુર્તીલું અંગડોલન તેના શરીરને પૂરતી કસરત આપે છે. ઘમ્મર વલોણે ઘૂમતી મહિયારણ, રાસડા લેતી, શેરીઓ ગજવતી ને કાયાના કટકા કરતી રાસરમણીઓ, ઘંટીના ઘોરમાં મસ્ત થઇ જતી કે એ નાદમાં એકતાન થઇ ગીત ગાતી દળનારી સ્ત્રી શહેરના સુભાગ્યમાં નથી. શરીરને તાઝગી આપનારા, મજબૂત કરનારા અને નિરોગી રાખનારા આવા કુદરતી સાધનો હિજરત કરી ગયા છે અને તેની સાથે સ્ત્રીજીવનની આબાદીની શેતરંજ સંકેલાઇ ગઇ છે. ઓછામાં પૂરૂં 'ફ્લોર મીલ' ઘંટીએ તો તો ઘાણ વાળ્યો છે. મારા એક પરીક્ષક મિત્રને એટલી હદ સુધી લાગી આવ્યું કે પ્રત્યેક ઘરમાં હાથ ઘંટીના પ્રસાર માટે તેણે પોતે સ્થળે સ્થળે દળીને સ્ત્રીઓને બતાવ્યું, અને પ્રસુતી અંગે થતું વધુ મરણ પ્રમાણ ઘંટીના અભ્યાસના અભાવે જ છે વગેરે

ઘણું સમર્જાવ્યું હતું ઘંટીથી કસાયેલું શરીર પ્રસવસંજોગનો ઝાક ઝીલી શકે છે.

પરંતુ આ બધાંની વિરુદ્ધ એવી દલીલ ધરવામાં આવે છે કે આનાથી કિંમતી ગણાતો સમય બગડે છે. જુઓને ! સામાન્ય ઘરકામ પણ નોકરચાકર દ્વારા કરાવાય છે ! રસોઇ પણ હાથે થતી નથી. સઘળા કામમાં પારકે ઓશિયાળા અને પૂરેપૂરા પરાવલંબી થયા છે. નાના બાળકોને તેડવાનું, સાચવવાનું કેળવવાનું અરે. ખુદ ધવરાવવાનું કામ પણ બીજા પાસે કરાવવામાં આવે છે. નૂતન નારી આટલી સુલાયમ, માંદલી અને આળસુ થઇ ગઇ છે. કાલક્ષેપનું તો એક બહાનું માત્ર. બાકી રોળટપ્પામાં, નકામી કુથલી કરવામાં, પીંજણ ડોળાડોળ વાદાવાદ ને દેખાદેખીમાં વખતનો વ્યય થાય છે. આનાથી જ્ઞાનભંડાર વધતો નથી, ઊંડાણુ ..' પું નથી, વ્યવહાર અનુભવ મળતો નથી, છતાં કહેવાય છે કે સ્ત્રી બુદ્ધિશાળી થાય છે. સૌંદર્યના પોતાના પ્રદેશમાં તો તે એકચક્રે રાજ્ય કરે છે, પણ પુરુષના બુદ્ધિના ક્ષેત્રમાં પણ તેણે પગપેસારો કર્યો છે.

પણ છબને જ વ્યાયામનો લાભ આપવો અને હાથપગને નિવૃત્તિ આપવી એ સ્થિતિ અનેક રીતે ઇચ્છનીય નથી. બીજું બધું તો ઠીક પણ પારકાના કામમાં દિલનો રંગ ચડતો નથી, એ કામ ઉમંગઉમળકાથી થતું નથી, એમાં આત્માની અમરવેલનો મઘમઘાટ નથી, અને હૈયાનો આનંદ કે મીઠાશ નથી.

પુરુષનો પણ કંઇક દોષ છે. તેણે સ્ત્રીને fair sex કોમળાંગી કહી છે એટલું જ નહિ બનાવી દીધી છે. કવિ સાહિત્યકારોએ પણ તેને એવી જ ચીતરી છે. નારીના પ્રેમભૂખ્યા પુરુષે તેને શારીરિક શ્રમથી મુક્તિ અપાવી છે.

કાચની પૂતળી જેવી દેહલતા થતાં તેમાં તકલાદીપણું આવે; રૂના પૂમડાની જેમ પવનના એક લહેરખાથી ઊડી જાય; સહેજ સૂર્યતાપથી ફૂલકળીની જેમ કરમાઇ જાય. આવી મૃદુતા તેનામાં નખશીખ પ્રવેશી છે. આને સ્ત્રી નાજુકતા નમણાપણું ગણે છે, સુકુમાર રહેવામાં કૃતકૃત્ય માને છે, અને માને છે કે ગૌરતામાં સૌંદર્ય છે. પરંતુ આ દેશના લોકોની ચામડી ઘઉંવર્ણી છે. અને ઘસીઘસીને ગૌરતા લાવવા માટે તેમજ સુંવાળપ લાવવા માટેની રીતો આઘા જઇને પાછા પાડનારી છે.

અલબત્ત સ્ત્રીનો દેહ ઘરથી જ નાજુક છે અને પુરુષનો દેહ અડીખમ છે, (અન્યોન્યની સરખામણીમાં). તેમાં વિજ્ઞાનની સગવડોએ, સૌંદર્યના શોખે, ફેશનના મોહે, આધુનિક શિક્ષણની અસરે, પુરુષની પ્રશસ્તીએ, પશ્ચિમના પવને અને કલાની ઉપાસનાએ સ્ત્રીને વધુ નાજુક બનાવી છે. કોઇ સ્ત્રીનો દેહ પડછંદ ને હૃષ્ટપુષ્ટ હોય તો તે 'હેડંબા' કહેવાય. કોઇ ઠીંગણી ને ભરાઉ કાયાવાળી હોય તો 'ઠીંગલી' કહેવાય. આવાં આવાં તો કેટલાંય નામાભિધાનો પાડવામાં આવે છે. એ પ્રહારો, અપમાન ને ઉપહાસથી બચવા સ્ત્રી પાતળી, મધ્યમ કદની ને દૂબળી જ રહેવા માગે છે. પુરુષને મજબૂત અંગ ગમે અને સ્ત્રીને નાજુક દેહ પસંદ પડે. પુરુષ ઊંચાઇ ઇચ્છે, સ્ત્રી નથી ઇચ્છતી. સ્ત્રી સ્થૂળતા ઘટાડવા માટે વલખાં મારે છે, દવાઓ કરે છે; કેડ પાતળી રાખે છે (યુરોપીય સુન્દરીઓની જેમ), પગ નાજુક નાના રાખવા પ્રયત્ન કરે છે. આમ તે સર્વ અંગોની નાજુકતા ચાહે છે.

આવી નાજુકતા હોય એટલે સ્વાભાવિક રીતે ઉમર હોય એના કરતાં નાની લાગે પણ જો ઉમર મોટી લાગે તો તો તે અકળાઇને અરધી થઇ જાય અને ઉમર ઓછી

દેખાડવા માટે બીજા અનેક સસ્તા એવા અખતરાઓ અજમાવે.

એક દૃષ્ટાંત આપું. એકવાર એક માદિકરી બહાર ફરવા ગયાં. બંનેએ વસ્ત્ર પસંદગીમાં, પરિધાન કળામાં અને પફપાઉડરના ' મેકઅપ 'માં અરસપરસ છૂપી, સ્પર્ધા કરેલી હતી. રસ્તામાં તેમના એક ઓળખીતા ગૃહસ્થ મળ્યા; તેણે બંનેની સામે જોઈ અજાયબીથી કહ્યું, " તમે માદિકરી છો એની કોઈને ખબર ન પડે. "

" કેમ ખબર ન પડે ? " માએ પૂછ્યું.

" તમે બંને સરખી ઉમરનાં જ લાગો છો. "

છોકરીની માનું મોં મલકાઈ ઊઠયું; પણ છોકરીનું મોં દીવેલ પીધું હોય એવું ઊતરી ગયું. તેને ચિંતા થઈ હશે કે તે પોતે એની મા જેવડી મોટી થઈ ગઈ કે શું ? પણ વસ્તુસ્થિતિ એથી ઉલટી હતી.

પોતે વધુ સુન્દર, નાજુક અને નાની છે એમ દેખાડવા માટે પોતાની સાથે પોતાથી મોટી કંઈક કદરૂપી કે અસુન્દર હોય એવી સ્ત્રીને આજની નારી પસંદ કરે છે.

આજની સ્ત્રી માથે બેડું લે તો કેડ લચકાઈ જાય, ઘંટીએ બેસે તો ખીલડો હાથથી છૂટી જાય, છાશવલોણે ફાવે જ નહિ. આમ સર્વત્ર તે અડવી જ લાગે છે. તેના હાથમાં પોટકું કે ટ્રંક ન હોય. હેન્ડબેગ પણ ભારે પડે. નાની પર્સ જ રહી શકે. જૂના જમાનાની સ્ત્રી પગમાં દસ દસ શેરનાં સાંકળા-કડલાં પહેરીને સાથે સામાન લઈને કેડમાં બાળકને તેડીને પાંચ દસ ગાઉનો પંથ કાપતી. હજી આવી ' ગામડાની ગોરી 'ઓ નજરે ચડે છે. હાથમાં મોટાં બલોયાં પહેરે, જાડા બરછટ ગજીના સાડલા થેપાડા પહેરે. પણ એ જમાના ગયા. આજે માત્ર પગમાં પાતળી ઝાંઝરી, હાથે ઝીણી બંગડી, ડોકમાં વિદ્યુતરેખા જેવી નાજુક ચેઇન હોય છે. પણ મોટે ભાગે તો તે અંગને એકે જાતના અલંકારથી અભડાવતી નથી. કયાં ગયા જમાનાના ' જોડા ' અને કયાં આજના નાજુક ફેશનવાળા ચંપલ કે બૂટ ! જાડા સાડલાને બદલે મૂઠીમાં સમાઈ જાય એવા અને પવન ન હોય તો પણ પાલવ ઉડી ઉડી જાય એવા પારદર્શક સાળુના ફૂલકાં સહ કે વળ જોવામાં આવે છે. અંગોપાંગો બસેને સાળુમાંથી ડોકિયાં કરે ! લાંબી બાંયને બદલે બાંયરહિત બ્લાઉઝની મુગ્ધતા સુન્દર હોય છે. હાથમાં કાચકચકડાની બંગડી સાથે એકાદ સોનાની બંગડી ગોઠવી હોય તો પણ મારવાડણ કહેવાય. જુના જમાનામાં રાસમા-દધિમંથનમાં વગેરે કામમાં સ્ત્રી અંગને મોકળું મૂકતી. આજની નારી પોતાના અંગને હંમેશા મોકળું જ ઇચ્છે છે. આથી અંગ ઉપરના નડતરરૂપ બંધનો ઉશેટી દીધાં છે. ફક્ત પાતળી સેર જેવી કાંડા ઘડિયાળ કાંડાની સાથે સાપોલિયાની જેમ ભરડો લઈને મંદ અવાજે ગણગણતી હોય છે. નાજુક પીન સ્તનિકાનો ઠસ્સો તો હોય જ. 'બોબ'ની પરદેશી આયાતની પ્રથાથી માથાનો ભાર મેંદીના શીરચ્છેદની જેમ હળવો ફૂલ જેવો થઈ ગયો છે. શરીર આખું સાંવ નક્કરું થઈ ગયું છે. અને એજ પ્રમાણે શરીરના અંગોપાંગોનો અડાબીડ માંસલ વિકાસ કૃત્રિમ સાધનો દ્વારા નિયંત્રિત કરી નાખ્યો છે.

બોલપટોની અભિનેત્રીઓનું સર્વશઃ અનુકરણ કરતી આજની નારીનું વર્ણન શ્રી. રમણલાલ દેસાઈએ " શોભના "માં આપ્યું છે. " ચબરાકીથી વાત કરવી, ઝટપટ હમી પડવું, ચટપટ ચાલવું, અંગને કળામય વળાંટ આપવો, વાળને બેદરકારીભર્યો ઝોક

આપવા, વસ્ત્રોના સઢ ઉરાડવા, કપુરેક્ષથી નખ રંગવા......એ વર્તમાન સ્ત્રીજીવનની રમણીયતાના અંગો આજની ગુજરાતી યુવતીઓમાં સારી રીતે ખીલ્યાં છે. "

કલાનો છંદ તો નૂતન નારીને હોય જ. આ કલાએ જ એનું અરધું હીર ચૂસી લીધું છે, કારણ કે કલાને નામે આ કોમળતા પેસી ગઇ. બોલવામાં પણ કલા ને નાજુકતા. ઊંચે સાદે તો બોલાયજ નહિ. આથી કંઠ તીણો ને ધીમો થયો. ચાલવામાં પણ કલા; ઉતાવળે પગલે ન ચલાય. બોલવાની જેમ ચાલવામાં પણ કલામયી લહેકો આવ્યો છે. ચ્હા પીતાં સહેજ પણ બચકારો ન થાય એની ચોક્કસાઇ રખાય છે. ભલેને રંજન ('દિવ્ય ચક્ષુ'માં) મોઢેથી બચકારો બોલાવતી; પણ તે ચ્હા પીતાં નહિ જ હો.

અલબત્ત અતિ નાજુકતા નુકશાનકારક છે; પણ નાજુકતામાં સૌંદર્ય રહેલું એની નામકર કોઇ જશે નહિ. પણ આજનો પુરુષ પણ નાજુક થતો જાય છે માટે નાજુકતાને સદ્ગુણમાં ખપાવવાનો વખત આવ્યો છે. હજારો વર્ષો પછી સમસ્ત માનવપ્રજા કોણ જાણે કેવી અને કેટલી નાજુક નાજુક થઇ ગઇ હશે !

# :: બૃહદ્ ગુજરાતની ગુજરાતી સ્ત્રીઓ ::

લેખક : શ્રી. ડુંગરસી ધરમસી સંપટ

બંગાળ એ હિંદનો સૌથી વસ્તીવાળો વિભાગ છે. આ મોટા મેદાનમય વિભાગમાં ગંગા અને બ્રહ્મપુત્રા નામની ૧૬૦૦ અને ૧૮૦૦ માઇલ લાંબી અને વિશાળ નદીઓ હિમાલય પર્વતમાંથી નીકળી બંગાળમાં વહે છે. બંગાળમાં ખુબ ઘીચ વસ્તી એટલે સાડા છ કરોડ મનુષ્યો આ પ્રાંતમાં રહે છે. આમાં ૫૪ ટકા મુસ્લિમો, ૪૫ ટકા હિંદુઓ અને ૧ ટકો બીજી પ્રજા છે. એનું ક્ષેત્રફળ ૮૦ હજાર ચો. માઇલનું છે. બંગાળમાં ૨૫ કરોડ એકરમાં ખેતી થાય છે. મુખ્ય પાક ચોખા, શણ, ચહા વિગેરે થાય છે. બંગાળમાં ૩૫૦૦ માઇલની ઇસ્ટ ઇન્ડીઆ રેલ્વે અને પૂર્વબંગાળ રેલ્વેઓ છે. કલકત્તા એ રાજ્યધાનીના શહેરમાં બંગાળનો ગવર્નર અને સરકારી ઓફીસો છે. કલકત્તાની વસ્તી લગભગ ૧૮લાખ જેટલી મોટી છે.

બંગાલમાં બંગાલી લોકો વસે છે. આ પ્રજા ઊર્મિ પ્રધાન અને લાગણી પ્રધાન છે. આખા પ્રદેશમાં એકજ બંગાલી ભાષા લખાય બોલાય અને વંચાય છે. આખા હિંદમાં એ સૌથી ખેડાયલી અને સુસંસ્કૃત ભાષા છે. આ ભાષામાં સાહિત્ય બીજી કોઇ પણ હિંદની ભાષાને મુકાબલે વિશેષ પ્રમાણમાં રચાયું છે. બંકીમચંદ્ર ચેટરજી, રવિન્દ્રનાથ ટાગોર, રમેશચંદ્ર દત્ત, અને શરચ્ચંદ્ર ચેટરજીના પુસ્તકોના અનેક અનુવાદો આપણી ગુજરાતીમાં થયા છે. બંગાલી લોકોનો ખોરાક ચોખા, બટાટાનું શાક વિગેરે છે. આખી પ્રજા માછલાં ખાય છે. બ્રાહ્મણો પણ માછલાં ખાય છે. બંગાલની પ્રજા સાહિત્ય, લલિત કળાઓમાં બહુ આગળ વધેલી છે. ચોખાનો ખોરાકમાં વિશેષ ઉપયોગ હોવાથી બંગાળીઓ શરીરે બહુ મજબુત નથી. બંગાળનાં પશુઓ ગાયો, ભેંસો અને બળદો બહુ નબળાં અને થોડુ દુધ તથા કામ આપે છે. દુધ, ઘઉં અને બીજા પુષ્ટિકારક ખોરાકની અછતને લીધે બંગાળના લોકો કદે ઠુંકા, શરીરે નબળા અને ઓછી હિંમતવાળા ગણાય છે. લશ્કરમાં બંગાળીઓની ભરતી થતી નથી.

બંગાળમાં ઉદ્યોગો વિશેષ પ્રમાણમાં ફાલ્યા નથી. જે ઉદ્યોગો છે તે પણ પરદેશીઓની માલેકીના છે. બંગાલીઓમાં હજારો મોટા જમીનદારો ખુબ ધનવાન છે. પરંતુ એઓ પોતાનું જીવન મોજશોખ અને વિલાસમાં ગાળે છે. દેશમાં કોઇ ઉદ્યોગનો વિકાસ કરતા નથી. બંગાલીઓ બહુ સંતોષી છે. એટલે વેપારમાં પણ બહુ જુજ ઉતરે છે. એમને નોકરી કરવી ઘણી ગમે છે. સરકારમાં અંગ્રેજી ઓફીસોમાં અને બીજે સ્થળે લાખો બંગાળી કલાર્કો નોકરી કરે છેઃ કલકત્તેથી દુર ગામડાંઓમાં રહે છે. સવારે અગીઆર વાગે રેલ્વેમાં બેસી ઓફીસે આવે છે. સાંજે ૭ વાગે રેલ્વેમાં બેસી ચાલ્યા જાય છે. બંગાલી પ્રજામાં સાહસ, મહત્વાકાંક્ષા અને પ્રગતિશીલતા નથી. બીજી તરફે બંગાલીઓ ખુબ વાચાળ અને સરસ્વતીદેવીનો પ્રસાદ મેળવેલ પ્રજા છે. કલકત્તા અને ઢાકાના વિશ્વવિદ્યાલયો દર વરસે લાખો મેટ્રીકો, અંડર ગ્રેજ્યુએટો, ગ્રેજ્યુએટો, વકીલો, ડોકટરો, એંજીનીઅરો બહાર પાડે છે. બેકારી પણ ખુબ છે. પ્રજાનો સામાન્યવર્ગ બહુ સસ્તામાં સાદો ખોરાક, સાદી રહેણીકરણીથી રહી શકે છે, એમનો મુખ્ય મધ્યમવર્ગ બહુજ ગરીબ રહે છે.

બંગાળમાં મુખ્ય ઉદ્યોગ શણુ (જ્યુટ) ની મીલોનો છે. આ મીલોમાં ૮૫ ટકાથી ઉપરની મીલો યુરોપીયન માલેકીની છે. ૧૫ ટકા મીલો ગુજરાતી મારવાડી માલેકીની છે. કાપડની ત્રણુ ચાર મીલો છે તે પણુ ગુજરાતી માલેકીની છે. બંગાળ આસામમાં ચહાના પુષ્કળ બગીચાઓમાં બાર આના યુરોપીયન માલેકીના છે. ચાર આના મિશ્ર પ્રજાની માલેકીના છે. બંગાળીઓ મીલોમાં મજુરી કરતા નથી. મહેનતનું કામ એ પ્રજાને પસંદ નથી. આથી મજુરીના કામ માટે ઓરીસાના અને સંયુક્ત પ્રાંતના માણસો બંગાળમાં આવે છે. બંગાળમાં વેપારીઓ તરીકે પણુ જુજ બંગાળીઓ છે. મોટા વેપારીઓમાં અંગ્રેજો, મારવાડી અને ગુજરાતીઓ છે. મારવાડીઓ તો ગામડે ગામડે પહોંચી જઇ વેપાર કરે છે. બંગાળી જમીનદારો ખૂબ એશઆરામ ભોગવે છે. કરોડો રૂપિયાના સરકારી કાગળીઆઓ લઇને વ્યાજમાં જીવન ગુજારે છે. બંગાળમાં રાણીગંજની કોલસાની ખાણો પણ લગભગ બધી અંગ્રેજો, ગુજરાતીઓ અને બંગાળીઓની માલેકીની છે.

બંગાળીઓ ગામડાઓમાં ખૂબ સાદાઇથી રહે છે. એમના ઝૂંપડાઓની પાસે નાના તળાવો રહે છે. એમાંથી એમને માછલાં મળે છે. આ નાની તળાવડીઓનાં પાણી બંગાળીઓ સ્વચ્છ રાખતા નથી. હવા પણુ ભીનાશવાળી હોવાથી બંગાળના ગામડાઓમાં મચ્છરોનો ભારે ઉપદ્રવ છે. આથી મેલેરીઆનો ઝેરી તાવ બંગાળના ગામડાઓમાં ખૂબ વ્યાપક છે. ઘણી વખતે આખા ગામડાઓની કુલ વસ્તિ આ તાવથી હેરાન થઇ જાય છે. ઘરે ઘર ખાટલા ચોમાસામાં ઢળે છે. તાવ એકાંતરીઓ હોય છે. તાવ ઉતરી જતાં લોકો કામ કરવા માંડે છે. મેલેરીઆથી બંગાળનું મરણુ પ્રમાણુ ઘણું ભારી આવે છે.

બંગાળની સ્ત્રીઓ નાજુક હોય છે. પુરૂષો સ્ત્રીઓને પોતા કરતાં હલકી ગણે છે. સ્ત્રીઓના શિક્ષણનો પણુ વિકાસ થાતો જાય છે. બંગાળમાં બંગાળી સ્ત્રીઓ સખ્ત પડદો રાખે છે. સ્ત્રીઓના રહેવાના વિભાગમાં બહારના માણસો દાખલ થઇ શકતા નથી. બંગાળી સ્ત્રીઓ પોતાના સ્વજનો સિવાય બીજાઓને મોઢું દેખાડતી નથી. બ્રાહ્મણોની કુલીનતાનો બંગાળમાં અગાઉ બહુ ચાલ હતો. કુલીન વૃદ્ધ બ્રાહ્મણને કાયરથી પોતાની યુવાન કન્યાઓ આપતા હતા. પરિણામે બંગાળમાં વેશ્યાઓ ખૂબ વધતી હતી. આ સિવાય બંગાળમાં વર વિક્રયની પણુ ખરાબ પ્રથા છે. વરો મેળવવા માટે કન્યાના પિતાને સારા પૈસા ખર્ચવા પડે છે. બધાં ગરીબ પિતાઓ પાસે યુવાનોને આપવાની સમરક હોતી નથી. આથી ઘણી યુવતિઓ અપરીણિત સ્થિતિમાં રહેવાથી બંગાળમાં વેશ્યાઓની સંખ્યા વધે છે.

બંગાળમાં વિધવાઓની સંખ્યા પણ પુષ્કળ છે. એમને અપશુકનિઆળ ગણવામાં આવે છે. બીજા પ્રાંતો કરતા બંગાળમાં વિધવાઓની સ્થિતિ કમનસીબ છે. વિધવાઓને તપોમય જીવન ગાળવું પડે છે. વિધવાઓ બંગાળનો સમાજ ભાર રૂપ ગણે છે. એમના માટે સાદો આહાર, બહુ થોડાં કપડાં અને કઠીન જીવન નિર્મિત હોય છે. પરિણામે બંગાળની વેશ્યાઓની સંખ્યામાં આ વિધવાઓ પણુ વધારો કરે છે. બંગાળ ફળદ્રુપ છે. બંગાળની પ્રજા અતિ બુદ્ધિમાન છે. પરંતુ સ્ત્રીઓનું સન્માન ત્યાં જોઇએ તેટલું નથી. બંગાળનાં ગામડાંઓ આંખને ગમે એવાં હોય છે. પરંતુ મેલેરીઆનો ત્રાસ ઘણો છે. પુષ્કળ વરસાદને લીધે ઘણા ખાડા ખાબોચીઆમાં મચ્છરનાં ઇંડાઓ સેવાય છે. વનસ્પતિઓથી ભરેલા પુષ્કળ જંગલો હોવાથી મચ્છરોના

વિકાસને ઉત્તેજન મળે છે. પરિણામે મેલેરીઆ પ્રજાને ખૂબ નિર્બળ બનાવે છે.

ગુજરાતીઓની વસતિ બંગાળના ગામડાઓમાં નથી. ગામડાઓનું અર્થશાસ્ત્ર ગુજરાતીઓને વિશેષ મહત્વપૂર્ણ લાગ્યું નથી. ગામડાઓની ગરીબ વસ્તિ, ત્યાંનો મેલેરીઆ અને વેપારના ક્ષેત્રની ખામીને લીધે ગુજરાતીઓ બંગાળના ગામડાઓમાં વસ્યા નથી. ગુજરાતીઓ ખેતીમાં બંગાળમાં પડ્યા નથી. ઉદ્યોગ વેપાર અને ધીરધાર આ ત્રણ ધંધા ગુજરાતીઓએ બંગાળમાં સ્વીકાર્યા છે. સિંધમાં ગુજરાતીઓ ખેતી કરે છે. મજુરી કરે છે, ચણતર, સુથાર કામ અને એવાં બીજાં કામે કરે છે. પણ બંગાળમાં ગુજરાતીઓ ખેતી કરતા નથી. આથી બંગાળની પ્રજા ગુજરાતીઓને ધનવાન માને છે. પરંતુ મારવાડીઓ જેટલા ગુજરાતીઓ બંગાળમાં વેપાર ઉદ્યોગમાં આગળ વધ્યા નથી.

ગુજરાતીઓ બંગાળમાં કયારે આવી વસ્યા તેનો નક્કી સમય મળતો નથી. દોઢસો વરસ પહેલાં ગુજરાતીઓ કલકત્તામાં આવતા હતા એવો સહેજ ઇશારો મળે છે. બંગાળમાં જ્યારે નવાબનું રાજ્ય હતું ત્યારે વેપાર પાણી બહુ જ નબળાં હતાં, કરાચી કલકત્તાના મોટા શહેરો બાળ દશામાં હતા ત્યારે પણ ગુજરાતીઓ બંગાળમાં બહુ જ થોડા આવતા હશે. પરંતુ અંગ્રજોના અમલમાં આ ત્રણેય બંદરો મહત્વ પામ્યાં, વેપાર વધ્યો અને સ્ટીમરો તથા વહાણોનો દરિઆઇ વ્યવહાર શરૂ થયો ત્યારથી ગુજરાતીઓ બંગાળમાં આવતા થયા છે.

અઢારમી સદીની શરૂઆતમાં અફીણનો લીલામ બહુ મોટા પ્રમાણમાં કલકત્તા ખાતે થતો હતો. ત્યારે મુંબઇના મોટા મોટા વેપારીઓ સર જગશેદજી જીજીભાઇ પહેલા બૅરોનેટ, મોતીશાહ અમીચંદ અને બીજાઓએ કલકત્તામાં પેઢીઓ ખોલી હતી. એમના પહેલાં ગુજરાતી વહાણવટીઓ મલબારથી તેજાના (મરી, સુંઠ, વિગેરે) ભરી કલકત્તા વેચવા આવતા હતા. મસ્કતથી ગુજરાતીઓનાં વહાણો ખજુર ભરીને બંગાળના બંદરોમાં આવતાં હતાં. જંગબારથી નારિએળ અને લવંગ ભરીને ગુજરાતીનાં વહાણો કલકત્તા તરફ આવતાં હતાં. બંગાળમાંથી આ વહાણો ચોખા ભરીને મુંબઇ તરફ આવતાં હતાં. આ પ્રમાણે ગુજરાતી વેપારીઓ બંગાળના બંદરોમાં વસ્યા હતા. એમની પેઢીઓ કલકત્તામાં સ્થપાઇ હતી. બંગાળ અને મુંબઇ વચ્ચે ત્યારે રેલ્વે નહોતી એટલે સમુદ્ર માર્ગે વહાણોમાં અથવા જમીન માર્ગે પર્વતો, જંગલો વટાવી એમને પ્રવાસ કરવો પડતો હતોઃ

હું પચાસ વર્ષો ઉપર પહેલાં કલકત્તે આવ્યો ત્યારે ગુજરાતીઓની ત્યાં ત્રણ ચાર હજારની વસતિ હતી. ગુજરાતીઓમાં રહેવાના ભાગને ભાટીઆ પટી કહેતા હતા. એટલે સૌથી પ્રથમ ભાટીઆ કલકત્તામાં આવ્યા હશે. પારસીઓનું આગમન પણ બહુ વહેલું થયું હશે. કેટલીક વાણીઆઓની પેઢીઓ પણ જુની છે. આ સમયે ગુજરાતી સમાજ ઘણો નાનો હતો. પરસ્પર ખૂબ સંપ અને એકતા હતી. શેઠ ગોપાળદાસ વીરજીની પેઢી ચૌધરીની પેઢી ગણાતી હતી, ગુજરાતી સમાજની તકરારો પતાવવી, ધર્માદા ખરડા કરવા, સમાજમાં મેળાવડા, ધાર્મિક ઉત્સવો શરૂ કરવા અને આગેવાની લેવાનો એમને હક્ક હતો. હું પચાસ વર્ષો ઉપર કલકત્તે ગયો ત્યારે શેઠ પુરૂષોત્તમદાસ કરીને વયોવૃદ્ધ ચૌધરી હતા. ગંભીર, સમજુ અને શાણા પુરૂષ હતા. એમનામાં માધુર્ય અને સમજાવટ

શક્તિ સારાં હોવાથી ગુજરાતીઓ પરસ્પરની તકરારો કોર્ટમાં ન લઇ જતાં એમની મારફતે પતાવતા હતા. ચૌધરી પણ કોઇનો પક્ષ ખેંચ્યા વગર નિષ્પક્ષપાત ખુલાસા કરતા હતા.

એ સમયે ગુજરાતી સ્ત્રીઓ પણ કલકત્તામાં આવતી હતી. એમનામાં વડીલો પ્રત્યે માન મર્યાદા હતાં. જુદા જુદા પ્રાંતનાં કુટુંબો એકજ ઘરમાં રહીને એક કુટુંબ જેવો ગાઢ નાતો સ્થાપતા હતા. સરસ સંપ હતો. ગુજરાતીઓમાં સારા અને હળવા પ્રસંગોમાં જુદા જુદા બૃહદ ગુજરાતના કુટુંબો એકબીજાની સાથે ખૂબ સ્નેહ સંબંધ મિત્રાચારીથી અને સહકારથી વર્તતા હતા. સ્ત્રીઓમા તે સમયે બહુ થોડી જ અક્ષરજ્ઞાન ધરાવતી હતી. પરંતુ નાની બાળાઓ કન્યાશાળામાં ભણવા જતી હતી. ગુજરાતી સમાજ એક વિદ્યાર્થિઓ માટે સ્કુલ અને એક બાળાઓ સારૂ પ્રાથમિક કન્યાશાળા નિભાવતો હતો. .વાનો ફાળા આપીને આ ખાનગી સંસ્થાઓ નિભાવતા હતા.

આપણી ગુજરાતી સ્ત્રીઓને તે સમયે ગુજરાતી સમાજ સિવાય બીજે ક્યાંયે જવા આવવાનું નહોતું. પારસી બ્હેનોની અવરજવર હતી. ખોજા અને મેમણો વેપારીઓ હતા. પરંતુ એમની સ્ત્રીઓ પડદો પાળતી હોવાથી એઓ હિંદુઓની સ્ત્રીઓ સાથે વિશેષ હળતી ભળતી નહિ. છતાં થોડી ઘણી અવરજવર હતી ખરી. બંગાળી સ્ત્રીઓ કોઇક અપવાદ સિવાય ગુજરાતી સ્ત્રીઓ સાથે હળતી મળતી નહિ. ભાષા એક નહિ. ગુજરાતી સ્ત્રીઓ બંગાળી બોલતાં જાણે નહિ. હિંદી બોલતાં જાણે. પરંતુ બંગાળી બ્હેનો હિંદી પણ જાણે નહિ. બંગાળી બ્હેનો સખ્ત પડદો પાળે. બંગાળી બ્રહ્મસમાજી બ્હેનો પડદો પાળતી નહિ. પરંતુ ખૂબ સુધરેલી હતી. આથી અભણ જેવી ગુજરાતી બ્હેનો એ અંગ્રેજી ભણેલીઓની સાથે સહકાર રાખતી નહિ.

ગુજરાતી બ્હેનોને ક્યાંયે બહાર જવાનું સામાજીક સ્થાન નહોતું. વિવાહો કે બીજા પ્રસંગો કયારેક કયારેકજ આવતા હતા. આથી દેવદર્શનમાંજ પરસ્પર મળવા હળવાનું થતું હતું. ગંગાજી સ્નાન કરવા માટેનો મોકો પણ સારો મળતો હતો. તે સિવાય સમાજના કોઇ ધનવાન વ્યક્તિ તરફથી બગીચો ( આખા સમાજનો ભોજન સમારંભ દૂર કોઇના બંગલામાં ) થતો ત્યારે પણ સૌ બ્હેનોને હળવા મળવાનો અવસર પ્રાપ્ત થતો હતો. ક્રમશઃ

કાદમ્બરીના સર્જકો
એથી યે અધિક ભવ્ય ચિત્ર
સર્જવાની હામ ભીડે છે.

xx

શાંતા આપ્ટે
એની કારકીર્દિને
અધિક ઉજાળનારી
ભવ્ય ભુમિકામાં

# તારામતી

: સાથે :
હિંદના
રૂપેરી
આકાશના
અનેક
તેજસ્વી
તારકો
ચમકશે.
...

લક્ષ્મી પ્રોડકશન્સનું મહત્વાકાંક્ષી સર્જન

દિગ્દર્શક : નંદલાલ જશવંતલાલ

xx

---

શાંતા આપ્ટે
પ્રેમઅદીબ
જગદીશ

લક્ષ્મીનું લલિત સર્જન....

# ભાગ્યલક્ષ્મી

દિગ્દર્શક : સર્વોત્તમ બદામી

[o]

તૈયાર થઈ રહ્યું છે :

---

લીલા દેસાઈ
સુરેન્દ્ર

રૂપ અને સૂરનો
રમણીય સંગમ

# 'દેવી'

લક્ષ્મી પ્રોડકશન્સ ચિત્ર

દિગ્દર્શક: ચીમનલાલ ત્રિવેદી

[o]

તૈયાર થઈ રહ્યું છે :

---

* બુકીંગ :— સુપ્રીમ ફિલ્મ ડીસ્ટ્રીબ્યુટર્સ ૮૫ : મેઈન રોડ — મુંબઈ. *

# બેંકનો બદમાશ

લેખક : શ્રી. સ.

કેમ્બાદની ઇમ્પીરીયલ હિંદુસ્તાની બેંકના એજન્ટ જીવણલાલે, જેવો તેનો હેડ-કલાર્ક તેના ઓરડામાં આવ્યો, કે ઝટપટ રૂપીયા એક હજારની નોટ ટેબલના ખાનામાં સેરવી દીધી. થોડીવાર પછી જ્યારે તેણે તે નોટ પોતાની ડાયરીમાં સંભાળથી મૂકી, ત્યારે તે સ્હેજ હસ્યો, અને તેણે મનમાં વિચાર કર્યો કે બેંકમાંથી પૈસા મેળવવાનું કામ છે તો સહેલું, પણ તે કેમ મેળવવા તે જાણવું જોઇએ, અને તેને માટે થોડું જોખમ પણ ખેડવું જોઇએ.

પોતાના ટેબલ ઉપર મૂકેલી ટપાલ તેણે જોવા માંડી, અને ઓફીસના કાગળો કે જેની સંખ્યા દીવાળીના તહેવારો પછી બેંક ઉઘડેલી હોવાથી મોટી હતી, તે બધા ઉઘાડયા વિના હેડ કલાર્કને ઉઘાડવા તથા નોંધવહીમાં દાખલ કરવા મોકલી આપ્યા. આ ક્રમ નિયમથી વિરુદ્ધ હતો, પણ જીવણલાલ હવે નિયમો તરફ બહુ ધ્યાન આપવાની કક્ષામાંથી પસાર થઇ ગયો હતો. તેને માત્ર કાળજી એટલી જ હતી કે બધું સહીસલામત ચાલે જાય ત્યાં સુધીમાં, બને તેટલાં નાણાં મેળવી લેવાં અને પછી ધીમેથી સલામતી સાથે બેંકમાંથી છૂટા થઇ જવું.

પોતાની ખાનગી ટપાલ તેણે ધીરે ધીરે ઉઘાડવા માંડી, અને ઘણા વખતથી બાકી રહેલાં બીલોની ઉઘરાણીના કાગળો એક પછી એક પોતાની પાતળી ધ્રુજતી આંગળીઓથી કાઢી કાઢીને નીચે પડેલી કચરાની ટોપલીમાં નાંખવા માંડયા. તેમાંથી તેના કલકત્તાના દલાલ તરફથી પોતે કરેલા સટ્ટામાં ગયેલી ખોટના બાકીના રૂપીયા સાડા સાત હજાર, તાબડતોબ ભરી દેવાની ઉઘરાણીનો સખત કાગળ સંભાળીને બાજુ ઉપર મૂક્યો.

*

તેનો હેડકલાર્ક અંદર આવીને બોલ્યો: માફ કરજો સાહેબ, આમાં એક હેડ ઓફીસનો અગત્યનો કાગળ આવી ગયો છે, પણ મેં તે વાંચ્યો નથી. એટલું કહી તે કાગળ તેના ટેબલ ઉપર મૂકી તે તુરત બહાર નીકળી ગયો.

જીવણલાલે જાણ્યું કે તે કાગળ તેણે વાંચ્યો જ હશે. તેણે હવે ટપાલ આપવામાં વધારે સંભાળ રાખવી પડશે. નહિતર આ શાખામાં નિયમ વિરુદ્ધ ચાલતાં ઘણાં કામો, જેનો ઢાંકપીછોડો કરવા તે સતત પ્રયત્ન કર્યા કરતો હતો, તે ઉઘાડાં પડી જવાની ધાસ્તી છે. ધ્રુજતે હાથે તે કાગળ હાથમાં લઇ તેણે વાંચવા માંડયો. તેમાં લખેલું હતું કે:—

તમારૂં અઠવાડિક ઓવર ડ્રાફ્ટનું પત્રક, તારીખ ૧૦ મીએ પૂરા થતા અઠવાડિયાના પત્રકમાં બાંહેધરી વિનાના ઓવર ડ્રાફ્ટોમાં મી. વલીમહમદ સીદીકને ખાતે રૂ. ૧૬૧૫૩-૦-૦ ની રકમ જોઇને હેડ ઓફીસને થોડો ભય ઉપજ્યો છે. આ બાબતમાં અમે તમારૂં ધ્યાન ફરીથી ખેંચીએ છીએ કે, તમને આવી જાતના ઓવર ડ્રાફ્ટ માત્ર રૂ. ૫૦૦૦-૦-૦ ની રકમ સુધી જ આપવાની સત્તા છે.

૨. અમારે કહેવું પડે છે કે આ બનાવ પહેલી વખત જ બનેલો નથી. આ બાબતમાં તમને વખતો વખત ચેતવણી આપવામાં આવેલી છે, તેમ છતાં તમોએ આ મુજબ રકમ ધીરેલી છે. તો આવી રીતે કરેલા

હુકમના અનાદરની બાબતમાં તમારો ખુલાસો ઉલટ ટપાલે લખશો કે જેથી તે બાબતમાં આગળ શું પગલાં લેવાં તેની સમજણ પડે.

૩. તે ઉપરાંત તમને જણાવવાનું કે, તમે જે રીતે તમારી શાખાનું કામકાજ ચલાવો છો તે બિલકુલ સંતોષકારક તથા નિયમસર નથી. માટે હવેથી તમો અમારી સૂચનાઓનો અનાદર કરશો તો, તમારા કામકાજ ઉપર વધારે દેખરેખ રહી શકે તેવી શાખામાં તમારી બદલી કરવામાં આવશે દરમીયાન તમે ધીરેલી રકમ તુરત જમા થઇ ગયા બાબતના તમારા જવાબની વળતી ટપાલે અમો આશા રાખીએ છીએ.

તમારો વિશ્વાસુ
કાબિર નેધરસોલ
મેનેજીંગ ડીરેકટર

આ કાગળનો મુદ્દો સમજીને જીવણલાલ પોતાની ખુરશીમાં ઉંચો નીચો થયો, અને વિચાર કરવા લાગ્યો કે તેણે આવા કાગળની આશા રાખી નહોતી, જો કે તેનું ધીરાણ તો ઠપકાને પાત્રજ હતું. તેમાં વળી પોતાની ઓફીસના માણસોએ આ કાગળ ચોકસ વાંચ્યોજ હશે, અને તે લોકો મનમાં રાજી થતા હશે કે સાહેબને ઠીક અડાવ્યા છે. આ નેધરસોલ પણ જબરો લાગે છે. તેણે કાળ-જામાં સોંસરો પેસી જાય તેવો સખત કાગળ લખ્યો છે; પણ તે બુઢ્ઢાને કયાં ખબર છે કે હમણાંજ જે એક હજારની નોટ તેણે ટેબલના ખાનામાં સરકાવી દીધી, તે આ મોટી રકમના ધીરાણના બદલામાંજ મળેલી હતી. હવે આંહીથી જલદી નીકળી જવું જોઇએ. તેને બીક હતી જ કે, ઘણા વખતથી ચાલતી આવતી અનિયમિતતાનું પરિણામ આવું આવશેજ. તેને હેડઓફીસમાં બદલાઇને જવાની બિલકુલ ઇચ્છા નહોતી. થોડો વિચાર કરીને મનમાં બડબડયો, ફિકર નહીં, હું પણ તે બુઢ્ઢા નેધરસોલને બતાવી આપીશ કે હું તેના કરતાં વધારે હુશીઆર છું: મેં મારી પાકી યોજના કયારની તૈયાર કરી મુકી છે, કારણ હું જાણતો જ હતો કે આવો વખત આવશે.

*

લાલા હરીચંદ કપુર-હા તે નામ બરાબર છે, તેના નામનું કલકત્તાની હેડઓફીસમાં તેણે એક ખાતું ખોલ્યું, અને તે ખાતેના ફોર્મ ઉપર લાલા હરીચંદ કપુરની સહી પોતેજ કરીને તે ફોર્મ કલકત્તા રવાના કર્યું. તે સાથે એક ખાસ સૂચનાનો કાગળ પણ લખયો, જેમાં લખ્યું કે લાલા હરીચંદ કપુર, અત્રેની ઓફીસ સાથે ઘણો સારો સંબંધ ધરાવે છે, અને તેઓ કલકત્તામાં વેપાર કરવા માગે છે. તો તેઓ કલકત્તામાં કાંઇ ધીરધાર કરે તો, મી. નેધરસોલે પોતેજ તેમની બાબ-તમાં કાળજી લઇને તેમને જોઇતી તજવીજ કરી આપવી.

હવે બીજી તજવીજ એ કરવાની હતી કે, તે લાલા હરીચંદ કપુરના નામ ઉપર કલકત્તાની શાખામાં નાણાંની મોટી રકમ કેમ જમા કરાવવી, કે જે છેવટની ઘડીએ જ્યારે પોતે નીકળી જવા માગે ત્યારે ઉપાડી શકાય.

તેવામાં મીસીસ ફોર્બ્સ નામની એક વૃદ્ધ સ્ત્રી તેની મદદે આવી ચડી. તે બાઇ વૃદ્ધ હોઇને તેનાથી સહી બરાબર થતી નથી એમ કહીને તેને જુદા જુદા કાગળો ઉપર પાંચ છ નમુનાની સહીઓ કરવા લખ્યું, જે તે બાઇએ કાંઇ પણ અંદેશા વિના કરી મોકલી. આનાથી વધારે સારું શું હોઇ શકે!

જીવણલાલે તે સહીઓવાળા કાગળમાં ઉપરના ભાગમાં પોતાનાં ૩ ટકાના બોંડમાં રોકલાં નાણાંની અમુક રકમ બોંડ વેચીને કલકત્તામાં લાલા હરીચંદ કપુરના ખાતામાં તે રકમ જમા કરવાના કાગળો જુદી જુદી તારીખે ટાઇપ કરીને કલકત્તાની હેડઓફીસમાં મોકલવા માંડયા. તેમ કરીને થોડા વખતમાં એક મોટી રકમ, લાલા હરીચંદ કપુરના

નામ ઉપર કલકત્તાના તેના ખાતામાં જમા કરાવી. તે ઉપરાંત તે અરસામાં પાકતાં કેટલાંક બોંડોનું વ્યાજ પોતાની પાસેથી તે બાઇને આપ્યું કે જેથી તેને કોઇ જાતની અદ્દરાતફરીનો વહેમ પડે નહીં.

હવે તે રકમ ઉપાડીને પલાયન થઇ જવાની તજવીજ કરવાની હતી. અત્યારે તે રકમ રૂપીયા એક લાખ ઉપરાંતની થઇ હતી, અને તે રકમ મળી જાય કે તુરત પોતે અલોપ થઇ જઇ શકે.

થોડા દિવસ બાદ તેણે પોતાનું ટાઇપ-રાઇટર ઉઘાડી, પોતે જાતે હેડ ઓફીસ ઉપર નીચે મુજબ કાગળ ટાઇપ કર્યો—

લાલા હરીચંદ કપુર આવતા મહીનાની બીજી તારીખ ને મંગળવારે. કલકત્તાની ઓફીસમાં આવશે, જે વખતે મી. નેધરસોલે પોતે તેમને પોતે મળીને એક અગત્યના સોદા માટે જોઇતી રકમની સગવડ કરી આપવી. લાલા હરીચંદ આશરે ત્રણ વાગે બેંકમાં આવશે, અને મને આશા છે કે અમારા આ પ્રતિષ્ઠિત ઘરાકને જોઇતી બધી સગવડ અને મદદ આપવામાં આવશે.

આ કાગળને એક જુદા કવરમાં બીડી, તેના ઉપર પોતાની સીલ કરી, તે કાગળ ઓફીસના બીજા કાગળો સાથે પાકીટમાં રવાના કર્યો. તેમ કરીને તેણે છૂટકારાનો દમ ખેંચ્યો, અને પોતાની યુક્તિની ફતેહના વિચારોથી તે ઘણો આનંદમાં આવી ગયો, તથા ત્યારબાદ જમાદારે આણેલા ચેકોના એક મોટા થોકડા ઉપર સહીઓ કરવા લાગ્યો.

*

સર રોબર્ટ નેધરસોલે પોતાની ઓફીસના ઘડીઆળ સામે જોયું અને બોલ્યો: વળી પાછું મોડું થયું. જો તે વખતસર નહીં આવે તો ક્લબમાં તેની બ્રીજની રમતનો તાલ બગડી જશે. ત્રણ ઉપર દસ મીનીટ થઇ. નવા વર્ષનો કામકાજનો પહેલો દિવસ હોઇ ને કામ ઘણું હતું. લ્યો તે આવ્યો! સાહેબજી, લાલાજી, સર રોબર્ટ બોલી ઉઠ્યો, અને ખુરશીમાં ઉભો થઇને આવેલા માણસ સાથે હાથ મીલાવ્યો. આવનાર માણસે જવાબ આપ્યો. સાહેબ—સર નેધરસોલ—હું દિલગીર છું કે જરા મોડો પડ્યો. પણ મારા બીજા કામમાં, ધાર્યા કરતાં મને વધારે વખત લાગ્યો. એટલું બોલી તે ખુરશી ઉપર બેઠો તે માણસ છેલ્લી ઢબના વિદેશી પોશાકમાં સજ્જ થએલો હતો. શરીરે પાતળો અને જરા વાંકો વળી ગયેલો જણાતો હતો, અને તેણે ખૂબ કાળાં ચસમાં પહેરેલાં હતાં.

ઠીક ! હું ધારૂં છું કે તમને વાર લાગી, તો તેનો બદલો પણ મળ્યો જ હશે. બોલો કેડોબારમાં બધું કેમ ચાલે છે, હું તમારે માટે શું કરી શકું ?

મારે એક ચેક વટાવવો છે. જો કે રકમ મોટી છે, પણ ચિતરંજન મહોલ્લામાં, હું એક મોટી અને કિંમતી મિલકત ખરીદ કરૂં છું, અને બધી રકમ રોકડમાંજ આપવા માગું છું. મને જરા ઉતાવળ છે કારણ સાડા ત્રણ વાગતા પહેલાં સોદો પતાવી દેવાનો છે.

વારૂ ! તમે ચેક લખો અને હું તેનાં નાણાં તમને અપાવું છું. જો કે થોડું મોડું થયું છે, પણ તમે તે બાબતની ચિંતા કરશો નહીં.

*

લાલા હરીચંદે પોતાની ચેક બુક કાઢીને ચેક લખવા માંડ્યો દરમીયાન ઘંટડી વગાડીને સર રોબર્ટ જમાદારને બોલાવ્યો. ચેક તેને આપીને કહ્યું કે આ ચેકનાં નાણાં લાવો. રકમ એક લાખ રૂપીઆની છે તે ખરેખર મોટી છે. તેણે આવનાર માણસ તરફ જોઇને કહ્યું. આવડી મોટી રકમ તમારી સાથે લઇ જવી સહીસલામત છે ? એટલું બોલી તેણે ચસમાંમાથી બારીક નજરે લાલા હરીચંદ સામે જોયું.

તેણે જવાબ આપ્યો કે મને તેવું જોખમ લેવામા વાંધો નથી. મને બધી સો સોની નોટો મળશે ?

જરૂર જરૂર, સો સોના નોટ લાવો, કોબેટે હુકમ આપ્યો અને ચેક ઉપર પોતાની સહી કરી જમાદારને ચેક આપ્યો.

લાલા હરીચંદે કહ્યું કે, હૈદ્રાબાદમાં તમારો માણસ છે તે બહુ લાયક છે. અને હું ધારૂં છું કે આગળ ઉપર તે બહુ સારૂં કામ કરી બતાવશે.

હા ! સર કોબેટે જવાબ આપ્યો.

કેમ શું છે ? ચેક પાછો લઈને આવેલા જમાદારને ચીડાઈને પૂછ્યું. તે વખતે હરીચંદના મોઢા ઉપર બપની જે છાયા ફેલાઈ ગઈ તે તેણે જોઈ નહીં.

હા ! બરાબર કેવા ભૂલકણા. તમે આ ચેક ઉપર ૧૯૪૧ ની સાલ નાંખેલી છે. વરસ બદલાય ત્યારે આવી ભૂલ થાય એ સ્વાભાવિક છે. તો તે છેકીને ૧૯૪૨ કરો અને તે જગ્યાએ તમારી પૂરી સહી કરો.

હા, હા, મારી ભૂલ થઈ. લાલા હરીચંદ બોલી ઊઠ્યો, અને કાંઈ ભય નથી એમ જણાતાં તેણે છૂટકારાનો દમ ખેંચ્યો. ખોંખારો ખાઈ ચેક પોતાની પાસે લઈ તેમાં તારીખ ફેરવીને સહી કરી, અને ચેક પાછો આપતા ઘડીયાળ સામું જોઈને કહ્યું, કે સર નેધરસોલ મેહરબાની કરીને મને જલદી નાણાં અપાવો, મને બહુ મોડું થાય છે.

*

નેધરસોલે ચેક હાથમાં લઈ, તારીખનો ફેરફાર તથા સહી જોઈ કે તુરત તડુકી ઉઠ્યો અરે ! હે ! ઇશ્વર તારૂં ભલું થજો. એટલું બોલી ખુરશી ઉપરથી કુદીને ઉઠ્યો. અને પોતાની ખુરશી ઉપરથી ગભરાઈને અરધા ઉઠેલા લાલાજીનો ખભો પકડ્યો. કારણ લાલા હરીચંદ કપુરે ભુલ કરી હતી. પકેલી ટેવે તેને ભુલાવ્યો. તેણે વર્ષ છેકીને જે સહી કરી હતી, તે ઘણી જાણીતી જીવણલાલ બીરડાની સહી હતી.*

* ટા વી તા. ૨૮-૧૨-૪૧ માં જે. એમ. ગીબ્સનની વાર્તા ઉપરથી અનુવાદ.

# પતિપત્ની

લેખક :
શ્રી. ભાનુ જ. શુક્લ

---

*જીવન સંગીતમાં તો જ મધુરતા પૂરાય, જો જીવનસંગીમાં ચાહવા અને સહેવાની ભાવના સદાય મોજુદ હોય.

*જીવન નાવ તો જ શઢ પર રહે, જો જીવનસાથીમાં સ્નેહ અને સ્વાર્પણની જ્વલંત તત્પરતા કાયમ હોય.

---

અમુક શબ્દો અજબ ભાવ સૂચવે છે. એ શબ્દો બોલતાં જ માનવી. એનો મર્મ પારખી શકે છે—જેવાં કે 'સંસ્કૃત' 'પરિવર્તન' 'આદર્શ.' 'પતિપત્ની' એ આવા સમૂહ શબ્દોમાં ઉંડો પ્રેમ–મીઠો ભાવ મૂકી જાય છે. બીજા સૂચક શબ્દોમાં પતિપત્નીં એ બે શબ્દોનું એક જોડકું, બે આત્માઓનું એકીકરણ કહેતાં તાદાત્મ્ય છે.

એને 'આવા રૂપકમાં લાવનાર પૃથ્વીના માનવીઓ જ હતા. આપણા વડવાઓ, આદિકાળના મનુજો જ હતા. કારણ કે પ્રાણીમાત્રમાં માનવીની બુદ્ધિમતા દરેક કાર્ય અને ક્ષેત્રમાં પહોંચ્યાપેલી છે. કાર્યનાં ક્ષેત્ર સમજી શકનાર માનવી સમજી શક્યો, કે સ્ત્રી અને પુરુષ એ જો પોતપોતાના વાડાવિભાગમાંજ કર્મશીલ રહેશે તો પુરુષ જાતિ, અન્ય કાર્યોમાં નિજનું સ્વત્વ આગળ કરી, નિરંકુશ બની માતેલો ફર્યા કરશે. સ્ત્રી રૂપી અંકુશની જરૂરિયાત આથી આપણા વડવાઓએ સ્વીકારી અને પુરુષ અને સ્ત્રીના સંસ્કાર સંબંધ યોજ્યા. આ સંસ્કાર સંબંધ તે લગ્ન.

આવી રીતની લગ્ન યોજનાથી, પુરુષને વ્યવહારૂ અને કાર્યદક્ષ બનાવ્યો. સાથે એકપત્નીવ્રતનો મહિમા આગળ કરી, પુરુષની મુક્ત વાસનાને મર્યાદીત બનાવી. તેવી જ રીતે એકલી અને અબુધ સ્ત્રીને પુરુષ સાથે લગ્નગ્રંથીથી એક કરી, ઘર અને કુટુંબની યોજના આગળ કરી, સંસારની ભાવના મૂર્તિમંત બનાવી. આમ પુરુષ અને સ્ત્રીના ઉજ્વલ સ્નેહસંબંધે, લગ્નના પાકબંધનથી નવાજેશ કરી, ગૃહ અને ગામના ઉત્કર્ષ અને પ્રગતિના વેગને દ્વિગુણીત બનાવી લગ્નની યોજનાને મક્કમ કરી સ્થાપી અને સ્થિર બનાવી મૂકી.

આમ પરાપૂર્વથી ચાલ્યા આવતા લગ્નના પવિત્ર બંધનને એક જ સૂચક અને ધ્યેય સ્પર્શતા વાક્યના અર્થમાં રજુઆત કરી કે, 'બે આત્માઓની પ્રેમભરી એકતા તે લગ્ન અને એ પૂણ્યશાળી આત્માઓ તે પતિપત્ની.' અને આ ગુરૂવાક્ય પર પતિ, પત્ની, પ્રેમ અને લગ્નની ઉંચી અને આદર્શમય ભાવના રજુ થઈ.

એ ભાવનાને સંગીન બનાવવાનો ફાળો પતિપત્નીને જાય છે, અને એને કુરૂપ બનાવવાની ગતિ પણ પતિપત્ની હસ્તક છે. નિષ્ણાત અને કાબેલ પતિપત્ની, સમજુ અને સંસ્કારી વરવધુ, એ ભાવનાની આસપાસ પોતાના ધ્યેયને વણશે. એ ભાવનાને મૂર્તિમંત કરતા કાર્યોથી અળગાં જઈ, એના કાર્યક્ષેત્રનાં વર્તુંલો કદિ પણ પરિસીમા નહી વટાવે.

પતિપત્ની એકબીજાને સમજી શકે, એકબીજાના કાર્યથી મર્યાદામાં રહે અને એકમેકને પવિત્ર પ્રેમથી નવાજી શકે તો જ એ વરવધુ આદર્શ યુગલ' ગણાય અને તો જ એની ભાવનાઓ સફળતા પામે. જીવન સંગીતમાં તો જ મધુરતા પૂરાય, જો જીવને સંગીતમાં ચહાવા અને સહેવાની ભાવના

સદાય મોજુદ હોય. જીવનનાવ તો જ રાહ પર રહે, જો જીવન સાથીમાં સ્નેહ અને સ્વાર્પણની જવલંત તત્પરતા કાયમ હોય.

પતિ પત્ની પાસે માગે પવિત્ર પ્રેમની પ્રતિમા. પત્ની પતિ પાસે માગે પવિત્ર પ્રેમનો પ્રણેતા. આવો જ ઉત્કટ પ્રેમભાવ અગ્રસ્થાને વિરાજી રહે અને અન્ય વસ્તુઓ ગૌણ બને તો પતિપત્ની જીવનમાં જીન્નત માણી શકે; સંસારસૃષ્ટિમાં સ્વર્ગ ખડું કરી શકે. પ્રેમની પરિપક્વતાની શિખર શ્રેણી પરથી આવાં દંપતિઓ ઉક્તિ આપી શકે, ' દંપત્તના દેવ પ્રેમ ! '

કિંતુ આ ઉક્તિ અને આ વાત ઢાલની સુવર્ણ બાજુની જ થઈ. દૈવી વાતો કરીને જ રાચી રહેવાથી માનવી, નથી દેવ બની શકતો, નથી માનવ મટી શકતો.

સનાતન સ્નેહતા એ ઉન્નત પથ પર જવું સહેલ નથી. પહોંચવું દુષ્કર છે. પતિપત્નીની એક જ ભાવના કાયમી ... કપરી છે. વરવધુના એક જ ધ્યેય માટે એક જ રહેવા આસાન નથી. પ્રેમનો પહેલો ઉભરો લય પામતાં, સમયના વહેતા પ્રવાહમાં પ્રેમ પછીની વસ્તુઓ પહેલી પાયરીએ પહોંચી જવાનો સંભવ નથી રહેતો એમ નહીં.

ત્યારે દંપતિના દેવ પ્રેમમાં શિથીલતા આવતી જણાશે આદર્શના રાહ ત્યારે ફંટાશે અને અવળી દિશાથી ગતિ કરશે. ત્યારે એક કાળે એકમેકને જોઈ પ્રફુલ્લ બનતાં પતિપત્ની, પ્રેમની લાગણીને નૂતનતા અર્પી, અન્યોન્યને દેખી વિમુખ થવું બહેતર ગણશે. ત્યારે એક સમયે એકબીજાને સત્કારવા તત્પર બનતાં પતિપત્ની, વેરઝેરથી કુંઠિત બનેલા હૃદયોથી, તિરસ્કારવા આતુર બની, અળખામણાં પ્રાણીઓ -સમાં ધૂરકી રહી, પ્રેમની વિપર્ય પરિભાષાના ખળભળાતા આંદોલનો જમાવી મૂકે છે

ત્યારે સ્ત્રી પુરુષ સમોવડી થવાના પ્રયત્નો અતિ આવેગથી આદરશે, અને પૂર્ણ વેગે વિરુદ્ધ દિશાએ જવા સદાયે તત્પર બને છે. સ્ત્રી ત્યારે ધ્યેયમાં પ્રગતિ જરૂર કરી જશે. પુરુષ પણ ઘમંડમાં નિજના ધ્યેયમાં મચ્યો રહેશે. બંને જ પ્રગતિ સાધશે. પરંતુ વિરુદ્ધ દિશાની. પતિપત્નીની પ્રગતિ એ દેખાવમાં ' પ્રગતિ ' જણાશે. જ્યારે વાસ્તવમાં એ ' અધોગતિ ' જ છે. આ અધોગતિ પ્રેમના પુનિત બંધનના અંકોડાને દિનભર દિન, સમય વીતતાં ઢીલાં કરી મૂકે છે.

આ આંદોલનો, આ અધોગતિ જરાય ઇચ્છવા યોગ્ય નથી. પતિપત્ની બંનેને એ હિતકારી નથી, એમ સમજવા. છતાંય, સમયના વહેણ સંયોગના મિજાજને એવા કફોડા તબક્કા પર લાવી મૂકે છે, કે પીછેહઠ બંને માટે દુષ્કર બને છે. સમાધાનના સૂર બંનેમાંથી કોઈજ ઉચ્ચારવા યત્નશીલ નહી બને. બન્યું ત્યાંથી આરોપવાની વાતને ત્યારે મચક નહી મળે, અને આગળ ધપતા રોજબરોજના વિખવાદો સંસારની સભરતાને વિસંવાદી બનાવી કલુષિત કરી મૂકે છે. સંસારનૈયાની આ ડામાડોળ સ્થિતિ એઓને કાયમી દહેશતમાં મૂકી દે છે......ઉથલાઈને અવનતિના ડહોળા પાણીમાં ગારદ થવાની.

આવા ખરાબા પર હડસેલાઈ જતા અટકવા માટે પતિપત્નીએ એકબીજાની મર્યાદા શરૂઆતથીજ સમજવી ઘટે. અર્થહીન કાર્યોને મંડાણથીજ વિચારવાં ઘટે. પતિપત્નીએ સંયોગોથી ચેતીને પહેલેથીજ ધસતા અવરોધો પર અંકુશોના દાબ મૂકવા ઘટે.

તોજ માનવી નિજનું અને અન્યનું કંઈ કરી શકે તોજ માનવી સમાજનું શ્રેય કરી શકે, અને તોજ મનુમાળ જનતા અને જનેતાનો ઉદ્ધાર કરી શકે—કોમ અને દેશના ઉન્નત કાર્યોમાં પોતાથી બનતો આવશ્યક ફાળો આપીને......અને નહી તો ગૃહની, સમાજની અને રાષ્ટ્રની આંધીમાં જગત ચકાવે ચડે અને પૃથ્વીના તાંડવ લયમાંજ પરિણમે.

# સ્ત્રી આરોગ્ય

લેખક :
ડૉ. લતીફ

પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે નિરોગી હોવાની જરૂર છે. સંસાર વહેવારનો લગભગ બધો ભાર એમના પર હોય છે, છતાં એ શોચનીય છે કે આજકાલ સ્ત્રીઓનો એંસી ટકા ભાગ એક કે બીજા રોગથી પીડાય છે, વૈદ્યો અને દાક્તરોને ત્યાં એમની ભીડ એટલી હોય છે કે એમના આગમન વિના વૈદ્યો અને દાક્તરોને ધંધો છોડવાનો દિવસ આવે, છતાં સારવાર અને સુશ્રુશાથી એમને ભાગ્યેજ લાભ થાય છે. સ્ત્રીઓનો રોગ મટતો નથી અને તેથી ઘરાકી ઓછી થતી નથી.

સ્ત્રીઓ એ સારી પેઠે જાણે છે કે ગમે તેટલી દવાઓ લીધા છતાં તેમના રોગ મટતા નથી.

સ્ત્રી દાકતરોના અભાવે પુરુષ દાકતરો સ્ત્રીઓના રોગોના નિદાન-ચિકિત્સા પૂરતાં ...ણમાં કરી શકતા નથી, વળી સ્ત્રીઓ દાક્તરો પાસે મોકળે મને પૂરતી હકીકત પણ કહી શકતી નથી, અને દાકતરો સમયની અને ધનની દરકાર કરે છે, તેટલી સ્ત્રી જાતિના રોગનિવારણની કરતા નથી.

સ્ત્રીઓની સારવારમાં પ્રથમ રક્ત શુદ્ધિ અને વૃદ્ધિ અને પછી એમના સામાન્ય આરોગ્યની સંભાળનો સમાવેશ થાય છે.

સ્ત્રીઓને રોગ થવાના કેટલાંક દેખીતાં કારણો હોય તે દૂર થવાથી એ નિરોગી થવા લાગે છે.

સ્ત્રીઓને કેટલાક ખાસ રોગો થાય છે, તેમાંથી કયો રોગ છે, તે અભ્યાસથી નક્કી થાય છે. તેની યોગ્ય સારવાર થવાથી તે સ્હેજે મટી જાય છે.

શરીરમાં શક્તિ અને સ્ફૂર્તિ, જીવન અને ચેતનનો સંચાર થવાથી નિરોગી થવાની આશા સ્ત્રીને બંધાય છે.

પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે લાગણીવશ અને લાગણીપ્રધાન હોવાથી એમની નિરાશા આશામાં ફેરવાતી નથી, ત્યાં સુધી તે સાજી થતી નથી-નિરોગી બનતી નથી. અને નિરોગી મન સિવાય નિરોગી શરીર અશક્ય છે.

રોગી આશાવાદી બને છે ત્યારે નિરોગી થવા લાગે છે. Mind governs the body મન શરીર પર રાજ્ય ચલાવે છે. એ માનસશાસ્ત્રનો નિયમ સ્ત્રીઓની ચિકિત્સા વખતે સારવાર કરનાર વૈદ્યોએ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

પુરુષો કરતાં સ્ત્રીઓને પણ જાતિય આકર્ષણ વધારે પ્રબળ હોય, અને તેને અંકુશમાં રાખવા માટે એમને માનસિક વ્યથા વધારે સહન કરવી પડે છે, હિસ્ટીરિયા સમી માનસિક વ્યાધિ એજ કારણે આજકાલ સ્ત્રીઓમાં વધારે પ્રમાણમાં દેખાય છે.

માત્ર આશ્વાસન અને સાંત્વનથી સ્ત્રીઓના અર્ધા રોગ મટી જાય છે. અને જરા સામાન્ય આરોગ્ય સુધરે, જરા શરીરમાં શક્તિ અને સ્ફૂર્તિ આવે, તો સ્ત્રીઓ ધાર્યા કરતાં જલદી સાજી, નિરોગી થઇ જાય છે. એ લાગણીપ્રધાન હોવાથી એમના નિરાશાવાદની પેઠે એમનો આશાવાદ પણ એટલોજ પ્રબળ અને પ્રેરક હોય છે. એ માંદી પણ સ્હેજે પડી જાય છે. અને સાજી પણ સત્વર થઇ જાય છે.

પરિમિત જીવનમાં વિષયનો અતિરેક પુરુષો કરતાં સ્ત્રીઓને વધારે શાપ સમાન છે, અને સ્ત્રીઓના આધુનિક રોગો બધા એજ કારણે થયા હોય છે. પુરુષો કરતાં સંયમથી

રહેવાની, શકય બ્રહ્મચર્ય પાળવાની સ્ત્રીઓને વધારે જરૂર છે, કેમકે એમનો બાંધો નબળો હોય છે. આરોગ્યપ્રદ હવા ઉજાસ એમને ઓછાં મળે છે. સ્ત્રીઓનો બ્રહ્મચર્યભંગ એમની પોતાની વાસના ઉપરાંત પુરૂષોની વાસના પોષવામાં વધારે થાય છે. પુરૂષે હંમેશાં સ્ત્રીની ઇચ્છા અનુસાર વર્તન રાખવું જોઇએ, એની અનુકૂળતામાં પોતાની અનુકૂળતા માનવી જોઇએ. તેમ થાય તો સ્ત્રીઓ બ્રહ્મચર્યભંગના અતિરેકથી બચી જાય અને વધારે નિરોગી અને આનંદી બની જાય.

ગૃહકાર્યના શ્રમના અતિરેકથી કેટલીક બેનો માંદી પડે છે, કેટલીક જરાય શ્રમ ન કરવાથી માંદી પડે છે, એમાં મધ્યમ માર્ગ ગ્રહણ કરવાની જરૂર છે. અતિશય શ્રમથી પણ શરીર ક્ષીણ અને જીર્ણ થાય છે અને શ્રમના છેક અભાવથી પણ શરીર રોગી થાય છે, માટે શરીર નિરોગી રહે-મન આનંદી રહે તેવી રીતે રહેવાનો, વર્તવાનો પ્રયાસ કરવો.

આજ કાલ ધનવાન બહેનો ગૃહકાર્યમાં જરાય ભાગ લેતી નથી, તેમ શરીર નિરોગી રાખવા પૂરતી થોડી પણ કસરત કરતી નથી. પરિણામે દાક્તરોને ત્યાં એમની રોજ હાજરી પૂરાય છે. અને શ્રમ વિના બીજી કોઈ પણ દવા એમને નિરોગી રાખી શકતી નથી. જીવન કાંતો દવાઓને જોરે લંબાય છે, કાંતો દવાઓમાં રહેતાં કાતિલ ઝેરોથી જીવનનો અંત આવે છે, એનો આધાર ચિકિત્સકની ચિકિત્સાપદ્ધતિ પર છે.

આયુર્વેદ, અને હોમ્યોપેથી ચિકિત્સા-પદ્ધતિમાં કાતિલ ઝેરો ઘણાં સૂક્ષ્મ પ્રમાણમાં અને ઘણાં વિશુદ્ધ કરેલાં હોય છે ત્યારે વિલાયતી દવાઓમાં જીવલેણ ઝેરો છૂટથી વપરાતાં હોવાથી, કયારેક એક રોગ નિવારણ માટે વપરાતાં ઝેરો બીજા દશ રોગ નવા કરી નાખવા પૂરતાં શક્તિમાન હોય છે. એટલી છૂટે હાથે ઝેરો વાપરવાની બીજી કોઇ ચિકિત્સાપદ્ધતિ નથી. આજકાલ એ વિરો પાશ્ચાત્ય પ્રદેશમાં પણ મોટા પ્રમાણમાં ઉહાપોહ થયો છે-થાય છે.

સ્ત્રીઓનાં શરીર સુધારવાનો સહુથી સારો ઉપાય, એમને થોડા દિવસ વનવિહાર કે યાત્રાએ મોકલવાનો છે. રહેઠાણ બદલવાથી અને આસપાસના સંયોગો અને પરિસ્થિતિ બદલવાથી એમના તનમન પર અસાધારણ સારી અસર થાય છે. એમને નિરોગી બના-બનાવવા સારૂ એથી બીજું ઉત્તમ એકે ઔષધ નથી.

ગંગા જમના કે નર્મદાને કિનારે નૌકા-વિહાર સાથે યાત્રા કરવાથી ઉભય લાભ સાથે મળે છે

વર્ષ દહાડે દવાઓ પાછળ ખર્ચાતી રકમની ચોથી પાંતી પવિત્ર સ્થળે યાત્રા કરવા પાછળ ખર્ચવામાં આવે, તો સ્ત્રી પુરૂષો નિરોગી અને રૂષ્ટ પુષ્ટ રહે એટલું જ નહિ, પણ મન સાત્વિક થાય, ધર્મભાવના કેળવાય, અને પુણ્ય પ્રાપ્ત થાય તે જુદું.

ગંગાજમના કિનારે ફરવાની મોઝ નાટય-ગૃહોના અંધીયાર અને ગૂંગળાવી નાખતા વાતાવરણમાં જીવન વીતાવી નાખનાર જીવો શું જાણે ?

પક્ષીઓનો કલ્લોલ, સુમધુર પંખીગાન, વૃક્ષોની વનરાજી, વનસ્પતિસૃષ્ટિની શીતળ છાયા, સુગંધી વાયુનો મૃદુ સ્પર્શ, ગાયોની ઘંટડીનો કર્ણપ્રિય રણકાર, બંસીના મિષ્ટ સ્વરો, નિર્દોષ ગોવાળીઆઓની ધીંગામસ્તી, અને કિનારે કિનારે નાના નાના ગામડાંથી પ્રાતઃકાળે અને સંધ્યાકાળે જમુનાનાં જલ ભરવા આવતી ગ્રામલક્ષ્મીઓ, એથી સુંદર દૃશ્યો કોઇ નાટક કે ચલચિત્રમાં કોઇએ દીઠાં નહિ હોય. એ નદી કિનારાનો નૌકાવિહાર

કેટલો આરોગ્યપ્રદ, આનંદજનક અને સુખદાયક છે, તે વર્ણવી શકાય તેમ નથી.

શાસ્ત્રોમાં યાત્રાઓનો મહીમા પુષ્કળ પ્રમાણમાં વર્ણવીને કેવળ ધર્મભાવનાથી પ્રેરાઇને જ નહિ, પણ આયુર્વેદની દૃષ્ટિએ એવી યાત્રાઓ તનમનને નિરોગી અને સુખી કરવા માટે આવશ્યક હોવાથી, આર્યોની બધી ધર્મભાવના પાછળ આયુર્વેદની યોજના હોય છે. એ તો નિર્વિવાદ છે.

ગંગા જમના કિનારે ઊગતાં ફળો કેટલાં મિષ્ટ હોય ? એ હિમાલયના જલ કેટલાં આરોગ્યપ્રદ છે ? એ તો હજી વીસમીસદીનો કોઇ જગદીશચંદ્ર પૂરવાર કરશે, ત્યારે જગત આશ્ચર્યમુગ્ધ થશે.

નૌકાવિહારથી અનાયાસે સૂર્યસ્નાન વાયુસ્નાન, જલસ્નાનનો લાભ મળે છે. થોડી ઘણી સંગીતની મોઝ પણ ઉડે છે. દિવસ અને રાત્રી આરોગ્ય આનંદમાં વીતે છે. એક માસ આમ વીતાવે તો જીવન સંભારણું બની રહે છે. આ છે યાત્રાના મહીમા !

જાતિય અતિરેકથી ક્ષીણતા અને જીર્ણતા આવે છે, એટલુંજ નહિ પણ સ્ત્રીઓને ગર્ભાશયના, મુત્રાશયના જીવલેણ રોગો થાય છે. એ મૂક વેદના મૂગા પ્રાણીની પેઠે સ્ત્રીઓ સહન કરે છે, છેવટે ક્ષય અને વંધ્યત્વસમા અસાધ્ય રોગનો ભોગ બને છે.

સ્ત્રી દાક્તરો અને ચિકિત્સકોની યોગ્ય સારવારને અભાવે કેટલી સ્ત્રીઓ વર્ષ દહાડે મરણશરણ થાય છે ? કેટલાં નિર્દોષ બલિદાન લેવાય છે ?

સ્ત્રીઓની સારવાર અને સેવા સુશ્રુશા માટે પૂરતી સગવડ અને સાધનોની કેટલી જરૂર છે ? સ્ત્રી ઉપયોગી સાહિત્ય સામગ્રી પણ કેટલી ઓછી છે ? કોણ જાણે ઓછામાં ઓછી કાળજી આપણીજ આ બેનો માટે આપણે શા માટે રાખીએ છીએ ? આપણા દેશની અવનતિનાં એ ચિન્હો નથી ?

ઋતુદોષો—તેમાં પ્રદર અને સોમ રોગનો પણ સમાવેશ થાય છે. એતો એક કે બીજા પ્રકારે પ્રત્યેક સ્ત્રીને ઓછા કે વત્તા પ્રમાણમાં હોય છે. ભાગ્યેજ કોઇ સ્ત્રી ઋતુદોષથી મુક્ત હોય છે.

પ્રદર, રક્તપ્રદર, શ્વેતપ્રદર અને શ્વેત પ્રદરમાં પણ પીળાશ કે લીલાશ પડતો પ્રવાહી એવા ભેદો છે. એ પ્રદર સ્ત્રીઓનાં બળબુદ્ધિ, ઉત્સાહ સ્ફુર્તિનો નાશ કરે છે. એમનું જીવન નિર્જીવ અને નિષ્પ્રાણ, નિરર્થક અને નિઃસહાય બનાવી મૂકે છે. એમની સંતતી બળવાન અને પ્રાણવાન ક્યાંથી થાય ?

ઋતુ દોષોના નિવારણ અર્થે સાત્વિક આહાર વિહાર અને સંયમી જીવનની પ્રથમ આવશ્યકતા છે. જલસ્નાન, ફળાહાર અને દુગ્ધપાન અને માખણનો સવિશેષ વપરાશ ઉપયોગી છે.

## હિસ્ટીરિયા

મુર્છા, અર્ધ ગાંડપણ, મંદ સ્મૃતિ ઇત્યાદિ રોગો સ્ત્રીઓમાં સામાન્ય બન્યા છે. એ સંયમના અભાવ કે અપૂર્ણતાને આભારી છે. તે ઘણે ભાગે સંયમી જીવનથી મટી જાય છે.

ધાર્મિક વાંચન, મનન કીર્તન, હરિસ્મરણ એ સંયમ માટે જરૂરી સાધનો છે. સત્સંગ, સારી સોબત પણ આવશ્યક છે.

પ્રસૂતિ રોગો ગર્ભાધાન કાળ દરમ્યાન અસંયમી જીવન, કસરતનો અભાવ, યોગ્ય આહારવિહારની ખામી અને પ્રસૂતિ સમયે અવ્યવસ્થા, બાળક અને માતાની યોગ્ય સારવાર-સંભાળની ખામીને લીધે થાય છે, અને પરિણામે સંગ્રહણી, ક્ષય, અને વંધ્યત્વ ઇત્યાદિ જીવલેણ અને જીવનને નિરર્થક બનાવી મૂકનાર રોગોની પરંપરા લાગે છે.'

ક્ષય જીવલેણ છે પણ વંધ્યત્વ સ્ત્રીને જીવતે મારી નાખે છે. આજકાલ એ બે રોગો ભયંકર પ્રમાણમાં સ્ત્રી જાતિનો સર્વનાશ નોતરી રહ્યા છે.

સ્ત્રી કેળવણી સાથે જાતીય કેળવણી અને આરોગ્યની કેળવણી અપાશે નહિ, ત્યાં સુધી સ્ત્રી જાતિના ઉદ્ધારની આશા આકાશ કુસુમવત છે.

### દાંપત્ય જીવન

નિરોગી અને સંતોષી હોય, તો જ સુખી હોય છે. આજે રોગો અને અસંતોષે દાંપત્ય જીવનને નિરસ અને નિષ્ફળ બનાવી મૂકેલ છે.

" દંપતિના દૈવ પ્રેમ " તો કવિની કલ્પના રહી છે. એ કલ્પનાને ફરી સજીવ કરવા સારૂ દાંપત્યજીવન નિરોગી અને નિર્મળ હોવું અનિવાર્ય છે. તે માટે આરોગ્યના પ્રાથમિક નિયમો સમજવા, શીખવા અને પાળવાની જરૂર છે, કેમકે પહેલું સુખ તે જાતે નર્યા. આરોગ્ય સમાન એકે સુખ નથી.

પુરુષોના આરોગ્યની સંભાળ લેવાય છે, તેને માટે સાધનો છે, તેથી વધારે સંભાળ સ્ત્રીઓના આરોગ્ય માટે લેવાશે નહિ ત્યાં સુધી દેશની ભાવિ પ્રજા નિરોગી અને સશક્ત થવાની નથી. એમના આરોગ્ય માટે દેશના આગેવાનોએ અને સ્ત્રીસુધારકોએ આગેવાનીભર્યો ભાગ લેવા ઉપરાંત દરેક ભાઇ પોતાની બેનની, દરેક પિતા પોતાની પુત્રીની, દરેક પતિ પોતાની સ્ત્રીની શારીરિક સંપત્તિ સુધારવા અને વધારવા પૂરતી કાળજી લે તો આ દિશામાં ઘણું થઇ શકે તેમ છે.

આરોગ્ય સંબંધી કોઇએ કાંઇ પૂછાવવું હોય, તો–વિશ્વ આરોગ્ય મંદિર, અંજાર કચ્છ–એ શિરનામે પૂછાવવાથી મફત સલાહ મળશે.



(૧૯) શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમોધ્યાય (ગીતા તત્વાંકના આધારે) ૦-૫-૦
(૨૦) ભગવદ્પ્રાપ્તિના વિધવિધ ઉપાય (સચિત્ર) ૦-૩-૦
(૨૧) બ્રહ્માનંદ પ્રસાદ (સચિત્ર) ૦-૩-૦
(૨૨) બ્રહ્મચર્ય „ ૦-૩-૦
(૨૩) ગંગાલહરી „ ૦-૩-૦
(૨૪) ભગવાન શું છે? „ ૦-૩-૦
(૨૫) જીવ સંબંધી પ્રશ્નોત્તર „ ૦-૩-૦
(૨૬) તત્ત્વ વિચાર „ ૦-૩-૦
(૨૭) શ્રી વિષ્ણુ સહસ્રનામ „ ૦-૩-૦
(૨૮) વિભુ સાથે વાર્તાલાપ „ ૦-૩-૦
(૨૯) સાચું સુખ અને તેની પ્રાપ્તિના ઉપાયો „ ૦-૨-૦
(૩૦) શ્રી પ્રેમભકિત પ્રકાશ „ ૦-૨-૦
(૩૧) ગોવિંદ દામોદર સ્તોત્ર „ ૦-૨-૦
(૩૨) સ્ત્રી નીતિ ધર્મ „ ૦-૨-૦
(૩૩) દૈવમ ગહનમ્ ગતિ „ ૦-૨-૦
(૩૪) એક સંતનો અનુભવ „ ૦-૨-૦
(૩૫) ઈશ્વર સાક્ષાત્કાર માટે નામ-જપ સર્વોપરિ સાધન છે „ ૦-૨-૦
(૩૬) ધર્મ શું છે અને તેનો પ્રચાર (સચિત્ર) ૦-૨-૦
(૩૭) વૈરાગ્ય „ ૦-૨-૦
(૩૮) તેવીસ પ્રશ્નો તથા તેર આવશ્યક વાતો (સચિત્ર) ૦-૨-૦
(૩૯) વેપાર સુધારવાની જરૂર તથા વેપારથી મુક્તિ (સચિત્ર) ૦-૨-૦
(૪૦) કર્મનું રહસ્ય „ ૦-૨-૦
(૪૧) આપણું કર્તવ્ય „ ૦-૧-૬
(૪૨) ત્યાગથી ભગવાનની પ્રાપ્તિ (સચિત્ર) ૦-૧-૬
(૪૩) કલ્યાણપ્રાપ્તિના ઉપાય „ ૦-૧-૬
(૪૪) ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન અને તેના ઉપાય (સચિત્ર) ૦-૧-૬
(૪૫) કલ્યાણ જલદી કેવી રીતે થાય? ૦-૧-૬
(૪૬) કલ્યાણનું તત્ત્વ ૦-૧-૦
(૪૭) મનુષ્યનું કર્તવ્ય ૦-૧-૦
(૪૮) શ્રદ્ધા અને સત્સંગની જરૂર ૦-૧-૦
(૪૯) મનુષ્યજીવનનો અમૂલ્ય સમય ૦-૧-૦
(૫૦) વેજીટેબલ ઘીથી થતું નુકશાન તથા આપણું ધ્યેય અને કર્તવ્ય ૦-૧-૦
(૫૧) અંધેર નથી વાર છે ૦-૦-૬
(૫૨) પશુક્ષન ૦-૦-૬

(૫૩) શ્રી જ્ઞાનસત્ર ગીતા ( શબ્દે શબ્દના અર્થ સહિત ) પૃષ્ઠ ૪૬૦ મૂલ્ય ૧-૧૨-૦
(૫૪) „ „ ગ્લેઝ કાગળ પાકું પૂઠું „ ૨-૪-૦
(૫૫) ગુજરાતી ચંડીપાઠ (સચિત્ર) ચિત્રસંખ્યા ૨૪ પૃષ્ઠસંખ્યા ૪૦૦ „ ૧-૪-૦
(૫૬) „ „ ગ્લેઝ કાગળ પાકું પૂઠું „ ૧-૧૨-૦

# એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ : : પબ્લીશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

# મંજરી

લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોષી

[ ડિસેમ્બર ૧૯૪૭ અંકના પાન ૨૫૭થી ચાલુ ]

( ૩ )

હું મારી આ ફ્નેહને લીધે આનંદ પામીને મોટરમાં બેસવા નીકળી. ચિ. દેસાઈની મેં અંદરથી જ રજા લઈ લીધી હતી. એટલે તે મારી સાથે મોટર સુધી ન આવ્યા. મોટરનું બારણું ખોલતાં જ મદનના શબ્દો મારે કાને પડયા. " મંજરી ! "

મેં તેના તરફ જોયું પણ નહિ અને બેઠક પર બેસતાં જ એંજીનને ચાલુ કર્યું. આ બધું મારા હૃદયમાં ઝાળ લાગી રહી હતી તેને ખાતર જ કર્યું હતું. જ્યારે કોઈ માણસના વજન પર તિરસ્કાર આવે છે ત્યારે ...: બદલો લેવાને આપણે તેનું અપમાન બેસીએ છીએ એ સ્વાભાવિક છે. પણ ...ું અપમાન કરવાથી મને સંતોષ થયો. દૂરથી નહિ પણ પ્રત્યક્ષ અપમાન કરવાના હજી મને કોડ રહ્યા હતા. મને ખાત્રી હતી કે તે મારી નજીક આવશે મારા પર ગુસ્સે થશે; મેં મોટર ન ચલાવી. હમણાં આવશે–ને તે આવ્યો પણ ઘણી શાંતિથી બારણા આગળ આવી બોલ્યો:

" મંજરી ! તારા વર્તનથી મને નવાઈ નથી લાગતી; હું ધારું છું કે મારું અપમાન કરીને તું હવે ધરાઈ હોઈશ. હવે એકાદ બે વાતો મારી સાંભળીશ ? મારે પોતાને માટે તો કાંઈ કહેવાનું છે જ નહિ. "

" તો પછી કોના માટે કહેવા આવ્યા છો ? "

" તારા માટે. "

" ને કદાચ મિ. દેસાઈને માટે પણ હશે ? "

" હા, પણ વધારે નહિ. "

" તમને જરૂર નિરાશા થશે, પણ હું એ બાબતમાં કાંઈ સાંભળવા માગતી નથી. "

" તું સાંભળવા નહિ ઇચ્છે તે હું જાણતો હતો, છતાં તને ચેતવણી આપવાની મારી ફરજ સમજું છું. શું તું દેસાઈ સાથે લગ્ન કરવા તૈયાર થઈ છું ? "

" હા, કાંઈ અડચણ છે ? "

" છે; તું દેસાઈ સાથે લગ્ન ન કરીશ."

" ઇર્ષ્યા ? એજ કે બીજું કાંઈ. "

" તું ચોકસ એમ જ માનીશ. પણ તેવું નથી. બાબત એટલીજ છે કે તું દેસાઈને બરાબર ઓળખતી નથી. તને પૈસોટકો, વસ્ત્રાભૂષણ, દાગીના સર્વ મળશે પણ જે સુખનું તું સ્વપ્ન જોઈ રહી છું તે તને નહિ મળે. દેસાઈના ચારિત્ર્યથી તું અજાણ છે."

" નહિ જાણતી હોઉં તો પણ તમારી પાસેથી તે હું જાણવા માગતી નથી. તમે ફાવે તેટલું છૂપાવો પણ તમારી આંખો ઇર્ષ્યાથી અંધ બની છે. મારો વૈભવ જોઈ તમારે બળવું ન પડે, તેટલા જ માટે તમે અત્યારે મારા હિતસ્વી બનીને આવ્યા છો ! તમારી મનોવૃત્તિ આ દિલ્હીની વાતોમાં જ સ્પષ્ટ દેખાય છે. તમે જો એમ માનતા હો કે હું તમારી પાસે પ્રેમની ભીખારણ બનીને આવીશ તો તેમાં તમે ગંભીર ભૂલ કરો છો. હું તમને છેલ્લી વાર કહી દઉં છું કે મને તમારું મોં ફરીથી ન બતાવશો. તમે ભલે જોઈને બળી જાવ–સળગી જાવ, પરંતુ હું દેસાઈ સાથે લગ્ન કરવાનીજ એમાં શંકા નથી."

ગુસ્સામાં હું આ બધું એકકે શ્વાસે બોલી ગઇ. મદન કાંઇ કહેવા ઇચ્છતો હતો પરંતુ તે માટે તેને તક ન આપતાં જ મેં મારી કારનું વ્હીલ ફેરવ્યું.

( ૪ )

આ ઘટનાને છ માસ વીતી ગયા. મિ. દેસાઇ સાથે મારાં લગ્ન થવાની વાત લગભગ ચોકસ ઠરી ચૂકી હતી. સંબંધ ચોકસ કરતાં પહેલાં અમે ચોમાસામાં થોડા દિવસ ક્યાંક સફરમાં જઇ વીતાવીએ એવી પિતાજી તરફથી સંમતિ મળી. ઘણા વિચારને અંતે અમે બાપાજી અને હું રત્નાગિરિ તરફ એક નાના સરખા ટાપુ પર જઇને રહેવાનો નિશ્ચય કર્યો. ત્યાં જવા માટે દર મહિને એક નાની બોટ જતી. તે પણ ચોમાસાના બે મહિના તો બંધ જ રહેતી, અને એ બે માસ ત્યાં રહેવા માટે અમે નીકળ્યાં.

મુંબાઇ છોડી બોટ સમુદ્રમાં કેટલેક દૂર નીકળી ગઇ. એટલે મેં સહજ કુતુહલ ઉપજતાં જ ફર્સ્ટ કલાસની ડેક પર જઇ દરીઆની લહેરો જોવા માંડી. બોટ દરીઆની છાતી ચીરતી આગળ વધ્યે જતી હતી. પાછળ જોતાં જણાતું હતું કે માઇલો સુધી દરીઆ વિના બીજું કાંઇ જણાતું ન હતું. આપણા જીવન રૂપી છાતી ચીરીને પણ કેટલી ઘટનાઓ આ દુનિઆમાં ચાલી જાય છે, પરંતુ તેની કાંઇ પણ નિશાની જીવનમાં ચોકસ રહી જાય છે. જે ઘટનાઓએ મારા જીવનમાં પ્રવેશ કર્યો હતો તે બધી મારી નજર આગળ આવી નાચવા લાગી. એક તરફ મેં મદનનું ઉતરી ગયેલું મોં જોયું. બીજી તરફ હર્ષમાં ઉન્મત્ત બનેલા દેસાઇને જોયા. કેટલું અંતર હતું ! ને એ બધું મારી જ ખાતર ! શું મદન પ્રત્યે મારું તે દિવસનું વર્તન વાજબી હતું ? મારી એ ભારે નિર્દયતા હતી. એ પ્રમાણે મારે તેનું અપમાન કરવું જોઇતું નહોતું. મેં તેના પ્રત્યે અગાઉથી જ અન્યાય કર્યો હતો; તો પછીથી તેના હૃદયને આમ દુભાવવું શું ન્યાયભર્યું કહેવાય ?" આમ હું મારી જાતને લડી રહી હતી એટલામાં ખલાસીના પોશાકમાં મદનને એક તરફ જતો જોઇ મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. મેં બૂમ મારી "મદન !"

તેણે સાંભળ્યું, મારા તરફ મોં ફેરવ્યું ને જલદીથી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના બીજી તરફ ચાલ્યો ગયો. મેં આવું નહોતું ધાર્યું. જે દહાડે મેં તેનું અપમાન કર્યું તે દહાડે જો તેણે આમ કર્યું હોત તો તેને હું મારો વિજય જ માની લેત. પણ આજના તેના વર્તનમાં મને મારી પોતાની જ હાર જણાઇ. આટલું અભિમાન ? આવું તો મેં પણ નહોતું કર્યું. હું બોલી તો હતી; એની કેટલીક વાતો પણ સાંભળી હતી. પણ આણે તો મારા સામુંયે ન જોયું ને મોં ફેરવી ચાલ્યો ગયો. હજી પણ માનતો હશે કે હું એની ખુશામદ કરીશ ! તારે જેમ માનવું હોય તેમ માન મારે શી પડી છે ? બોટ પર સારી નોકરી મળી જવાથી ફુલાઇ ગયો લાગે છે ? જો ને દીમાક કેટલો ! પણ આખરે કંપનીનો નોકરજ ને ? હું તો ફર્સ્ટ કલાસની પેસેન્જર છું. એના માટે કાંઇક સહાનુભૂતિ ને મિત્રભાવ પેદા થયેલો તે પણ આ ઘટનાથી દૂર થયા બે દિવસ અમે બોટ પર રહ્યાં પણ મેં તેના તરફ ન જોયું, તેણે મારા તરફ પણ ન જોયું. જો દેસાઇ મારી સાથે હોત તો હુ તેને બનાવી બનાવીને ચીડાવત પણ પણ તે ત્યાં ન હોવાથી હું મન મારીને બેસી રહી હતી.

ત્રીજે દિવસે જ્યારે માત્ર વીસ માઇલ જવાનું બાકી રહ્યું ત્યારે પવનનું ભારે તોફાન જાગ્યું. ચોમેર અંધારું-ઘોર થઇ ગયું; પવન જોરથી ફુંકાવા લાગ્યો, સમુદ્રમાં પહાડ જેવાં મોજાં ઉછળવા લાગ્યાં. બોટ ડોલવા

લાગી. ચોમેર હાહાકાર થઇ રહ્યો. સૌ પોતપોતાના જીવ બચાવવાની લાલચમાં પડ્યાં. હું પણ ભયભીત બની એક બાજુએ ઉભી હતી, એવામાં મદન તે તરફ દોડી આવ્યો.

" મંજરી ! જલદી મારી સાથે ચાલ."

" શા માટે ? "

" હું એક હોડીમાં બેસાડી તને કિનારા પર લઇ જાઉં. બોટ જોખમમાં છે; ડૂબી જવાનો ચોક્કસ ભય છે. "

" મારે નથી આવવું. "

" ગાંડપણ ન કરીશ ધુઘા કે અભિમાન કરવાનો આ વખત નથી, તે માટે તો ફરી પણ વખત મળી રહેશે. "

" મારે નથી આવવું. "

" હું તને અહીં રહેવા દેવાનો નથી." એટલું કહેતાં તેણે મને કમરમાંથી ઉપાડી અને દરીઆમાં કૂદી પડયો. તે પછી શું થયું તેનું મને ભાન રહ્યું નહિ.

( ૫ )

હું શુદ્ધિમાં આવી ત્યારે જોઉં છું તો હું એક નાના ઓરડામાં એક તૂટેલા પલંગ પર પડી હતી: ને મારી પાસે મદન ભીને કપડે બેઠો હતો; મને હાલતી જોઇ બોલ્યો:

" મંજરી ! કેમ છે શરીરે ? "

" આ કયું સ્થળ છે ? " મેં આશ્ચર્યથી ચારે તરફ નજર નાખતાં મદનને પૂછ્યું.

" તે વાતની ચિંતા ન કરીશ, એ બધું તને થોડા વખતમાં ખબર પડશે. તું નરમ થઇ ગઇ છું. પહેલાં થોડું દૂધ પી લે."

ખરેખર હું નરમ જ બની ગઈ હતી. તેણે થોડું ગરમ દૂધ આપ્યું તે હું એક શ્વાસે પી ગઈ. થોડી વાર પછી મારી શિથિલતા કાંઇક દૂર થઇ; ને મને સર્વ ઘટનાઓ એક પછી એક યાદ આવવા લાગી. મેં સ્વસ્થ બનતાં મદનને પૂછ્યું " મને હવે બધું યાદ આવે છે. તમે મને બોટમાંથી એક નાની હોડીમાં ચડાવી 'અહીં લાવ્યા હતા. કહો, હવે બોટના શા હાલ થયા ? ને બાપાજીનું શું થયું ? "

" બોટમાં બાકુ પડી ગયું હતું, મંજુ ! એ વાત માત્ર અમારા લોકોને જ માલૂમ હતી, તેટલા માટે હું તને બચાવવાના વિચાર-થી હોડીપર લાવ્યો હતો. તને યાદ નથી. કે તે આપણી હોડીના પણ આ તોફાનમાં સપડાતાં ટુકડે ટુકડા થઇ ગયા હતા ! "

" ત્યારે શું તમે મને તરીને અહીંઆ લઇ આવ્યા ? "

" હારતો. "

" ને બોટ ? "

" કદાચ તે તો ડૂબી ગઈ હશે. "

" ને બાપાજી ? "

" કદાચ તેમની સાથે "

" અહીં કાંઈ ખબર નહિ મળી શકે ? "

" આ કયો ટાપુ છે તે તો મને માલૂમ નથી, અહીં માત્ર ૨૦-૨૫ ઝુંપડીઓ છે. એ લોકોની બોલી પણ મારાથી બરાબર સમજાતી નથી. ભારે મુશ્કેલીથી રહેવાને આ ઝુંપડું ને પીવાનું થોડુંક દૂધ મળ્યાં છે ! "

" ત્યારે અહીંથી જતા કેમ નથી રહેતાં ? "

" ક્યાં ? "

" ફાવે ત્યાં, જ્યાં કાંઈ ખબર મળી શકે એમ હોય ત્યાં ! "

" ક્યાંય જવાનો માર્ગ નથી. "

" શું ? " મેં આશ્ચર્ય અને દુઃખથી પૂછ્યું.

" નવાઇ શાની લાગે છે ! આ એક નાનો ટાપુ છે. જ્યાં જશો ત્યાં આવાં ને આવાં ઝુંપડાં જ દેખાશે ! કે પછી દરીઆનો કિનારો; આ મુંબાઇનો પ્રદેશ તો છે જ નહિ કે જ્યાં રેલ્વે, તાર, સડકો બધું મળે ! "

" ત્યારે આપણાથી મુંબાઇ પાછાં નહિ જવાય ! "

## આવે છે !

વસંત
આવે છે ત્યારે
વૃક્ષે વૃક્ષે
મંજરીઓ
મ્હોરે છે.
પરંતુ
નલિની જયવંતનું
આ નવું ચિત્ર
રજુ થશે ત્યારે
મુખડે
મુખડે
હાસ્યની
મંજરીઓ
મ્હોરશે.
...

એક તીખી તરૂણીની
તોફાની ભુમિકામાં
સહુનાં ચિત્ત ચોરી લેશે.

# આદાબ-અર્ઝ




નૂતન મનોરંજનનું પ્રતીક
અમર ચિત્ર...
...

: સાથે :
આનંદપ્રસાદ
કરણ દિવાન
કમલા ચેટરજી
સુકેશ દુલારી
પ્રતિમાદેવી
નૂરજહાં : નાગેન્દ્ર
વગેરે...

: બુકીંગ : સુપ્રીમ ફિલ્મ ડીસ્ટ્રીબ્યુટર્સ ૮૫ : મેઇન રોડ : દાદર-૧૪ :

" જવાશે, પણ હંગામું નહિ. "

" કેમ વારુ ? "

" બે મહિના સુધી કોઇ આગબોટ આ તરફ આવવાની નથી. "

" બે મહિના સુધી ?" હું ચીડાઇ ગઇ.

" હા, બે મહિના સુધી. " મદને શાંતિથી જવાબ આપ્યો; "કેમ ? બે મહિના પણ આ ઠેકાણે નહિ કઢાય ? "

" બે મહિના ? મારાથી તો એક દહાડો પણ નહિ રહેવાય. લાંબા લાંબા સાઠ દિવસ આ નરકભૂમિમાં–ને તે તમારી સાથે ! ઓહ ! તમે મને બોટમાંથી શું કરવા લઇ આવ્યા ?"

" મારા પર તને એટલો તિરસ્કાર આવે છે ? "

" તમે મને શું કરવા લાવ્યા ? આ બધું તમે શાને માટે કર્યું ? એટલાજ માટે કે હું અહીં રહી તમને ચહાતા ફરીથી શીખું ! તમારી વાર્તાના છેવટના ભાગને સાચી પાડી શકું ? મારા આખા ભવિષ્યને એક અંધારા ખાડામાં ફેંકી દઉં ! હું તમારી સાથે એક પણ દિવસ રહેવાની નથી. "

હું ઉશ્કેરાઇ ગઇ. ખાટલા પરથી ઉઠીને ઝુંપડામાં ટહેલવા લાગી. મદન ઉઠયો. મારી પાસે આવી બોલ્યો " મંજરી !"

" કહો, હજી શું કહેવાનું બાકી રહી ગયું છે ! તે પણ સાંભળી લઉં. "

" અહીં નહિ ! "

" ત્યારે કયાં ? "

" સામે સમુદ્રના કિનારા પર; પેલા ખડક પર. કદાચ તારી આ ઉત્તેજના ત્યાં શાંત થશે. "

હું કાંઇ બોલી નહિ તેની પાછળ પાછળ ચાલી. ખડક પર લીલી વનસ્પતિ છવાઇ રહી હતી. તોફાન શાંત થયા બાદ આકાશ સ્વચ્છ બન્યું હતું. ક્રોધથી ઉછળતો સમુદ્ર હવે શાંતિથી હેલે ચડયો હતો. અમે બેસી ગયાં એટલે મદન બોલ્યોઃ

" દરીઓ જુએ છે મંજરી ? "

" હા ! " મેં બેદરકારીથી કહ્યું.

" કેટલો શાંત છે ! "

" હા. "

" કોણ કહી શકે કે કાલે આજ દરીઓ તોફાનની જ્વાળાઓ ઉછાળી રહ્યો હતો ? "

હું ચૂપ રહી.

" એવીજ રીતે તું પણ શાંત થઇ જાય તો ? " હું પાછી ચૂપ રહી.

" મને દુઃખ થાય છે કે ભાગ્યવશાત્ આપણે અહીં આવી રીતે એકઠા મળ્યાં છીએ. હું પોતે પણ નથી સમજી શકતો કે હું તને બોટમાંથી શા માટે લઇ આવ્યો ? તે વખતે માત્ર તને બચાવવાનીજ મારા હૃદયમાં કલ્પના હતી. તું માને છે તે એવું કારણ નથી ! મારા તરફ તારૂં આકર્ષણ કરવા હું પ્રયત્ન નથી કરતો એ હું તને કેવી રીતે બતાવું ! "

" મદન ! કહે, હજી પણ તું પ્રેમનાં સ્વપ્નો જોયા કરે છે ? "

" સ્વપ્ન ? ના મંજરી ! પ્રેમ મારે માટે સ્વપ્ન નથી તે સજીવંત છે; એક કાળે તે સ્વપ્ન હતું પણ આજ નથી. સ્વપ્નની શી કીંમત ? સાચું પડે તો ઠીક, નહિ તો ! ને કેટલાં સ્વપ્ન સાચાં પડે છે ? કેટલાય પુરુષ એવા હશે જેમણે સ્વપ્ન દેખ્યાં હશે પણ અચાનક તેમને સમજાયું કે તેમાંનું કાંઇજ નહોતું. સજીવંત પ્રેમ કોઇ ઓર ચીજ છે. તેમાં દગો નથી. નિરાશા નથી ! ત્યાં જે કાંઇ છે તે છેજ ! દેખીએ, જે અનુભવીએ તે સત્ય છે. જે અનુભવ કરે છે તેનીજ આશા કરે છે. જેની આશા કરે છે તેજ મળે છે–તે પ્રેમ સંપૂર્ણ છે.

" એ સજીવંત પ્રેમ વળી કેવો છે ? " મેં ઉત્સુકતાથી પૂછયું હું સ્વપ્ન જોતી હતી. તેની આગળ પણ કોઇક પ્રેમ હશે તેનું મને જ્ઞાન ન હતું. આ પ્રેમની ફિલસુફી મારા સમજવામાં ન આવી.

" કદાચ તને એ નહિ સમજાય. લોકો એવા પ્રેમને હસી કાઢે છે; તેને ગાંડપણ કહે છે. કેમ કે આપણામાંનો મોટો ભાગ માત્ર સ્વપ્નો જોનારાઓનોજ છે. અને તે સ્વપ્ન પણ કેવાં કે જે કદિ સાચાં પડીજ ન શકે ? આપણે પ્રેમને, માત્ર પ્રેમને ખાતરજ અપનાવતા નથી. તેનાથી આપણે કાંઇને કાંઇ મેળવવા માગીએ છીએ. કોઇ ભોગ માગે છે, કોઇ સુખ માગે છે, તો કોઇ રૂપ માગે છે. પ્રેમ આપણું ધ્યેય થોડું જ હોય છે ? તે તો આપણે માટે કોઇ બીજા ધ્યેયનું સાધન માત્ર જ હોય છે. સજીવંત પ્રેમ એથી જુદો જ છે. તે પ્રેમ માત્ર પ્રેમને ખાતરજ કરવામાં આવે છે. તે સાધન નથી, પણ ધ્યેય છે. તેમાં માણસ કાંઇ મેળવવાની આશા કરતો નથી. બલ્કે કાંઇક આપવાની ઇચ્છા રાખે છે. એવો પ્રેમ શી રીતે નાશ પામે ? એવો પ્રેમ શી રીતે ઓછો થાય ? હું એજ પ્રેમનો સાધક છું. મંજરી ! એ બહુ કઠિન સાધના છે; પરંતુ શાંતિદાયક છે. મજુ, જ્યારે જ્યાં જે કોઇ પૂછે તો હું એમજ કહું કે હું મંજરીને ચાહું છું. પરંતુ મારો પ્રેમ હવે સ્વપ્નોનો પ્રેમ નથી. હું તેના બદલામાં કાંઇજ ઇચ્છતો નથી. હું તને ચાહતો હતો અને ચાહ્યા કરીશ; પણ તું પણ મને ચાહે એવી આશા હું કદિ નહિ કરૂં. તું સુખી રહે તે વાસ્તે હું હંમેશાં યત્ન કરીશ. મિ. દેસાઇ સંબંધમાં મેં તને જે કાંઇ કહ્યું તે એટલા જ ખાતર કે તું ભવિષ્યમાં દુઃખી ન થાય ! તને બોટમાંથી બચાવી અહીં લાવ્યો તે પણ તને બચાવવા ખાતર જ, નહિ કે મારે ખાતર ! દેસાઇ સાથે તુ સુખી રહી શકે એમ હોત તો હું તેમાં વાંધો ન ઉઠાવત તેમજ તેમના પર કે તારા પર મને જરાએ તિરસ્કાર નથી. કેમકે જ્યાં પ્રેમ છે ત્યાં ઘૃણા, ઇર્ષ્યા, દ્વેષને સ્થાન જ નથી ! તું જાણતી હશે કે મને દેસાઇ પર ઇર્ષ્યા આવે છે ! પણ નહિ, મંજરી ! તું નહિ સમજી શકે કે દેસાઇને પ્રભુ સદ્બુદ્ધિ આપે ને તારૂં ભવિષ્ય તેની સાથે સુખમાં વીતે તે માટે હુ કેટલી પ્રાર્થના કર્યા કરૂં છું ? હું તને દેસાઇ પાસે જલદીથી પહોંચાડી દેવાના પ્રયત્ન કરીશ. "

" અહીંથી એક માઇલ દૂર જે ટાપુ છે ત્યાંથી મુંબાઇ કેબલ કરી શકાય છે."

" તેથી શું થશે ? વહાણ તો અહીં બે મહિના સુધી આવશે જ નહિ ! "

" સરકારી બોટ નહિ આવે પણ દેસાઇની પોતાની સ્ટીમ બોટ તો છે. તે પોતે તને લેવા અહીં આવી શકશે. "

" પણ તે ટાપુ સુધી તમે કેવી રીતે જશો ? "

" હા, હું એક હોડી લઇને ત્યાં જઇશ. "

હું શરમથી લજવાઇ ગઇ. મદન પ્રત્યે મારો કેવો ભ્રમ હતો ? હું બોલી " મદન ? મને માફ કરો. હું નહોતી જાણતી કે તમારૂં હૃદય આટલું વિશાળ હશે ? "

( ૬ )

એક અઠવાડિયું પસાર થઇ ગયું. મદને મારા ખાવાપીવાની સરસ વ્યવસ્થા કરી દીધી હતી. દૂર ટાપુ પરના માણસો પાસેથી ગળતું ને મદન દરીઆ કિનારેથી નારીયેળ અને કેળાં લઇ આવતો. આખો દિવસ તે ગામડીઆનાં છોકરાં સાથે રમ્યા કરતો. તેને તેમાં બહુ મજા પડતી હતી. એક દિવસ સાંજે તે આવ્યો તે વખતે તેની સાથે એક બાર વરસની કાળી કુબડી છોકરી હતી. મારી પાસે આવીને તે બોલ્યો " મંજરી, તારે એક મહેનત ઉઠાવવી પડશે. ગામમાં પ્લેગ શરૂ થયો છે. "

" તે મારે શું કરવાનું છે ? ને આ કોણ છે ? "

" એનો બુઢ્ઢો બાપ હમણાં જ મરણ

પામ્યા છે. એની દેખરેખ કોઈ રાખે એમ નથી. તું એને આજની રાત તારા ઓરડામાં એક ખૂણે સૂવા દઈશ ? "

" એને એના ઘરમાં જ કેમ ન મૂકી આવ્યા ? "

" એને સહજ તાવ આવ્યો છે; ત્યાં એની કોઈ બરદાસ કરે એમ નથી. "

" ત્યારે અહીં કોણ બરદાસ કરશે ? હું એની નોકરની પેઠે ચાકરી કરું ? "

તે ગુસ્સાથી મારી સામું જોઈ બોલ્યો " મંજરી, મેં તારી પાસેથી આવા જવાબની આશા નહોતી રાખી ? "

" પણ મદન ! હું કદિ નીચવર્ણના ગંદા છોકરા સાથે રહી નથી "

" તું નીચવર્ણને માણસ નથી માનતી કારણ કે તેમની પાસે પૈસા નથી, તે નિર્બળ છે, નિરાધાર છે. પણ યાદ રાખજે મંજરી, એ લોકો તમારા શ્રીમંતો કરતાં વધારે પવિત્ર છે. એમના શરીર મેલાં હશે પણ હૃદય મેલાં નથી. એમનું બાહ્ય રૂપ કાળું છે પણ અંદરનું હૃદય હીરા જેવું સફેદ છે. જે શ્રીમંતો અને ઉચ્ચવર્ણના લોકો પાપી જીવન ગુજારવા છતાં, અત્યાચારો જુલમની કમાણી ખાઈ પરિપુષ્ટ થવા છતાં મોટા હોવાનો દાવો કરે છે તેમના કરતાં આ લોકો વધારે પવિત્ર છે. ભલે તું જો એમને નીચ સમજતી હોય તો ખેર હું એને મારા ખંડમાં સુવાડીશ. "

" ને તમે ક્યાં સૂશો ? "

" બહાર, ઘાસ પર. "

તે છોકરીને લઈ ઝુંપડીમાં પોતાના ખંડમાં ચાલ્યો ગયો. હું કેટલીકવાર સુધી તેના તરફ જોઈ રહી પછી ત્યાં જમીન પર બેઠી બેઠી કલાકો સુધી વિચારમાં ગુંથાઈ મારામાં ને મદનમાં કેટલું અંતર છે ! જેને હું ખરાબ માનું છું તે કેટલો ઉન્નત છે ! હું ધન અને ઉચ્ચતા પર મરું છું, એ સેવા અને સમભાવના પર જાન આપે છે. પણ દુનીઆમાં કોનું મહત્તા વધારે ? આ ટાપુ પર પણ મારા સામું કોઈ જોતું નથી, પરંતુ એને સૌ કોઈ ચાહે છે; એના પર જાન કુરબાન કરે છે; શું પ્રેમ ખરેખર પૈસાથી નહિ મેળવાતો હોય ! શું તે મેળવવાને ત્યાગજ ઉત્તમ સાધન હશે ? " હું આખી રાત ઉંઘી નહિ. એના એજ વિચારો એ મારા હૃદયમાં ઉથલપાથલ કરી મૂકી.

પ્લેગ વધતાં બધાં ઝુંપડાંમાં દરદીઓની સંખ્યા વધવા લાગી. મદને મને ગામથી દૂર એક ઝુંપડામાં રાખી હતી. પણ તે પોતે રાતદિવસ ગામમાં જતો. તેને ખાવાપીવાની પણ યાદ રહેતી નહિ. કદિ આ ઘરમાં, તો કદિ પેલા ઘરમાં બધે તે દવાદારૂ કરતો રાત્રે ઉજાગરા કરવાથી અને ખાવાપીવાની અનિયમિતતાથી તે પણ શિથિલ થતો ગયો. પણ પુનઃ તેનું ધ્યેય સેવા જ હતું તે તેના પર અચળ રહ્યો. હું આ બધું જોતી ને મનમાં જ ચિંતા થયા કરતી. એનું હૃદય કેટલું વિશાળ ને હું કેટલી નીચ ! એ દરદીઓની સેવામાં મચે છે ને હું તેમની ઘૃણા કરું છું. મારું હૃદય ખેદ પામી રડવા લાગ્યું. શું એની માફક હું સજીવંત પ્રેમ કરી શકું ? પ્રેમ પ્રેમને ખાતર, તેના બદલામાં કાંઈ લેવાને ખાતર નહિ ! મદને મને એ પાઠ નહોતો શીખવ્યો ?

હું દોડતી જ્યાં મદન દરદીઓની સેવામાં ગુંથાયો હતો ત્યાં ગઈ. તે થાકીને ઘાસ પર પડ્યો હતો. તેના મોં પર તાવનાં લક્ષણ જણાતાં હતાં. મેં તેનો હાથ પકડીને કહ્યું " મદન ! તમે સૂઈ જાવ, હું દરદીઓની સેવા કરીશ. "

" રહેવા દે, મંજરી તારું કામ નહિ ! "

( સંપૂર્ણ )

# દિલમાંઃ-તોય દૂર, દૂર!

લેખક : શ્રી રામમોહનરાય જસવંતરાય

( ગયા અંકથી ચાલુ )

કુસુમે હવે એક નવો તુક્કો ચલાવ્યો ! એણે કહ્યું કે " હિન્દુ લગ્નોનું ધાંધલ મને પસંદ નથી. તેથી આપણે પ્રથમ સાદા વિધિથી લગ્ન કરી લઇએ; અને પછી વડીલોને મળવા જવાનું રાખીએ, એ વધારે સારૂં થઇ પડશે. ' એનાં માબાપ બિચારાં પોતાની એકની એક—અને વિલાયતની ઉંચી કેળવણી પામેલી-પુત્રીનો બોલેબોલ ઉપાડી લેવાને તૈયારજ હતાં. તેમણે તો આ નવી વાત પણ સ્વીકારી લીધી; અને મારેય તેમાં સંમત થવું પડ્યું. કુસુમના . પિતાજીની સૂચના એ થઇ કે હાલ લગ્ન પૂર્ણ સાદાઇથી ..રી દેવાં અને મારા બાપ તથા મામા મામી ..કે આવે ત્યારે તે નિમિત્ત મોટી પાર્ટી ( મેળાવડા ) વગેરે દ્વારા લગ્નની ઉજવણી કરવી. તથા અમારે તે દરમિયાન સોનાપુર જઇ વડીલોને મળી આવવું. આ વિચાર અમારી સર્વાનુમતિથી નક્કિ થયો કે તરતજ મેં પત્રો લખી અમારું લગ્ન ચાલુ અઠવાડિયામાં થવાનું છે, ' વગેરે સહુને ખબર આપી દીધી

આમ અમારી લગ્નવિધિ નિશ્ચિત થઇ; પણ ભાવિની ઘટના કાંઇક જુદીજ હશે ! લગ્નને આગલે જ દિવસે કાંઇ નજીવી વાત વિશે મારે અને કુસુમને મતભેદ થયો, જેને એણે ગંભીર રૂપ આપ્યું. અને પાછળથી ખબર મળ્યા, તે પ્રમાણે તો એનું તરંગી દિલ મારા ઉપરથી ઉઠ્યું હતું અને પોતાનાં વડીલોથી ગુપ્ત અનયત્ર લગ્ન સંબંધ કરવાની એણે ગોઠવણો કરી દીધી હતી. આથી તે તો મારી સાથે વિરોધ ઉભો કરવાનાં બહાનાં જ શોધતી હતી ! આ પછી એણે મને એક-એક જણાવી દીધું કે તે મારી સાથે થયેલું એનું સગપણ રદ કરવાના નિશ્ચય ઉપર આવી હતી, અર્થાત્ હવે તે મારી સાથે લગ્ન કરવા ખુશી જ નહોતી. એનાં માતાપિતાએ, અને મેં પણ, એને સમજાવવાને પુષ્કળ પ્રયાસ કર્યા પણ તે સહુ નિષ્ફળ ગયા. અને વડીલોએ મોંયે ચડાવેલી 'એ આપમતીલી બાલાએ કોઇનીય સલાહ નહિં માનતાં, બીજેજ દિવસે એક વિજાતીય યુવાનની સાથે લગ્ન પણ કરી દીધું ! એ માણસ જાણીતો બદમાશ હતો, પૈસેટકે ખાલી તથા દેવામાં પુષ્કળ દટાઇ ગયેલ હતો; અને કુસુમના જેવી, સંસારની કેવળ બિનઅનુભવી બાલાને ભોળવવામાં-ફસાવવામાં, એના શ્રીમંત પિતાના પૈસા પોતાના હાથમાં આવે, એજ એનું ધ્યેય હતું. આ હકીકત પાછળથી બહુ સ્પષ્ટ થઇ; અને માત્ર બાહ્ય દેખાવથી આકર્ષાઇને કૂવાની પેઠે કૂદી પડવામાં, કુસુમને-એના જેવી અન્ય અનેક સાહસિક તરુણીઓની પેઠે,- પોતાનાં એ ઘણાં અવિચારી પગલાં માટે પુષ્કળ સોસવું પડ્યું તથા એની ફૂલ જેવી કોમળ જિંદગી અતિ શુષ્ક તથા બરબાદ જેવી થઇ ગઇ, એ હવે જાણીતી વાત છે ! પરંતુ અહિં એ કરુણ કથાને માટે સ્થાન નથી.

આ બનાવે મારા હૃદય અને મગજ ઉપર જબરી અસર કરી દીધી મેં તો સહુ સ્નેહીઓને લખી દીધું હતું કે અમુક તિથિએ અમારું ચોક્કસ લગ્ન થશે અને સનાતન પદ્ધતિ મુજબ, એમની અમારાં ભવિષ્યનાં દામ્પત્ય સુખ અર્થે-આશીષો પણ માગી હતી. તેજ દિવસે આ બીના બની ! આથી અત્યંત અસ્વસ્થ ચિત્તે મેં અફલાતુનાબાદ

છોડયું અને મારા હૃદયની ગૂમ થયેલ શાંતિ બને તેટલી પ્રાપ્ત કરવા હું પંદર વીસ દિવસ તો પાસેના એક એકાંત મઠમાં જઇને રહ્યો. આથી અમારો વિવાહ તૂટી ગયો છે અથવા અમારું લગ્ન થયુંજ નથી, એ વાત બહાર કોઇના જાણવામાં જ ન આવી. કુસુમનાં માતાપિતા એ તે છૂપાવવા પોતાનાથી બનતું કર્યું; અને હું, હમણાં હમણાંમાં, પત્રવ્યવહારમાં ઘણો અનિયમિત બન્યો હતો. એટલે સાચી વાત લગભગ ગુપ્ત જેવીજ રહી; અને મેં પણ, નિરાશાના ઉદ્વેગમાં અથવા શોક અને શરમનાં દબાણમાં, કોઇનેય મારા પૂજ્ય વડીલોનેય જણાવવાની પરવા ન રાખી. એક રીતે કહીએ તો જાણે મારી સમસ્ત દુનિયાં પ્રલયગ્રસ્ત થઇ હોય એમ હું ગમગીન અને મૂઢ જેવો જ બની ગયો હતો ! અંતે, આશ્રમની શાંતિમાં મારું હૃદય કાંઇક સ્વસ્થતા મેળવી શક્યું અને પછી દેશમાં જવાના વિચારે હું ત્યાંથી નીકળી ચાલ્યો. રસ્તામાં દિલ્હીના એક મિત્રનો મેળાપ થયો, જેના અત્યાગ્રહથી હું એકાદ અઠવાડિયું એને ઘેર રોકાયો. એનાજ દબાણથી હું આજની પાર્ટી ( મેળાવડા )માં આવ્યો હતો, જ્યાં અકલ્પિત રીતે મને સુન્દરનો મેળાપ થયો.

સુન્દરને જોતાં, એની સાથે બે મિનિટ વાત કરતાં, એના તરફનો મારો ભાવ પહેલાંના જેવો જ સચેતન થઇ ગયો; અને મને એમ થઇ ગયું કે સુન્દરની સાથેનું લગ્ન એ જ મારા–અને અમારા બન્નેના–સંસાર જીવનને પુનીત–ઉચ્ચ બનાવી સ્વર્ગસુખ પણ આપી શકે તેમ છે. વળી, મારા અનેક દોષ

# દિલમાં:-તોય દૂર, દૂર!

લેખક : શ્રી રામમોહનરાય જસવંતરાય

(ગયા અંકથી ચાલુ)

કુસુમે હવે એક નવો તુક્કો ચલાવ્યો! એણે કહ્યું કે "હિન્દુ લગ્નોનું ધાંધલ મને પસંદ નથી. તેથી આપણે પ્રથમ સાદા વિધિથી લગ્ન કરી લઇએ; અને પછી વડીલોને મળવા જવાનું રાખીએ, એ વધારે સારૂં થઇ પડશે.' એનાં માબાપ બિચારાં પોતાની એકની એક–અને વિલાયતની ઉંચી કેળવણી પામેલી–પુત્રીનો બોલેબોલ ઉપાડી લેવાને તૈયારજ હતાં. તેમણે તો આ નવી વાત પણ સ્વીકારી લીધી; અને મારેય તેમાં સંમત થવું પડ્યું. કુસુમના પિતાજીની સૂચના એ થઇ કે હાલ લગ્ન પૂર્ણ સાદાઇથી ?ી દેવાં અને મારા બાપ તથા મામા મામી ?ાબાદ આવે ત્યારે તે નિમિત્ત મોટી પાર્ટી (મેળાવડા) વગેરે દ્વારા લગ્નની ઉજવણી કરવી. તથા અમારે તે દરમિયાન સોનાપુર જઇ વડીલોને મળી આવવું. આ વિચાર અમારી સર્વાનુમતિથી નક્કી થયો કે તરતજ મેં પત્રો લખી "અમારું લગ્ન ચાલુ અઠવાડિયામાં થવાનું છે," વગેરે સહુને ખબર આપી દીધી.

આમ અમારી લગ્નવિધિ નિશ્ચિત થઇ: પણ ભાવિની ઘટના કાંઇક જૂદીજ હશે! લગ્નને આગલે જ દિવસે કાંઇ નજીવી વાત વિશે મારે અને કુસુમને મતભેદ થયો, જેને એણે ગંભીર રૂપ આપ્યું. મને પાછળથી ખબર મળ્યા, તે પ્રમાણે તો એનું તરંગી દિલ મારા ઉપરથી ઉઠ્યું હતું અને પોતાનાં વડીલોથી ગુપ્ત અન્યત્ર લગ્નસંબંધ કરવાની એણે ગોઠવણો કરી દીધી હતી. આથી તે તો મારી સાથે વિરોધ ઉભો કરવાનાં બહાનાં જ શોધતી હતી! આ પછી એણે મને એકાએક જણાવી દીધું કે તે મારી સાથે થયેલું એનું સગપણ રદ કરવાના નિશ્ચય ઉપર આવી હતી, અર્થાત્ હવે તે મારી સાથે લગ્ન કરવા ખુશી જ નહોતી. એનાં માતાપિતાએ, અને મેં પણ, એને સમજાવવાને પુષ્કળ પ્રયાસ કર્યો પણ તે સહુ નિષ્ફળ ગયા. અને વડીલોએ મોંયે ચડાવેલી એ આપમતીલી બાલાએ કોઇનીય સલાહ નહિં માનતાં, બીજેજ દિવસે એક વિજાતીય યુવાનની સાથે લગ્ન પણ કરી દીધું! એ માણસ જાણીતો બદમાશ હતો, પૈસેટકે ખાલી તથા દેવામાં પુષ્કળ દટાઇ ગયેલ હતો; અને કુસુમના જેવી, સંસારની કેવળ બિનઅનુભવી બાલાને ભોળવવામાં–ફસાવવામાં, એના શ્રીમંત પિતાના પૈસા પોતાના હાથમાં આવે, એજ એનું ધ્યેય હતું. આ હકીકત પાછળથી બહુ સ્પષ્ટ થઇ; અને માત્ર બાહ્ય દેખાવથી આકર્ષાઇને કૂવાની પેઠે કૂદી પડવામાં, કુસુમને–એના જેવી અન્ય અનેક સાહસિક તરુણીઓની પેઠે,–પોતાનાં એ ઘણાં અવિચારી પગલાં માટે પુષ્કળ સોસવું પડ્યું તથા એની ફુલ જેવી કોમળ જિંદગી અતિ શુષ્ક તથા બરબાદ જેવી થઇ ગઇ. એ હવે જાણીતી વાત છે! પરંતુ અહિં એ કરુણ કથાને માટે સ્થાન નથી.

આ બનાવે મારા હૃદય અને મગજ ઉપર જબરી અસર કરી દીધી મેં તો સહુ સ્નેહીઓને લખી દીધું હતું કે અમુક તિથિએ અમારૂં ચોક્કસ લગ્ન થશે અને સુનવીન પદ્ધતિ મુજબ, એમની અમારાં ભવિષ્યનાં દામ્પત્ય સુખ અર્થે–આશીષો પણ માગી હતી. તેજ દિવસે આ બીના બની! આથી અત્યંત અસ્વસ્થ ચિત્તે મેં અમદાવાદ

આખી દુનિયાં વિરોધ કરે, તો પણ હું તેની પરવા નહિ રાખતાં તારો જ થવા ચ્હાઉં છું. અને તું તો મારી છે,–આગળની જેમ આજ પણ–એ દેખીતું છે. માટે મારી સુંદર, તું ' હા ' કહે–એટલી જ રાહ હું જોઇ રહ્યો છું. "

મારા આગ્રહ પૂર્ણ બોલાયલા સ્નેહ વચનોએ પણ સુન્દરની ગ્લાનિ ઓછી કરી હોય, એમ દેખાયું નહિ. એના હૃદયમાં અત્યારે કાંઇ અગાધ દર્દ થતું હોય, એમ એમ લાગતું હતું. એના મનો ડૂમો એટલો તો ભરાઇ ગયો જણાતો હતો કે થોડો વખત એ નીચુ જ જોઇ રહી–કાંઇ બોલી જ શકી નહિ.

એટલામાં એક મધ્ય વયના ગૃહસ્થને એણે અમે ઉભાં હતાં, ત્યાં આવતો જોયો. તરત જ એ તેની તરફ ફરી અને મુખપર આછું સ્મિત પણ આણ્યું જો કે એ કૃત્રિમ હતું એમ તો મને લાગ્યા વિના રહ્યું નહિ.

" કયેમ સુન્દરમતિ, હવે આપણે ચાલીશું ? " પેલા ગૃહસ્થે એને મીઠાશથી પ્રશ્ન કર્યો.

" હાજી, ચાલો; " સુંદરે મારા તરફ સ્હેજ નજર કરીને કહ્યુ: " આ મારા પતિદેવ, સરદાર શ્રીપ્રસાદ પંડિત. "

આ સાંભળીને હુ તો આખો જ–દિઙ્મૂઢ જ બની ગયો ! સુંદરનું લગ્ન પણ થઇ ગયું હતું ? મારા મગજ ઉપર જાણે કે વજ્રપાત થયો હોય, એમ હું કેવળ મૂગો જ બની રહ્યો !

સુંદર પંડિતજી તરફ જોઇને બોલી: " અને આપે પણ આમનું પિછાન કરવાનું છે. આ મારા બચપણના સોબતી અને અને ગુરુજી મનુભાઇ. "

" હલો, મનુભાઇ, " પંડિતજીએ કહ્યું: " આપના સદ્ભાવની તો અમારા સુંદરમતિએ બે ત્રણ વાર વાત કરી હતી એટલે આપણે મળવાની મને ખાવરા હતી. અમારું લગ્ન હજી ગયા અઠવાડિયામાં થયુ તે તો આપ જાણો છો. આપણે અને આપનાં વાઇફ ( પત્ની )ને અમે બંનેએ ખાસ

છતાં, એનો સ્નેહભાવ તો મારા તરફનો એવો ને એવો જ હતો. કુસુમના જેવી ક્ષુલ્લક બીના મોહમાં મેં સુન્દરના જેવી પવિત્ર પ્રીતિ મૂર્તિને અવગણી, એ તો મારી જિન્દગીનું મોટામાં મોટું પાપ હતું. પણ આજ અનાયાસે એ મળી ગઇ, તે ખાતર હું પ્રભુનો મોટો ઉપકાર મારા હૃદયમાં માનવા લાગ્યો. એણે કુસુમને વિશે પૂછ્યું. 'સુન્દરથી હું કોઇ પણ સત્ય બીના કેવી રીતે છાની રાખી શકું ? હવે તો એનાથી મારા જીવનની કોઇ પણ વાત ગુપ્ત રાખી શકાય જ કેમ ?–હવે તો સુન્દર મારી અને હું સુન્દરનો !' આ વિચાર જ મારા મગજમા ઘૂમી રહ્યો હતો.

." સુંદર, હજી બીજા કોઇને મેં નથી જણાવ્યું તે મ્હારે તને તો કહેવું જ જોઇએ. કુસુમે મને તજી દઇ, બીજાની સાથે લગ્ન પણ કરી દીધું ! હું સાચે માનું છું કે સુંદર, તને મારાથી થયેલ દગાની આ તો મને સજા જ થઇ છે. છતાં એ રીતે મારો એનાથી છુટકારો પણ થયો છે, એ ખાતે હું પ્રભુનો જેટલો ઉપકાર માનું તે ઓછો છે. કારણ કે તારી દાસી થવાની પણ જેની લાયકાત નહિ, એવી બાલાની પાછળ હું પતંગિયાની પેઠે કૂદી રહ્યો–અને ગાંડો થઇ ગયો: એટલે સુધી કે તારા જેવી પરમ સ્નેહ મૂર્તિને ય ભૂલી ગયો ! સુંદર, હું તારી પાસે કેવી રીતે માફી પણ માગી શકું ? "

સુન્દરનું કોમળ દિલ આ વાત સાંભળતાંની સાથે ભેદાઇ ગયું, વિંધાણું થઇ ગયું; એની આંખમાંથી આસુ ટપકવા માંડયા: એટલી બધી તો મારા તરફ એની ગાઢ મમતા હતી. "મનુભાઇ" આંખો પર રૂમાલ લગાડતાં એણે કહ્યું: " મારી પાસે તો તમારે માફી માગવાની હોય નહિ તમને યાદ નહિ હશે; પણ મેં તમને પ્રથમથી યોગ્ય પસંદગી માટે છૂટા જ રાખ્યા હતા. પણ...પણ આ માઠો બનાવ બન્યો, તેની ખબર તમે વડીલોને તરત કયેમ ન આપી ? ભાવિમાં તો નિર્માણ થયું હોય તે થાય જ છે; પણ અત્યારે મારા અત્યંત પીડિત હૃદયમાં એટલું તો થઇ આવ્યા વિના રહેતું નથી કે આ વાતની તમે તરત જ સોનાપુર ખબર આપી હોત તો ?..."

સુંદરનું મન એટલું તો બધું મુંઝાઇ ગયું હતું કે એ વિશેષ બોલી જ શકી નહિ.' એનાં આંસુથી રૂમાલ ભીનો થઇ ગયો !

" સુંદર, મારી વ્હાલી સુન્દર. " મેં પણ ગળગળો થઇ જઇને કહ્યું: " જે બનવાનું હતુ તે બની ગયું ! પણ હવે આપણે–તું, હું અને આપણું ભાવિ–નાથે જ છીએ તારા ઉદાર દિલમાં મારા તરફનો–મૂળનો–અનન્ય ભાવ આજ પણ એવો ને એવો ચાલુ છે, એમ હું જોઇ રહ્યો છું; અને એટલું ખાત્રી પૂર્વક સમજજે કે આપણાં લગ્ન પછી હું મારૂં આખું જીવન તને સુખી રાખવામાં જ ગાળીશ. કદાપિ મધુર બહેનને મારા તરફ વાજબી રીતે ક્રોધ હશે; પણ હું એમને અને તારે પગે પડી પડીને તમારી માફી મ્હાગીશ,–મારા આજ સુધીના એ મોટા બુદ્ધિભ્રમ માટે દીનભાવે ક્ષમા યાચીશ. અને તે મને મળશે જ; તારા સ્નેહ અને મધુર બહેનના સૌજન્યમાં મને એટલી શ્રદ્ધા છે."

" સાચું કહો છો, મનુભાઇ, " સુંદરે કહ્યું: " મારા દિલનું અસાધારણ ખેંચાણ જે બાલ્યકાળથી તમારા તરફ છે, તે તો કદિય ઓછું થવાનુ નથી. અને બિચારી મધુર બ્હેનને પણ ગુસ્સો આવેલ, તે માટે ખાતર બાકી એમનો ય તમારા તરફનો ભાવ કાંઇ ઓછો થવાનો છે ?

" પણ મનુભાઇ, કોઇ ફિલસુફનું વચન તમે વારંવાર બોલતા, તે યાદ હશે: ' ભાવિની ગતિ સર્વથા અનિવાર્ય છે !' એ વચનનુ મહા સત્ય અત્યારે મને અત્યન્ત વેદના સાથે સમજાઇ, અનુભવાઇ રહ્યું છે ! " એને દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને મારા તરફ અશ્રુપૂર્ણ નયને એ જોઇ રહી.

" પરન્તુ પ્રિય સુંદર, હવે આપણાં લગ્નને શું નડતર થાવ એમ છે ? કદાપિ

આખી દુનિયાં વિરોધ કરે, તો પણ હું તેની પરવા નહિ રાખતાં તારો જ થવા ચ્હાઉં છું. અને તું તો મારી છે,–આગળની જેમ આજ પણ–એ દેખીતું છે. માટે મારી સુંદર, તું 'હા' કહે–એટલી જ રાહ હું જોઇ રહ્યો છું."

મારા આગ્રહ પૂર્ણ બોલાયલા સ્નેહ વચનોએ પણ સુન્દરની ગ્લાનિ ઓછી કરી હોય, એમ દેખાયું નહિ. એના હૃદયમાં અત્યારે કાંઇ અગાધ દર્દ થતું હોય, એમ એમ લાગતું હતું. એના મનો ડૂમો એટલો તો ભરાઇ ગયો જણાતો હતો કે થોડો વખત એ નીચું જ જોઇ રહી–કાંઇ બોલી જ શકી નહિ.

એટલામાં એક મધ્ય વયના ગૃહસ્થને એણે અમે ઉભાં હતાં, ત્યાં આવતો જોયો. તરત જ એ તેની તરફ ફરી અને મુખપર આછું સ્મિત પણ આણ્યું-જો કે એ કૃત્રિમ હતું એમ તો મને લાગ્યા વિના રહ્યું નહિ.

"કેમ સુન્દરમતિ, હવે આપણે ચાલીશું ?" પેલા ગૃહસ્થે એને મીઠાશથી પ્રશ્ન કર્યો.

"હાજી, ચાલો;" સુંદરે મારા તરફ સ્હેજ નજર કરીને કહ્યું: "આ મારા પતિદેવ, સરદાર શ્રીપ્રસાદ પંડિત."

આ સાંભળીને હું તો આભો જ–દિઙ્મૂઢ જ બની ગયો ! સુંદરનું લગ્ન પણ થઇ ગયું હતું ? મારા મગજ ઉપર જાણે ઉગ્ર વજ્રપાત થયો હોય, એમ હું કેવળ મૂગો જ બની રહ્યો !

સુંદર પંડિતજી તરફ જોઇને બોલી: "અને આપે પણ આમનું પિછાન કરવાનું છે. આ મારા બચપણના સોબતી અને અને ગુરુજી મનુભાઇ."

"હલો, મનુભાઇ," પંડિતજીએ કહ્યું: "આપના સદ્ભાવની તો અમારા સુન્દરમતિએ બે ત્રણ વાર વાત કરી હતી એટલે આપણે મળવાની મને ખાત્રી હતી. અમારું લગ્ન હજી ગયા અઠવાડિયામાં થયું તે તો આપ જાણો છો. આપણે અને આપનાં વાઇફ (પત્ની)ને અમે બંનેએ ખાસ

આમંત્રણ પણ મોકલ્યું હતું. પરન્તુ આપના જેવા ઉદ્યોગી બારિસ્ટર સાહેબને વખત ક્યાંથી મળે ? "

'અમારાં સુન્દરમતિ !' એ શબ્દોએ જ મારું મગજ અને હૃદય ઘૂમાવી નાંખ્યાં...શું સુંદરનું લગ્ન થોડા દિવસ ઉપર જ થયું ?–ખરે જ, એણે તો પોતાનું વચન પાળ્યું હતું. મારા લગ્નના ચોક્કસ સમાચાર મળ્યા પછી જ એણે આ ગોઠવણ કબૂલ કરી હશે, અને તે પણ ઘણા દબાણ પછી જ !......

ઓ હતભાગ્ય મનુ ! તેં કુસુમની સાથેનું તારું સગપણ તૂર્તાંથી સાથે જ સૌને ખબર આપી દીધી હોત તો ?–ઓ ક્રૂર ભાવિ ! તારું એવું મેં શું બગાડ્યું હતું કે મને તેં એટલું પણ ન સૂઝાડ્યું ?...... આ વિચારો અત્યારે મારાં હૃદયને અતિશય ક્રૂરતાથી વ્યથિત કરી રહ્યા હતા. પંડિતજી બોલ્યે જતા હતાઃ એમણે શું કહ્યું તેય થોડી- તો હું સમજીપણ ન શક્યો. અંતે ઝાંખું ભાન પાછું આવતું,–અને એમનાં છેલ્લાં વચન સંભળાયા.

" ત્યારે, આપ આવતી કાલે જરૂર અમારે ત્યાં પધારશો. અમે બંને આપનાં બહુ આભારી થઈશું. આપણો મેળાપ વધે, એ હું ખૂબ ઇચ્છું છું." એમણે પોતાના સરનામાનું કાર્ડ મને આપ્યું.

હું ચમક્યો, " આ વખત મને માફ કરશો, સરદાર સાહેબ," મેં કહ્યું: " હવે પછી હું દિલ્હી આવીશ ત્યારે આપને અને સુન્દરબ્હેનને મળીશ. આવતી કાલે સવારે તો મારે મુંબાઈ જવાનું છે, તેથી હું નાઇલાજ છું."

" ભલે, કાલે નહીં તો હવે પછી " પંડિતજી હસીને બોલ્યાઃ " બારિસ્ટર સાહેબને હજાર કામ હોય; તેથી રોકી રાખવા વાજબી નહિ પણ સાહેબ, હવે દિલ્હી પધારો ત્યારે તો જરૂર અમારે મકાને જ આપે મુકામ રાખવાનો છે, એટલું યાદ રાખશો. સુન્દરમતિ ! આ આગ્રહ મનુભાઈ સાહેબને તો તમારે કરવો જોઈએ."

" હાજી," સુન્દરે નીચે જોઈ, જરા અચકાતાં અચકાતાં કહ્યું: " મનુભાઈ સઘળું ઘટિત હશે તે કરશે; એમને કહેવું પડે એમ હોય નહિ."

પંડિતજીએ એને ફરીથી પૂછ્યું: " હવે, આપણે જઈશું ?"

સુન્દરે માથું હલાવી સંમતિ આપી. બંનેએ મને નમન કર્યું, મેં પણ એમને નમસ્કાર કર્યા.

જતાં જતાં સુન્દરની અશ્રુભીની દૃષ્ટિ ક્ષણેક મારા તરફ ઠરી. મારાંય સજળ નયન અને પીડિત હૃદય પૂરેપૂરાં ભેદાઈ ગયાં; અને હતભાગી હું એ યુગલને જતું જોઈ જ રહ્યો !

કેવું વિષમ ભાવિ ! હું અને સુન્દર એક બીજાનાં દિલમાં તો એક જ હતાં: પણ હવે, કેટલાં બધાં દૂર, દૂર ? .

( સંપૂર્ણ )

---

## વડોદરાની સાહિત્ય સભા હવેથી પ્રેમાનંદસાહિત્ય સભા તરીકે ઓળખાશે

શ્રી. વડોદરા સાહિત્ય સભાની તા. ૧૮–૧૧–૧૯૪૩ ની અસાધારણ સમગ્ર સભામાં નીચે પ્રમાણે ઠરાવ બહુમતીથી પસાર થયો હતો.

" વડોદરા સાહિત્ય સભાને, ' પ્રેમાનંદ સાહિત્ય સભા ' નામ તા. ૧–૧–૧૯૪૪ આપી એ આપેલા નામને આપણે પાત્ર નીવડીએ એવું વધારે ગૌરવભર્યું પ્રેમાનંદ પ્રીત્યર્થે પ્રેમાનંદ સાહિત્ય મંદિર સરખું કાર્ય સભાએ ઉપાડી લેવું એમ આ સભા ઠરાવે છે."

આ ઠરાવ પ્રમાણે તા. ૧–૧–૧૯૪૪ થી વડોદરા સાહિત્ય સભાનું નામ ' પ્રેમાનંદ સાહિત્ય સભા ' રાખવામાં આવ્યું છે,

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

## સુરજદેવ

આભને બારણે ઉગ્યા, સુરજદેવ !
મંદિરે ઘંટનાદ વાગ્યા, સુરજદેવ !
અરૂણ ઘોડે ચડી આવ્યા, સુરજદેવ !
સોનેરી કિરણો લાવ્યા, સુરજદેવ !

સાત સાત અશ્વોની ગાડી, સુરજદેવ !
વારણા લેતી શક્તિ માડી, સુરજદેવ !
એક એક ચક્રે રથ દોડે, સુરજદેવ !
ધરતીના અંધકાર ટાળે, સુરજદેવ !

પંખિડા કરતાં કલ્લોલ, સુરજદેવ !
ફુલડાં ઝુલે હિન્ડોલ, સુરજદેવ !
તેજની સરિતા છલકે, સુરજદેવ !
દેખી માનવ સહુ મલકે, સુરજદેવ !

ધીમેધી રથને હંકારજો, સુરજદેવ !
પગલાં સોનેરી પાડજો, સુરજદેવ !
વદું છું આશીષ આપજો, સુરજદેવ !
કુબુદ્ધિ અંધકાર કાપજો, સુરજદેવ !

શ્રી. ચંદ્રકાન્ત મ. ભટ્ટ

આમંત્રણ પણ મોકલ્યું હતું. પરન્તુ આપના જેવા ઉદ્યોગી બારિસ્ટર સાહેબને વખત ક્યાંથી મળે ? "

' અમારાં સુન્દરમતિ ! ' એ શબ્દોએ જ મારું મગજ અને હૃદય ઘૂમાવી નાંખ્યાં...શું સુંદરનું લગ્ન થોડા દિવસ ઉપર જ થયું ?–ખરે જ, એણે તો પોતાનું વચન પાળ્યું હતું. મારા લગનના ચોક્કસ સમાચાર મળ્યા પછી જ એણે આ ગોઠવણ કબૂલ કરી હશે, અને તે પણ ઘણા દબાણ પછી જ !......

ઓ હતભાગ્ય મનુ ! તેં કુસુમની સાથેનું તારું સગપણ તુરતાંથી સાથે જ સૌને ખબર આપી દીધી હોત તો ?–ઓ ક્રૂર ભાવિ ! તારું એવું મેં શું બગાડયું હતું કે મને તેં એટલું પણ ન સૂઝાડયું ?...... આ વિચારો અત્યારે મારાં હૃદયને અતિશય ક્રૂરતાથી વ્યથિત કરી રહ્યા હતા. પંડિતજી બોલ્યે જતા હતા: એમણે શું કહ્યું તેય થોડી- તો હું સમજીપણ ન શક્યો. અંતે ...ધિક ભાન પાછું આવતું,–અને એમનાં છેલ્લાં વચન સંભળાયા.

" ત્યારે, આપ આવતી કાલે જરૂર અમારે ત્યાં પધારશો. અમે બંને આપનાં બહુ આભારી થઈશું. આપણો મેળાપ વધે, એ હું ખૂબ ઇચ્છું છું. " એમણે પોતાના સરનામાનું કાર્ડ મને આપ્યું.

હું ચમક્યો, " આ વખત મને માફ કરશો, સરદાર સાહેબ, " મેં કહ્યું: " હવે પછી હું દિલ્હી આવીશ ત્યારે આપને અને સુન્દરબહેનને મળીશ. આવતી કાલે સવારે તો મારે મુંબાઇ જવાનું છે, તેથી હું નાઇલાજ છું."

" ભલે, કાલે નહીં તો હવે પછી " પંડિતજી હસીને બોલ્યા: " બારિસ્ટર સાહેબને હજાર કામ હોય; તેથી રોકી રાખવા વાજબી નહિ પણ સાહેબ, હવે દિલ્હી પધારો ત્યારે તો જરૂર અમારે મકાને જ આપે મુકામ રાખવાનો છે, એટલું યાદ રાખશો. સુન્દરમતિ ! આ આગ્રહ મનુભાઇ સાહેબને તો તમારે કરવો જોઇએ. "

" હાજી, " સુન્દરે નીચે જોઇ, જરા અચકાતાં અચકાતાં કહ્યું: " મનુભાઇ સવગું ઘટિત હશે તે કરશે; એમને કહેવું પડે એમ હોય નહિ. "

પંડિતજીએ એને ફરીથી પૂછયું: " હવે આપણે જઇશું ? "

સુન્દરે માથું હલાવી સંમતિ આપી. બંનેએ મને નમન કર્યું, મેં પણ એમને નમસ્કાર કર્યો.

જતાં જતાં સુન્દરની અશ્રુભીની દૃષ્ટિ ક્ષણિક મારા તરફ ફરી. મારાંય સજળ નયન અને પીડિત હૃદય પૂરેપૂરાં ભેંઠાઇ ગયાં; અને હતભાગી હું એ યુગલને જતુ જોઇ જ રહ્યો !

કેવું વિષમ ભાવિ ! હું અને સુન્દર એક બીજાનાં દિલમાં તો એક જ હતાં: પણ હવે, કેટલાં બધાં દૂર, દૂર ! .

( સંપૂર્ણ )

---

## વડોદરાની સાહિત્ય સભા હવેથી પ્રેમાનંદસાહિત્ય સભા તરીકે ઓળખાશે

શ્રી. વડોદરા સાહિત્ય સભાની તા. ૧૮–૧૧–૧૯૪૩ ની અસાધારણ સમગ્ર સભામાં નીચે પ્રમાણે ઠરાવ બહુમતીથી પસાર થયો હતો.

" વડોદરા સાહિત્ય સભાને, ' પ્રેમાનંદ સાહિત્ય સભા ' નામ તા. ૧–૧–૧૯૪૪ આપી એ આપેલા નામને આપણે પાત્ર નીવડીએ એવું વધારે ગૌરવભર્યું પ્રેમાનંદ પ્રીત્યર્થે પ્રેમાનંદ સાહિત્ય મંદિર સરખું કાર્ય સભાએ ઉપાડી લેવું એમ આ સભા ઠરાવે છે. "

આ ઠરાવ પ્રમાણે તા. ૧–૧–૧૯૪૪ થી વડોદરા સાહિત્ય સભાનું નામ ' પ્રેમાનંદ સાહિત્ય સભા ' રાખવામાં આવ્યું છે.

## સુરજદેવ

આભને બારણે ઉગ્યા, સુરજદેવ !
મંદિરે ઘંટનાદ વાગ્યા, સુરજદેવ !
અરૂણ ઘોડે ચડી આવ્યા, સુરજદેવ !
સોનેરી કિરણો લાવ્યા, સુરજદેવ !

સાત સાત અશ્વોની ગાડી, સુરજદેવ !
વારણા લેતી શક્તિ માડી, સુરજદેવ !
એક એક ચક્રે રથ દોડે, સુરજદેવ !
ધરતીના અંધકાર રાળે, સુરજદેવ !

પંખિડા કરતાં કલ્લોલ, સુરજદેવ !
ફુલડાં ઝુલે હિંન્ડોલ, સુરજદેવ !
તેજની સરિતા છલકે, સુરજદેવ !
દેખી માનવ સહુ મલકે, સુરજદેવ !

ધીમેથી રથને હંકારજો, સુરજદેવ !
પગલાં સોનેરી પાડજો, સુરજદેવ !
વંદું છુ આશીષ આપજો, સુરજદેવ !
કુબુદ્ધિ અંધકાર કાપજો, સુરજદેવ !

શ્રી. ચંદ્રકાન્ત મ. ભટ્ટ

આમંત્રણ પણ મોકલ્યું હતું. પરન્તુ આપના જેવા ઉદ્યોગી બારિસ્ટર સાહેબને વખત ક્યાંથી મળે ? "

' અમારાં સુન્દરમતિ! ' એ શબ્દોએ જ મારું મગજ અને હૃદય ઘૂમાવી નાંખ્યાં...શું સુંદરનું લગ્ન થોડા દિવસ ઉપર જ થયું ?–ખરે જ, એણે તો પોતાનું વચન પાળ્યું હતું. મારા લગ્નના ચોક્કસ સમાચાર મળ્યા પછી જ એણે આ ગોઠવણ કબૂલ કરી હશે, અને તે પણ ઘણા દબાણ પછી જ !......

ઓ હતભાગ્ય મનુ ! તેં કુસુમની સાથેનું તારું સગપણ તૂર્તાંથી સાથે જ સૌને ખબર આપી દીધી હોત તો ?–ઓ ક્રૂર બાવિ ! તારું એવું મેં શું બગાડ્યું હતું કે મને તેં એટલું પણ ન સૂઝાડ્યું ?...... આ વિચારો અત્યારે મારાં હૃદયને અતિશય ક્રૂરતાથી વ્યથિત કરી રહ્યા હતા. પંડિતજી બોલ્યે જતા હતા: એમણે શું કહ્યું તેય થોડી-ર તો હું સમજીપણ ન શક્યો. અંતે ...ઠક ભાન પાછું આવતું,–અને એમનાં છેલ્લાં વચન સંભળાયા.

" ત્યારે, આપ આવતી કાલે જરૂર અમારે ત્યાં પધારશો. અમે બંને આપનાં બહુ આભારી થઈશું. આપણો મેળાપ વધે, એ હું ખૂબ ઇચ્છું છું. " એમણે પોતાના સરનામાનું કાર્ડ મને આપ્યું.

હું ચમક્યો, " આ વખત મને માફ કરશો, સરદાર સાહેબ, " મેં કહ્યું: " હવે પછી હું દિલ્હી આવીશ ત્યારે આપને અને સુન્દરબહેનને મળીશ. આવતી કાલે સવારે તો મારે મુંબાઈ જવાનું છે, તેથી હું નાઇલાજ છું."

" ભલે, કાલે નહીં તો હવે પછી " પંડિતજી હસીને બોલ્યા: " બારિસ્ટર સાહેબને હજાર કામ હોય; તેથી રોકી રાખવા વાજબી નહિ પણ સાહેબ, હવે દિલ્હી પધારો ત્યારે તો જરૂર અમારે મકાને જ આપે મુકામ રાખવાનો છે, એટલું યાદ રાખશો. સુન્દર-મતિ ! આ આગ્રહ મનુભાઈ સાહેબને તો તમારે કરેવો જોઈએ. "

" હાજી, " સુન્દરે નીચે જોઈ, જરા અચકાતાં અચકાતાં કહ્યું: " મનુભાઈ સઘળું ઘટિત હશે તે કરશે; એમને કહેવું પડે એમ હોય નહિ. "

પંડિતજીએ એને ફરીથી પૂછ્યું: " હવે, આપણે જઈશું ? "

સુન્દરે માથું હલાવી સંમતિ આપી. બંનેએ મને નમન કર્યું, મેં પણ એમને નમસ્કાર કર્યો.

જતાં જતાં સુન્દરની અશ્રુભીની દૃષ્ટિ ક્ષણેક મારા તરફ ઢરી. મારાંય સજળ નયન અને પીડિત હૃદય પૂરેપૂરાં ભેટાઈ ગયાં; અને હતભાગી હું એ યુગલને જતું જોઈ જ રહ્યો !

કેવું વિષમ ભાવિ! હું અને સુન્દર એક બીજાનાં દિલમાં તો એક જ હતાં: પણ હવે, કેટલાં બધાં દૂર, દૂર ? .

( સંપૂર્ણ )

---

## વડોદરાની સાહિત્ય સભા હવેથી પ્રેમાનંદસાહિત્ય સભા તરીકે ઓળખાશે

શ્રી. વડોદરા સાહિત્ય સભાની તા. ૧૮–૧૧–૧૯૪૩ ની અસાધારણ સમગ્ર સભામાં નીચે પ્રમાણે ઠરાવ બહુમતીથી પસાર થયો હતો.

" વડોદરા સાહિત્ય સભાને, ' પ્રેમાનંદ સાહિત્ય સભા ' નામ તા. ૧–૧–૧૯૪૪ આપી એ આપેલા નામને આપણે પાત્ર નીવડીએ એવું વધારે ગૌરવભર્યું પ્રેમાનંદ પ્રીત્યર્થે પ્રેમાનંદ સાહિત્ય મંદિર સરખું કાર્ય સભાએ ઉપાડી લેવું એમ આ સભા ઠરાવે છે. "

આ ઠરાવ પ્રમાણે તા. ૧–૧–૧૯૪૪ થી વડોદરા સાહિત્ય સભાનું નામ ' પ્રેમાનંદ સાહિત્ય સભા ' રાખવામાં આવ્યું છે.

આપણા ગુજરાતમાં છેક ઉત્તરે ગૂજરાતને છેડે ને માળવાને મોખરે પાલણપુર નજીક કેવડાનાં પુષ્કળ ઝાડ છે.

કેવડો તો ગરીબનું ઝાડ છે. એનાં પાતરાંના રેશામાંથી ઝૂંપડાંનાં છાપરાં સાદડી વગેરે બને છે. રેશા કેવા મજબૂત આવતા હશે ? દક્ષિણ હિંદુસ્થાનમાં એના રેશામાંથી શિકારીની જાળ ને માછલીની જાળ તાણવાનાં દોરડાં બનાવે છે. વળી ગુણો પણ આમાંથી જ બનાવાય. પછી કોઇક ગુણમાં ખાંડ તો કોઇકમાં ઘઉં, ને કોઇકમાં કાંઈ ભરી વહાણે ચઢાવે. દરેક ઝાડનાં પાતરાંના રેશામાંથી બે ગુણી ગૂંથાય.

મૂળીઆમાંથી ટોપલીઓ બનાવે. આ મૂળીઆંને ટીપીટીપી પાતળાં બનાવે, અને પછી એમાંથી ચિત્ર ચીતરવાની પીંછીની પૂંછ બનાવે છે. ભીંત પર રંગ ધોળવાની પીંછીની પૂછ પણ બનાવે છે, અને ટીપીટીપીને બાટલીના બુચ તરીકે પણ વાપરે છે. દક્ષિણ હિંદુસ્થાનમાં તો એમાંથી છત્રીઓ પણ બનાવે છે, અને અછતના વખતમાં એ લોકો એનો ગર ખાય છે. ગુલાબજળની માફક કેવડાજળ પણ કેવડામાંથી બને છે.

કેવડામાંથી ‘ કેવડાનો અર્ક ’ નામનું તેલ ઉતારે છે. એ દવામાં અને અત્તર તરીકે વપરાય છે.

બિચારા કેવડાને કંઈ વાચા છે ? વાચા હોત તો તમને આટલી બધી વાતો કહેત. મૂંગોમૂંગો મંત્ર ભણે છે. એ દેખાય છે તેવો ઉજ્જડ નથી જ.

આમ કેવડાની વાતો કરતાં વરસ વીતી ગયું. મેં બહુ રાહ જોઈ પણ ન આવી ગુલાબચોથ કે ન આવી બકુલબીજ. બિચારાં આ ફૂલોએ શું પાપ કર્યાં હશે કે એમનો એક પણ દિવસ નહિ ?

કપિલા ઠાકોર બી. એ.

ઋ

# લેખકોને આમંત્રણ

બાલકન-જી-બારી ( અખિલ ભારત બાળક સંઘ ) તરફથી બાળકો માટે ગુજરાતી ગેય ગીતોનો એક સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. ગુજરાતભરના સર્વ બાલસાહિત્યના કવિઓને પોતાનાં ગીતો-ગીતોના ઢાળ કે રાગ-પોતાની ટૂંક પીછાન અને પૂરા સરનામા સાથે નીચેને સરનામે મોકલવા વિનંતી છે—

ભાનુશંકર પુ. પંડ્યા. C/o દાદા, ગુલીસ્તાન, ખાર ( મુંબઈ ૨૧ )

# ગાય લાવો ને ગોતી



ગાય લાવો ને ગોતી

ગાય લાવો ને મારી ગોતી રે વૃજવાસી ગોવાળીઆ,
ગાય લાવો ને મારી ગોતી રે.

નંદના ગોવાળીઆ તમને ભળાવી'તી,
કેમ કહો છો કે ગાય નો'તી રે—ગાય.

આંખે છે આંજણું ને મોઢે છે મુંઅણી,
હૈયા સમાણી ગાય હો'તી રે—ગાય.

સોના શીંગડી અને રૂપાની ખરીઓ,
હીરલાની દોરીએ હો'તી રે—ગાય.

હાથમાં છે ચુડલો ને ગોઠણુમાં ઘોંણીઓ,
લટકે શું ગાવડી દોતી રે—ગાય.

માખણનો પીંડો હું તો મોટો ઊતારતી,
હળવે શું મહીડાં વલોવતી રે—ગાય.

ગોકુળ જોયું રે વનરાવન જોયું,
જમુના તીરે ગાય નો'તી રે—ગાય.

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
વરન આપતી સાચાં મોતી રે—ગાય.

મીરાંબાઈ

# કાળીઆરની કહાણી

( જુન ૧૯૪૩ ના અંકથી ચાલુ )

' આપને અગાઉ જણાવ્યું એ મુજબ શિકારી માણસો અને હિંસક પ્રાણીઓ આપણી જાતના પરમ શત્રુ હોવાથી આપણો બચાવનો માર્ગ એમની નજરથી દૂર થવું એ જ છે. અને એ માર્ગ સરળ થાય માટે આપણા પગની ખરીઓ ઇશ્વરે બહુ જ મજબૂત બનાવી છે. એને લઇને આપણે અતિશય ઝડપથી નાસી શકીએ છીએ. એટલું જ નહિ પણ ઊંચાઊંચા ટેકરા ઉપર પણ આસાનીથી ચડી દુશ્મનોથી આપણે છૂપાઇ શકીએ છીએ.

' આપણે દુશ્મનોના ભયમાં સદા કાળ માટે રહેવું પડતું હોવાથી ઇશ્વરે આપણને દોડવાની શક્તિ ઉપરાંત ખૂબ લાંબે નજર કરી ભયને સહેલાઇથી પારખી શકે એવી આંખો, વાસ પરથી દુશ્મનોને પારખવાની શક્તિ અને ખૂબ દૂરથી આવતો અવાજ આસાનીથી સાંભળવાની શકિત આપી છે.

' આપણી ચામડીનો રંગ પણ આપણા બચાવને અનુરૂપ થઇ પડે એવો છે. ભર જંગલની સૂકી જમીનમાં પીળચટા રંગ વગેરેની સાથે આપણી ચામડીના રંગનો સુમેળ સધાયો છે. જિંદગીભર આપણે મોતથી બચવા પ્રયત્નો કરવા પડે છે પણ આપણે આપણી જિંદગી મોજથી ભોગવી શકીએ છીએ. આવું આપણું જીવન છે!'

' એક બીજી બાબત પણ જાણવા જેવી છે. પહેલી નજરે કોઇને એમ લાગે કે આવી રીતે કાયમને માટે મોતના ભયમાં રહેવાથી આપણી જિંદગી બહુ જ કષ્ટ-માં જતી હશે, અને આપણને ભારે વિપત્તિ પડતી હશે. પરન્તુ ખરી રીતે એવું નથી. જ્યારે પ્રાણી ઉપર રોજની આફત તોળાઇ રહેલી હોય છે ત્યારે એ આફતની વચ્ચે પણ પોતાના બચાવ ઉપર મુસ્તાક રહી એ આરામથી જીવનની મોજ માણી શકે છે. તેમાં જ આપણા આટલા દુશ્મનો છતાં આપણી સંખ્યા પ્રમાણમાં ઓછી ગણાય એવી નથી. '

' અને મોતનો બહુ ભય આપણને શી રીતે હોય ? જ્યારે હિંસક પશુ આપણા ઉપર હલ્લો કરે છે, અને આપણે સપડાઇ જઇએ છીએ ત્યારે એ ક્રૂર પ્રાણીના એક જ ઝટકે આપણા દેહમાંથી શુદ્ધસાન જતી રહે છે. આપણે બહુ જલદીથી બેભાન બની જઇએ છીએ. એ પછી જે મરણ આવે છે એની વેદનાનું ભાન એ અભાગી મરનાર હરણને હોતું નથી. આ રીતે મોત આવે છે ત્યારે પણ

દુશ્મનના હુમલાથી જો એ થવાનું હોય તો તેની વેદના આપણને બહુ વખત માટે વેઠવી પડતી નથી.

'આ રીતે હરણનું જીવન વીતે છે. મારી પોતાની વાત હવે વિશેષ કરવાની ઓછી છે. મેં આપને કહ્યું તેમ ગુજરાત-કાઠીઆવાડ વગેરેમાં અમારી કાળીઆર મૃગની વસ્તી બહુ સારા પ્રમાણમાં હોય છે. અને અમારી જ જાતને મળતી જરા વધારે નાજુક અને સીધાં વળદાર શિંગડાંવાળી એક હરણની જાત પણ અહીં આ બાજુ વસે છે ગામડાના લોકો એને છીંકારૂં કહે છે.

'અમારી જાતની થોડીક વધુ ઓળખાણ આપી હવે હું આપની રજા લઈશ. કાળીઆર મૃગની ઉંચાઈ આશરે ૨॥ થી ૩ ફુટની હોય છે. માદાને એકી વેતરે એક જ બચ્ચાનો જન્મ થાય છે. અમારી કાયા આટલી ઊંચી હોય છે છતાં અમારી પૂંછડી તો તદ્દન નાની-આશરે એકાદ વેંતની-હોય છે.

'અમારામાંના પુખ્ત વયના કાળીઆરના શરીરનું વજન કર્યું હોય તો આશરે બે મણ થાય. તમે જુઓ છો તે મુજબ અમારી પીઠ, ગરદન, મોં તથા કપાળનો ભાગ ઘેરા તપખીરીઆ અથવા તો કાળા રંગનો હોય છે. અમારા પેટ તથા ગળાથી નીચેનો ભાગ ધોળા રંગનો હોય છે. અમારી આંખ તરફ નજર કરો. એની આજુબાજુનો ભાગ ધોળાં ચકરડાં જેવો સફેદ હોય છે.'

'અમારાં શિંગડાં પોલાં હોય છે. સાબર જાતનાં હરણનાં શિંગડાં નક્કર હોય છે. એ દર વર્ષે ખરી પડી બીજા વર્ષે નવાં ઊગે છે, જ્યારે અમારાં શિગડાં એ રીતે દર વર્ષે નવાં ઊગતાં નથી અને એકનાં એક કાયમ રહે છે. અમારામાં પુખ્ત ઉંમરના કાળીઆર મૃગનાં શિંગડાં બેથી અઢી ફુટ ઊંચાં હોય છે. એ વળદાર અને જરાક વળાંકવાળાં હોય છે. આ શિંગડાની શોભા પણ અમારા મોતનું કારણ થઈ પડે છે એ વાત મેં આપને ઉપર જણાવી છે જ.

'અમારાં શિંગડાં શરુઆતમાં તો સીધાં હોય છે, પણ ધીમેધીમે એને વળ ચડતા જાય છે, અને ત્રીજા વર્ષની અમારી વય લગી આ રીતે એને આમળા ચડ્યા કરે છે.

'અગાઉ આપને હરણની દોડ વિષેની વાત તો મેં કરેલી જ છે. વિશેષ સ્પષ્ટતા માટે જણાવું કે હરણની જાતોમાં અમારી જાતની સ્વરક્ષણ અર્થે દોડવાની શક્તિ અસાધારણ સરસ હોય છે. સપાટ મેદાનમાં દોડવાનું હોય તો થાક્યા વગર કેટલાયે કલાકો લગી અમે વધુમાં વધુ ૪૦ થી ૪૫ માઈલની ઝડપે દોડી શકીએ.

માણસોની સાધારણ આગગાડીની ઝડપ કરતાં પણ કાંઈક વધુ ઝડપે અમે આમ દોડી શકીએ છીએ, અને એની સાથે અમારા જ વર્ગના છીંકારૂં સિવાય બીજું કોઈ પ્રાણી અમારી હરીફાઈ કરી શકે એમ નથી. અમે એકેકો ઠેકડો મારીએ તે જ ૨૦ થી ૨૨ ફુટનો હોઈ શકે. આ જ કારણથી કોઈક મોટી નદીનો પટ કોઈ જગાએ નાનો હોય તો એ પ્રવાહના પટને હરણફાળ પટ કહેવામાં આવે છે. નર્મદા નદીનો પટ બહુ જ વિશાળ છે, છતાં પણ કોઈક વાર એનો સાંકડો પટ થઈ જાય છે. તેવી જગાને હરણફાળ કહેવામાં આવે છે.

'આપણી આખી જાતની માફક અમારો પણ મુખ્ય આહાર ઘાસનો છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. હવે હું મારી જ જાતને મળતા છીંકારૂની થોડીક વાત કરી લઉં.'

'આ છીંકારૂં બધી રીતે અમારી જાતને જ મળતું આવે છે. એ શોભા અને રૂપછટામાં અમારાથી ચડી જાય એ વાત સાચી, પણ એનાં શિંગડાં એકથી દોઢ ફૂટ લાંબાં હોય છે. વળી શિંગડાં અમારા માથા ઉપર જે રીતે વળાંક લે છે તે રીતે એમના માથે વળાંક લેતાં નથી. આમળા ખરા પણ એમનાં શિંગડાં સીધાં અને આમળાવાળાં હોય છે. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે એ શિંગડાં પણ અંદરથી અમારી માફક પોલાં જ હોય છે. આખી હરણની જાતમાં કાળીઆર મૃગની આંખ સુંદર ગણાય છે, પણ આ છીંકરાની આંખ તો અમારાથી પણ વિશેષ સુંદર હોય છે. અંગ્રેજીમાં છીંકરાને ગેઝલ ( Gazelle ) કહે છે, અને એ મૂળ અરબસ્તાન બાજુનાં પ્રાણી ગણાય છે.

'છીંકારાંની ઉંચાઈ પણ લગભગ અમારા જેટલી જ—૨૫-૨૭ ઇંચ—હોય છે. વજન જરા ઓછું. આશરે ૫૦) રતલ. છીંકરાની ગરદનનો ભાગ અમારા કરતાં વધારે પાતળો હોય છે. વળી એમના પગ તદ્દન પાતળા—સૂકા સોટા જેવા—હોય છે. પણ પગની ખરી ખૂબી જ ત્યાં છે. એ આટલા બધા પાતળા છે માટે જ છીંકરાં એની મદદથી બહુ જ ઝડપથી દોડી શકે છે.

'છીંકારાનાં શિંગડાં વિશે બીજી પણ એક વાત જાણવા-જેવી છે. નર છીંકારાને માથે સીધાં પણ કડીવાળાં શિંગડાં હોય છે એ વાત મેં ઉપર કરી; પણ અમારી માદાઓને જ્યારે માથે શિંગડાં નથી હોતાં ત્યારે છીંકારાંની માદાઓને માથે તદ્દન સીધી, સપાટ, અણીદાર ગોળાટવાળી નાનીનાની શિંગડીઓ હોય છે. એ શિંગડીઓ ભાગ્યે જ કડીવાળી હોય છે.

'છીંકારાની જોવાની, સૂંઘવાની અને સાંભળવાની શક્તિ અમારા જેવી જ અસાધારણ સરસ હોય છે. એનું છીંકારૂં જેવું હલકું નામ શાથી પડયું એ ખબર નથી, પણ એ ચમકે છે ત્યારે છીં....છીં....છીં....એવો અવાજ કરે છે. તે ઉપરથી એ પ્રાણી છીંકો ખાય છે એમ સમજી માણસોએ એનું નામ છીંકારૂં પડયું હશે !'

'છીંકારૂં અમારી માફક ૧૫-૨૦ ના ટોળામાં રહેતું નથી, પણ માત્ર ચાર-પાંચની ટોળકીમાં રહે છે. એ બહુ નાજુક સ્વભાવનું અને મળતાવડું પ્રાણી છે, અને માણસજાત સાથે એક વાર હળી જાય તો પછી એ માણસની પાસે જ છુટથી ફર્યા કરે છે અને નાસી જતું નથી.'

'બસ, હવે અમારી ઓળખ પૂરી થઈ, અને હું આપની રજા લઉં છું. વંદન.'

કાળીઆર મૃગ એમ બોલી ત્યાંથી વિદાય થયો.

રમણલાલ નાનાલાલ શાહ

(સંપૂર્ણ)

ા માસિક વડોદરા-રાવપુરામા ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમા અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા ૩૧-૧-૪૪